# ફતાવા ફલાહિય્યહ

## ભાગ : ૧

ઈફાદાત

હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)

સાબિક શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

ભૂતપૂર્વ પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખા

સ્થાપક : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

પ્રકાશક

હાફિઝ અરજદ મુફતી અહમદ બેમાત સા.

દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત

મદની નગર, મુ.પો. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,

ગુજરાત: ૩૯૪૧૧૫

www.muftibemat.com

فَلَوْلَا نَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَائِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِي الدِّيْنِ

અર્થ : તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જૂથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે. (સૂરએ તૌબા : ૧૨૨)

# ફતાવા ફલાહિય્યહ

## ભાગ : ૧


## ઈફાદાત

**હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ**

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

**ભૂતપૂર્વ પ્રમુખ :** જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખ

**સ્થાપક :** દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

## અનુવાદક

**અહમદહુસેન ઉમર ગાજી**



## પ્રકાશક

**જનાબ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા.**

**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**

મદની નગર, મુ.પો. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,

ગુજરાતઃ ૩૯૪૧૧૫

# ફતાવા ફલાહિય્યહ ભાગ : ૧

## કિતાબની વિગત



| | | |
|---|---|---|
| ※ | કિતાબનું નામ : | ફતાવા ફલાહિય્યહ : ભાગ – ૧ |
| ※ | ઈફાદાત : | હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) |
| ※ | મુરત્તિબ : | મુફતી મુજતબા હસન કાસ્મી |
| ※ | અનુવાદક : | અહમદહસેન ઉમર ગાજી |
| ※ | કુલ પેજ : | ૬૨૮ |
| ※ | પ્રકાશન વર્ષ : | ઓગષ્ટ : ૨૦૨૦ – ઝૂલ્હિજ્જહ: ૧૪૪૧ |
| ※ | પ્રથમ આવૃત્તિ : | ૧૧૦૦ |
| ※ | પ્રકાશક : | હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા. |
| ※ | કિંમત : | ૩૦૦ |
| ※ | મુદ્રક : | એમ. કે. ઓફસેટ પ્રિન્ટર્સ દિલ્લી : ૧૧૦૦૦૬ મો. નં. ૯૮૧૦૦૯૩૯૦૧ |
| ※ | વેબસાઈટ : | www.muftibemat.com |



નોંધ : હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના અસલ ફતાવાના હવાલાની સાથે ફતાવા ફલાહિય્યહ ઉર્દૂ ભાગ : ૧ (તખ્રીજ અને તરતીબ : હઝરત મુફતી મુજતબા હસન કાસ્મી દા.બ.) ના હવાલાને પણ સમાવી લેવામાં આવ્યા છે. જે વાંચકોની જાણ સારું. (અનુવાદક)

# કિતાબ મેળવવાના સ્થળો

**(1) દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી**

મદની નગર, મુ.પો. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાતઃ ૩૯૪૧૧૫ સંપર્ક નં. ૦૨૬૪૬ ૨૭૪૨૪૩ – ૯૦૫૪૮ ૮૫૭૮૬

**(2) અમરીન બુક એજન્સી**

૩–બ્લોક – ૧ મ્યુનિસિપલ કવાટર્સ, જમાલપુર એસ ટી. રોડ

અમદાવાદ : મો. નં. ૮૪૦૧૦ ૧૦૭૮૬

**(3) મુફ્તી ખલીલ અહમદ લુલાત નદવી સા.**

મદ્રસા નુરૂલ ઈસ્લામ કોસંબા મો.નં. 94087 46664 / 6353080460

**(4) મહમૂદ કિતાબ ઘર**

મોટા બજાર, જામા મસ્જિદની પાછળ, મલેકવાડ– નવસારી : ૩૯૬૪૪૫

ગુજરાત–ઈન્ડિયા મો. નં. 98243 44735 / 96241 60091

**(5) હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત સા.**

ખાદિમ : મસ્જિદે ઉમર (હેમિલ્ટન – કેનેડા) મો. નં. 905 966 4141

**(6) મુફ્તી આદમ કોયા સા.**

મદ્રસા કાસિમુલ ઉલૂમ મો. નં. 416 431 2589

3482 Lawrence Ave. E,2 ed Floor, Unit 208 Scarborough, on. M1H 3E5

**(7) મવ. અ.સમદ સિંજીવાડા સા.**

મસ્જિદની પાછળ – મલેક ફળિયું , સિંજીવાડા – તા. માતર જી. ખેડા

મો. નંબર : 96010 62263

# અનુક્રમણિકા



## ઈમાનનું બયાન

## તકદીરનું બયાન



## અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતનું બયાન

## અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતમાં કોઈને શરીક કરવો



## અલ્લાહ તઆલા સિવાય અન્યથી મદદ માંગવી

# ઈલ્મે ગેબનું બયાન

# હાઝિર અને નાઝિરની સમજૂતિ



# હુઝૂરે અકરમ (સલ.) ની સીરત

## અંબિયા (અલૈ.) અને તેમના અનુયાયીઓ

## નુબુવ્વતની સમજૂતી



## વસીલાથી દુઆ માંગવી



## કયામતની નિશાનીઓ

# ઈમાન અને સજા

## જન્નત અને તેની નેઅમતોનું બયાન



## જન્નત અને તેની નેઅમતોનું બયાન



## બાતિલ ફિરકાઓના ખાસ કાર્યો

# કુફ્ર અને શિર્કના આમાલ

# મુસલમાનને કાફિર કહેવાનું બયાન

# દીન અને શરીઅતનો અસ્વીકાર



# મુર્તદ (ધર્મ વિમુખ)નો હુકમ



# સુન્નતો અને બિદઅતો

## અનુસરણ (તકલીદ)નું બયાન

## દીનની તબ્લીગ

## (સુલૂક અને તસવ્વુફ)



## તાવીઝનું બયાન



## ઈલ્મ અને ઈલ્મ સંબંધિત

## કુર્આને કરીમ અને અહાદીષે નબવિય્યહ

## ઈલ્મી પરિભાષાઓ



## વિશ્વાસુ અને અવિશ્વાસુ કિતાબો

# સપનું અને તેની તા'બીર

બિસ્મિહી તઆલા

# પ્રકાશકના બે બોલ

અલ્લાહ તઆલાના નામથી શરૂ કરું છું જે ઘણો દયાળુ – કૃપાળુ અને મહેરબાન છે જેની મહેરબાની દરેક મખ્લૂક ઉપર છે, અને ઘણી મોટી મહેરબાની આ થઈ કે એણે પોતાની ઝાતને રાજી અને નારાજ કરનાર આ'માલથી લોકોને માહિતગાર કરવા માટે મહાન પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના હસ્તે પાક – પવિત્ર શરીઅત અતા ફરમાવી જેમાં જન્મથી લઈને મૃત્યુ સુધીના આદેશો મોકલ્યા છે.

અલ્લાહ તઆલાએ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અંતિમ નબીનો લકબ (ઉપનામ) આપી, એમના ઉપર માનવજીવન માટેના એવા ઉપયોગી અને સર્વગ્રાહી સિધ્ધાંતો – આદેશો ઉતાર્યા જેના ઉપર અમલ કરવાથી સમગ્ર વિશ્વ સંપૂર્ણ રીતે સુખમય જીવન ગુઝારી શકે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : જે માણસ નેક કાર્ય કરશે, ભલે તે સ્ત્રી હોય કે પુરુષ, શર્ત આ છે કે તે મો'મિન હોય, તો અમે તેને સુખમય જીવન આપીશું. (સૂરએ નહલ, આયત નં.૯૭, પારહ: ૧૪)

મનુષ્યની બધીજ હાલતો ( જન્મથી મૃત્યુ સુધી, જન્મ પૂર્વે અને મૃત્યુ પછીની હાલતો ) ના આદેશોને આ જીવન કાનૂન આવરી લે છે અને બધા જ આદેશો ઉપર અમલની ઈસ્લામ માંગણી કરે છે, સારાંશ કે કોઈ પણ હાલતમાં માણસને બેકાર છોડવામાં આવ્યો નથી, મુસલમાનો માટે સંપૂર્ણ શરીઅત પર અમલ કરવો જરૂરી છે, મુસલમાન આ રીતે શરીઅત ઉપર અમલ કરીને એક સંપૂર્ણ મુસ્લિમ તરીકે જ જીવન જીવે, એ જ ઈસ્લામનો ધ્યેય છે.

ઈન્સાનોની દીની રહનુમાઈ, ઈસ્લામી રહબરી અને શરઈ માર્ગદર્શનનું નામ "કઝા અને ફતાવા" છે દરેક જમાનામાં મુફતીયાને કિરામ પોતાની જાત, સમય, સલાહિયત અને જીંદગીને વકફ કરીને ફતાવાનો મોટો સંગ્રહ ઉમ્મત માટે છોડી જઈ આ માર્ગદર્શન પુરૂં પાડે છે. હઝરત વાલિદ સાહબ રહ. જામિઅહ તાલીમુદ્દીન ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર અને દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી "જેવા મો'તબર ઈદારાઓમાં ફતાવા વિભાગમાં સદર મુફતીના મકામ પર ફાયઝ રહયા અને ઘણા વર્ષો સુધી ખિદમત આપી ફતાવાનો મોટો સંગ્રહ છોડી ગયા.

ફતાવાનો આ સંગ્રહ ગુજરાતી ભાષામાં હતો, ઉર્દૂ ભાષામાં તરજૂમો કરી, મવઝૂઅ અને ઉન્વાનના હિસાબે અબ્વાબ અને ફુસૂલ કાયમ કરીને એક મુરત્તિબ શકલમાં " ફતાવા ફલાહિય્યહ " ના નામથી પ્રકાશિત કરવાની સઆદત હાસિલ થઈ. અલ્લાહ તઆલાના ફઝલ વ કરમથી ઉર્દૂના ઈલ્મી હલ્કામાં એને ખૂબ સ્વીકૃતિ, પસંદીદગી અને મકબૂલિયત પ્રાપ્ત થઈ. (અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી બિનિઅ્મતિહી તતિમુસ્સાલિહાત)

હવે જરૂરત હતી કે એને ગુજરાતી ભાષામાં (જે એની અસલ ભાષા હતી) પણ પ્રકાશિત કરવામાં આવે, આ જરૂરતને ધ્યાનમાં રાખી " ફતાવા ફલાહિય્યહ " ને ગુજરાતી ભાષામાં પ્રકાશિત કરી રહયા છે, યાદ રહે કે એની તરતીબ પણ ઉર્દૂ "ફતાવા ફલાહિય્યહ" ના મુજબ છે. સાથે – સાથે આ વાત જણાવતાં આનંદ થાય છે કે હઝરત મુફતી સાહબ રહ.ની કિતાબોથી ફાયદો ઉઠાવવા માટે(www. muftibemat. com ) નામની લીંક રજિસ્ટર કરાવવામાં આવી છે જેના ઉપર સહુલત પ્રમાણે સર્વે કિતાબો અપલોડ કરી દેવામાં આવશે. ઈન્શાઅલ્લાહ

અલ્લાહ તઆલા એને કબૂલ, મકબૂલ ફરમાવે, વાંચકોને એના થકી દીની મસાઈલની જાણકારી મળે અને ઈસ્લામી કાયદાઓ અને હુકમો પ્રત્યે સભાન થઈને એ મુજબ અમલ કરે, અલ્લાહ તઆલા અમલની તૌફીક આપે. આમીન

ફકત વસ્સલામ

તાલિબે દુઆઃ

**હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત**

રુકને મુન્તઝિમહઃ દારૂલ ઉલૂમ મદની

દારુત્તરબિયત કરમાલી, ભરૂચ, ગુજરાત

ખાદિમ : મસ્જિદે ઉમર, હેમિલ્ટન, કેનેડા

૨૩/ ઝૂલ્કઅદહ/ ૧૪૪૧

૧૫/ જુલાઈ/ ૨૦૨૦

બુધવારના રોજ

બિસ્મિહી તઆલા

**અય મોમિનો ! અલ્લાહથી ડરો અને સાચા લોકોની સંગતમાં રહો.**

(સૂ.તૌબહ,આયત ૧૧૯)

# હઝરત મુફતી અહમદ બેમાત સાહબ કરમાલી રહ.નું જીવન ચરિત્ર

**અનુવાદક**

**મુફતી રફીક બિન યાકૂબ વીસનગરી**

**ખાદિમે દીન કરમાલી**

નોંધ : હઝરત મુફતી રફીક બિન યાકૂબ વીસનગરી (દા.બ.)એ હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) નું જીવન ચરિત્ર તૈયાર કર્યુ છે, તે પાન નં ૩૧ થી પાન નં. ૧૨૩ સુધી અહીયા નકલ કર્યુ છે. તે આભાર સાથે અક્ષરો સહ રજૂ કરીએ છીએ, જે વાંચકોની જાણ સારું. (અનુવાદક : અહમદહુસેન ઉમર ગાજી)

# અનુક્રમાણિકા



## પ્રકરણઃ ૧

## હઝરત મુફતી અહમદ સાહબ રહ.નું જીવન ચરિત્ર

# પ્રકરણઃ ૨

## હઝરત રહ.ના વિશે ઉલમાએ કિરામના મંતવ્યો

બિસ્મિહી તઆલા

# મવલાના અજવદ બિન મુફતી અહમદ બેમાત સાહબ રહ.

મોહતમિમઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી, ભરૂચ

## હઝરત વાલિદ સસાહબ રહ.નો પરિચય

રબ્બે ઝુલજલાલનો અતિશય આભાર અને કૃપા છે કે એણે આપણને દીને ઈસ્લામ જેવી અનમોલ નેઅમત અર્પણ કરવાની સાથે સાથે એની ખિદમતથી પણ જોડાયેલા રાખ્યા છે, અને ઉલમાએ રબ્બાનિય્યીનથી ફૈઝવંત થવાનો કિંમતી મોકો નસીબ ફરમાવ્યો છે, વાસ્તવમાં વાત આ છે કે રબ્બે કરીમ દરેક સદીમાં, દરેક યુગમાં એવા મહાન વ્યકિતઓને વજૂદ આપે છે જેમનાથી ફકત એક ઈલાકો જ નહી પરંતુ એક દુન્યા લાભ ઉઠાવે છે, અને પોતાની ઈલ્મી, અદબી અને દીની તરસ દૂર કરે છે, એ મહાન વ્યકિતઓ માંથી વાલિદે ગિરામી" હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહમતુલ્લાહિ અલયહિ" નું બરકતવંત વ્યકિતત્વ પણ છે.

## હઝરત વાલિદ સાહબ રહ.ની ખિદમત

હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું સંપૂર્ણ જીવન ખૂબ જ નિષ્ઠાવાન મુરબ્બી, મહાન ઉસ્તાઝની હેસિયતથી દર્સો – તદરીસથી જોડાયેલા રહયા હતા, એ સમયમાં આપ રહમતુલ્લાહિ અલયહિ એ જરૂરત મુજબ અલગ અલગ ટોપિક પર કિતાબો પણ સંપાદિત ફરમાવતા રહયા, સાથે – સાથે જામિઅહ ઈસ્લામિયહ ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર અને મદની દારૂત્તરબિયત કરમાલીના સમયમાં ફત્વો પૂછનારને જવાબ પણ આપતા રહયા અને જીવનના અંતિમ શ્વાસ સુધી લોકોની સેવામાં વ્યસ્ત રહયા.

હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના દુન્યાથી રૂખ્સત થવા પછી અમોને એમની કમીનો એહસાસ સતાવતો રહયો અને દિલી તમન્ના હતી કે એમની તમામ કિતાબો જે મકામી ગુજરાતી ભાષામાં સંપાદન થઈ છે તેનું ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન કરીને પ્રકાશિત કરવામાં આવે જેના લઈ ઉમ્મતને આ ઈલ્મી ખજાનાથી લાભદાયક થવાનો મોકો ઘણો વિશાળ થઈ જાય.

## બિરાદરે મોહતરમની ખિદમત

બિરાદરે મોહતરમ હાફિઝ અસ્જદ સાહબ દામત બરકાતુહૂએ આ ભારે કામને પોતાના મજબૂત ખભે ઉઠાવી લઈ, એના પાછળ લગાતાર કોશીશ કરીને હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની અંદાજે ત્રીસથી વધારે ગુજરાતી કિતાબોનો ઉર્દૂ ભાષામાં તરજમો કરાવીને શાન્દાર રીતે પ્રકાશિત ફરમાવી. અલ્લાહ તઆલાનો શુક્ર છે કે સર્વ કિતાબો હાથો – હાથ મકબૂલ થઈ અને એહલે ઈલ્મએ એનાથી ખૂબજ ફાયદો ઉઠાવ્યો.

ગુજરાતી કિતાબોના સિવાય હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ એ ફતાવાનો અમૂલ્ય ખજાનો છોડયો હતો, જરૂરત આ વાતની હતી કે વર્તમાન કાળ મુજબ એને તરતીબ વગેરે આપીને પ્રકાશિત કરવામાં આવે, આ કામ જેટલું મહત્વનું હતું એટલું નાજુક પણ હતું.

## બિરાદરે મોહતરમનો દીલી આભાર

આ મોકા ઉપર દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીના રુકને મુન્તઝિમહ અને ફતાવાના પ્રકાશિત થવા બાબતે અતિશય ચિંતાજનક, બિરાદરે મોહતરમ, હઝરત હાફિઝ અસ્જદ સાહબ દામત બરકાતુહૂનો હું દિલથી આભારી છું કે એમણે સૌ પ્રથમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ગુજરાતી કિતાબોનું ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન કરાવી પ્રકાશિત ફરમાવી અને એ પછી ફતાવાને પ્રકાશિત કરવા માટે પણ ઘણી ચિંતા સાથે અન્થક મહેનત અને લગાતાર કોશીશ ફરમાવી, જેના પરિણામે આજે આપણે આપણા હાથોમાં ફતાવા ફલાહિયહનો આ કિંમતી સંગ્રહ જોઈ રહયા છીએં.

હું અલ્લાહ તઆલાની સમક્ષ દુઆ કરૂં છું કે બિરાદરે મોહતરમને અને તે તમામ હઝરાતને પોતાના શાયાને શાન બદલો અતા ફરમાવે જેઓ આ કામ ખાતર જાન – માલ અને કિંમતી સમયનું બલિદાન આપી મદદરૂપ થયા છે અને મર્હૂમ વાલિદે ગિરામી રહમતુલ્લાહિ અલયહિના માટે ઝખીરએ આખિરત બનાવે.

(વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ) **ફકત વસ્સલામ**

૨૧,જુમાદલ ઉલા,૧૪૩૭ હિજરી

**(મવલાના) અજવદ બિન મુફતી અહમદ બેમાત (સાહબ) રહ.**

મોહતમિમઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી, ભરૂચ

બિસ્મિહી તઆલા

# હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત

રુકને મુન્તઝિમહઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી, ભરૂચ, ગુજરાત

ખાદિમ : મસ્જિદે ઉમર, હેમિલ્ટન, કેનેડા

## હઝરત વાલિદ સાહબ રહ.ની ખિદમતમાં

અલ્હમ્દુલિલ્લાહ બંદાને શરૂથી જ વાલિદ સાહબ રહ.ની ખાસ મોહબ્બત, સદભાવના અને મહેરબાની હાંસિલ રહી છે, સન ઈસ્વી ૧૯૯૯ માં વાલિદ સાહબ રહ.ની સાથે દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીમાં આશરે ૨૦ મહિના જેટલો સમય વિતાવવાનો સુનેહરો મોકો પ્રાપ્ત થયો હતો, એ દરમિયાન વાલિદ સાહબ રહ.જયારે પણ વિદેશ સફરમાં તશરીફ લઈ જતાં ત્યારે મદરસાની ઝિમ્મેદારી બંદાને હવાલે ફરમાવતા હતા. એ જમાનામાં વાલિદ સાહબ રહ.થી ઘણી કિંમતી વાતો શીખવા અને સમજવાનો મોકો મળ્યો હતો, જેમાંથી અમૂક વાતો હમણાં સુધી પણ કાનમાં ગૂંજી રહી છે, હઝરત વાલિદ સાહબ રહ. ફરમાવતા હતા "માણસને જયારે કંઈ કામ કરવું હોય તો જરૂરી છે કે ઈરાદો પાકો અને મજબૂત રાખે, પોતાના કાર્યો (સંસ્કાર) સારા રાખે અને સંપૂર્ણ ઈખ્લાસની સાથે કામ કરે, અલ્લાહ તઆલાની તરફ મુકમ્મલ ધ્યાન રાખે. હઝરત વાલિદ સાહબ રહ.ની સંપાદન કરેલી કિતાબો ગુજરાતી ભાષામાં હતી, માટે મારી દીલી તમન્ના હતી કે તેનું ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન કરવામાં આવે, વાલિદ સાહબની હયાતીમાં કેટલીક વખત આ દીલી તમન્નાને જાહેર કરી, પણ આપ વાત ટીળી દેતા હતા અને ફરમાવતા કે અગર તલબ સાચી હશે તો આ કામ મારા મરવા પછી પણ થઈ શકે છે, હમણાં કોઈ જરૂરત નથી. હઝરત વાલિદ સાહબ રહ.ના દુન્યાથી રૂખ્સત થવા પછી આપની આ વાત મારા દિલને વારંવાર જાગૃત કરતી હતી. આ વાતનો ઉલ્લેખ બિરાદરે મોહતરમ હઝરત મવલાના અમ્જદ સાહબ રહ.ની સામે પણ કર્યો, પણ બિરાદરે મોહતરમ મદરસાના એહતેમામ અને અન્ય ઝિમ્મેદારીઓમાં વ્યસ્ત હોવા ના લઈ એના માટે ફારિગ ન થઈ શકયા. બંદાએ આ મહત્વના કામ માટે કેનેડાથી હિંદુસ્તાનનો સફર કર્યો અને લગાતાર પ્રયત્ન કરવા પછી કામની પ્લાનિંગ મુકમ્મલ થઈ ગઈ. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી ત્રણ વર્ષના જમાનામાં જ નાની –

મોટી આશરે ૩૦ જેટલી ગુજરાતી કિતાબો ઉર્દૂ ભાષામાં પ્રકાશિત થઈ ગઈ, (અલ્હમ્દુલિલ્લાહ) જેને દેશ – વિદેશમાં ઘણી કદરની નજરે જોવામાં આવી, અવામ – ખ્વાસ લોકોએ હાથો હાથ કબૂલ ફરમાવી, અસાતિઝએ કિરામે અને અન્ય લોકોએ ઘણી પસંદ કરીને ખુશી વ્યકત ફરમાવી અને પ્રોત્સાહન આપ્યું. અલ્લાહ તઆલાથી દુઆ છે કે રબ્બે કરીમ કબૂલ ફરમાવે અને આપણા સૌના માટે નજાતનો ઝરીયો બનાવે, હું એ તમામ હઝરાતનો ઘણો શુક્ર ગુઝાર અને આભારી છું જેઓએ ગુજરાતી કિતાબોને ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન કરવામાં પોતાનો કિંમતી સમયનો ફાળો આપ્યો.

## હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહ.નો આભાર

જે વખતે કિતાબોનું ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન કરવાનું કામ ચાલતું હતું ત્યારે દિલમાં વિચાર આવ્યો કે અગર હઝરત વાલિદ સાહબ રહ.ના ફતાવા પણ પ્રકાશિત કરવામાં આવે તો કેટલું સારું કામ થાય જેથી ઉમ્મતે મુસ્લિમાના હાથમાં એક કિંમતી ઈલ્મી ખજાનો આવી જાય, રહેતી દુન્યા સુધી લોકો ફૈઝવંત થતા રહે, હઝરત વાલિદ સાહબ રહ. એ એક લાંબી મુદત સુધી જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વરમાં દર્સ પઢાવવાની અને ફત્વા લખવાની ખિદમત આપી હતી, માટે ફતાવાના વધુ પડતા રજિસ્ટર ત્યાંજ મહફુઝ હતા. ગુજરાતમાં વધુ પડતાં લોકોનો ગુજરાતી ભાષામાં જ વાતચીત કરવા–સમજવાના માહોલના લઈ ફતાવા ગુજરાતી ભાષામાં પણ લખવામાં આવતા હતા, માટે હઝરત વાલિદ સાહબ રહ. નો વધુ પડતો મામૂલ ગુજરાતીમાં જ ફતાવા લખવાનો હતો.

બંદાને એવું સમજમાં આવ્યું કે આ કામને શરૂ કરવા પહેલા મુહસિનો મુરબ્બી, જનાબ હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહ.ની સમક્ષ આ નેક વિચારને રજૂ કરી આપના સલાહ મશ્વરાથી કામ કરવામાં જ ઘણી ભલાઈ છે અને તે વધારે યોગ્ય છે. આ મકસદથી હઝરત વાલાથી ટોરેન્ટોમાં મુલાકાત કરી એમની સામે કામનો વિચાર જાહેર ફરમાવ્યો, આપ ઘણા ખુશ થયા, પ્રોત્સાહન આપ્યું, દુઆઓ આપી અને ફરમાવ્યું કે હું શવ્વાલુલ મુકર્રમમાં હિંદુસ્તાન જઈ રહયો છું, આપ કાપોદ્રા આવો, આપણે સાથે તડકેશ્વર જઈએ, હઝરતના કહેવા મુજબ મેં કાપોદ્રા જઈને હઝરતની મુલાકાત લીધી, આપના કહેવાથી ફલાહે દારૈન તડકેશ્વરથી ફતાવાના રજિસ્ટર હાંસિલ થયા જેની ઝેરોક્ષ કરાવીને અસલ કોપી દારૂલ ઉલૂમ તડકેશ્વરમાં પાછી આપી દઈ આગળની કામગીરી શરૂ કરી દીધી,

આવી રીતે ફતાવાના કામની શરૂઆત થઈ ગઈ.

## હઝરત મવલાના યાકૂબ સાહબ નવાગામી દા.બ.નો આભાર

હું ગુજરાત દીની તાલીમ બૉર્ડના સેક્રેટરી જનાબ મવલાના યાકૂબ સાહબ નવાગામી દા.બ.નો એહસાન ભુલી શકતો નથી, જયારે મેં એમની સામે આ મકસદનો ઉલ્લેખ કર્યો તો હઝરતે ઘણી ખુશી વ્યકત ફરમાવી અને દારૂલ ઉલૂમ ફલાહે દારૈનની કમેટીના કાર્યકર્તા હઝરત મવલાના અલ્હાજ ખલીલ રાવત સાહબથી મુલાકાત ફરમાવી હતી.

## હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સાહબ દા.બ.નો આભાર

મખ્દૂમે મુકર્રમ, હઝરત મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબ રહ. જયારે હજનો ફરીઝો અદા કરવા માટે હરમયન શરીફયન તશરીફ લઈ ગયા હતા તે વખતે હઝરત મુફતી સાહબ રહ.એ અસ્થાયીરૂપે જે કંઈ ફતાવાની ખિદમત આપી હતી તે ફતાવા રજિસ્ટરમાં મહફૂઝ હતા અને જયારે ફતાવાને પ્રકાશિત કરવાનું કામ શરૂ કરવામાં આવ્યું તે વખતે હઝરત મવલાના અહમદ બુઝુર્ગ સાહબ દા.બ. (મોહતમિમે જામિઅહ તાલીમુદીન ડાભેલ) ની પાસે તે ફતાવાને વસૂલ કરવા ખાતર જવાનું થયું તો હઝરતવાલાએ ઘણી ખુશદીલીની સાથે તે ફતાવાનો સંગ્રહ અમોને હવાલે ફરમાવ્યો હતો એ બદલ હઝરત મવલાના દા.બ. નો પણ દિલથી આભારી છું.

છેલ્લે હું એ તમામ ઉલમાએ કિરામ અને મુફતીયાને કિરામનો શુક્ર ગુઝાર અને આભારી છું જેઓએ પોતાની કિંમતી સલાહિયતનો ઉપયોગ ફરમાવીને તે ગુજરાતી ફતાવાનો ઉર્દૂ ભાષામાં તરજુમો ફરમાવી કામમાં સાથ – સહકાર આપ્યો તેમજ ફાયદાકારક સલાહ, મશવરાથી માર્ગદર્શન આપતા રહયા, હઝરત મવલાના મુફતી સલમાન મન્સૂરપૂરી દા.બ. ઉસ્તાદે હદીસ – ફિકહઃ જામિઅહ શાહી મુરાદાબાદનો પણ આભાર છે જેમણે અતિશય ફાયદાકારક અભિપ્રાય આપ્યા જે ફતાવાની તરતીબના કામમાં ઘણા લાભદાયક સાબિત થયા. ખાસ કરીને હઝરત મવલાના, મુફતી મુજતબા હસન સાહબ કાસ્મી દા.બ. ખાદિમે હદીષ – ફિકહ : દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચનો ઘણો આભારી છું કે એમણે દિલથી અન્થક કોશીશ અને મહેનત કરીને તે ઉર્દૂમાં તરજૂમો કરેલ ફતાવાની તખ્રીજ અને તરતીબ

આપી.

અલ્હમ્દુલિલ્લાહ, આજે તે ફતાવા " ફતાવા ફલાહિય્યહ" ના નામથી પાંચ વોલ્યૂમમાં પ્રકાશિત થઈ ઉમ્મતની ખિદમતમાં પહોંચી ગયા છે, અને ખાસ વાત આ છે કે તે ફતાવાના વોલ્યૂમ ૪ – ૫ ના ટાઈટલ પેજ પર ફતાવા ફલાહિય્યહની વેબ્સાઈટ પણ આપેલ છે જેનાથી કોપી પેસ્ટ કરીને પણ હઝરત મુફતી સાહબ રહ.ના ફતાવાથી લાભદાયક થઈ શકાય છે. તેમજ ઈન્ટરનેટ ઉપર ઓછામાં ઓછી એમ – બી માં મકતબા જિબ્રઈલે અપ્લોડ કરેલા છે જેમાં પીડીએફ અને યૂનીકોડ બન્નેવ પ્રકારની સહુલત રાખેલ છે.

## અહલે ખયર હઝરાતનો શુક્રિયહ

ઘણું ખોટું કહેવાશે અગર આ મોકા ઉપર તે એહલે ખયર હઝરાતનો શુક્રિયા અદા ન કરવામાં આવે તો, જેઓએ પોતાના ખૂન – પસીનાની જાઈઝ અને હલાલ માલથી હમારી મદદ ફરમાવી, દુઆ છે કે અલ્લાહ તઆલા દરેકની જાઈઝ તમન્ના પૂરી ફરમાવે અને ફતાવા ફલાહિયહને હઝરત મુફતી સાહબ રહ.ના અન્ય સંપાદનોના જેમ મકબૂલિયત અતા ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

ફકત વસ્સલામ

૧ રબીઉલ અવ્વલ સન હિ.૧૪૩૬

મુતાબિકઃ ૨૪ ડિસેમ્બર સન ઈ.૨૦૧૪

તાલિબે દુઆઃ

**હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત**

રુકને મુન્તઝિમહઃ દારૂલ ઉલૂમ મદની

દારુત્તરબિયત કરમાલી, ભરૂચ, ગુજરાત

ખાદિમ : મસ્જિદે ઉમર, હેમિલ્ટન, કેનેડા

# નઝરાનએ અકીદત

## હઝરત મવલાના બશીર અહમદ સાહબ ખાનપૂરી દા.બ.

નાઈબ : મોહતમિમ દા.ઉ. ફલાહે દારૈન તડકેશ્વર ગુજરાત

| મુફતી અહમદ આપ જૈસા અબ કહાં પાએગેં હમ |
|---|
| યાદ સીને સે લગાકર બસ જીયેં જાએગેં હમ |
| તેરી ફુરકત ખૂન કે આંસુ રુલાતી હૈ હમેં |
| ઈલ્મકી દુન્યા નજર આતી હૈ ફીકી અબ હમેં |
| મુલ્કો મિલ્લત પર જો કૂદેં બિજલિયાં હાલાત કી |
| તો દિલાસા તેરે જૈસા કોન દેગા અબ હમેં |
| મુફતી અહમદ આપ જૈસા અબ કહાં પાએગેં હમ |
| યાદ સીને સે લગાકર બસ જીયેં જાએગેં હમ |
| યે ચમન નજર આતા હૈ અબ હમે માતમ કદહ |
| જીસકો તુનેં થા બનાયા ઈલ્મ કા દાનિશ કદહ |
| છોડકર જાનેસે તેરે ઉનકો યૂં તશ્ના લબાં |
| તાલિબાને ઈલ્મેં દીન સબ હો ગએં ગમ્ઝદહ |
| મુફતી અહમદ આપ જૈસા અબ કહાં પાએગેં હમ |
| યાદ સીને સે લગાકર બસ જીયેં જાએગેં હમ |
| મજલિસો મેં ગૂંજતી થી તેરી હક ગોઈ કી સદા તેરી |
| તેરી તસ્નીફાત ઉમ્મત કે લીયેં હૈ રેહનૂમા |
| તેરા તકવા થા મિસાલી તૂં મુજસ્સમ થા દુઆ કા |
| તેરી શફકત તાલિબો કો યાદ આયેગી સદા |
| મુફતી અહમદ આપ જૈસા અબ કહાં પાએગેં હમ |

| યાદ સીને સે લગાકર બસ જીયેં જાએગેં હમ |
|---|
| આલિમો કી જમઈય્યત કા તૂં રહા રૂહેં રવાં |
| સબ મેં રેહતા થા અનોખા તેરા અંદાજે બયાં |
| પૈકરે ઈખ્લાસ થા તૂં તુજ પેં સુન્નત થી અયાં |
| તૂં ફિદા થા શયખ મદની પર હમેંશા બે ગુમાં |
| મુફતી અહમદ આપ જૈસા અબ કહાં પાએગેં હમ |
| યાદ સીને સે લગાકર બસ જીયેં જાએગેં હમ |
| આસ્મા તેરી લહદ પર શબ્નમ અફશાની કરે |
| રહમતે હક તેરી તુરબત પર ઝિયાં પાશી કરે |
| તેરી મહેનત બાર આવર હો ખુદા કે સામને |
| રાત–દિન ઐસી દુઆ અબ તો બશીર અહમદ કરે |



બિસ્મિહી તઆલા

# હઝરત મુફતી અહમદ સાહબ બેમાત રહ.નું ટૂંકમાં જીવન ચરિત્ર

**નામ :–** હઝરત મુફતી અહમદ બિન ઈબ્રાહીમ બેમાત રહ.

**જન્મ તારીખ :–** ૬ જાન્યુઆરી ૧૯૩૨ સન ઈસ્વી

**જન્મ સ્થળ :–** કરમાલી, વાયા પાનોલી, તાલૂકોઃ અંકલેશ્વર, જિલ્લોઃ ભરૂચ.

**શરૂની તાલીમ :–** પ્રિય વતન કરમાલી

**શરૂની તાલીમના ઉસ્તાઝ :–** હઝરત હાફિઝ મોહંમદ મૂસા હાફિજી રહ., હઝરત મવલાના ઈસ્હાક સાહબ ગંગાત પાનોલી રહ., હઝરત હાફિઝ ઈસ્હાક દરસોત રહ.

**આલિમિયતની તાલીમ :–** જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદીન ડાભેલ

**દાખલ થવાની તારીખ :–** ૧૩૬૨ સન હિજરી

**ડાભેલના ઉસ્તાઝ :–** હઝરત મવલાના મોહંમદ સાહબ એખલવાયા, ડાભેલી રહ.હઝરત મવલાના અહમદ સાહબ અમીજી, કાછવી રહ., હઝરત મવલાના અબ્દુલ કાદિર સાહબ રહ., હઝરત મવલાના કાઝી અત્હર સાહબ મુબારકપૂરી રહ., હઝરત મવલાના ઈસ્માઈલ સાહબ કાસૂજી રહ., હઝરત મવલાના અહમદ સાહબ પટેલ રહ., હઝરત મવલાના મોહંમદ માલિક સાહબ રહ. અને મવલાના શમ્સુદીન સાહબ રહ.

**તાલીમની સંપૂર્ણતા અને ઈફતા :–** દારૂલ ઉલૂમ દેવબંદ

**દાખલ થવાની તારીખ :–** ૨૨ શવ્વાલુલ મુકર્રમ, ૧૩૬૮ સન હિજરી

**દેવબંદના ઉસ્તાઝ :–** શયખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની સાહબ રહ. (સહીહ બુખારી, સુનને તિરમિઝી), હકીમુલ ઈસ્લામ હઝરત મવલાના કારી તૈયબ સાહબ કાસ્મી રહ. (મિશ્કાતુલ મસાબીહ), હઝરત મવલાના મોહંમદ મુલ્લા સાહબ બિહારી રહ., અલ્લામહ ઈબ્રાહીમ સાહબ બલ્યાવી રહ., શયખુલ અદબ હઝરત મવલાના એઅજાઝ અલી સાહબ અમ્રોહી રહ. અને હઝરત મવલાના મેહદી હસન સાહબ રહ. ઈફતાની તાલીમ (ફત્વો લખવાની પ્રેકટીસ).

**સને ફરાગત :–** સન હિજરી ૧૩૭૦ મુવાફિકઃ સન ઈસ્વી ૧૯૫૦ માં ઉત્તમ નંબરો સાથે સફળતા

**ઈફતાની તાલીમ :–** સન હિજરી ૧૩૭૧ મુવાફિકઃ સન ઈસ્વી ૧૯૫૧

**ઈસ્લાહી તાઅલ્લુક :–** હઝરત હુસૈન અહમદ મદની સાહબ રહ. થી દારૂલ ઉલૂમ દેવબંદમાં તાલીમના દરમિયાન તાઅલ્લુક ફરમાવ્યો હતો જે નવ વર્ષ સુધી રહયો હતો, હઝરત શેખ મદની રહ. ના ઈન્તેકાલ પછી શયખુલ હદીષ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ કાંધલ્વી, મુહાજિરે મદની રહ. થી તાઅલ્લુક કાયમ ફરમાવ્યો અને હઝરતની ખિદમતમાં ૧૮ રમઝાનુલ મુબારક જેટલો સમય હાજરી આપતા રહયા.

**તદરીસની શરૂઆત :–** જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદ્દીન ડાભેલ (૧૩૭૨ થી ૧૩૮૮ સન હિજરી)

**ડાભેલમાં ખિદમતની મુદ્દત :–** ૧૮ વર્ષ

**ડાભેલમાં કિતાબોનો દર્સ :–** મુસ્લિમ શરીફ, તહાવી શરીફ, મિશ્કાતુલ મસાબીહ, શર્હે તહઝીબ, શર્હે અકાઈદ વગેરે

**ડાભેલથી તડકેશ્વર :–** શવ્વાલ સન હિજરી ૧૩૮૮ મુવાફિકઃ ૯, જાન્યુઆરી, ૧૯૬૮, ૬૯ સન ઈસ્વી.

**તડકેશ્વરમાં ખિદમતની મુદ્દત :–** ૨૨ વર્ષ (૪, માર્ચ, ૧૯૯૦ સન ઈસ્વી સુધી).

**ડાભેલ અને તડકેશ્વરમાં ખિદમત :–** દારૂલ ઉલૂમ ડાભેલ અને દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરની ખિદમતની કુલ મુદ્દત આશરે ૪૦ વર્ષ છે

**તડકેશ્વરમાં કિતાબોનો દર્સ :–** બુખારી શરીફ (સન ઈસ્વી ૧૯૭૧ થી ૧૯૯૦ સુધી) મુસ્લિમ શરીફ, અબૂ દાવૂદ શરીફ, સુનને ઈબ્ને માજહ, મિશ્કાતુલ મસાબીહ, તહાવી શરીફ, શર્હે નુખ્બતુલ ફિકર વગેરે

**તડકેશ્વરથી કરમાલી :–** હઝરત રહ.એ સન ઈસ્વી ૧૯૯૦ માં દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરથી રાજીનામું આપીને પોતાના વતનમાં દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી કાયમ કરી એમાં જીવનના અંતિમ શ્વાસ સુધી દીની ખિદમત આપતા રહયા હતા.

**ખિદમતની કુલ મુદ્દત :–** જીવનના સતત ૫૩ કે ૫૪ વર્ષ સુધી દીની દર્સગાહ (અલગ અલગ દારૂલ ઉલૂમ) માં ઉચ્ચ દરજાતની વિવિધ પ્રકારની ખિદમત આપતા

રહયા હતા.

**મિલ્લી અને કૌમી સેવાઓ :–** (૧) સ્થાપક દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી (જેમાં આશરે ૫૦૦ તલબાએ અઝીઝ તાલીમ હાંસિલ ફરમાવી રહયા છે, શરૂથી લઈને દૌરએ હદીષ અને ઈફતા સુધી તાલીમની ખાસ વ્યવસ્થા છે). (૨) સ્થાપક જામિઅતુસ્સાલિહાત પાનોલી (જેમાં ૩૦૦ થી વધારે યતીમ છોકરીઓ તાલીમ પ્રાપ્ત કરી રહી છે. (૩) શયખુલ હદીષ, સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર (જે ગુજરાતનો મેઅયારી ઈદારો છે), (૪) સદરે ગુજરાત દીની તાલીમી બોર્ડ સન ઈસ્વી ૧૯૭૮ થી ૧૯૯૩ સુધી અને ૧૯૯૫ થી જીવનના અંતિમ શ્વાંસ સુધી (કુલ મુદતઃ ૨૬ વર્ષ), (૫) મહકમએ શરઈય્યહ ગુજરાતના સદર, અમૂક ટાઈમ સુધી જનરલ સેક્રેટરી, મહકમહના સ્થાપકો માંથી એક આપ પણ હતા, (૬) મજલિસે આમિલહ જમીયતે ઉલમાએ હિંદના કાર્યકર્તા (લગાતાર ૩૦ વર્ષ સુધી), (૭) અમીરે શરીઅત ગુજરાત (૫, સફર, ૧૪૨૩ સન હિજરી મુવાફિકઃ ૧૯, એપ્રિલ, ૨૦૦૨ થી જીવનના અંતિમ શ્વાસ સુધી, (૮) સદર જમીઅતે ઉલમાએ ગુજરાત ( ૨ વર્ષ), (૯) સદર જમીઅતે ઉલમાએ સૂરત(૧૬ વર્ષ).

**દીની સફર :–** મકકા મુકર્રમા, મદીના મુનવ્વરહ, કેનેડા, સાઉથ આફ્રિકા, રીયૂનીયન, અમેરીકા, પાકિસ્તાન (હઝરત શેખ ઝકરિય્યા સાહબ રહ.ની સાથે), બારબેડોઝ, ગ્રેનેડા, ઝામ્બિયા, ઝિમ્બાવ્વે, ઈંગલેન્ડ, ન્યુઝીલેન્ડ, થાઈલેન્ડ અને મોરસીસ વગેરે જેવા એક ડઝનથી વધારે દીની વિદેશી સફર ફરમાવ્યા છે.

**સંપાદનો :–** આશરે ૪૦ કિતાબો ગુજરાતી ભાષામાં અને એક ઉર્દૂ ભાષામાં પમ્ફલેટ છે. જેમાંથી ૧૨ કિતાબોનું અંગ્રેજી ભાષામાં ટ્રાન્સલેશન થઈ પ્રકાશિત થઈ ચુકી છે, હઝરત રહ.ના ભાગ્યવાન અને સઆદતમંદ ફરઝંદ હાફિઝ અસ્જદ સાહબ દા.બ. ની કોશિશોથી હઝરત રહ.ની ઘણી ગુજરાતી કિતાબો અને ફતાવાનું ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેશન થઈ પ્રકાશિતનું કામ પ્રગતિ પર છે જેમાંથી ઘણી કિતાબો અને ફતાવા પ્રકાશિત થઈ પણ ચુકયા છે. હાલમાં હઝરત રહ.ના ફતાવા ગુજરાતી ભાષામાં પ્રકાશિત થઈ રહયા છે અને તેની સાથે હઝરત રહ.નું જીવન ચરિત્ર પણ પ્રકાશિત કરવામાં આવશે. ઈ.અ.

**હઝરત રહ.ની વફાત :–** જીવનના ૭૨ વર્ષ પૂરા ફરમાવી, ૨૦ મી

ઝિલ્હિજજહ મુતાબિક ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪ના સવારે લગભગ દસ કલાકે કલિમો પઢતા – પઢતા આપ અલ્લાહને પ્યારા થઈ ગયા. હજારો લોકોએ આપના જનાઝહમાં શિર્કત કરી. દારૂલ ઉલૂમ માટલીવાલાના શયખુલ હદીસ હઝરત મૌલાના અબૂલ હસન સાહબ બિહારી (મ.ઝિ) એ જનાઝાની નમાઝ પઢાવી હતી અને રઈસે જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વર હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહ.એ દુઆએ મગ્ફિરત ફરમાવી હતી.

## દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી ખિદમતના દર્પણમાં

**સ્થાપકઃ** હઝરત મુફતી અહમદ સાહબ બિન ઈબ્રાહીમ બેમાત રહ.

**પ્રથમ સરપરસ્તઃ** ફિદાએ મિલ્લત, હઝરત મવલાના સય્યિદ અસ્અદ મદની સાહબ રહ.

**સને સ્થાપનાઃ** સન ઈસ્વી ૧૯૯૦

**દારૂલ ઉલૂમની કુલ ખિદમતઃ** ૨૯ વર્ષ

**કુલ હાફિઝે કુર્આન :** ૬૧૩

**કુલ આલિમે દીનઃ** ૧૩૯

**કુલ કારીએ કુર્આનઃ** ૫૭

**કિરાઅતે સબ્અ સંપૂર્ણ કરનાર :** ૧૨

**કુલ મુફતીયાને કિરામઃ** ૬૨

અલ્લાહ તઆલા હઝરત મુફતી સાહબ રહ.ના આ બાગને હર્યો – ભર્યો રાખે, તેની ખયર – ભલાઈ અને વિકાસ ખાતર ખિદમત આપનાર ખાદિમોની ખિદમત કબૂલ ફરમાવી રાત – દિવસ તેને પ્રફુલ્લતા અર્પણ કરેં, આમીન



### બિસ્મિહી તઆલા

# હઝરત મુફતી અહમદ સાહબ બેમાત રહ.નું જીવન ચરિત્ર

## જીવન ચરિત્ર લખવાનો હેતુ

બુઝુર્ગાને ઉમ્મતનું જીવન ચરિત્ર લખવાનો હેતુ ફકત વાંચન કરાવવુ હોતું નથી અને ન તો ઈતિહાસમાં એમનું નામ જીવંત રાખવું હોય છે કેમકે તેઓને આની કંઈ જરૂર નથી, તેઓ અલ્લાહ તઆલા તરફથી પ્રાપ્ત થયેલ રઝા અને ખુશીના તે દરજા ઉપર પહોંચેલા હોય છે કે જેનો વિચાર પણ આપણા માટે અશકય છે જેમકે હદીષે કુદસીમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે કે મેં મારા નેક બંદાઓ માટે એવી નેઅમતોં તૈયાર ફરમાવી છે કે જેને કોઈ આંખે જોઈ નથી અને કોઈ કાને એના વિષે કંઈ સાંભળ્યું નથી અને ન કોઈના મનમાં એનો વિચાર આવ્યો છે.

(મિશ્કાત શરીફ:૪૯૫)

આવી ઉચ્ચ દરજાની નેઅમતો પ્રાપ્ત થયા પછી એમને દુન્યવી લોકોના વખાણની શું જરૂરત છે? અને આની પણ જરૂરત રહેતી નથી કે એમના નામ ઈતિહાસમાં બાકી રહે. બલ્કે ઈતિહાસ પોતે એમના નામથી ચમકતો હોય છે.

સવાલ થાય છે કે તો પછી, આ બધી મહેનત કેમ કરવામાં આવે છે? એનો સિમ્પલ જવાબ આ છે કે આ મહેનત એમના માટે નહી બલ્કે એમનું જીવન ચરિત્ર, લખનાર અને વાંચનાર માટે હોય છે. બુઝુર્ગાને દીનનું જીવન ચરિત્ર રહમતે ઈલાહીના ઉતરવાનો ઝરીયો બને છે અને એમના હાલાત અને વાકિઆત પઢવાથી એમની સાથે અકીદત અને મોહબ્બતનો સંબંધ મજબૂત થાય છે, એમનાથી તઅલ્લુક અને સંબંધ રાખનાર માટે તસલ્લીનો ઝરીયો બને છે. એમના હાલાત પઢી – વાંચીને એમના જેવા ઉચ્ચ દરજાના કાર્યો કરવાનો ઈરાદો ઉત્પન્ન થાય છે અને એમના અનુભવોથી માંગદર્શન મળે છે. એ સિવાય ઘણા બધા લાભ થાય છે. તો બુર્ઝુગાને દીનનું જીવન ચરિત્ર લખવાનો આ હેતુ હોય છે.

## હઝરત રહ.નું જન્મ સ્થાન

હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહબ રહ.નો જન્મ"૬" જાન્યુઆરી સને ઈસ્વી ૧૯૩૨ ના રોજ કરમાલી ગામ (જિલ્લા ભરૂચ, તાલુકાઃ અંકલેશ્વર, વાયા પાનોલી) ના એક સુખી અને દીનદાર ઘરમાં થયો હતો. હઝરત

રહ.ના મોહતરમ વાલિદૈન નેક અને દીનદાર હતા, ઈલ્મની મહત્વતા જાણતા હતા. અને વાલિદ સાહબમાં ઉલમાએ કિરામ અને બુઝુર્ગોને દીનની સો'બતમાં રહેવાનો આ અસર હતો કે એમણે પોતાના નેક ફરઝંદનું ઈલ્મે દીન હાસિલ કરવા તરફ ધ્યાન કેન્દ્રીત ફરમાવ્યું.

## હઝરત રહ.ની દીની - દુન્યવી તાલીમ

હઝરત મવલાના રહ. એ પોતાના વતન "મદરસા તાલીમુદ્દીન કરમાલી" માં મકતબની તાલીમ હાંસિલ ફરમાવી હતી, આપના ઉસ્તાદે મુકર્રમ" હઝરત હાફિઝ મુહંમદ મૂસા સાહબ હાફિઝી દા.બ., હઝરત મવલાના ઈસ્હાક સાહબ ગંગાત પાનોલી દા.બ. અને હઝરત હાફિઝ ઈસ્હાક સાહબ દરસોત દા.બ. હતા.

કરમાલી ગામના અમુક વડીલોના કહેવા મુજબ બુખારાથી અમૂક મશાઈખ ગુજરાતના દરિયા કિનારે તશરીફ લાવેલા હતા જેમાંથી કોઈ એક બુઝુર્ગ આ ગામમાં પણ તશરીફ લાવ્યા હતા, શકય છે કે એમનાથી પણ હઝરત મુફતી સાહબ રહ.ને ઈલ્મે દીન પ્રાપ્ત કરવાનો મોકો મળ્યો હોય.(અલ્લાહ તઆલા વધુ જાણકાર છે) અને દુન્યવી તાલીમ જોડીયા ગામ રવિદ્રામાં હાસિલ કરી હતી.

## જામિઅહ ડાભેલમાં આલિમિયતની તાલીમ

પોતાના ગામ કરમાલીમાં શરૂની દીની તાલીમ પ્રાપ્ત કરીને સને હિજરી ૧૩૬૨ માં હઝરત મુફતી સાહબ રહ.એ એનાથી આગળનું ઉચ્ચ દરજાનું અન્ય ઈલ્મ હાંસિલ કરવા માટે એ વખતની પ્રખ્યાત દીની દર્સગાહ દારૂલ ઉલૂમ જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલ – સિમ્લક તશરીફ લઈ ગયા અને ત્યાં જઈને ફારસી – અરબી દરજાતની તાલીમ અંથક મહેનત અને ઉત્સાહ પૂર્વક ઉચ્ચ દરજાની સફળતા સાથે ઈલ્મે દીન હાંસિલ કર્યુ.

## જામિઅહમાં આપના ઉસ્તાદ

જામિઅહ ડાભેલમાં જે ઉસ્તાદે ઈઝામથી હઝરત રહ.એ ઈલ્મે દીન હાંસિલ ફરમાવ્યું હતું તેમાંથી અમૂક હઝરાતની યાદી :– (૧)હઝરત મવલાના મુહંમદ સાહબ એખલવાયા ડાભેલી રહ. (૨) હઝરત મવલાના મુહંમદ સાહબ અમીજી, કાછવી રહ. (૩) હઝરત મવલાના શમ્સુલ હકક સાહબ અફઘાની રહ. (૪) હઝરત મવલાના મુહંમદ કાઝી અત્હર સાહબ મુબારકપૂરી રહ. (૫) હઝરત મવલાના

મુહંમદ માલિક સાહબ રહ. (૬) હઝરત મવલાના શમ્સુદીન સાહબ રહ. (૭) હઝરત અકદસ મવલાના મુહંમદ ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહબ રહ.

## છેલ્લા વર્ષોમાં દારૂલ ઉલૂમ દેવબંદનો સફર

દારૂલ ઉલૂમ જામિઅહ ઈસ્લામિયહ ડાભેલ – સિમ્લકમાં મધ્યમ દરજાતની તાલીમ સંપૂર્ણ કર્યા પછી એના ઉપરના દરજાત (તફસીર – હદીષ અને ઈફતા) ની તાલીમ માટે દારૂલ ઉલૂમ દેવબંદ તરફ ઈલ્મી સફર ફરમાવ્યો.

## દારૂલ ઉલૂમમાં આપના ઉસ્તાદે ઈઝામ

દેવબંદના વિશાળ દારૂલ ઉલૂમમાં ઘણા ઉસ્તાદથી ઈલ્મે દીન હાંસિલ કર્યુ જેમાંથી અમૂક યાદગાર ઉસ્તાદ આ પ્રમાણે છેઃ (૧) શયખુલ અરબ વલ અજમ, શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની સાહબ રહ. જેમનાથી બુખારી શરીફ અને તિરમિઝી શરીફ પઢી (૨) હકીમુલ ઈસ્લામ હઝરત મવલાના કારી તય્યિબ સાહબ રહ.થી મિશ્કાત શરીફ પઢી (૩) હઝરત અકદસ મવલાના સય્યિદ મુફતી મહેદી હસન સાહબ રહ.ની ખિદમતમાં રહી ઈફતાનો કોર્ષ સંપૂર્ણ કર્યો હતો એટલે કે ફત્વો લખવાની પણ તાલીમ હાંસિલ ફરમાવી હતી. (૪) શયખુલ અદબ હઝરત મવલાના મુહંમદ એઅજાઝ અલી સાહબ રહ. (૫) હઝરત મવલાના મુહંમદ હુસૈન સાહબ રહ. (મુલ્લા બિહારી).

## ઈલ્મે દીન શીખવામાં ઉત્સાહ અને મહેનત

હઝરત મુફતી સાહબ રહ. ગુજરાતના અન્ય તલબાના પ્રમાણમાં નેક સીરત, વધુ મહેનતી અને ખંતીલા હતા, જેમનું રાત – દિવસ એકજ કામ હતુ કે પાબંદી સાથે સબકમાં હાજરી આપવી અને સબકના સિવાય ટાઈમમાં પણ કિતાબોના વાંચનમાં જ ધ્યાન પૂર્વક લાગ્યા રહેવું, કયારેય પણ સમયનો દૂરઉપયોગ ન કરતા હતા, બીજા તલબાથી ન વધારે હળવું – મળવું, ન વધારે દોસ્તી કરવી, અને ન જરૂરતથી વધારે સંબંધ રાખવો, ગપ – શપ અને મસ્તી મજાકમાં ટાઈમ બરબાદ ન કરવો આ સદગુણો હઝરત રહ.ના સ્વભાવમાં દાખલ હતા. કિતાબો પઢવાના ઘણા શોકીન હતા, મસ્જિદમાં હોય કે કલાસમાં, આપ કોઈ ન કોઈ કિતાબ પઢવામાં વ્યસ્ત રહેતા હતા, ખાવા – પીવાના શોકીન ન હતા, બીજા ગુજરાતી તલબાથી વધુ પડતાં દૂર જ રહેતા હતા, આ તલબા ખાવા – પીવામાં લાગેલા રહેતા હતા તો હઝરત મુફતી સાહબ રહ. એમનાથી અલગ જ રહેતા, જરૂરત પૂરતો જ સંબંધ

રાખતા હતા, બસ કિતાબો પઢવાના અધ્યયન પાછળ જ વધારે સમય વ્યય કરતા હતા, એની જ ધૂન અને ધ્યાનમાં રહેતા હતા

## હઝરત હુસૈન અહમદ મદની સા. રહ.થી ઈસ્લાહી તઅલ્લુક

ઝાહિરી ઉલૂમની સાથે સાથે બાતીની ઉલૂમ એટલે કે પોતાના નફસની ઈસ્લાહ માટે આપ રહ. શરૂથી જ કોશિશ કરતા હતા, એના લઈ દારૂલ ઉલૂમ દેવબંદના જમાનામાં જ મકબૂલ વ મહબૂબ ઉસ્તાદે મોહતરમ શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની રહ. થી ઈસ્લાહી તઅલ્લુક ફરમાવી લીધો હતો અને આ ઇસ્લાહી તઅલ્લુક ફકત રસ્મી કે રિવાજી ન હતો બલ્કે ઘણો સોચી વિચારીને કરવામાં આવેલો ફૈસલો હતો. તેથી હઝરત મદની રહ. જયાં સુધી હયાત રહયા ત્યાં સધી હઝરત રહ. એમની ખિદમતમાં હાજર થતાં રહયા અને પોતાની સઆદત સમજીને ઈસ્લાહે નફસ માટે હઝરત મદની રહ.ની હિદાયાત પર અમલ કરતા રહયા. ઘણી મહત્વની વાત આ છે કે હઝરત મુફતી સાહબ રહ.ને પોતાના હઝરતથી ઘણી મોહબ્બત અને ઈશ્કનો તઅલ્લુક હતો, હઝરત મદની રહ.ની હર અદાને જીવનનો હિસ્સો બનાવી લીધો હતો જેના લઈ હઝરત મુફતી સાહબ રહ.ના જીવનમાં હઝરત મદની રહ.ની છબી નજર આવતી હતી.

## હઝરત શેખ ઝકરિય્યા સા. કાંધલ્વી, મુહાજિરે મદની રહ.થી તઅલ્લુક

સન હિજરી ૧૩૭૭ મુતાબિક સન ઈસ્વી ૧૯૫૭ માં હઝરત મદની રહ.ના ઈન્તેકાલ પછી હઝરત મુફતી સાહબ રહ. એ પોતાના શયખ રહ. થી ઘણો નજીકનો તઅલ્લુક રાખનાર અને પોતાની ઝાતને ફિદા કરનાર હઝરત શયખુલ હદીષ, હઝરત મવલાના મુહંમદ ઝકરિય્યા સાહબ કાંધલ્વી સુમ્મલ મુહાજિરે મદની રહ. ને પોતાની ઝાત હવાલે ફરમાવી દીધી. એમની ખિદમતમાં રહીને ઈસ્લાહે નફસની સીડી ચઢતા રહયા અને હઝરત શયખુલ હદીષ રહ.ની ખિદમત અને દેખરેખમાં ૧૮ રમઝાનુલ મુબારક જેટલો સમય રહેવાનો મોકો નસીબ થયો હતો.

## દારૂલ ઉલૂમ દેવબંદથી તાલીમી ફરાગત

સન હિજરી ૧૩૭૦ મુતાબિક સન ઈસ્વી ૧૯૫૦ માં ઉચ્ચ સ્કોરના નંબરથી સફળતાની સાથે ફરાગત મેળવી હતી એ પછી સન હિજરી ૧૩૭૧ મુતાબિક સન

ઈસ્વી ૧૯૫૧ માં ઈફતાના કોર્સથી ફારિગ થયા હતા.

## જામિઅહ ડાભેલમાં દીની ખિદમત

દારૂલ ઉલૂમની તાલીમથી ફારિગ થઈ વતન પધાર્યા પછી તરતજ આપ માદરે ઈલ્મી (જયાં ભુતકાળમાં તાલીમ હાંસિલ ફરમાવી હતી) દારૂલ ઉલૂમ જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદીન ડાભેલ – સિમ્લકમાં મધ્યમ અને ઉચ્ચ દરજાતની તાલીમના ઉસ્તાદ નિયુકત થયા હતા. જયાં આપ રહ.એ તરજમએ કુર્આન શરીફ, તહાવી શરીફ, મુસ્લિમ શરીફ, મિશ્કાત શરીફ, ફિકહ, ઉસૂલે ફિકહ, મન્તિક વગેરે જેવી મહત્વપૂર્ણ કિતાબોનો સતત ૧૮ વર્ષ એટલે કે સન ઈસ્વી ૧૯૬૮ સુધી દર્સ આપતા રહયા હતા.

## તદરીસમાં વિકાસનો ભેદ

અન્થક મહેનતની સાથે કિતાબોનું અતિશય વાંચન કરીને તલબાને સંતોષ પૂર્વક સબક સમજાવવા અને કુદરતી ધગશના લઈ તલબાએ કિરામના દરમિયાન આપના સબક ઘણા મકબૂલ અને મહબૂબ થયા, જેથી કરીને તદરીસમાં આપનો લગાતાર વિકાસ અને ગ્રોધ વધતો ગયો. થોડા જ વર્ષોમાં તહાવી શરીફ, મિશ્કાત શરીફ અને મુસ્લિમ શરીફ વગેરે ઉચ્ચ દરજાતની હદીષની કિતાબોની તદરીસ આપના ઝિમ્મે કરી દેવામાં આવી. સાથે – સાથે જામિઅહ ડાભેલના સદર મુફતી સાહબ, હઝરત મવલાના, મુફતી ઈસ્માઈલ સાહબ બિસ્મિલ્લાહ રહ.ની ગેર હાજરીમાં અસ્થાયી રૂપે ઈફતા (ફત્વો લખીને આપવાની) ઝિમ્મેદારી પણ અદા કરતા રહયા, લગભગ ત્રણ – ચાર મહિનાના સમયમાં ઘણા ફત્વા લખ્યા જે જામિઅહ ડાભેલના રજિસ્ટરમાં હમણાં પણ મહફૂઝ (સલામત) છે. જામિઅહ ડાભેલમાં સતત આશરે ૧૮ વર્ષ સુધી ખિદમત આપતા રહયા.

## આપના શાર્ગિદોની યાદી

જે ઉલમાએ કિરામને આપનાથી ઈલ્મે દીન હાંસિલ ફરમાવ્યું તેઓ હજારોની સંખ્યામાં છે જે દીનની વિવિધ પ્રકારની ખિદમત કરી રહયા છે કોઈ દારૂલ ઉલૂમમાં, કોઈ મકાતિબે દીનીય્યહમાં ખાદિમ છે, તો કોઈ ઈમામ, ખતીબ અને મુઅઝ્ઝિન બનીને મસ્જિદમાં ખિદમત આપી રહયા છે, અમૂક ઉલમાએ કિરામ મદારિસ અને મકાતિબના ઝિમ્મેદાર છે, ( જેમકે હઝરત મવલાના ગુલામ વસ્તાનવી સાહબ

દા.બ. મોહતમિમઃ જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ અકકલકુવા. હઝરત મવલાના અહમદ સાહબ દેવલવી દા.બ. મોહતમિમઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબૂસર. હઝરત મવલાના, મુફતી ઈકબાલ સાહબ ટંકારવી દા.બ. મોહતમિમઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ. હઝરત મવલાના ઐયૂબ સાહબ પાનોલી દા.બ. મોહતમિમઃ જામિઅહ કાસ્મિય્યહ ખરોડ. વગેરે હઝરાત છે.)

જે ઉલમાએ કિરામે હઝરત મુફતી સાહબ રહ.થી બુખારી શરીફ પઢી છે તેમાંથી અમૂક ઉલમાએ કિરામ પણ દેશ – વિદેશમાં શયખુલ હદીષના મન્સબ પર રહીને બુખારી શરીફ પઢાવી રહયા છે. (૧) હઝરત મવલાના યુસૂફ સાહબ ટંકારવી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર. (૨) હઝરત મવલાના અહમદ સાહબ ટંકારવી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર. (૩) હઝરત મવલાના, મુફતી ઈકબાલ સાહબ ટંકારવી દા.બ. શયખુલ હદીષ વ મોહતમિમઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ. (૪) હઝરત મવલાના કારી અહમદ અલી સાહબ ફલાહી, બોમ્બેવાલા દા.બ. શયખુલ હદીષ વ મોહતમિમઃ દારૂલ ઉલૂમ નાની નરોલી. (૫) હઝરત મવલાના યુનૂસ સાહબ તાજપૂરી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ વડાલી. (૬) હઝરત મવલાના સુલેમાન સાહબ દેસાઈ તડકેશ્વર દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ નૂરનગર કીમ ચાર રસ્તા. (૭) હઝરત મવલાના કાસિમ સાહબ ઈગાર દા.બ. શયખુલ હદીષઃ જામિઅહ અબૂબકર સિદદીક ટોરંટો. (૮) હઝરત મવલાના ઈદરીસ સાહબ કોલ્યા, કોસંબા (યૂ.કે.) દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ લીસ્ટર, ઈંગલેન્ડ. (૯) હઝરત મવલાના હસન સાહબ ડોકરાટ આફ્રિકા દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ સાબિકૂન સાઉથ આફ્રિકા (૧૦) હઝરત મવલાના આદમ સાહબ કોયા દા.બ. શયખુલ હદીષઃ જામિઅહ કાસિમુલ ઉલૂમ ટોરંટો. (૧૧) હઝરત મવલાના અસ્લમ સાહબ કાછવી, મોસાલી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ખયરુલ ઉમ્મહ ટોરંટો. (૧૨) હઝરત મવલાના હનીફ સાહબ વરેઠી દા.બ. માજી શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ઝકરિય્યા આફ્રિકા. / હાલમાં શયખુલ હદીષઃ જામિઅતુલ ફલાહ બિનોની (૧૩) હઝરત મવલાના મૂસા સાહબ બદાત બલેશ્વરી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ મહમૂદિય્યહ ડયૂઝબરી, ઈંગલેન્ડ વગેરે હઝરાત છે. (અલ્લાહ તઆલા સર્વે ખાદિમોની ખિદમતો કબૂલ ફરમાવે આમીન)

## દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં ખિદમત

જામિઅહ ડાભેલમાં સતત ૧૮ વર્ષ સુધી કામિયાબ અને મકબૂલ તદરીસી ખિદમત આપ્યા પછી અમૂક મસ્લિહતોના લઈ હઝરત મુફતી સાહબ રહ. રાજીનામું આપીને પ્રગતી તરફ હરણફાળ ભરતી દીની દર્સગાહ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર તશરીફ લઈ ગયા હતા. જયાં શરૂના ૨ વર્ષ અબૂદાઉદ શરીફની તદરીસ ફરમાવી એ પછી જયારે દારૂલ ઉલૂમના મવજૂદ શયખુલ હદીષ હઝરત મવલાના તકિયુદ્દીન સાહબ મઝાહિરી, નદવી દા.બ. દારૂલ ઉલૂમથી તશરીફ લઈ ગયા ત્યારે આપ શયખુલ હદીષના દરજા પર નિયુકત થયા. અને સતત ૨૦ વર્ષ સુધી બુખારી શરીફ જેવી પવિત્ર અને મહાન કિતાબનો દર્સ આપતા રહયા.

આ પ્રમાણે આપ સન ઈસ્વી ૧૯૬૮ થી ૧૯૯૦ સુધી ૨૨ વર્ષ લગાતાર દર્સ આપતા રહયા. સાથે – સાથે ઈફતા (ફત્વો લખવા) ની પણ ઝિમ્મેદારી હતી જેને આપ એક કાયદા શાસ્ત્રી તરીકે ઘણી સારી રીતે અદા કરતા રહયા. તડકેશ્વરમાં બુખારી શરીફના સિવાય મુસ્લિમ શરીફ, તહાવી શરીફ, સુનને ઈબ્ને માજહ અને શર્હે નુખ્બા વગેરેની પણ તદરીસ ફરમાવતા હતા.

એ પછી હઝરત રહ.એ સન ઈસ્વી ૧૯૯૦ માં દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર છોડીને પોતાના વતન કરમાલી મુકામે દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી કાયમ કરી એમાં જીવનના અંતિમ શ્વાસ સુધી દીની ખિદમત આપતા રહયા હતા.

## જીવનમાં સતત ખિદમતની કુલ મુદ્દત

આમ જીવનના સતત ૫૩ કે ૫૪ વર્ષો સુધી દીની દર્સગાહ (દારૂલ ઉલૂમ) માં ઉચ્ચ દરજાતની અલગ – અલગ પ્રકારની ખિદમત આપીને ગુજરાત અને ગુજરાત બહાર આપ રહ.એ સેંકડો શિષ્યો (ઉલમાએ કિરામ) સમાજને ભેટ આપ્યા છે જેમાંથી કોઈ મુદર્રિસ છે તો કોઈ મુહદિસ, કોઈ મુફતી તો કોઈ સંચાલક તરીકે ખિદમત આપે છે. (ફજઝાકલ્લાહુ ખયરા)

## દર્સની ખુસૂસિયાત અને મહત્વની વાતો

**(૧) એક ખુસૂસિયત પર તલબા સહમતઃ–** આપના તમામ તલબા આ વાત પર સહમંત હતા કે આપને અલ્લાહ તઆલા તરફથી દર્સ સમજાવવાની એવી કળા અને પધ્ધતિ પ્રાપ્ત હતી કે જેની મિસાલ મળવી મુશ્કેલ છે. ગુંચવણ ભર્યા મસ્અલાને

મિસાલ આપીને કિસ્સાના સ્વરૂપમાં ઘણો સહેલાઈથી સમજાવી દેતા હતા કે તલબાને એ મસ્અલાના અઘરો હોવાનો એહસાસ પણ ન થતો હતો. અને આ વાતનો ઈકરાર આપના સાથી અને અન્ય મુદર્રિસ હઝરાતે પણ કર્યો છે. ચઢતા સુર્યના પ્રકાશ જેવી ચોખવટ ભરી વાત છે કે કોઈ પણ મુદર્રિસનો સૌથી મોટો કમાલ આ છે કે તે દર્સને તલબાએ કિરામની સામે એવી રીતે રજુ કરે કે તલબા તેને સહેલાઈથી સમજી શકે, સાથે – સાથે એમને સંતોષ પણ થઈ જાય. અને આ ખૂબી હઝરત મુફતી સાહબ રહ.ને સંપુર્ણ રીતે હાંસિલ હતી જેના લઈ આપ જામિઅહના ઉચ્ચ દરજાના ઉસ્તાદોમાં નોંધપાત્ર હતા.

**(૨) દર્સમાં સબકની સાથે મહત્વપૂર્ણ વાતોઃ–** કિતાબની ઈબારતનો તરજમો, જરૂરી મતલબ અને ખુલાસાની સાથે – સાથે વર્તમાન કાળના કિસ્સાઓ, દેશના હાલાત, યુગની અન્ય વાતોથી જાણકાર ફરમાવતા અને અહાદીસે મુબારકાની રોશનીમાં એનો ઉકેલ પણ બતલાવતા હતા.

**(૩) દર્સમાં તલબાનું ઉત્સાહ પૂર્વક હાજર થવું:–** દર્સની તકરીર વખતે હઝરત રહ.ના ચહેરા પર એક વકાર અને ઈત્મીનાન નજર આવતો હતો અને ઝબાનથી શબ્દો ચોખ્ખા અને અસરકારક નીકળતા હતા જેનાથી એવું લાગતું હતું કે દરેક ઈલ્મો – ફનની કિતાબો મોઢે યાદ હશે. ઈલ્મે સર્ફ – નહવ અને બલાગત જેવા ઉલૂમે આલિયહને દર્સમાં જારી પણ ફરમાવતા હતા અને માઝીના સબકની જરૂરી વાતો બયાન ફરમાવી તેને ભુલવા ન દેતા હતા. માટે તલબાએ કિરામ ઘણા ઉત્સાહ પૂર્વક આપના દર્સમાં હાજર થતા હતા. અને દરેક તાલિબે ઈલ્મને એવું મહેસૂસ થતું હતું આ વાત મને જ સમજાવવામાં આવી રહી છે.

**(૪) બુખારી શરીફના દર્સનો અનોખો અંદાજઃ–** બુખારી શરીફના દર્સમાં હઝરત ઈમામે બુખારી રહ.નો બયાન કરેલ તરજમતલ બાબ (ચેપ્ટર)ને અને એનાથી સાબિત થતા મસ્અલાને અંથક મહેનતની સાથે તલબાએ કિરામને સમજાવતા હતા અને મસ્લકે અહનાફને દલીલ અને તહકીકની સાથે બયાન કરીને નુસૂસ (કુર્આન – હદીસ) થી વધારે નજદીક હોવું સાબિત ફરમાવતા હતા. તરજમામાં હઝરત શયખુલ હિંદ રહ.ના બયાન કરેલ મકસદને સારી રીતે સ્પષ્ટ કરતા અને એનાથી સંબંધિત અહાદીષે મુબારકાનો બાબ (ચેપ્ટર) થી તઅલ્લુકને ઘણી સારી રીતે સમજાવતા હતા અને ઈમામે બુખારીનો દાવો અને તરજમામાં ઘણી

ઝિંણવટ ભરી સોચને સ્પષ્ટ કરવાની સાથે સાથે એમના ઉચ્ચ દરજાને પણ બયાન ફરમાવતા હતા. અને સંપૂર્ણ બુખારી શરીફ દિરાયતન (તરજમો કરીને) જ પઢાવતા હતા, જયાં કલામ કરવાની અને સમજાવવાની જરૂર હોતી ત્યાં જરૂર કલામ ફરમાવીને તલબાને સમજાવતા હતા, બસ કિતાબને રિવાયતન દોડાવીને પૂરી ફરમાવી દીધી હોય એવું કયારેય ન કરતા હતા.

**(૫) ભટકેલા ફિરકાને દલીલથી બયાન કરવું:–** આપ દર્સમાં ખાસ કરીને અહાદીષે મુબારકાથી એહલે સુન્નત વલ જમાઅતના મસ્લકને દલીલથી સાબિત ફરમાવતા અને ગુમરાહ (ભટકેલા) ફિરકાઓ જેમકે મોઅતઝિલા, શિયા, જમાઅતે ઈસ્લામી અને કાદિયાની વગેરેનો જરૂર રદ ફરમાવતા હતા અને તેઓની ખોટી વિચાર ધારણાનું સદંતર ખોટું હોવું સ્પષ્ટ ફરમાવતા અહીયા સુધી કે હકના હક હોવાને અને બાતિલના બાતિલ હોવાને સ્પષ્ટ બયાન કરવામાં આપ દીની ગૈરતના કારણે એટલા જોશમાં આવી જતા હતા કે આપ સખ્ત અંદાજમાં હક વાતને સાફ – સાફ શબ્દોમાં બયાન ફરમાવી દેતા અને બાતિલની પૂરી હકીકત ખોલી નાખતા હતા. અને આ હવાલાથી હિફાઝતે દીનના કામ માટે તલબાએ કિરામનું ધ્યાન એકત્રિત ફરમાવતા હતા બલ્કે મરદુમ સાઝી (માનવી કરણ) નું પણ કામ કરતા હતા.

**(૬) દર્સ પૂરા આદર અને સમ્માન સાથે પઢાવવો:–** હઝરત રહ. અહાદીષ ની કિતાબો પૂરા આદર અને સન્માન સાથે પઢાવતા હતા, તલબાએ અઝીઝ ઈબારત સહીહ પઢે એનો ઘણો ખ્યાલ ફરમાવતા હતા, કોઈ તાલિબે ઈલ્મથી ઈબારતનો એઅરાબ સ્પષ્ટ ન થતો અથવા ગલતી થતી હોય તો તેને એજ ઘડીએ ઈબારત પઢવાથી મના ફરમાવી દેતા હતા. એવા જ તલબાએ કિરામથી ઈબારત પઢાવતા હતા જે સહીહ અને સ્પષ્ટ પઢતા હોય.

**(૭) દર્સના વખતે સંપૂર્ણ ધ્યાન દર્સમાં રાખવું:–** આપના શાગિર્દોનું કહેવું છે કે અમોએ કોઈ વખતે જોયું નથી કે આપ દર્સના વચમાં કોઈ બીજા કામમાં વ્યસ્ત થઈ ગયા હોય કે કોઈ આવનારથી મુલાકાત અને વાતચીત કરવામાં લાગી ગયા હોય બલ્કે સંપૂર્ણ ધ્યાન દર્સ પઢાવવામાં જ રહેતુ હતું. જેનો અસર તલબાએ કિરામ પર હતો કે તલબાએ કિરામ આપનો દર્સ ધ્યાન પૂર્વક સાંભળતા હતા. આપ કોઈ તાલિબે ઈલ્મની અસભ્યતા અને અયોગ્ય ચળવળને જરાય સહન ન ફરમાવતા હતા બલ્કે તે જ વખતે એની ઈસ્લાહ ફરમાવી દેતા હતા.

**(૮) તલબાએ કિરામ સાથે લગાવઃ–** તલબાએ કિરામ સાથે આપ ઘણો નજીકનો લગાવ રાખતા હતા. અને આપ ફરમાવતા હતા કે અમે તલબાએ કિરામને હમેંશા આદર અને સન્માનથી જોયા છે અને પ્યાર – મુહબ્બતથી પઢાવ્યા છે. કયારેય તાલિબે ઈલ્મને સખ્ત સુસ્ત જેવા અયોગ્ય શબ્દોથી સંબોધિત ફરમાવ્યા નથી. જયારે પણ ઈસ્લાહની વાત ફરમાવતા ત્યારે પ્રેમ – ભાવનાથી આદર પૂર્વક સારા શબ્દોનો ઉચ્ચાર ફરમાવતા હતા. જરૂરતમંદ તલબાએ કિરામનો ખાસ ખ્યાલ ફરમાવતા હતા. મહેનતી તલબાને કોઈ વખતે ઈન્આમ આપીને, કોઈ વખતે દુઆઈયા કલિમાત અથવા પ્રોત્સાહન વાળા કલિમાત ફરમાવીને એમના હોંસલા (ધગશ) ને વધારતા હતા. ખાસ કરીને તે તલબા જે આપની સેવા ચાકરી કરતા હતા તેમની સાથે એટલો સારો વર્તાવ ફરમાવતા હતા કે તે તલબા પોતાના મા – બાપને પણ ભુલી જતા હતા. પોતાની દુઆઓમાં એમના હકોમાં થનાર કોતાહી (ખામિઓ) પર માફીની ગુઝારિશ ફરમાવી દેતા હતા. આપથી મળવા આવનારને ભારે અવાઝમાં "મોલ્વી સાહબ" ના શબ્દોથી સંબોધિત ફરમાવતા જેમાં ખાસ મોહબ્બત અને શફકત જાહેર થતી હતી.

**(૯) દર્સના વચમાં અકાબિરનો ઉલ્લેખઃ–** હઝરત રહ.ને બુઝુર્ગાને દીન અને અસાતિઝહ કિરામથી ઈશ્કના દરજાનો તઅલ્લુક હતો, દર્સના વચમાં કોઈ મુનાસબતથી અકાબિરે દેવબંદ ખાસ કરીને કુત્બુલ અકતાબ, શયખુલ ઈસ્લામ, હઝરત મવલાના હુસૈન અહમદ મદની રહ. નો ઉલ્લેખ થઈ જતો હતો ત્યારે ઘણી મોહબ્બતની સાથે ઉલ્લેખ ફરમાવતા હતા. એમના અહેવાલ અને અકવાલથી કોઈ દર્સ ખાલી ન રહેતો હતો, એમની સાથે સંબંધને બયાન ફરમાવતા આંખોમાં આંસુ આવી જતા હતા.

**શઅરઃ** "હમ હુએ કે તુમ હુએ કે મીર હુએ
ઉસ્કી ઝુલ્ફો કે સબ અસીર હુએ"

**(૧૦) દર્સ પઢાવવાની પાબંદીનું રહસ્ય :–** હઝરત રહ. ઉમ્મતે મુસ્લિમહના મસાઈલ અને રિફાહી કાર્યોમાં વ્યસ્ત રહેવાની સાથે સાથે એના સંબંધિત ઘણા સફર પણ ફરમાવતા હતા એ છતાંય આપ સબક પઢાવવાનું કોઈ વખતે છોડતા ન હતા. ગૈરહાજરી તો છેલ્લા દરજાની મજબૂરીમાં જ થતી હતી, સબકના મામલામાં અતિશય પાબંદી ફરમાવતા હતા કે સબકના સમયથી પહેલા કલાસમાં તશરીફ લાવી

દેતા હતા, તલબાએ કિરામ એવું ખ્યાલ કરતા હતા કે આજે સબકની છુટ્ટી રહેશે, પણ નકકી સમયે જોઈ લેતા હતા કે હઝરત રહ. કલાસમાં કિતાબના મુતાલઆ (વાંચન) માં વ્યસ્ત છે આપ કયારેય પણ સબક પઢાવવાનું છોડતા ન હતા. આપ ફરમાવતા હતા કે" સબક છોડનેસે બરકતસે મહરૂમી હો જાતી હૈ" આ પાબંદીનું રહસ્ય આ હતું કે હઝરત રહ.એ રાત – દિવસના કામોનું એવું સમયપત્રક બનાવેલું હતું કે સબક છોડવાની જરૂરત ન પડતી હતી અને આપની મશ્ગૂલી આપના સબક પઢાવવા પર અસરકારક ન થતી હતી.

**(૧૧) ઉનાળામાં બુખારી શરીફનો સબકઃ–** હઝરત રહ. ગરમીના જમાનામાં છુટ્ટી થઈ ગયા પછી પણ પઢાવતા રહેતા હતા અહિયાં સુધી કે બીજા તલબાએ કિરામ ખાણું ખાઈને આરામ કરવામાં લાગી જતા હતા. રઈસે જામિઅહ ફલાહે દારૈન હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ રહ. તાલીમના ક્ષેત્રમાં વિકાસના ઈચ્છુક હતા કે એ વખતે અમારૂં ખાણું અલગ રખાવી દેતા હતા જયારે કે આમ કરવાથી નિઝામમાં ગરબડી થઈ શકે છે પણ મોટા લોકોની નજરો મોટી હોય છે તે ઘણું દૂરનું વિચારતા હોય છે, હઝરત રઈસ રહ. સંપૂર્ણ ખ્યાલ ફરમાવતા હતા, કયારેય પણ ખાવા ખુટતું ન હતું.

**(૧૨) બુખારી શરીફના છેલ્લા સબકનો માહોલઃ–** દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં બુખારી શરીફના છેલ્લો સબક ઘણી એહમિયતથી પઢાવવામાં આવતો હતો, બુખારી શરીફના બે પાના બાકી રાખીને ઘણા લાંબા સમય સુધી કલામ (સબકના સંબંધિત અને ઈસ્લાહી વાત) કરતા હતા અને છેલ્લે ઘણી દર્દભરી, અસરકારક દુઆ ફરમાવતા હતા. જામિઅહ ફલાહે દારૈનની ખાસિયત રહી છે કે છેલ્લા સબક વખતે તલબાએ દૌરએ હદીષ, હઝરત શયખુલ હદીષ સાહબ દા.બ.ને અકીદત અને મોહબ્બતની સાથે એમના ઘર આંગણે લેવા જતા હતા.

**(૧૩) તલબાની રહેણી – કરણી પર નજરઃ–** હઝરત રહ. દર્સના વચમાં ઈત્તિબાએ સુન્નતની ઘણી વધારે તાકીદ ફરમાવતા હતા, થોડા – થોડા સમયે સુન્નત પર અમલ કરવાની તરગીબ આપતા હતા. અને પોતે પણ તેના ઘણા પાબંદ હતા. ઈસ્લામી વઝઅ – કતઅ (રહેણી – કરણી) પર ખાસ ધ્યાન આપતા હતા, હઝરત રહ.ની સામે ટખનોંથી નીચે ઈઝાર લટકાવીને હાજર થવાની કોઈ તાલિબે ઈલ્મની હિંમત ન થતી હતી. હઝરત રહ. પોતે પણ ઈસ્લામી રહેણી – કરણીના પાબંદ હતા

અને પહેલી સફની પાબંદીનો આ હાલ હતો કે આપને જોઈને દિલ આપના વલી સિફત હોવાની સાક્ષી આપતું હતું અને આપની પાસે બેસવાનો ઈરાદો થઈ જતો હતો.

**વસ્વસાનો જવાબ અને માર્ગદર્શનઃ–** હું (અહમદ સઈદ ઈબ્ને ઈસ્માઈલ પટેલ) દરજએ અરબી દોમનો તાલિબે ઈલ્મ હતો, દિલમાં એક વસ્વસો પૈદા થયો કે આ લખવું, પઢવું, મોલ્વી બનવું અને શહાદતે ફઝીલત પ્રાપ્ત કરવી આ બધું બેકાર છે કેમકે જીવનમાં અમલ નામની કોઈ વસ્તું હોતી નથી. બંદાએ આ ખ્યાલનો ઉલ્લેખ હઝરત રહ.ની ખિદમતમાં રજુ કર્યો એ વખતે હઝરત મુફતી સાહબ રહ.એ જવાબમાં ફરમાવ્યું કે આ વસ્વસો "શયતાની વસ્વસો" છે. શયતાન દીની તાલીમથી રોકવાની કોશિશ કરી રહયો છે. એનો ઈલાજ આ છે કે તાલીમ ચાલું રાખવાની સાથે કોઈ શયખે કામિલથી ઈસ્લાહી તઅલ્લુક કાઈમ કરી લ્યો. બંદાએ હઝરતુલ ઉસ્તાઝ દા.બ.ના મશ્વરાને સ્વીકારી લઈ એક સાહિબે નિસ્બત બુઝુર્ગથી તઅલ્લુક કાયમ કરી લીધો. પછી જયારે હઝરત મુફતી સાહબ રહ.ને જાણ કરી તો હઝરત રહ.ઘણા ખુશ થયા અને ઈન્તિખાબે શયખ ઉપર શાબાશી પણ આપી.

**હઝરત રહ.થી દર્સે હિદાયહની દરખાસ્તઃ–** હિદાયહના વર્ષે જયારે મખ્દૂમે મુકર્રમ, હઝરત મવલાના ઝુલ્ફિકાર સાહબ દા.બ. હજનો ફરીઝો અદા કરવા માટે હરમયન શરીફયન તશરીફ લઈ ગયા ત્યારે દરજાના સાથીઓએ મને આ વાત પર તૈયાર કર્યો કે હું હઝરત મુફતી સાહબ રહ.થી હિદાયહનો દર્સ પઢાવવા બાબતે દરખાસ્ત કરું, હું હિંમત કરીને હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમતમાં પહોંચ્યો અને દરખાસ્ત રજુ કરી, હઝરત વાલા રહ.એ ખુશીથી કબૂલ ફરમાવી અને હઝરત મવલાના ઝુલ્ફિકાર સાહબ દા.બ.ના સફરે હજથી પરત થવા સુધી હિદાયહ અવ્વલયનનો દર્સ પઢાવતા રહયા.

**મુઅત્તા માલિકના હલ માટે અભિપ્રાયઃ–** એક વખતે બંદા (મુહંમદ અસ્લમ કાછવી) એ હઝરત રહ. થી મશ્વરા ખાતર સવાલ કર્યો કે મુઅત્તા માલિક પઢાવવા માટે કઈ શુરૂહાત (ગાઈડ) ને મુતાલઆમાં રાખવી જોઈએ? હઝરત રહ.એ જવાબમાં ફરમાવ્યુંઃ ભાઈ ! મને પણ શયખુલ હદીષ, હઝરત શયખ ઝકરિય્યા સાહબ કાંધલ્વી રહ. એ ફરમાવ્યું હતું કે આપ મુઅત્તા માલિકને હલ કરવા માટે ઘણા લાંબા સમય સુધી મુતાલઆમાં વ્યસ્ત રહો છો, અવજઝુલ મસાલિક નામી શર્હ એના હલ માટે ઘણી કાફી છે.

# હઝરત રહ.ના સદગુણો

**(૧) હસ્મુખ ચહેરાથી હળવું – મળવું :–** હઝરત રહ.ની જીંદગી સરળ અને સાદી જીંદગી હતી. કોઈ પ્રકારની બનાવટ ન હતી. બલ્કે તવાઝુઅ અને ઘણી નમ્રતા પૂર્વક જીંદગી હતી. પોતાના નાના લોકો સાથે શફકત અને મહેરબાનીનો વર્તાવ ફરમાવતા હતા. દરેકની સાથે હસ્મુખ અને ખુશખુશાલ ચહેરાથી મળતા હતા. જેના કારણે અવામ – ખ્વાસમાં આપની ચાહના હતી અને દરેક વ્યકિત આપને આદર અને સન્માનની નજરે જોતો હતો અને સૌના મનમાં આપના પ્રત્યે પ્રેમ – ભાવના હતી.

**(૨) મદની પરિવાર અને જમઈય્યતથી સંબંધ :–** હઝરત મુફતી સાહબ રહ. શયખુલ ઈસ્લામ હઝરત મવલાના હુસૈન અહમદ મદની રહ.ના શાર્ગિદ હતા તેમજ આપના પ્રત્યે અતૂટ શ્રધ્ધા ધરાવતા હતા. પરિણામે આપની વફાત પછી આપનો પુરતો આદર અને સન્માન મદની પરિવાર પ્રતિ પણ કેન્દ્રીત અને મર્યાદિત થયો હતો. તે અહી લગી કે, આપ હમેંશા જમઈય્યતુલ ઉલમાના અસ્અદ ગ્રુપ સાથે જ જોડાયેલા રહયા હતા. અને દરેક તબકકે મવલાના અસ્અદ મદનીના પડખે રહેવામાં પોતાનું ગૌરવ સમજતા હતા. આપે પોતાના ફરઝંદોના નામ પણ હઝરત મવલાના મદની રહ.ના પુત્ર અને પૌત્રોના નામ મુજબ અસ્અદ, અમ્જદ, અરશદ અને અજવદ એ પ્રકારે રાખ્યા હતા. પોતાના ગામ કરમાલી ખાતે સ્થાપેલ દીની ઈદારહનું નામ પણ મદની દારુત્તરબિયત રાખ્યું હતું.

હઝરત મુફતી સાહબ રહ. વર્ષો સુધી જમઈય્યતુલ ઉલમા (અસ્અદ ગ્રુપ) ના રાજય એકમના પ્રમુખ પદે તેમજ જમઈય્યતની રાષ્ટ્રીય કારોબારીના સભ્યપદે અંત સુધી રહયા હતા. આ ઉપરાંત ગુજરાતના અમીરે શરીઅત તરીકે પણ આપને નિયુકત કરવામા આવ્યા હતા. જો કે શરઈ પંચાયત તેમજ અમારતે શરઈય્યહના અસ્તિત્વ સિમિત વર્તૂળ સિવાય કયારે પણ નોંધ લેવામાં આવી નથી.

**(૩) દરેક નેઅમતનો શુક્ર અદા કરવો:–** આયતે શરીફા "અગર નેઅમતનો શુક્રિયા અદા કરશો તો નેઅમતોમાં વધારો કરીશ" ના લઈ હઝરત મુફતી સાહબ રહ. ના સ્વભાવમાં નેઅમતનો શુક્રિયા અદા કરવાની પાબંદી હતી. અલ્લાહ તઆલા તરફથી મળેલ નાનામાં નાની નેઅમતનો પણ શુક્રિયા અદા કરતા હતા. પોતાની નાએહલિય્યતને યાદ ફરમાવતા જેના લઈ આંખોમાં આંસુ આવી જતા રડી દઈ દુઆમાં મશગૂલ થઈ જતા હતા.

**(૪) શરીઅતના વિરૂધ્ધ કામ પર ટોકવું:–** હઝરત રહ. ના જીવનમાં દીને ઈસ્લામની માન – મર્યાદા જાળવવાની નૈતિક સમજ (ગૈરત) અને હમિય્યત ખૂબજ હતી, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઈરશાદઃ "ઝાલિમ બાદશાહની સામે હક વાત કહેવી તે અફઝલ જિહાદ છે" અને સય્યિદુના હઝરત અબૂ બકર રદિ.ના સુવાકય "મારી હયાતીમાં દીનમાં કોઈ પણ જાતની કમી આવે? તે કેવી રીતે થઈ શકે છે?" પર અમલના ઘણા પાબંદ હતા. જેનો આ અસર હતો કે જયારે પણ કોઈ કામ અથવા કોઈ વાત શરીઅતના વિરૂધ્ધ જોઈ લેતા તો કોઈ પણ જાતના ખૌફ – ખતરાની પરવા કર્યા વિના, નિડર થઈને તરતજ પૂરી સફાઈ અને ચોખવટ સાથે ટોકી દેતા હતા. દીને ઈસ્લામ અને શરીઅતના વિરૂધ્ધ તથા ઈલ્મ, અહલે ઈલ્મ (ઉલમાએ કિરામ) ના ખિલાફ કોઈ વાત સહન ન ફરમાવતા હતા. જયારે પણ કોઈ પેપર કે મેગ્ઝિનમાં ઈસ્લામ અને મુસલમાનના વિરૂધ્ધ લેખ વાંચી લેતા કે સાંભળી લેતા તો આપની ગૈરત ભડકી ઉઠતી અને ટૂંક સમયમાં જ લેખિકમાં કે મૌખિકમાં દલીલ સાથે પાકા પાયે એનો જબરદસ્ત રદ ફરમાવતા હતા.

**એક તાલિબે ઈલ્મનો વાકિઓઃ–** આપના એક તાલિબે ઈલ્મનું કહેવું છે કે હું એક વખતે દર્સના વચમાં આપની બતલાવેલી વાત કિતાબમાં નોટ કરી રહયો હતો આપ રહ. એ તે જ વખતે મને સારા અંદાજથી ટોકી દીધો કે "ભાઈ ! મદ્રસહકી કિતાબ હૈ, વકફકે માલમેં ઈસ તરહ કરના, અપની તરફસે ઝયાદતી હૈ જો બિલકુલ જાઈઝ નહી હૈ."

**નોંધઃ–** આ વાકિઓ હઝરત મવલાના યુનૂસ સા. તાજપુરી દા.બ. શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ વડાલીનો છે.

**એક વ્યકિતને સપનામાં ટોકી દીધોઃ–** હઝરત મુફતી સાહબ રહ.ના ઈન્તેકાલ પછી સપનામાં જોયા કે હઝરત રહ. એક જગ્યા પર બયાન ફરમાવતા હતા અને હું પણ શામિલ હતો, હું દુઆમાં ઉભો હતો. દુઆ પછી ફરમાવ્યું કે તમે ઉભા ઉભા દુઆ કરો છો, આ બધા ઉસ્તાદો બેઠેલા છે, ને. (આ કિસ્સો મો.મુશતાક મવ.મુહંમદ જંબુસરી રહ. નો છે.)

**આવા હતા હઝરત મૂફતી સાહબ રહ. :–** હઝરત મવલાના ઝુલ્ફિકાર સાહબ દા.બ.ફરમાવે છે કે એક વખતે હઝરત મુફતી સાહબ રહ. ની સાથે એક ગામમાં શાદીના પ્રોગ્રામમાં જવાનું થયું, રઈસે જામિઅહ, હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કપોદ્રવી રહ. પણ સાથે હતા. નમાજે ઈશા પછી નિકાહની

મજલિસ થવાની હતી, એ દરમિયાન મસ્જિદમાં હાજર નોજવાનોએ મસ્જિદના આંગણામાં જોર – જોરથી વાતો અને હોવા કરવાનું શરૂ કરી દીધું. હઝરત મુફતી રહ. એ જયારે તેઓનો અવાઝ સાંભળ્યો તો આપની ગૈરતને બરદાશ્ત ન થયું અને એજ ઘડીએ ઉભા થઈને એટલી હિંમત અને જોશ ભરી એનાથી સંબંધિત કુર્આન – હદીષની રોશનીમાં એવી તકરીર ફરમાવી કે જેમાં મસ્જિદ અને દીની મજલિસના એહતેરામ અને ઉલમાએ કિરામના એહતેરામથી સંબંધિત કોઈ આયત કે કોઈ હદીષ બાકી રાખી નહી હોય જે આપ રહ. એ સંભળાવી નહી હોય, એવું લાગી રહયું હતું કે ઈલ્મનો થપ્પડતો દરિયો જારી થઈ ગયો છે જે રૂકવાનું નામ નથી લઈ રહયો, એક ધોધમાર ઈલ્મી વર્ષા વરસી રહી છે. બધા લોકો આશ્ચર્યમાં પડીને ગરદન ઉચી રાખીને એકી નજરે જોઈ – સાંભળી રહયા હતા અને હઝરત મુફતી સાહબ રહ. રૂકવાનું નામ લઈ ન રહયા હતા. હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ રહ. એ આપના વખાણ કરતાં ઘણી સારી વાત ઈરશાદ ફરમાવી હતી કે એવું લાગી રહયું હતું કે "કોઈ ડેમની દીવાલ ટૂટી ગઈ હોય, જેનું પાણી સેંકડો ગામોને વહાવી લઈ જઈ રહયું હોય" લોકોએ એવું પણ કહયું કે સારું થયું કે મસ્જિદમાં શોર (હોવા) થયો કે હઝરત મુફતી સાહબની આવી કુર્આન – હદીષની રોશનીમાં તકરીર સાંભળવાનો મોકો મળ્યો.

આવા હતા હઝરત મુફતી સાહબ રહ .જયારે જોશમાં આવીને બોલતા હતા તો મજલિસ પર સન્નાટો છવાઈ જતો હતો અને લોકોની દીની, ઈમાની ગૈરતમાં જોશ અને ઉર્જા લાવી દેતા હતા.

**પોતાને નાઅહલ સમજતા :–** હઝરત રહ. માં તવાઝુઅ–ઈન્કિસારી (નમ્રતા) ખૂબજ હતી, પોતાને નાઅહલ સમજતા હતા. એક વખતે વાત કરતાં – કરતાં મેં કહયું કે હઝરત આપણા ત્યાં જે ફતાવા પૂછવામાં આવે છે તે દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયતના કારણે નહી બલ્કે મુફતી બેમાત સાહબની ઝાતના કારણે પૂછવામાં આવે છે. તો આપ રહ. એ ફરમાવ્યું: "ના ભાઈ હું તો બહું નાનો માણસ છું" ઈલ્મો ફઝલનું સમંદર શોષી લેવા છતાંય પોતાની ઝાતને કંઈ ન સમજવાની અનોખી આદત, જે અકાબિરે દેવબંદના સદગુણોમાંથી છે, આપ રહ.ની ખાસ આદત હતી. ખરેખર વાત આ છે કે હઝરત મુફતી સાહબ રહ.ના જેવા હકીકતના ઓળખનાર માણસ, આ ધરતી પર મારી – તમારી આંખે કદાચ જોયા પણ નહી હોય.

(મવ.અશરફ બિન ઈબ્રાહીમ સારોદી અને મવ.સુલેમાન બિન યાકૂબ અદાત ભાદી)

# મિલ્લી અને કૌમી સેવાઓ

**શરઈય્યહ વિભાગ ગુજરાત વિસ્તારમાં :–** હઝરત મવલાના અહમદ અશ્રફ સાહબ રાંદેરી રહ. અને હઝરત મવલાના મુહંમદ રઝા અહમદ સાહબ અજમેરી રહ. ની સાથે રહીને સન ઈસ્વી ૧૯૭૬ માં શરઈય્યહ વિભાગની બુન્યાદ ગુજરાત વિસ્તારમાં નાખી, શરૂઆતમાં હઝરત મવલાના અહમદ અશ્રફ સાહબ રાંદેરી રહ. એના સદર અને હઝરત મુફતી સાહબ રહ. એના જનરલ સેકેરેટરી નિયુકત થયા હતા. શરૂઆતથી લઈ વફાત સુધી આપ રહ.એ ઈદારાથી જોડાયેલા રહયા અને એના માધ્યમથી આપ રહ. એ ઉમ્મતની ઘણી સારી અને શ્રેષ્ઠ સેવા ફરમાવી, ખાસ કરીને એના લઈ કેટલીક મઝલૂમ ઔરતોને શોહરો અને સમાજ તરફથી થતા ઝુલ્મ અને અન્યાયથી મુકિત પ્રાપ્ત થઈ.

**જમીઅતે ઉલમાએ હિંદ:–** શરૂઆતમાં સ્થાનિક સ્થળ પર જમીઅતે ઉલમા ના પ્લેટફાર્મથી કૌમની ખિદમત શરૂ ફરમાવી, એ પછી આપના કામનું ક્ષેત્ર ફેલાવા લાગ્યું. જીવનના છેલ્લા ૧૬ વર્ષ સુધી લગાતાર જમીઅતે ઉલમા સૂરતની સદારત (આગેવાની) ફરમાવી અને ૨ વર્ષ જમીઅતે ઉલમાએ ગુજરાતના સદર રહયા અને ૩૦ વર્ષ સુધી જમીઅતે ઉલમાએ હિંદના રુકને આમિલહના કાર્યકર્તા સભ્ય રહયા.

**અમીરે શરીઅત ગુજરાતઃ–** ગુજરાતના પહેલા અમીરે શરીઅત, હઝરત મવલાના સય્યિદ મુફતી અ.રહીમ સાહબ લાજપૂરી રહ.ની વફાત પછી ૫ સફર સન હિજરી ૧૪૨૩ મુતાબિક ૧૯ એપ્રિલ સન ઈસ્વી ૨૦૦૨ માં શરઈય્યહ વિભાગ હિંદુસ્તાન તરફથી ઉલમાએ ગુજરાતના મશ્વરાના આધારે હઝરત રહ.ને "અમીરે શરીઅત ગુજરાત" નિયુકત કરવામાં આવ્યા, જેના પર આજીવન કાયમ રહયા.

**ઝિમ્મેદારીના એહસાસનું પરિણામઃ–** હઝરત મુફતી સાહબ રહ. ઝિમ્મેદારીનો અતિશય એહસાસ રાખતા હતા, જેના લઈ આપ રહ. દરેક ક્ષેત્રમાં ચોકસાઈ પૂર્વક ખૂબ જ સારી રીતે ખિદમત ફરમાવતા હતા. જેના પરિણામે બધાજ વિભાગમાં ખૂબ જ વિકાસ થયો હતો.

**સૂરત શહેરમાં તાલીમી કોન્ફરન્સ :–** હઝરત રહ. એ સૂરત શહેરમાં એક તાલીમી કોન્ફરન્સ ઓલ ગુજરાત લેવલ પર બોલાવી અને સર્વે એહલે ઈલ્મ તથા બૌધ્ધિક લોકોને એકઠા કર્યા અને એ વખતે જે મસ્અલો મદારિસ અને એની

તાલીમના વિરૂધ્ધ ચાલતો હતો એના ખિલાફ તજાવીઝ (સૂચનો) પાસ કરાવી, એ મૌકા પર લોકો સમજી રહયા હતા કે આ કોન્ફરન્સ કદાચ કામિયાબ અને સફળ થશે નહી. પણ હઝરત મુફતી સાહબ રહ.ની અંથક મહેનત અને ઈખ્લાસના લઈ કોન્ફરન્સ કામિયાબ અને સફળ થઈ ગઈ.

**હઝરત રહ.ના દીની સફર :–** મકકા મુકર્રમા, મદીના મુનવ્વરહ, કેનેડા, સાઉથ આફ્રિકા, રીયૂનીયન, અમેરીકા, પાકિસ્તાન (હઝરત શેખ ઝકરિય્યા સાહબ રહ.ની સાથે), બારબેડોઝ, ગ્રેનેડા, ઝામ્બિયા, ઝિમ્બાબ્વે, ઈંગલેન્ડ, ન્યુઝીલેન્ડ, થાઈલેન્ડ અને મોરસીસ વગેરે જેવા એક ડઝનથી વધારે વિદેશી દીની સફર ફરમાવ્યા છે.

**ગુજરાત દીની તાલીમ બોર્ડની સદારતઃ–** દક્ષિણ ગુજરાતના મહારાષ્ટ્રની બોર્ડર પર જંગલખાતાના અનપઢ અને દીની એઅતેબારથી અતિશય પછાત વર્ગના ગામડાઓમાં રહેતા મુસલમાનોની દીની તાલીમ બાબતે જે કંઈ ઉલમાએ કિરામે અને કૌમો મિલ્લતના હમદર્દ લોકોએ ખાસ ફિક્ર અને ચિંતા ફરમાવી એમના રેહબર અને આગેવાન હઝરત મુફતી સાહબ રહ. હતા. તેથી એ લોકોએ ગુજરાત દીની તાલીમ બોર્ડના નામથી એક સંસ્થાની બુન્યાદ નાખી, જેના માધ્યમથી તે ઈલાકાના ગામડે – ગામડે દીની મકાતિબનો વધારે જાળ બિછાવ્યો, મસ્જિદોની તાઅમીર થઈ અને આ પ્રમાણે તે ઈલાકામાં દીની તાલીમ અને હિફાઝતે ઈમાનની બુન્યાદ પડી. આ સંસ્થાના આપ રહ. સન ઈસ્વી ૧૯૭૮ થી સન ઈસ્વી ૧૯૯૩ સુધી અને સન ઈસ્વી ૧૯૯૫ થી જીવનના અંતિમ શ્વાસ સુધી સદર અને આગેવાન રહયા હતા.

**આપની તસ્નીફાત (સંપાદનો) :–** દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં દીની ખિદમત આપવાના યુગમાં કિતાબોના સંપાદન કરવા તરફ ધ્યાન કેન્દ્રીત થયું હતું અને ગુજરાતી ભાષામાં ઘણા મેગ્ઝિન અને કિતાબો લખીને પ્રકાશિત ફરમાવી હતી. દારૂલ ઉલૂમ દેવબંદના અકાબિરીનની ઘણી ઉર્દૂ કિતાબોનું ગુજરાતી ભાષામાં તરજુમો ફરમાવીને ગુજરાતના લોકો પર એહસાન ફરમાવ્યો અને બુઝુર્ગોની મુફીદ (લાભદાયક) કિતાબોથી ફૈઝવંત થવાનો મોકો અર્પણ કર્યો. હઝરત રહ.ને આ કામથી ઘણો લગાવ હતો કે દરેક રમઝાનુલ મુબારકના વેકેશનમાં કોઈ ન કોઈ કિતાબ લખીને રમઝાનુલ મુબારક પછી પ્રકાશિત ફરમાવતા હતા. આ કિતાબોથી ગુજરાતના લોકોને ઘણો ફાયદો થયો, એહલે ઇલ્મના ઈલ્મમાં વધારો થયો અને જે

લોકોને ઉર્દૂ ન જાણતા હતા તેઓ પણ હઝરત રહ.ના ગુજરાતીમાં તરજુમો કરવાથી અકાબિરીનની વિચાર ધારણાઓથી અને એમના સંપાદનોથી ખૂબજ ફૈઝવંત થયા. હઝરત રહ. પોતાના સંપાદનો અવામ – ખ્વાસમાં અને દેશ – વિદેશમાં ફ્રી માં વહેંચી દેતા હતા, કયારેય પણ એનાથી માલી ફાયદો હાંસિલ કર્યો નથી. મર્હૂમ વાલિદૈન અને સગા – સંબંધિઓના ઈસાલે સવાબ ખાતર પ્રકાશિત ફરમાવતા હતા.

## હઝરત રહ.ની અમૂક કિતાબોની ઓળખ :-

(૧) **અહકામુલ મસાજિદ :–** હઝરત મૂફતી સાહબ રહ. એ કિતાબો સંપાદન કરવાની શરૂઆત સન ઈસ્વી ૧૯૬૯ માં ફરમાવી, ગુજરાતી ભાષામાં સૌ પ્રથમ "અહકામુલ મસાજિદ" નામની કિતાબ સંપાદન ફરમાવી, જેમાં તામીરે મસાજિદના ફઝાઈલ, મસાઈલ, ધરતી પર સૌથી પહેલી મસ્જિદ અને મસ્જિદના આદાબ અને હકકો વગેરે જેવી મહત્વપૂર્ણ વાતો કુર્આન – સુન્નત અને ફિકહની રોશનીમાં ઘણી દલીલ સાથે સંપાદન ફરમાવી હતી.

(૨) **મુસલમાન ઓરત :–** લાંબા સમયથી યૂરોપીયન દેશો તરફથી ઔરતો ના હકકોના હવાલાથી દીને ઈસ્લામ પર લગાતાર પ્રશ્નાર્થ ચિહનો લગાડવામાં આવી રહયા હતા. દીને ઈસ્લામની સાફ – સુથરી અને પાકીઝા તાલીમને ઝુલ્મની તાલીમ કહેવામાં આવી રહી હતી. પરદાને આઝાદી છીનવાનું કામ કહેવામાં આવી રહયું હતું અને પછી "આઝાદીએ નિસ્વા"નો મીઠો અને ઝેરીલો નારો લગાડીને સ્ત્રીઓને ગેરમાર્ગે દોરવાના પ્રયાસો કરવાનું કામ નકકી કરી લીધું ત્યારે ઉલમાએ ઈસ્લામે તેનો દલીલથી રદ ફરમાવ્યો હતો.

તેના લઈ આજથી ૪૦ વર્ષ પહેલા માહે મુહર્રમ સન હિજરી ૧૩૯૨ માં "મુસલમાન ઔરત"ના નામથી હઝરત મુફતી સાહબ રહ.એ એક કિતાબ સંપાદન ફરમાવી, જેમાં દીને ઈસ્લામથી પહેલા અરબ લોકોનો ઔરતો સાથે થતા વર્તાવને ચોખવટથી રજૂ કર્યો તથા યહૂદ, નસારા અને દુન્યાના અન્ય ધર્મોની ઔરતોને ઝલીલ અને બેઆબરૂ કરનારી વિચારધારાઓને સ્પષ્ટ ફરમાવી અને એનું ઝુલ્મ હોવું સાબિત ફરમાવ્યું. એ પછી દીને ઈસ્લામનો ઔરતો સાથે ન્યાય, ઈન્સાફનો વર્તાવ, અને ઔરતને આપેલ માન – મર્યાદા, ઈઝઝત,ઉચ્ચ દરજો અને હકકોને કુર્આન – હદીષ અને અન્ય હવાલાઓથી શરીઅતના દર્પણમાં વિગતવાર સંપાદન

ફરમાવ્યું હતું. હઝરત મુફતી સાહબ રહ. નું ઈલ્મ વહેતા દરિયાની જેમ જારી રહેતું હતું, એક ધ્યાન અને ધૂનથી લખતા ચાલ્યા ગયા અને જોત જોતામાં ૮૦૦ પાનામાં સમાય તેવી ૩ વોલ્યૂમમાં ઔરતોના હકકો વગેરેથી સંબંધિત કુર્આન – હદીષના ઈરશાદાત અને દીને ઈસ્લામનું સૌદર્ય માર્ગદર્શન કિતાબના સ્વરૂપમાં સંપાદન કરી, કૌમો – મિલ્લતની સેવામાં એક અનમોલ તોહફો રજૂ ફરમાવ્યો

(૩) **હુકૂકુલ ઈબાદ** :– શરીઅતે ઈસ્લામીય્યહએ ફરાઈઝની ખૂબજ તાકીદ ફરમાવી છે, સાથે – સાથે શકય ત્યાં સુધી નફિલ નમાઝોનો શોખ અર્પણ કર્યો છે. પણ શરીઅતના આ ફરાઈઝ ફકત નમાઝ, રોઝહ સુધી જ મર્યાદિત નથી બલ્કે જીવનના પ્રત્યેક વિભાગોમાં ઈસ્લામી માર્ગદર્શન ઘણું સંપૂર્ણ છે. પણ ઘણી અફસોસજનક વાત છે કે ઉમ્મતનો એક ઘણો મોટો વર્ગ ફકત નમાઝ, રોઝહની પાબંદીને અને વધારેથી વધારે નફિલ નમાઝો પઢવાને દીન સમજે છે, અવામ તો અવામ, અમૂક ખ્વાસ પણ અમલમાં એમના જેવા જોવામાં આવી રહયા છે.

જયારે કે બીજી તરફ હુકૂકુલ ઈબાદ જેને મામલાત અને મઆશરતનો વિભાગ કહેવાય છે જે ઘણો મહત્વનો વિભાગ છે. અમૂક વખતે બંદાઓના હકમાં કરેલી બેદરકારી વર્ષો – વર્ષની ઈબાદત પર પાણી ફેરવી દે છે. જેમકે હઝરત રસૂલૂલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યુંઃ અલ્લાહ તઆલાના સોગંદ! તે વ્યકિત ઈમાન વાળો થઈ શકતો નથી. (ત્રણ વખત આપે ફરમાવ્યું) પૂછવામાં આવ્યું કે અય અલ્લાહના રસૂલ! તે વ્યકિત કોણ છે? આપે ફરમાવ્યું કે જેની તકલીફોથી પાડોશી સુરક્ષિત ન હોય. બીજી એક રિવાયતમાં ફરમાવ્યું કે વાસ્તવમાં મુસલમાન તે છે જેની ઝબાન અને હાથની તકલીફોથી અન્ય મુસલમાન સુરક્ષિત હોય અને એક વખતે ફરમાવ્યું કે જે માણસ અમોને દગો આપે તે અમારા માર્ગ પર નથી. આપે ફરમાવ્યું કે ચાડી – ચુગ્લી કરનાર જન્નતમાં દાખલ થશે નહી. વગેરે જેવા આપના ફરમાન ચોખવટથી હુકૂકુલ ઈબાદની મહત્વતા તરફ માર્ગદર્શન આપે છે.

સમાજમાં હુકૂકુલ ઈબાદ બાબતે થનાર બેદરકારીને જોઈ હઝરત મુફતી સાહબ રહ. ઘણા પ્રભાવિત થયા અને હઝરત ઈમામ બુખારી રહ.ની જામેઅ સહીહના ભાગઃ ૨ ઉપર વર્ણન કરેલ ત્રણ તરજમા (જેમાં યતીમ, વિધવા અને મિસ્કીન વિશે તાલીમ છે તે) ને બુન્યાદ બનાવીને બંદાઓના આપસી હકકો બાબતે લખવાનું શરૂ ફરમાવી દીધું. જેવું કે હઝરત રહ.એ પોતાની કિતાબના મુકદમામાં

વર્ણન કર્યુ છે, પણ કિતાબના વાંચન કરવાથી અંદાજો થાય છે કે બુખારી શરીફનું કિતાબુલ અદબ સંપૂર્ણ ચેપ્ટર અને મિશ્કાતુલ મસાબીહના કિતાબુલ બિર્રવસ્સિલહ ના સર્વે ચેપ્ટરનો ખુલાસો આ કિતાબના સંપાદનમાં આવી ગયો છે.

**વ્યાજુ વ્યવહાર અને તેની નહૂસત :–** જે સમાજમાં હઝરત મુફતી સાહબ રહ.ની આખી ઝિંદગી ગુઝરી છે તે સમાજ ખેતી કરનાર સમાજ છે, આજથી આશરે ૩૦ – ૪૦ વર્ષો પહેલા ગુજરાતના આ સમાજમાં અમૂક સરકારી અને અમૂક પ્રાઈવેટ કંપનીઓ શરૂ થઈ હતી, જે ગરીબ ખેડૂતોને વ્યાજ પર નાણાં (પૈસા) આપતી હતી અને પાક થવા પર ગૈર શરઈ તરીકાથી વસૂલ કરતી હતી, જયારે આ વ્યાજુ વ્યવહાર વધવા લાગ્યો ત્યારે હઝરત મુફતી સાહબ રહ. એ "વ્યાજુ વ્યવહાર"ના નામે ૧૦૦ પાનાની એક કિતાબ સંપાદન ફરમાવી જેમાં વ્યાજુ વ્યવહારની ખરાબીઓથી સંબંધિત કુર્આન – હદીષમાં વર્ણન થયેલ વઈદો (ધમકીઓ) બયાન ફરમાવી અને એનાથી છુટકારો મેળવવા બાબતે સહી માર્ગદર્શન આપ્યું, આ રીતે સમાજને આ ખરાબીથી બહાર નીકળવા માટે પાયાની મહેનત ફરમાવી.

**હઝરત રહ.ની મુજદ્દિદાનહ મહેનતઃ–** હઝરત મવલાના ગુલામ સાહબ વસ્તાનવી દા.બ. એ કરમાલી ખાતે, દફનવિધિ પૂર્વે તા'ઝિયતી તકરીરમાં ફરમાવ્યું હતું કે ગુજરાતના ખેડૂતો, ખાસ કરીને ભરૂચ, અંકલેશ્વર, સૂરત, નવસારી અને વલસાડ વગેરે અને તેના આસપાસના ગામડાના ખેડૂત લોકો (વ્હોરા બિરાદરી) ખેતીમાં વિકાસના ઉમ્મીદે વ્યાજુ વ્યવહારના મામલામાં ફસાયેલા હતા અને કેટલાક લોકો સહકારી મંડળીઓથી મામલો કરતા હતા આ રીતે લોકો વ્યાજખોરીના એક ભયાનક ગુનાહ અને દૂષણમાં સપડાયેલા હતા. દીનદાર અને બે – દીન સૌ પરિવારો આ લા'નતનો વિનાશકારી કાળમાં ખૂંપેલા હતા. તે લોકોને વ્યાજુ વ્યવહાર જેવા ભયંકર લાનતભર્યા કામથી બચાવવા માટે હઝરત મુફતી સાહબ રહ. એ તહરીકના સ્વરૂપમાં ઘણી અન્થક મહેનત ફરમાવી હતી બલ્કે આપની મહેનત એક મુજદ્દિદાનહ મહેનત હતી અને લેખિકમાં પણ વ્યાજુ વ્યવહાર ના ટોપિક પર કિતાબ સંપાદન કરીને કૌમની ખિદમત ફરમાવી હતી.

## સંપાદન કરેલ કિતાબોની યાદી

એ સિવાય હઝરત રહ.એ જરૂરત પ્રમાણે અલગ – અલગ ટોપિક પર અંદાજે ૪૦ જેટલી કિતાબો ગુજરાતી ભાષામાં સંપાદન ફરમાવી છે જેના નામ આ પ્રમાણે નામ છે:–

(૧)અકાઈદે ઈસ્લામ (૨)મસાઈલે હજ્જ (૩) ત્રાસવાદ અને ઈસ્લામી તાલીમ (૪) વ્યાજુ વ્યવહાર (૫) મુખ્તસર શમાઈલે તિરમિઝી (૬) હુકૂકુલ ઈબાદ (૭) અહકામુલ મસાજિદ (૮) ફઝાઈલે ઈલ્મ (૯) મુસલમાન અવરત ભાગઃ ૧ (૧૦) મુસલમાન અવરત ભાગઃ ૨ (૧૧) મુસલમાન અવરત ભાગઃ ૩ (૧૨) ફઝાઈલે હજ્જ (૧૩) મા – બાપના હકકો અવલાદ ઉપર (૧૪) અવલાદના હકકો મા – બાપ ઉપર (૧૫) તિરયાકે ઈસ્લામી (૧૬) ચાંદના અહકામ (૧૭) સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને બિદઅતો (૧૮) મુસીબતના કારણો અને ઈલાજ (૧૯) દીની – દુન્યવી કાર્યકર્તાઓની ઝિમ્મેદારી (૨૦) તબ્લીગ પર ટીકાઓના જવાબ (૨૧) કિયામતની નિશાનિઓ (૨૨) હકીકતે ઈસ્લામ ભાગઃ ૧ (૨૩) કુરબાનીના ફઝાઈલ – મસાઈલ (૨૪) હિંદુસ્તાની જમીન ઉપર ઉશ્ર વ ખિરાજ બાબતે (૨૫) તલાકવાળી અવરતના ખર્ચ બાબતે (૨૬) સૂર્યગ્રહણ બાબતે માર્ગદર્શન (૨૭) શરઈ પંચાયતની જરૂરત (૨૮) મસ્જિદ વેચવા તેમજ બદલવા બાબતે (૨૯) મુસ્લિમ પર્સનલ લો બાબતે (૩૦) નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર (૩૧) કુનૂતે નાઝિલહ પઢવા બાબતે (૩૨) શાબાન અને રમઝાનના ફઝાઈલ – મસાઈલ (૩૩) કુર્આન અને હદીષોની રોશનીમાં સૈય્યિદ મવદૂદી (૩૪) દીન અને દુન્યવી શિક્ષણ બાબતે (૩૫) ચર્ચા પત્રોના ટુંકા જવાબો (૩૬) સજદએ સહવ (૩૭) જમાઅત છોડી ઘરમાં નમાઝ પઢવા બાબતે (૩૮) સમાજ સુધારણા બાબતે (૩૯) કૌમના ઝિમ્મેદારોની ખિદમતમાં આવનાર પેઢીની ઝિમ્મેદારી બાબતે (૪૦) ક્રિકેટ કોમેન્ટ્રી તેમજ ટી.વી.જોવા બાબતે

## હઝરત રહ. ની ૧૨ કિતાબોનું અંગ્રેજીમાં ટ્રાન્લેશન

દર્શાવેલ કિતાબો ગુજરાતી ભાષામાં છે જેમાંથી આશરે ૧૨ કિતાબોનું અંગ્રેજી ભાષામાં ટ્રાન્સલેશન થઈને પ્રકાશિત થઈ ચુકી છે. (અલ્હમ્દુલિલ્લાહ) :– ( ૧) મુસીબતોંના કારણો અને ઈલાજ (૨) ત્રાસવાદ અને ઈસ્લામી તાલીમ (૩)

મુસલમાન ઔરત (૪) વ્યાજુ વ્યવહાર (૫) મુખ્તસર શમાઈલે તિરમિઝી (૬) અહકામુલ મસાજિદ (૭) મા – બાપનો હકકો અવલાદ ઉપર (૮) અવલાદના હકકો મા – બાપ ઉપર (૯) કિયામતની નિશાનિઓ (૧૦) ક્રિકેટ, કોમેન્ટ્રી તેમજ ટી.વી. જોવા બાબતે (ઈસ્લામ અને ખેલકૂદ) (૧૧) અકાઈદે ઈસ્લામ (૧૨) નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર.

આ સંપાદનોના સિવાય હજારોંની સંખ્યામાં આપના ઈલ્મી ફતાવા છે,જે દારૂલ ઉલૂમ ડાભેલ, તડકેશ્વર અને દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીના દારૂલ ઈફતાના રજિસ્ટરોમાં નકલ કરેલ છે.

અલ્લાહ તઆલાનો હુકમ હશે તો હઝરત વાલાના નસબી વ ઈલ્મી વારસદારો માંથી કોઈ આગળ વધીને આ કિંમતી અને ઈલ્મી સંગ્રહને તરતીબ આપીને પ્રકાશિત ફરમાવશે, આ રીતે આ કામ ઉલમાએ કિરામ અને અવામની અણમોલ ખિદમત સાબિત થઈ શકે છે.(વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ).

**આ મૌકા પર અમૂલ્ય ખુશખબરઃ–** હઝરત મુફતી સાહબ રહ.ના નેક ફરઝંદ હઝરત હાફિઝ અસ્જદ સાહબ દા.બ.ના કિસ્મતમાં આ ખિદમત લખાયેલી હતી, આપનો ઈરાદો હઝરત મુફતી સાહબ રહ.ની હયાતીમાં જ આ ગુજરાતી ઈલ્મી સંગ્રહને ઉર્દૂ ભાષામાં પ્રકાશિત કરી ખિદમત કરવાનો હતો અને હઝરત રહ.થી અર્ઝ પણ કર્યુ હતું, પણ એ વખતે વાલિદ સાહબ રહ. વાત ટાળી દેતા હતા અને ફરમાવતા હતા કે" અગર તલબ સાચી હશે તો આ કામ મારા મરવા પછી પણ થઈ શકે છે, હમણાં કોઈ જરૂરત નથી.

હઝરત વાલિદ સાહબ રહ.ના દુન્યાથી રૂખ્સત થયા પછી આ વાકય હાફિઝ સાહબના ઈરાદાને વજૂદમાં લાવવા માટે અસરકારક બન્યું અને અલ્લાહ તઆલાના ફઝલો કરમથી હઝરત વાલિદ સાહબ રહ.ની ઘણી ગુજરાતી કિતાબો ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેટ કરાવી પ્રકાશિત ફરમાવી, હાલમાં જયાં એક તરફ હઝરત રહ.ના ફતાવા ઉર્દૂ ભાષામાં "ફતાવા ફલાહિય્યહ" ના નામથી પ્રકાશિત કરવાનું કામ પ્રગતિ પર છે તો બીજી તરફ તે ઉર્દૂ ફતાવાનું તેની અસલ ભાષા એટલે કે ગુજરાતી ભાષામાં ટ્રાન્સલેશન કરવાનુ પણ કામ ચાલી રહયું છે જેમાં ફતાવા ફલાહિય્યહ ભાગ : ૧ ની સાથે – સાથે હઝરત વાલિદ સાહબ રહ.નું જીવન ચરિત્ર પણ પ્રકાશિત કરવામાં આવશે. અને જીવન ચરિત્ર બાબતે અલગથી કિતાબ પણ તૈયાર કરીને પ્રકાશિત

કરવામાં આવશે.ઈન્શા અલ્લાહુ તઆલા

ઘણી ખુશીની વાત આ પણ છે કે હઝરત મવલાના અજવદ સાહબ દા.બ. મોહતમિમ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીની ઝાતે ગિરામી પણ એમના બિરાદરે મોહતરમ હઝરત હાફિઝ અસ્જદ સાહબ દા.બ.ની સાથે રહીને આ કામમાં સહભાગી બની રહયા છે. (અલ્લાહુમ્મ ઝિદ ફઝિદ).

દુઆ છે કે અલ્લાહ તઆલા બન્નેવ બિરાદરે મોહતરમની ખિદમાતને કબૂલ ફરમાવે અને કૌમના માટે હિદાયત અને નજાતનો ઝરિયો બનાવે. આમીન યા રબ્બલ આલમીન

**હઝરત રહ.ના હકમાં અનમોલ વાતઃ–** હઝરત મુફતી સાહબ રહ.ના ઉચ્ચ દરજાના આલિમે દીન હોવા બાબતે સય્યિદ હઝરત મવલાના ઝુલ્ફિકાર અહમદ સાહબ દા.બ. એ ઘણી અમૂલ્ય વાત બયાન ફરમાવી કે "વોહ બિચારા ગુજરાતમેં પૈદા હુવા, અગર યૂપીમેં પૈદા હોતા તો ઉસ્કો સર આંખો પર ઉઠા લીયા જાતા".

**હઝરત રહ.નું જીવન ઝિમ્મેદારીથી ભરપૂરઃ–** હઝરત મુફતી સાહબ રહ.ના જીવન ચરિત્ર પર નજર નાખવાથી એવો અંદાજો થાય છે કે આપનું સંપૂર્ણ જીવન ઉમ્મત સુધી દીને ઈસ્લામને પહોંચાડવાની ઝિમ્મેદારીથી ભરપૂર હતું. હઝરત નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ફરમાન" જૈસે જીઓગેં વૈસે મરોગેં" નું દર્પણ હતું. હઝરત મુફતી સાહબ રહ. જીવનના અંતિમ સમય સુધી લગાતાર દર્સો તદરીસ, વઅઝો નસીહત અને કિતાબો સંપાદન કરવાની સેવામાં વ્યસ્ત રહયા હતા.

**પ્રત્યેક મનુષ્ય ખતમ થનાર છેઃ–** અલ્લાહ તઆલાનું ફરમાન ધરતી પર રહેનાર દરેક મનુષ્યએ ખતમ થવાનું છે અને એક જગ્યા પર ફરમાન છે "જયારે મૌતનો સમય આવી જાય છે તો એક ઘડી માટે પણ આગળ પાછળ થતો નથી" માટે ફરમાને ખુદા તઆલાની સામે માથું નમાવી દેવું તે જ બંદાની બંદગી છે.

**શઅરઃ**

"હમને ચાહા થા કે ન હો મગર હુઈ સુબ્હે ફિરાક
મૌતકા વકત જબ આજાતા હૈ ફિર ટલ્તા નહી"

"મૌતસે કિસકો રુસ્તગારી હૈ
આજ વોહ હૈ કલ હમારી બારી હૈ"

**ઉમ્મત પર સૌથી વધારે ગમ અને સદમોઃ–** ઉમ્મતે મુસ્લિમહ પર સૌથી

વધારે ગમ અને સદમો થયો હોય તો તે આકાએ નામદાર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાતનો ગમ અને સદમો છે, હઝરત ફાતિમા રદિ. આપની વફાતનો સદમો બયાન કરતી વેળા ફરમાવે છે કે વાલિદે મોહતરમ જનાબે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાતના લઈ મારા ઉપર એવી મુસીબત આવી પડી છે કે જો તે મુસીબત દિવસ ઉપર નાખી દેવામાં આવે તો દિવસ રાતથી બદલાઈ જાય. જયારે આપણે આપની વફાતના આટલા મોટા સદમાને બંદાશ્ત કર્યો છે તો રબ્બે કરીમથી દુઆ છે કે તે આપણને આ મોકા ઉપર પણ સદમાને બંદાશ્ત કરવાની તાકત – તોફીક અને હિંમત અર્પણ કરે.

**ઈલ્મો ફઝલનો સૂર્ય આથમી ગયો:–** વફાતના બે દિવસ પહેલા તબીયતમાં કમજોરી વધારે થઈ જવાના લઈ કરમાલીથી નજીક કોસંબા ખાતે એક હોસ્પિટલમાં ઈલાજ માટે દાખલ કરવામાં આવ્યા હતા. આપ ઈલાકાના ભરોસાપાત્ર આલિમે દીન અને કૌમો મિલ્લતના રેહબર હતા, આપથી હજારોની સંખ્યામાં લોકો જોડાયેલા હતા. જેના લઈ આપની ઈયાદત કરનાર લોકોનો એક સિલસિલો શરૂ થઈ ગયો અને આપ રહ. એમની સામે શરીઅતના અહકામ બયાન ફરમાવતા હતા, વફાતથી થોડા સમય પહેલા સુધી આ સિલસિલો ચાલું રહયો અને જીવનના ૭૨ વર્ષ પૂરા ફરમાવી, ૨૦ ઝિલ્હિજજહ સન હિજરી ૧૪૨૪ મુતાબિક ૧૨ ફેબ્રુઆરી સન ઈસ્વી ૨૦૦૪ ના સોમવારે આશરે સવારે ૧૦ – ૪૦ વાગ્યે ઇલ્મો ફઝલનો સૂર્ય આથમી ગયો. (અલ્લાહુમ્મગ્ફિર લહૂ વરહમ્હૂ વસકકીન્હૂ ફિલ જન્નહ આમીન)

**નમાઝે જનાઝહ અને દુઆ:–** હઝરત મવલાના અબુલ હસન અલી સાહબ બિહારી દા.બ. (શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ) એ નમાઝે જનાઝહ પઢાવી હતી અને રઈસે જામિઅહ હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહ. એ દુઆએ મગ્ફિરત ફરમાવી હતી.

**અસંખ્ય લોકો યતીમ થઈ ગયા:–** હઝરત રહ.ની વફાતનો સદમો એક પરિવાર, એક ઈદારા કે એક શહેરનો સદમો ન હતો બલ્કે પૂરા દેશ અને સર્વે કૌમનો સદમો હતો, હઝરતની વફાતે પોતાના પરિવારને જ નહી બલ્કે કરોડોની સંખ્યામાં લોકોને યતીમ બનાવી દીધા, જેમના કાનોમાં આપની વફાતની ખબર પડવાથી આંખોમાં આંસૂઓનો દરિયો વહેતો થઈ ગયો. આપની વફાતના સમાચાર વાયુ વેગે દૂર દૂર સુધી ફેલાય જતાં માનવ મેદની કરમાલી જેવા નાનકડા ગામમાં કીડીયારાની માફક ઉમટી પડી હતી. આમ આપના જનાઝહમાં હજારો મુસ્લિમો

એકઠા થયા હતા જેમાં દારૂલ ઉલૂમના મોહતમિમ, શયખુલ હદીષ અને અન્ય ઉચ્ચ દરજાના ઉલમાએ કિરામની સાથે સમાજ ના પ્રતિષ્ઠિત નાગરિકો આશરે ૨૫૦૦૦ લોકોની સંખ્યાનો સમાવેશ થતો હતો.

આપની વફાતથી ઉમ્મતના ઈલ્મી વર્તૂળને સવિશેષ ફિકહ અને ઈફતાના ક્ષેત્રને સરળતાથી ન પુરાય એવી મોટી ખોટ ગઈ છે. ત્યાં જ ગુજરાતી મુસ્લિમ સમુદાયે એક મહેનતી અને સ્પષ્ટ વકતા આલિમે દીનને ગુમાવ્યો છે. અલ્લાહ તઆલા હઝરત રહ.ની સર્વે ખિદમતને કબૂલ ફરમાવે, સય્યિાતથી મઆફી આપી હસનાત કબૂલ ફરમાવે, જન્નતમાં અઅલા ઈલ્લિય્યીનમાં મકામ અતા ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન



બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ. વિશે ઉલમાએ કિરામના મંતવ્યો

## મંતવ્ય

## હઝરત મુફતી સઈદ અહમદ સાહબ પાલનપૂરી રહ.
## સદરુલ મુદર્રિસીન, શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ દેવબંદ

નહમદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્માબાદઃ

**હઝરત મુફતી સાહબ રહ.નો પરિચયઃ**

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહમતુલ્લાહિ અલયહિ (માજી શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર અને સ્થાપકઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી, ગુજરાત) મહાન વ્યકિતઓ માંથી હતા, અને ઘણી કિતાબોના લેખક હતા, પણ ગુજરાતી ભાષામાં કિતાબો લખતા હતા કેમકે સમયનો તકાઝો પણ એ જ હતો, હું પણ જયાં સુધી જામિઅહ રાંદેરમાં રહયો ત્યાં સુધી ગુજરાતી ભાષામાં જ કિતાબો લખતો હતો, મારી પણ બે – ત્રણ કિતાબો ગુજરાતી ભાષામાં જ પ્રકાશિત થયેલી છે કેમકે તે ઝમાનામાં ઉર્દૂ કિતાબો પ્રકાશિત કરવાનો કોઈ ખાસ બંદોબસ્ત ન હતો, ફતાવા રહીમિય્યહના પહેલા બે ભાગ પણ ગુજરાતી માં જ પ્રકાશિત થયા હતા, હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ ગુજરાતીમાં જ લખતા હતા અને હઝરતની કિતાબો ઘણી મકબૂલ પણ હતી.

હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિની એક મહત્વપૂર્ણ અને ઘણી લાભદાયક કિતાબ " હુકૂકુલ ઈબાદ" ગુજરાતી ભાષામાં પ્રકાશિત થઈ હતી જે હાથો – હાથ કબૂલ કરવામાં આવી હતી.

હવે હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિના સાહબ ઝાદહ હાફિઝ અસ્જદ સાહબ દા.બ.એ પોતાનું સૌભાગ્ય સમજીને આ કામને માથે લીધું છે કે તેઓ પોતાના વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ગુજરાતી કિતાબોને ઉર્દૂ ભાષામાં

પ્રકાશિત ફરમાવશે (ઈન્શા અલ્લાહુ તઆલા)

હઝરત મુફતી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઘણી મજબૂત સલાહિયતના સંશોધક આલિમ હતા, શયખુલ હદીષ હતા, હદીષ શરીફ ઉપર એમની ઘણી ઝિણવટભરી નજર હતી, હઝરતે દરેક હદીષ હવાલા સાથે લખી છે અને કંઈ કોઈ કમી રહી ગઈ હતી તો અનુવાદકએ તેને પૂરી ફરમાવી દીધી છે. અલ્લાહ તઆલા અસ્લ કિતાબની જેમ આ તરજમાને પણ કબૂલ ફરમાવે અને ઉમ્મતને આનાથી ખૂબજ ફૈઝવંત ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન.

**ફકત વસ્સલામ**

૨૦, માર્ચ, ૨૦૧૧

**(હઝરત મવલાના, મુફતી) સઈદ અહમદ પાલનપૂરી**

અફલ્લાહુ અન્હુ ખાદિમઃ દારૂલ ઉલૂમ દેવબંદ

## મંતવ્ય

## મુફક્કિરે ગુજરાત, હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહ.

બિસ્મિહી તઆલા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ છે કે અલ્લાહ તઆલા જયારે કોઈ વ્યકિત સાથે ભલાઈનો ઈરાદો ફરમાવે છે તો એને દીનની સમજ નસીબ ફરમાવે છે. દીનની સમજ અલ્લાહ તઆલાની ઘણી મહત્વની નેઅમત છે.

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના ફતાવા "ફતાવા ફલાહિય્યહ" ના નામથી એમના નેક ફરઝંદની ઘણી મહેનતના પરિણામે પ્રકાશિત થઈ રહયા છે.

## હઝરત મુફતી સાહબના કિંમતી ફતાવા

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ. શ્રેષ્ઠ દરજાના ઉસ્તાઝ, સત્ય બોલનાર, અનુભવી મુફતી હતા, દારૂલ ઉલૂમ ડાભેલ અને દારૂલ ઉલૂમ તડકેશ્વરમાં ૪૦ વર્ષ સુધી હદીષ અને ફિકહની ખિદમત આપતા રહયા હતા, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં મુફતીની હેસિયતથી ઘણી સંખ્યામાં ફતાવા લખ્યા. અલ્લાહ તઆલાએ એમના નેક ફરઝંદ હઝરત હાફિઝ અસ્જદ સાહબ દા.બ. ને તોફીક અતા ફરમાવી કે એમણે પોતાના વાલિદ સાહબ રહ. ની કિતાબો પ્રકાશિત

ફરમાવી અને હઝરત રહ. ના કિંમતી ફતાવાને પ્રકાશિત કરવા માટે કોશિશ ફરમાવી રહયા છે. અલ્લાહ તઆલાની ઝાતથી ઉમ્મીદ છે કે અંદાજે દસ ભાગમાં કિંમતી સંગ્રહ પ્રકાશિત થશે અને ઉમ્મતના માટે ફિકહી માર્ગદર્શન સાબિત થશે.

## હઝરત મુફતી સાહબ રહ.નો ઈલ્મી દરજો

હઝરત મુફતી સાહબ રહ. સન ઈ.૧૯૪૨ માં જામિઅહ ડાભેલમાં દાખલ થયા અને બંદાએ સન ઈસ્વી ૧૯૪૪ માં દાખલો લીધો હતો, હઝરત પોતાની જમાઅતમાં મહેનતુ અને શૌકીન તલબામાં ગણવામાં આવતા હતા. એ પછી અઝહરે હિંદ દારૂલ ઉલૂમ દેવબંદમાં દાખલ થઈને એ વખતના ઈલ્મો ફઝલના શાહોથી ફૈઝવંત થયા જેની વિગત હઝરત રહ. ના જીવન ચરિત્રમાં જોઈ શકાય છે. હઝરત શયખુલ ઈસ્લામ મવલાના હુસૈન અહમદ મદની રહ.થી ઘણો નજીકનો સંબંધ હતો જેનો અસર હતો કે દીનના અલગ અલગ વિભાગોમાં મહેનત અને કોશિશના ઈખ્લાસ ભર્યા ઈરાદાથી કામમાં વ્યસ્ત રહેતા હતા, જેના લઈ જીવનના અંતિમ શ્વાસ સુધી તા'લીમ – તબ્લીગ અને ઈસ્લાહી કામોમાં મશગૂલ રહયા.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે હઝરત મવલાના રહ.ની કિંમતી ખિદમતોને કબૂલ ફરમાવે અને એમને બેહતરીન બદલો નસીબ ફરમાવે, ફતાવાના કામમાં જે લોકોએ મહેનત ફરમાવી છે તે સર્વ લોકોને અજરે અઝીમ અતા ફરમાવે. અલ્લાહુમ્મ તકબ્બલ મિન્ના, ઈન્નક અન્તસ્સમીઉલ અલીમ. આમીન.

ફકત વસ્સલામ

**અહકરઃ અબ્દુલ્લાહ કાપોદ્રવી, ગુફિર લહૂ**

૫, મોહર્રમુલ હરામ, ૧૪૩૫ હિ.

## મંતવ્ય

## હઝરત મવલાના ઈકબાલ બિન મુહંમદ ટંકારવી દા.બ.

મોહતમિમ, શયખુલ હદીષ દા.ઉ.માટલીવાલા, ભરૂચ, ગુજરાત

## દરેક યુગમાં શરઈ માર્ગદર્શન

આજના યુગમાં ઈલ્મો તહકીક અને રીસર્ચની તરફ ખાસ ધ્યાન કેન્દ્રીત થઈ રહયું છે, સાયન્સ અને ટેકનોલોજીના આધારે દુન્યાએ ઘણો વિકાસ કર્યો છે, પરંતુ

આ પણ હકીકત છે કે તે પવિત્ર તાલીમથી દુન્યા ઘણી દૂર થઈ ગઈ છે જેનાથી માણસમાં માણસપણું આવેલું હતું, પણ આપણે તે ટેકનોલોજીને છોડી પણ શકતા નથી, જેમ જેમ માણસે વિકાસ કર્યો તેમ તેમ તેની જરૂરતોમાં વધારો થતો ગયો અને અલગ અલગ પ્રકારના તકાઝા વધતા ગયા જેનાથી નવા નવા મસાઈલ ઉત્પન્ન થતા રહયા જેનો ઉકેલ કુર્આન – હદીષ અને અન્ય ફિકહી સંગ્રહથી શોધીને રજુ કરવો, મુફતીની ઝિમ્મેદારી છે. અને દરેક યુગમાં કુર્આન – હદીષ અને અન્ય ફિકહી સંગ્રહ પર બસીરતની સાથે ઉંડાણ પૂર્વક નજર રાખનાર ઉલમાએ રબ્બાનિય્યીન અને મુફતિયાને ઈઝામની જમાઅતનો વજૂદ અલ્લાહ તરફથી થયો, જેઓએ ફિકહો – ફતાવા માટે જરૂરી સંગ્રહ અને કાયદા કાનૂનમાં ચિંતન મનન કરી ઉમ્મતની સમક્ષ તેનો ઉકેલ રજૂ ફરમાવ્યો.

## હઝરત મુફતી રહ.નો પરિચય

ઉસ્તાઝે મોહતરમ, શયખુલ હદીષ હઝરત મુફતી અહમદ બેમાત રહ. ને અલ્લાહ તઆલાએ અલગ અલગ પ્રકારની આવડતોથી નવાઝયા હતા, દર્સની પાબંદી અને તહકીકના એઅતેબારથી જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદ્દીન ડાભેલમાં આપ ઘણા મકબૂલ અને પ્રખ્યાત હતા, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં બુખારી શરીફનો સબક ખૂબજ યાદ શકિત અને સમયની પાબંદીની સાથે ફરમાવતા હતા. દર્સના સિવાય આપ રહ. ફત્વા લખવામાં વ્યસ્ત રહેતા હતા. આપની પાસે અલગ અલગ પ્રકારના મસાઈલ આવવાથી આપ ઉમ્મતની પ્રત્યેક પરેશાની, ઉઠતા સવાલો અને સંસ્કારમાં ઘણા પાછળ હોવાનો અંદાજો લગાડી લેતા હતા, કેમકે વિવિધ પ્રકારના સવાલો ઉમ્મતની ખોટી માન્યતાઓ, ખોટા કાર્યો, વ્યવહારો અને જીવનના ઘણા મસાઈલ બાબતે સાચા માર્ગદર્શન પર ન હોવાને જણાવી દે છે,

ફતાવાના સિવાય આપ રહ.એ ગુજરાતી ભાષામાં અલગ અલગ વિષય પર (માન્યતાઓ, ઈબાદાત, સંસ્કાર, વ્યવહાર અને લેવડ – દેવડ પર સમયની જરૂરત પ્રમાણે કિતાબો સંપાદન ફરમાવી છે. જે આપના ફતાવાની જ સંપૂર્ણતા અને ચોખવટ છે, અમૂક વખતે એવું પણ થાય છે કે સવાલ પૂછનારને વિગતવાર જવાબ લેખિકમાં આપવો અશકય હોય છે અને મસ્અલાની ચોખવટ માટે વિગતની જરૂરત હોય છે આપ રહ.એ એવા સંજોગો સામે રાખીને"મસાઈલે હજજ, મસાઈલે કુરબાની અને વ્યાજુ વ્યવહાર" વગેરે જેવી કિતાબો સંપાદન ફરમાવી હતી.

આપનો રૂહાની અને દર્સી સંબંધ પોતાના ઉસ્તાઝે મોહતરમ, શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની રહ.થી હતો, હઝરત મદની રહ.ના જેવા માન્યતામાં પરિપકવતા અને નિડરતા વગેરે જેવા સંપૂર્ણ સદગુણો આપ રહ.માં હતા. જેનો અસર આપના ફતાવામાં જોઈ શકાય છે, માટે આપ રહ.એ માન્યતાઓ બાબતે કિતાબો સુન્નતની રોશનીમાં જયાં સુધી માર્ગદર્શન આપ્યું છે તો સાથે સાથે સમાજમાં ફેલાયેલી બિદઅતો અને રસ્મો – રિવાજોમાં પણ ઘણું સારું માર્ગદર્શન આપ્યું છે અને તેની પકડ ફરમાવી છે, ઝિંણવટ ભર્યા મસાઈલમાં આપને ઘણું ઉંડાણપૂર્વક ઈલ્મ હાંસિલ હતું.

જમીઅતે ઉલમાએ હિંદ, ઈસ્લાહુલ મુસ્લિમીન અને દીની તાલીમ બોર્ડ જેવા મિલ્લી કામોથી આપ રહ.નો ઘણો નજીકનો સંબંધ હતો જેના લઈ વ્યવહારિક, અને જીવન જરૂરિયાતના મસાઈલ આપનાથી વધારે પૂછવામાં આવતા હતા, અને આપ રહ. તે પ્રકારના મસાઈલનો ઉકેલ ઘણી સારી રીતે રજૂ ફરમાવી દેતા હતા.

## હઝરત મુફતી સા. રહ.નો ઈલ્મી દરજો

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ને ઝીણવટ ભર્યા મસાઈલ ઉપર પણ ઘણું જ્ઞાન હતું, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરની મસ્જિદમાં કોઈ વખતે તલબાએ અઝીઝથી નમાઝમાં ભુલચુક થઈ જતી ત્યારે હઝરત મવલાના સય્યિદ અબરાર અહમદ સાહબ દા.બ. અને અન્ય અસાતિઝએ કિરામ જે તે બાબતે મસ્અલો જાણવા છતાંય હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમતમાં તાલિબે ઈલ્મને મોકલતા હતા અને હઝરતના બતાવેલ મસ્અલા મુજબ અમલ કરતા હતા, જો હઝરત મુફતી સાહબ બીજી મસ્જિદમાં હોતા તો આપનો ઈન્તેઝાર કરવામાં આવતો હતો.

## ફત્વાની ઓળખ

સમયના બદલાવ અને હાલાતના ફેરફારના લઈ નવા મસાઈલનો ફિકહી કાયદા – કાનૂનની રોશનીમાં ઉકેલ લાવવાનું નામ ફત્વો છે, ફુકહાએ કિરામ રાત – દિવસ પોતાની સમજ, સલાહિયત અને લિયાકતનો ઉપયોગ કરીને સંપૂર્ણ ઈમાનદારી અને અમાનતદારીની સાથે ઘણા વર્ષો સુધી નુસૂસ (કુર્આન – હદીષ ) અને અન્ય ફિકહી ઉલૂમમાં સંશોધન અને ચિંતન મનન કરીને ફતાવાનો અઝીમુશ્શાન તોહફો ઉમ્મતની સેવામાં રજૂ કરતા રહયા છે.

એવીજ રીતે રાત – દિવસ પોતાની સમજ, સલાહિયત અને લિયાકતનો

ઉપયોગ કરી ચિંતન – મનન કરનાર અને એક લાંબા સમય સુધી ફિકહો ફતાવાથી ઉમ્મતને માર્ગદર્શન આપનાર ઉસ્તાઝે મોહતરમ, હઝરત મુફતી અહમદ બેમાત રહ.ની ઝાતે ગિરામી પણ છે, જેમના ફતાવા એક મોટી સંખ્યામાં છે જે એક મુદત સુધી ઉમ્મતની ખિદમતમાં પહોંચી ન શકયા હતા અને જેવું કે ફતાવાનો માણસના જીવન અને સમાજ સાથે ઘણો મોટો સંબંધ છે, કેમકે ફિકહો – ફતાવાથી માણસની જીંદગીના મસાઈલમાં અને સમાજ, સોસાયટીના ઉતાર – ચઢાવમાં માર્ગદર્શન મળે છે એની બરકતથી માણસના જીવનમાં હરકત પૈદા થાય છે અને એના માટે શરીઅતના હુકમો પર અમલ કરવું સરળ થઈ જાય છે.

ફતાવાનું ક્ષેત્ર કંઈક વધારે વિશાળ છે, જેના લઈ ફતાવાની કિતાબોનું વાંચન કરવાથી અંદાજો થાય છે કે એમાં ઈમાનિયાત, માન્યતાઓ, ફિરકા – મઝહબ, તસવ્વુફ, સુન્નત, બિદઅત, તારીખ, સીરત, સંસ્કાર, અને આદાબ, ઈબાદાત, વિવિધ પ્રકારના મામલાત, ઘરેલું જીવન અને સિયાસતથી સંબંધિત સવાલોના સિવાય નવા મસાઈલનો ઉકેલ લાવવાનો હોય છે. સામાજિક જીવનમાં ખાસ કરીને નિકાહ, તલાક અને વિરાસતના સંબંધિત સવાલો વધારે પુછવામાં આવે છે.

## ફતાવાના ફાયદાઓ

ફતાવામાં ખરેખર મુસ્લિમ સમુદાયના આર્થિકતા, જીવન જરૂરિયાત, રાજકારણ – સત્તા, માન્યતાઓ અને જીવનના અન્ય ક્ષેત્રમાં ઉત્પન્ન થનાર મસાઈલનું દર્પણ અને છબી હોય છે જેના વાંચન કરવાથી માલુમ થાય છે કે એક ખાસ યુગના, ખાસ સમાજના કયા કયા મસાઈલ હતા, તે કેવા સંજોગોમાં હતા, એમના યુગમાં સમાજિક પરિવર્તન, જીવનધારા, સાથે સાથે વિચાર ધારાઓમાં કયા કયા પ્રકારના ભેદભાવ હતા, તે સમાજના મસાઈલનો ઉકેલ એ વખતના મુફતીયાને કિરામે કેવી રીતે રજૂ કર્યો અને એના ઉકેલ માટે કયા કયા કાયદા કાનૂનને કસોટી બનાવ્યા હતા અને કઈ રીતે એમાં ચિંતન – મનન કર્યું હતું અને એમની આ મહેનતનો શું અસર જોવા મળ્યો હતો, કેમકે દરેક ફતાવામાં એ વખતના યુગનો રંગ જોવા મળે છે.

એક ફાયદો આ પણ જોવા મળશે કે એ વખતના ફુકહાએ કિરામે મસાઈલના હલ માટે અલગ અલગ પ્રકારના ઈલ્મી સંગ્રહથી કેવી રીતે ફાયદો ઉઠાવ્યો, તો એ

વખતે જાણવા મળે છે કે એમાં ઘણા એવા મરાજેઅ અને મસાદિર (સંગ્રહ) છે જેને આપણે જાણતા પણ નથી, તેમના ફતાવાનું વાંચન કરવાથી તે સંગ્રહ આપણા ઈલ્મમાં આવે છે.

## જૂના ફતાવાનો સામાન્ય અંદાજ

જૂના ફતાવામાં વધારે પડતી ઈબારતો લખવામાં ન આવતી હતી, હવાલામાં ફકત કિતાબનું નામ લખવામાં આવતું હતુ અથવા વધારેમાં વધારે કિતાબના નામની સાથે પેજ અને ભાગ નંબર લખવામાં આવતો હતો, ઈબારત ઓછી લખવામાં આવતી હતી.

નવા મસાઈલ બલ્કે બીજા ઘણાં સામાન્ય મસાઈલમાં અલગ અલગ જવાબ નજર આવે છે જેનું કારણ આ છે કે એમના યુગમાં અકેડમીઓ ન હતી અથવા એક પ્લેટફાર્મ પર જમા થવું મુશ્કીલ હતુ, અને આજના યુગમાં ખાસ કરીને હિંદુસ્તાનમાં આઝાદીથી પહેલા અને પછીના અહેવાલમાં બીજા મસાઈલ પણ હતા જેના ઉપર ધ્યાન આપવું જરૂરી હતું માટે એવા મસાઈલમાં અલગ અલગ રાય અને મંતવ્યો થઈ શકે છે.

## ફતાવા ફલાહિય્યહ

દશાર્વેલ કિતાબમાં ઉસ્તાદે મોહતરમ હઝરત મુફતી અહમદ સાહબ બેમાત રહ. ના ફતાવાનો તે ભાગ દશાર્વેલ છે જે સામાજિક જીવનમાં નિકાહ, તલાકથી સંબંધિત છે. દુઆ છે કે અલ્લાહ તઆલા એમની કોશિશ અને મહેનતને કબૂલ ફરમાવે અને આ મહેનતને હઝરતુલ ઉસ્તાદની સાથે સાથે સર્વે મદદગાર ખાસ કરીને એમના ફરઝંદ હાફિઝ અસ્જદ સાહબના માટે પણ સદકએ જારિયહ બનાવે. આમીન યા રબ્બલ આલમીન.

૨૨, સફરુલ મુઝફ્ફર ૧૪૪૧ હિ.

મુવાફિક : ૨૨ ઓકટોબર ૨૦૧૯ ઈ.

**હઝરત મવલાના ઈકબાલ બિન મુહંમદ ટંકારવી દા.બ.**

ખાદિમે હદીષ, તફસીરઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ, ગુજરાત

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી અબુલ કાસિમ સાહબ નૌમાની દા.બ.

## મોહતમિમ: દારૂલ ઉલૂમ દેવબંદ

### ફતાવા ફલાહિય્યહ બાબતે :

આપ ( હાફિઝ અસ્જદ સાહબ દા.બ.) ના તરફથી મોકલેલ ફતાવા ફલાહિય્યહ ભાગ: ૫ મારા સુધી પહોંચી છે, આપ હઝરાતે ફતાવાના તરજમા, તરતીબ, તખ્રીજ અને તહકીક ખાતર ઘણી અન્થક મહેનત ફરમાવી છે, અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે અને બાકીનું કામ પણ આ કસોટી પ્રમાણે જ સંપૂર્ણ કરવાની તૌફીક બખ્શે અને ઉમ્મતના માટે ઘણું લાભદાયક બનાવે. આમીન યા રબ્બલ આલમીન.

ફકત વસ્સલામ

૨ / ૬ / ૧૪૪૧ – ૨૮ / ૧ / ૨૦૨૦

અબુલ કાસિમ નૌમાની ગુફિર લહૂ

મોહતમિમ: દારૂલ ઉલૂમ દેવબંદ

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી હબીબુર્રહમાન સાહબ ખયરાબાદી દા.બ.

મુફતીએ આ'ઝમ: દારૂલ ઉલૂમ દેવબંદ

નહમદુહુ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ અમ્માબાદ :

### ફતાવા ફલાહિયહની મહત્વતા

ઉમ્મતના માર્ગદર્શન અને શરઈ મસાઈલથી ખબરદાર કરવા માટે ઉઠતા મસાઈલના જવાબમાં મુફતીયાને કિરામ ફત્વા આપતા રહયા છે, અલ્લાહનો શુક્ર અને એહસાન છે કે આ સિલસિલો જારી છે અને ભવિષ્યમાં પણ જારી રહેશે, (ઈન્શાઅલ્લાહ). ફતાવા ફલાહિય્યહ પણ એ સિલસિલાની એક કડી છે.

### હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમત

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ ગુજરાતી (રહ.) જે દારૂલ ઉલૂમ

દેવબંદના ફાઝિલ છે, હઝરત રહ. પ્રતિભાશાળી અને આવડત વાળા મુફતી હતા, એમણે ફારિગ થઈને જામિઅહ ઈસ્લામિયહ તાલીમુદ્દીન ડાભેલમાં એક લાંબા સમય સુધી તદરીસી ખિદમત આપતા રહયા, કોઈ કોઈ વખતે ફત્વા પણ લખતા હતા, એ પછી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર ગુજરાતમાં પણ એક મુદત સુધી તદરીસ અને ફત્વા આપવાની ખિદમત આપતા રહયા, એ પછી પોતાનો કાયમ કરેલ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી (અંકલેશ્વર, જિ.ભરૂચ, ગુજરાત) માં દર્સો તદરીસ અને ફતાવા લખવાની ખિદમત આપતા રહયા, સૌથી વધારે ફતાવા "ફલાહે દારૈન" માં રહીને લખ્યા છે, જેના લઈ ફતાવા ફલાહિય્યહના નામથી આ સંગ્રહને યાદ કરવામાં આવે છે.

## હઝરત રહ.ના ઈલ્મ વિશે એહલે ઈલ્મની લાગણી

ઘણા એહલે ઈલ્મને આ વાતની લાગણી થઈ કે હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ. ની સર્વે કોશીશનો ફાયદો સવાલ પૂછનાર અને જવાબ આપનાર મુફતી સુધી જ મર્યાદિત ન રહે, બલ્કે વિશાળ થાય, જો એમનો ઈલ્મી સંગ્રહને પ્રકાશિત કરવામાં આવે તો એક એક મસ્અલાથી હજારો, સેંકડો લોકો લાભદાયક થઈ શકે છે. માટે હઝરત રહ.ના ફરઝંદ હાફિઝ અસ્જદ બેમાત સાહબે એને પ્રકાશિત કરવાનો નિર્ણય લીધો છે.

દીલી દુઆ છે કે આ સંગ્રહને જે જાહેર ઉપયોગિતા માટે પ્રકાશિત કરવામાં આવે છે અલ્લાહ તઆલા એને કબૂલ ફરમાવે, એના ફૈઝને જગ જાહેર કરે, હઝરત મુફતી સાહબ રહ.ના માટે ઝખીરએ આખિરત બનાવે, અને જે કોઈ અસાતિઝએ કિરામે એની તરતીબ, તહકીક અને તખ્રીજ વગેરેમાં મદદ ફરમાવી છે એ સૌને ખૂબજ ઘણો સારો બદલો અતા ફરમાવે, ઈ દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ,

ફકત વસ્સલામ

૨૭, સફર, ૧૪૩૬ સન હિજરી.

**હબીબુર્રહમાન સાહબ ખયરાબાદી દા.બ.**

મુફતીએ આ'ઝમઃ દારૂલ ઉલૂમ દેવબંદ

## મંતવ્ય

## હઝરત મુફતી અહમદ સાહબ ખાનપૂરી દા.બ.

શયખુલ હદીષ, સદર મુફતીઃ જામિઅહ તાલીમુદ્દીન ડાભેલ

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ અમ્માબાદઃ

ઈલ્મે દીન હાંસિલ કરવાના યુગમાં હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.થી કંઈ ખાસ સંબંધ રહયો નથી કેમકે મારી સંપૂર્ણ તાલીમનો ઝમાનો જામિઅહ રાંદેરમાં પસાર થયો છે અને હઝરત મુફતી સાહબ રહ. જામિઅહ ડાભેલમાં તદરીસી ખિદમત આપી રહયા હતા, ઈલ્મે દીન હાંસિલ કરવાના ઝમાનામાં મિશ્કાત શરીફના વર્ષે એક વખત હઝરત રહ.ના શર્હે નુખ્બાના સબકમાં હાજરીનું સૌભાગ્ય મળ્યું હતું, માશાઅલ્લાહ હઝરત મવલાના રહ.નો સબક પઢવવાનો અંદાજ અને સમજાવવાની કળા દિલ પર ઘણી અસરકારક હતી. અને જયારે હું જામિઅહ ડાભેલમાં તદરીસની ખિદમત માટે હાજર થયો એ વખતે હઝરત રહ. દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર તશરીફ લઈ ગયા હતા. એ પછી કોઈ તકરીબ અથવા જલ્સા વગેરેમાં દુઆ સલામ કરવાનો મોકો મળતો રહયો હતો, પણ હઝરત રહ.ની ઝિંદગી નજીકથી જોવાનો મોકો મળ્યો ન હતો. અલ્લાહ તઆલા એમની ખિદમતને કબૂલ ફરમાવી સદકએ જારીયહ બનાવે, આમીન.

**અહમદ ખાનપૂરી ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના અહમદ સાહબ દેવલવી દા.બ.

સદરુલ મદારિસ, મોહતમિમઃ જામિઅહ દારૂલ કુર્આન જબુંસર

આ મારું નસીબ હતું કે મનુષ્ય દુષ્કાળના યુગમાં ઉમ્મતને સારા નાગરિક આપનાર એક ઉચ્ચ દરજાની સંસ્થા જામિઅહ તાલીમુદ્દીન ડાભેલમાં મને ઈલ્મ હાંસિલ કરવાનો મોકો પ્રાપ્ત થયો. અને તેમાં પણ હઝરત મુફતી સાહબ રહ. અને એમના જેવા ઉચ્ચ દરજાના ઉલમાએ કિરામથી ફૈઝ મેળવવાનો મોકો મળ્યો. આ મોકા ઉપર હઝરત મુફતી સાહબ રહ.થી પરિચયની શરૂઆત થઈ. મારૂં સૌભાગ્ય હતું કે હઝરત રહ.ની તવજજુહ હેઠળ મારી તરબિયત નસીબ થઈ. મારા વિચાર

મુજબ આ વખતે વધું પડતાં લોકો આ વાત કહેવામાં સદમાર્ગે હશે :

શઅર : " હમ હૂએ કે, તુમ હૂએ કે મીર હૂએં
ઉસ્કી ઝુલ્ફો કે સબ અસીર હૂએં "

## હઝરત મુફતીસાહબ રહ.ની ખિદમત :

જામિઅહ તાલીમુદ્દીન ડાભેલમાં હઝરત મુફતી સાહબ રહ. ને દરસે નિઝામીની અસંખ્ય કિતાબોની તદરીસની ખિદમત અંજામ આપી, (મિશ્કાત શરીફ ની જગ્યાએ તહાવી શરીફ આપવાની ઓફર કરી ) એના સિવાય મુફતીએ ગુજરાત હઝરત મુફતી ઈસ્માઈલ સાહબ બિસ્મિલ્લાહ રહ.ની ગેરહાજરીમાં પણ ઈફતાની ખિદમત આપ્તા રહયા અને આ પણ મારા માટે સદભાગ્યની વાત છે કે હઝરત મુફતી સાહબ રહ.ના ઘણા ફતાવા નકલ કરવાનો મોકો મળ્યો હતો.

## હઝરત મુફતીસાહબ રહ. નાસદગુણો :

આ મોકા ઉપર અમૂક સદગુણોનો ઉલ્લેખ કરું છું, જે મારી નજર પ્રમાણે હઝરત મુફતી સાહબ રહ.ના જીવનની બુન્યાદ હતા અને ધ્યાનથી જોઈએ તો એવું લાગે છે કે આ અમૂક સદગુણો તે હતા જેના લઈ હઝરત મુફતી સાહબ રહ. જીવનભર નિડર થઈને ખિદમત માટે તત્પર રહયા હતા.

## દીની, ઈસ્લામી ગૈરત વ હમિય્યતઃ

સય્યિદુના હઝરત અબૂબકર સિદદીક રદિ.નું પ્રખ્યાત સુવાકય " અયન કુસુદીન વઅન હય્યુન (મારી હયાતીમાં દીનમાં કોઈ પણ જાતની કમી આવી જાય ? " હઝરત મુફતી સાહબ રહ.નું સંપૂર્ણ જીવન આ સિદીકી વિચાર ધારણાથી ભરાયેલું હતું. આપના જીવનમાં આ પ્રકારની દીની હમર્દદી અને હમિય્યતના અસંખ્ય વાકિઆ બનેલા છે જેને ઘણા લોકોએ નજરેથી જોયા પણ હશે. જયારે કોઈ વખતે કોઈ પેપર કે મેગ્ઝિનમાં ઈસ્લામ, શઆઈરે ઈસ્લામ, તાલીમાતે ઈસ્લામ, તહઝીબે ઈસ્લામ અથવા મુસલમાનોના વિરૂધ્ધ કોઈ વાત કોઈએ લખી, છાપી હોય ત્યારે હઝરત મુફતી સાહબ રહ. એનાથી ઘણા પ્રભાવિત થતા હતા અને તરતજ એનો દલીલપૂર્વક જવાબ લખીને પ્રકાશિત ફરમાવી દેતા હતા. વાસ્તવમાં હઝરત રહ.ની ઘણી ખરી કિતાબો એવી કોઈ ચળવળના અનુસાર આપણને મળી છે.

## મુન્કર પર નકીર કરવીઃ

કોઈ બદી, બુરાઈ અને ગુનાહ તેમજ અસંતુલિત કાર્યથી ઘણી નફરત હતી, જયાં એને મહસૂસ ફરમાવતા કે તરતજ એના ઉપર નકીર (રોકથામ) ફરમાવતા હતા, એના સિવાય મિલ્લી – રિફાહી કાર્યોમાં અને સામાજિક કામોમાં પણ એના ઉપર ખૂબ ધ્યાન આપતા હતા, એના માટે ઈસ્લાહે મુઆશરાની જમાઅત હોવી હઝરત રહ.ની સૌ પ્રથમ ખિદમતનો દરજો રાખતો હતો, પોતાના મવાઈઝ અને ખુત્બાતમાં પણ એના પર ખાસ ધ્યાન આપતા હતા, અને અન્ય લોકોએ પણ જોયું હશે કે હઝરત રહ. પોતાની દુઆઓ માં પણ એને માંગ્તા હતા, અવામ અને ખાસ કરીને નવજવાનોની ઈસ્લાહ અને મુન્કરાત ( શરીઅતના વિરૂધ્ધ કાર્યો ) થી દૂર રહેવાની ખૂબ તાકીદ ફરમાવતા હતા અને દુઆમાં ખાસ તૌર પર એનો ઉલ્લેખ ફરમાવતા હતા.એના સિવાય મા'મલાતની સફાઈ વગેરે જેવા સદગુણો હઝરત રહ. ની ઝાતે ગિરામીમાં હતા.

ફકત વ સ્સલામ

(મુફતી) અહમદ દેવલવી સા.

ખાદિમઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબૂસર

## મંતવ્ય

બિસ્મિહી તઆલા

**ફકીહુલ અસ્ર, હઝરત મવલાના ખાલિદ સૈફુલ્લાહ સા. રહમાની દા.બ.**

નાઝિમઃ અલ મઅહદુલ આલિયુલ ઈસ્લામી હૈદરાબાદ,

જનરલ સેક્રેટરીઃ ઈસ્લામિક ફિકહ એકેડમી ઈન્ડીયા

## હઝરત રહ.નો પરિચય અને ખિદમત

ઇલ્મી અને ફિકહી સંગ્રહમાં ખાસ આલિમે દીન હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના ફતાવાનો સંગ્રહ અનમોલ છે, બંદાને હઝરત મુફતી બેમાત રહ.ની ઘણી ફિકહી મજલિસોમાં આપના મંતવ્યો અને ફિકહી મબાહિસ (ડિસ્કસ) થી ફાયદો હાંસિલ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત છે, એમની ફકીહાના શાન એમના ફતાવાથી જાહેર થાય છે, હઝરતના ફતાવા વધુમાં વધુ ફિકહે હનફીના

આધારિત છે, કેમકે હિંદુસ્તાનમાં વધારે લોકો ફિકહે હનફીના અનુયાયીઓ છે, પણ અમૂક જગ્યા ઉપર લોકોની જરૂરતના લઈ ઈલ્મી વિશાળતાથી કામ લેવામાં આવ્યું છે, ફતાવા લખતી વખતે ફિકહની માન્ય અને મોઅતબર કિતાબો નજરો સમક્ષ રાખવામાં આવી છે, ઉત્તમ વાત તરફ માર્ગદર્શન કરવામાં આવ્યું છે (બિ હમ્દિલ્લાહ) ફતાવામાં જીવનના અલગ – અલગ પ્રકારના વિભાગોથી સંબંધિત મહત્વના મસાઈલનો સંગ્રહ છે, જયારે આ સંગ્રહના સર્વ ભાગો પ્રકાશિત થશે ત્યારે ઉલમાએ હિંદના ફતાવાના સંગ્રહમાં એક અનોખું અને અનમોલ કામ કહેવાશે.

અલ્લાહ તઆલા સંગ્રહ કરનાર મુરત્તિબ અને પ્રકાશકને બેહતરથી બેહતર બદલો અતા ફરમાવે અને તેનો ફાયદો સર્વ જગતમાં ફેલાવે,આમીન.

**ફકત વસ્સલામ**

૧, જમાદિઉલ આખર, ૧૪૩૭ મુવાફિકઃ

૧૧, માર્ચ, ૨૦૧૬ જુમ્અહના રોઝ

**ખાલિદ સૈફુલ્લાહ સા. રહમાની**

નાઝિમઃ અલ મઅહદુલ આલિયુલ ઈસ્લામી હૈદરાબાદ

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી મુજતબા હસન સાહબ કાસ્મી દા.બ.

મુરત્તિબે ફતાવા ફલાહિય્યહ, ખાદિમે હદીષ વ ફિકહઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ,

નહમદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ અમ્માબાદઃ

## ફતાવા ફલાહિય્યહ પર કામગીરીની વિગતઃ

હઝરત મુફતી અહમદ સાહબ બેમાત રહ.ના વધુ પડતાં ફતાવા ખરેખર તો ગુજરાતી ભાષામાં જ હતા જેને પહેલા તબકકામાં ગુજરાતના સલાહિયતમંદ ઉલમાએ કિરામે ઉર્દૂ ભાષામાં ટ્રાન્સલેટ કર્યા અને ઘણી જગ્યાએ ઉન્વાન પણ કાયમ કર્યા. અને બીજા તબકકામાં તરતીબ, ભાષામાં સફાઈ અને સરળતા, મસાઈલની તખ્રીજ અને તેના ઉન્વાન ઉપર બીજી વખત નજર કરવાનું કામ આ પ્રમાણે કરવામાં આવ્યું છેઃ

# ફતાવાની ભાષાથી સંબંધિત

(૧) સવાલ – જવાબની ભાષા સ્પષ્ટ અને દરેક સમજી શકે તેવી રાખવામાં આવી છે, આર્કષક અને યોગ્ય લખાણ લખવામાં આવ્યું છે, આ વાતનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે કે ફતાવાની ભાષા કાયદા – કાનૂન મુજબ હોય જેમાં કોઈ શબ્દ જરૂરતથી ન વધારે હોય કે ન ઓછો હોય, જેનાથી વાત સારી રીતે સમજી શકાય અને એને સમજવામાં કોઈ પણ પ્રકારની અડચણ ન આવે.

(૨) જેવું કે સૌ જાણે છે કે એક ભાષા માંથી બીજી ભાષામાં કોઈ મજમૂન (લેખ) ટ્રાન્સલેટ કરવું ઘણું મુશ્કેલ કામ છે કેમકે દરેક ભાષાનો એક અનોખો અંદાજ હોય છે અને ફતાવાનું ટ્રાન્સલેટ તો એના કરતાં પણ ઘણું અઘરું કામ છે કેમકે ફતાવાની ભાષા કાનૂની ભાષા હોય છે. માટે જો આ સંગ્રહમાં કોઈ પણ પ્રકારની ખામી નજર આવે તો તેને અનુવાદકની ખામી સમજવામાં આવે, હઝરત મુફતી સાહબ રહ.નું ઈલ્મી વ્યકિતત્વ આ વાતની બિલકુલ પરવાનગી આપતું નથી કે તે ખામી ને હઝરત રહ.ની તરફ મન્સૂબ કરવામાં આવે.

(૩) સવાલ – જવાબમાં જે કંઈ જગ્યાએ અપ્રચલિત શબ્દો લખાયેલા હતા જેને સમજવામાં મુશ્કેલી થઈ શકે છે તેના સરળ શબ્દો મારજીનમાં લખવામાં આવ્યા છે.

(૪) એવું પણ થયું છે કે એક સવાલમાં કેટલાક મસાઈલ પૂછવામાં આવ્યા છે, જો તે મસાઈલ અલગ – અલગ ચેપ્ટર અને ઉનવાનથી સંબંધિત હોય તો તેને અલગ – અલગ કરીને જરૂરત પ્રમાણે લખવામાં આવ્યા છે.

**મસાઈલની તખ્રીજથી સંબંધિતઃ**

(૧) આયતે કુર્આન અને અહાદીષે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સંપૂર્ણ તખ્રીજ કરવામાં આવી છે, આયતની તખ્રીજ (હવાલા) માં સૌ પ્રથમ સૂરત નંબર એ પછી સૂરતનું નામ અને આયત નંબર લખવામાં આવ્યો છે. જેમકે સૂરત નં.૧, નામઃ સૂરએ ફાતેહા, આયત નંબરઃ ૭.

એવી જ રીતે હદીષે પાકના હવાલામાં કિતાબનું નામ, ઘણી જગ્યાએ પેજ, ભાગ, હદીષના નંબર અને બાબનું નામ તેમજ કિતાબના સંપાદક તથા અનુવાદકનું નામ અને પ્રકાશકને પણ સ્પષ્ટ શબ્દોમાં લખવામાં આવ્યું છે જેમકે સુનને તિરમિઝીઃ ૧/ ૩૧, નંબરઃ ૧૧૫, બાબુલ મઝીય્યી યુસીબુસ્સૌબ, અબ્વાબુત્તહા

રતી, પ્રકાશનઃ દારુલ કિતાબ, દેવબંદ વગેરે પ્રમાણે લખવામાં આવ્યું છે.

(૨) દરેક મસ્અલાની બલ્કે મસ્અલાના દરેક હિસ્સાની ફિકહી કિતાબોથી વિગતવાર તખ્રીજ કરવમાં આવી છે જેમાં સૌ પ્રથમ નુસૂસ (કુર્આન – હદીષ ) લખવામાં આવી છે એ પછી ફુકહાએ કિરામની ઈબારતો નકલ કરવામાં આવી છે, કુતુબે ફિકહમાં સૌ પ્રથમ શામી, બદાઈઉસ્સનાએઅ, અલ – બહરુર્રાઈક, ફત્હુલ કદીર અને હિદાયહ અને બીજા નંબરે ફતાવા આલમગીરી, ફતાવા તાતારખાનિય્યહ અને અન્ય ફિકહી કિતાબોનો લેહાઝ કરવામાં આવ્યો છે.( હઝરત મુફતી સાહબ રહ.ના ફતાવા ઘણી સંખ્યામાં છે, વિગતવાર તખ્રીજ કરવાનો હેતુ ફકત આ છે કે હઝરત રહ.ના ફતાવાનું સંપૂર્ણ પ્રુફ થઈ જાય અને કોઈ વાત હવાલા વગર ન રહી જાય.)

(૩) મસ્અલાના દરેક ટુકડાની તખ્રીજમાં સાફ અને સ્પષ્ટ અરબી ઈબારત લખવાની કોશીશ કરવમાં આવી છે, જો તે ટુકડો અન્ય કિતાબોમાં પણ સ્પષ્ટ લખેલો હોય તો તેનો પણ હવાલો લખી દેવામાં આવ્યો છે. અરબી ઈબારત ફકત એક કિતાબની લખવામાં આવી છે અગર કોઈ જવાબમાં ખાસ વાતના લઈ ઈબારત અપુરતી હોય તો તે જગ્યાએ બીજી કિતાબની ઈબારત પણ લખવામાં આવી છે.

(૪) કુતુબે ફિકહનો હવાલો લખવામાં કિતાબનું નામ, અમૂક જગ્યાએ સંપાદક, સંશોધક તથા અનુવાદકનું નામ, જન્મ અને વફાતની તારીખ સાથે, તથા પેજ અને ભાગ નંબર, ચેપ્ટર અને પ્રકાશનનું નામ, નંબર તેમજ તેની સન પણ લખવામાં આવી છે. જેમકે ફતાવા હિંદીય્યહઃ ૧/ ૪૫, કિતાબુત્તહારત, અલ – બાબુસ્સાબેઅ ફી ન્નજાસતી વ અહકામિહા, પ્રકાશનઃ દારુલ ફિકર, બીજી વખત પ્રકાશન, વગેરે પ્રમાણે લખવામાં આવ્યું છે.

## ઉનવાનથી સંબંધિતઃ

ઉનવાન કાયમ કરવામાં સવાલ – જવાબમાં લખાયેલ મસ્અલાના સંપૂર્ણ ભાગનો લિહાઝ કરવામાં આવ્યો છે, કોશીશ એવી કરવામાં આવી છે કે ઉનવાન(ટાઈટલ) વાંચતા જ સંપૂર્ણ મસ્અલા તરફ માર્ગદર્શન થઈ જાય.

## ધ્યાન પૂર્વક વાતોઃ

(૧) દરેક બાબ (ચેપ્ટર) ના ઉનવાન ઉપર નંબર લખવામાં આવ્યા છે જેનો હેતુ દરેક ચેપ્ટરના મસાઈલની ગણતરી કરવી છે અને સવાલ – જવાબ ઉપર નંબર

લખવાનો હેતુ કુલ મસાઈલની ગણતરી કરવી છે.

(૨) અમૂક કિતાબોનો હવાલો લખવામાં આ પધ્ધતિથી કામ કર્યુ છે કે એક કિતાબનો હવાલો લખીને સ્ટારનું ચિહન લગાડવામાં આવ્યું છે અને એ પછી બીજો હવાલો લખવામાં આવ્યો છે જેના માટે બીજી લાઈનનો ઉપયોગ કરવામાં આવ્યો નથી.

(૩) આ વાત ધ્યાનમાં રહે, ઉનવાનની તરતીબનું કામ ઘણી ઉતાવળથી કરવામાં આવ્યું છે, માટે એવું બની શકે છે કે અમૂક ઉનવાન એવા ચેપ્ટરમાં લખાયેલા હશે જેમાં અન્ય મુરત્તિબ ઉલમાએ કિરામ કદાચ લખતા નહી હોય તો જે જગ્યાએ એ પ્રકારના મસાઈલ લખાયેલા છે તો તે કોઈ ન કોઈ કારણ અનુસાર લખવામાં આવ્યા છે.

(૪) તખ્રીજનો હેતુ એહલે ઈલ્મને સહુલત અર્પણ કરવી છે, માટે અમૂક જગ્યાએ એક જ ઈબારતને બે વખત લખવામાં આવી છે, જે જગ્યાએ ઈબારત નજીકમાં લખાયેલી હોય તો તેનો હવાલો લખી દેવામાં આવ્યો છે અને જે જગ્યાએ ઈબારત ઘણી આગળ લખવામાં આવી હોય તો તે જગ્યાએ સંપૂર્ણ ઈબારત બીજી વખતમાં પણ લખવામાં આવી છે.

## મુકર્રર મસાઈલને બાકી રાખવાના કારણોઃ

(૧) સામાન્ય રીતે તે મુકર્રર સવાલ – જવાબ કોઈ ન કોઈ ખાસ ફાયદાથી ભરપૂર હોય છે, જવાબના ફકત એક ભાગને લખવો અને એક ભાગને છોડી દેવો તે સવાલ – જવાબના આપસી સંબંધને ખત્મ કરી દે છે.

(૨) એક સમાન સવાલ – જવાબ ભલે નતીજાના હિસાબે એક હોય છે, પણ જવાબનું વિગતવાર અને ટૂંકમાં હોવું જયાં મસ્અલો પૂછનારના આધારિત હોય છે તો બીજી તરફ જવાબ આપનાર મુફતી સાહબના ઉત્સાહ અને સ્ફૂર્તિના આધારે પણ હોય છે જેના લઈ જવાબનો અંદાજ બદલાય જાય છે. હઝરત મુફતી સાહબ રહ.ના ફતાવામાં સામાન્ય રીતે આ વાત જોવામાં આવી છે. જેના કારણે નવજુવાન મુફતીયાને કિરામને ઘણો મોટો ફાયદો થશે કે એક જવાબને અલગ – અલગ અંદાજથી કેવી રીતે લખી શકાય છે? તેનો નમૂનો મળશે. માટે વારંવાર લખાયેલા મસાઈલને બાકી રાખવામાં આવ્યા છે.

(૩) ઉર્દૂ લખવાના જદીદ તરીકાનો ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે, રુમૂઝ

અને અવકાફ ( ઉર્દૂ ભાષાના ચિહનો ) નો સંપૂર્ણ ખ્યાલ કરવાની કોશીશ કરવામાં આવી છે.

## ફતાવાની મકબૂલિયતનો અંદાજોઃ

આ ફતાવાની મકબૂલિયતનો આ રીતે અંદાજો લગાડી શકાય છે કે બંદા (મુજતબા હસન કાસ્મી ) એ જયારે કામની વિગત સાહબ ઝાદએ હઝરત શયખુલ હદીષ રહમતુલ્લાહિ અલયહિ, હઝરત મવલાના તલ્હા સાહબ કાંધલ્વી રહ.ની ખિદમતમાં રજૂ ફરમાવી તો એમણે દુઆઓ આપી અને એટલું જ નહી બલ્કે પોતાના ખિસ્સા માંથી પાંચ હજાર રૂપિયા આપીને ફરમાવ્યું આ રકમને એડવાન્સ રાખી લ્યો, જયારે ફતાવા છપાઈને આવી જાય ત્યારે આ પૈસા બદલ જે કંઈ ફતાવાની કિતાબો થાય તે મને મોકલી આપશો, જયારે બંદાએ તે રકમ લેવામાં મૂંઝવણ કરી તો ફરમાવ્યું કે " મોલ્વી સાહબ! બરકત વાલા હે લે લો ". એક સાહિબે દિલ બુઝૂર્ગ અને માનનીય શખ્સીયત તરફથી આવું પ્રોત્સાહન પ્રાપ્ત થવું તેનાથી ફતાવાની મકબૂલિયતની નેક – ફાલી લઈ શકાય છે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે એને કબૂલ ફરમાવે અને ફાયદાકારક બનાવે. આમીન.

## હાફિઝ સાહબ દા.બ.નો આભારઃ

મારા મોહસિનો મુકર્રમ જનાબ હાફિઝ અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત સાહબ રહ.ને અલ્લાહ તઆલા બેહતરીન બદલો નસીબ ફરમાવે, એમણે પોતાના વાલિદ સાહબ રહ.ના ફતાવા પ્રકાશિત કરવાનું કામ માથે લીધું અને આ કામ માટે બંદાની સમક્ષ પોતાના નેક જઝબાતને રજૂ ફરમાવ્યા જેને કબૂલ કરવામાં બંદાએ પોતાનું સૌભાગ્ય સમજીને ખિદમત માટે તૈયારી જાહેર ફરમાવી અને બંદાથી જે કંઈ ખિદમત થઈ આપની ખિદમતમાં હાજર છે, હું એવું માનું છું કે આમાં જે કંઈ ખૂબી આવી છે તે એમના નેક જઝબાતનો અસર છે. અલ્લાહ તઆલા એમની ખિદમતને કબૂલ ફરમાવે આમીન, રબ્બના તકબ્બલ મિન્ના, ઈન્નક અન્તસ્સમીઉલ અલીમ, આમીન યા રબ્બલ આલમીન.

**મુજતબા હસન કાસ્મી**

ખાદિમે હદીષ, ફિકહઃ દારૂલ ઉલૂમ

માટલીવાલા, ભરૂચ

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફ્તી નૌમાન સાહબ કાસ્મી દા.બ.

ઉસ્તાદે હદીષ વ ફિકહ: દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી, ભરૂચ, ગુજરાત

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદિલ અમ્બિયાઈ વલ મુરસલીન, વઅલા આલિહી વસહબિહી અજમઈન, વઅલા જમીઈ મન તબિઅહુમ બિઈહસાનિન ઈલા યવમિદ્દીન, અમ્માબાદ:

અલ્લાહ રબ્બુલ ઈઝઝતે મનુષ્યને અન્ય હજારો મખ્લૂકાત પર જે ઈઝઝત અને શરાફત અતા ફરમાવી છે એનું મુખ્ય કારણ તા'લીમ છે, જેને તે પોતે પણ શીખે છે અને બીજાને પણ શીખવાડે છે.

## ફતાવા ફલાહિય્યહની મહત્વતા

"**ફતાવા ફલાહિય્યહ**"નામી કિતાબ જીવનના દરેક ક્ષેત્રમાં માર્ગદર્શન આપી શકે તેવા ફતાવાનો સંગ્રહ છે, જે ગુજરાતની ધરતી પર ફૈઝવંત અને ઉમ્મુલ મદારિસ દારૂલ ઉલૂમ દેવબંદના સપૂત, શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની રહ. અને મુફતી સય્યિદ મહેદી હસન શાહજહાંપૂરી રહ.ના જેવા ઈલ્મી પહાડના શાર્ગિદ "હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ." ના કલમથી લખાયેલ ફતાવા છે જેનું વાંચન કરીને દરેક વ્યકિત સરળતાથી દીની માર્ગદર્શન મેળવી શકે છે.

## હઝરત મુફતી સાહબ રહ.નું વ્યકિતત્વ

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ. પોતાના યુગના ઉમ્દહ મુફતી હઝરાત માંથી હતા. ગુજરાતથી બહાર હિંદુસ્તાન જ નહીં પરંતુ હિંદુસ્તાનના સિવાય અન્ય દેશોમાં પણ આપના ફતાવાને મકબૂલિયત હાંસિલ થયેલ છે, આપ રહ. પોતાના યુગના ફકીહ હોવાની સાથે સાથે ઉચ્ચ દરજાના મુહદિસ પણ હતા. ગુજરાતના અલગ – અલગ ઈદારામાં લાંબા સમય સુધી બુખારી શરીફ પઢાવીને આપ રહ.એ "મસ્નદે મશીખતે હદીષ"ને શોભા અર્પણ કરી હતી, કુદરતે એમને ઉત્તમ ગુણોની દોલતથી નવાઝયા હતા, મર્હૂમ ઘણી ખરી ઈલ્મી, સમાજી અને સાર્વજનિક સંસ્થાના કાર્યકર્તા અને અમૂકના આગેવાન પણ રહયા હતા.

હદીષ અને ફિકહના નાના – મોટા મસાઈલ બાબતે આપ રહ. ઉંડાણ પૂર્વક ઈલ્મ ધરાવતા હતા, જેના લઈ મુખ્ય અને મહત્વના મસાઈલ ચુટકીમાં હલ ફરમાવી દેતા હતા. જેનો અસર ફતાવા લખવામાં જોઈ શકાય છે કે હમણાં સુધી કેટલાક વોલ્યમમાં ફતાવા પ્રકાશિત થઈ ચુકયા છે અને આગળ કામ પ્રગતિ પર છે.

## હઝરત રહ.ના નેક ફરઝંદની ખિદમત

ફતાવા ફલાહિય્યહને આ સ્ટેપ સુધી પહોંચાડવા માટે હઝરત રહ.ના નેક ફરઝંદ હાફિઝ અસ્જદ સાહબ દા.બ. એ જે તનતોડ મહેનત ફરમાવી છે, વાસ્તવમાં તે એમનું સૌભાગ્ય છે કેમકે એમની તબિયતમાં આ ખૂબી છે કે જયાં સુધી તે કોઈ કામને તેના અંત સુધી પહોંચાડી નથી દેતા ત્યાં સુધી એમની તબિયતને ઠરાવ આવતો નથી. અલ્લાહ તઆલા એમને જઝાએ ખયર અતા ફરમાવે કે એમણે વાલિદે મર્હૂમના કામને લાભદાયક બનાવીને કૌમો મિલ્લતની સેવામાં રજૂ કરવાની સઆદત પ્રાપ્ત કરી છે, ઉમ્મીદ જ નહી પણ કામિલ યકીન છે કે ફતાવાનો આ ભાગ પણ અન્ય ભાગોની જેમ એહલે ઈલ્મની નજરમાં મકબૂલિયત મેળવશે અને ખુદા તઆલાની મખ્લૂક હઝરત મુફતી સાહબ રહ.ની કિંમતી વાતોથી ફૈઝવંત થશે.ઈન્શાઅલ્લાહ તઆલા.

**ફકત વસ્સલામ**

૨૨,મુહર્રમુલ હરામ,૧૪૩૮

મુવાફિક:૨૪,ઓકટોબર,૨૦૧૬

**નૌમાન કાસ્મી ગુફિર લહૂ**

ખાદિમે હદીષ વ ફિકહઃ દારૂલ ઉલૂમ કરમાલી



# મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી ઝૈનુલ ઈસ્લામ કાસ્મી, ઈલાહઆબાદી દા.બ.

મુફતીઃ દારૂલ ઉલૂમ દેવબંદ

## હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમત

હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત રહ.ની ઝાત ફૈઝવંત ઉમ્દહ આલિમે દીનની હૈસિયતથી પ્રખ્યાત છે અને અકાબિરે દેવબંદની વિચારધારાના અમીન અને તરજમાનની હેસિયતથી ઓળખવામાં આવે છે, આપ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર અને જામિઅહ ઈસ્લામીય્યહ તાલીમુદ્દીન ડાભેલમાં એક લાંબા સમય સુધી દર્સો – તદરીસના સાથે ફતાવા લખવાની અનમોલ ખિદમત આપ્તા રહયા. એ પછી પોતાનો કાયમ કરેલ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી, રવિદ્રા આપના દર્સો – તદરીસનું કેન્દ્ર બન્યું. જયાં તદરીસના માધ્યમથી કુર્આન – હદીષના ઉલૂમ અને ફતાવા લખવાના ઝરીયે સહીહ અકીદહ અને ઉત્તમ વિચારધારાથી સમય સમય પર લોકોને જાગૃત ફરમાવતા રહયા.

## હઝરત રહ.ના નેક ફરઝંદોની ખિદમત

હઝરત મુફતી સાહબ રહ.ના ફરઝંદાને મોહતરમ જનાબ હાફિઝ અસ્જદ સાહબ દા.બ.અને મવલાના અજવદ સાહબ દા.બ.પણ મુબારકબાદીના હકદાર છે જેમણે ખુબસૂરત એડીશનમાં ફતાવાને પ્રકાશિત કરવાનો ઈન્તેઝામ ફરમાવીને એહલે ઈલ્મની ખિદમતમાં ઉત્તમ તોહફો અર્પણ કર્યો છે. અલ્લાહ તઆલા સર્વે હઝરાતને બેહતરીન જઝા અતા ફરમાવે અને ફતાવાને શર્ફે કબૂલિયત અતા ફરમાવે, અને ફતાવાના અન્ય ભાગોને પણ પ્રકાશિત કરવામાં આસાની ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

ફકત વસ્સલામ

૨૮ / ૫ / ૧૪૩૯ હિજરી

(મુફતી) ઝૈનુલ ઈસ્લામ કાસ્મી

ઈલાહ આબાદી, મુફતીઃ દારૂલ ઉલૂમ દેવબંદ

# મંતવ્ય

ખલીફએ શયખુલ હદીષ રહ.

**હઝરત મવલાના, મુફતી ઇસ્માઇલ સા. કછોલ્વી દા.બ.**

શયખુલ હદીષ સદર મુફતીઃ જામિઅહ હુસૈનિય્યહ રાંદેર, સૂરત, ગુજરાત

**નહમદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ,અમ્મા બાદઃ**

મોહતરમ વ મુકર્રમ જનાબ હાફિઝ અસ્જદ સાહબ દા.બ.

ઉમ્મીદ છે કે આપ ખયરો આફિયતથી હશો. આપના તરફથી મોકલેલ તોહફો ફતાવા ફલાહિય્યહ ભાગ પહેલો, બીજો અને ત્રીજો પહોંચ્યો. અલ્લાહ તઆલા દારૈનમાં આપને બેહતરથી બેહતર બદલો નસીબ ફરમાવે.

## હઝરત રહ.ના ફતાવાની ઝિયારતઃ

હઝરતુલ ઉસ્તાદ હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના ફતાવાની ઝિયારત કરીને ઘણી ખુશી થઈ. હઝરત મુફતી સાહબ રહ.ના ઈખ્લાસ અને કબૂલિયતના ચિહનો માંથી હું આ સમજી રહયો છું કે અલ્લાહ તઆલાએ એમના દુન્યાથી તશ્રીફ લઈ જવા પછી પણ એમના ફૈઝને જારી અને સારી રાખ્યો છે અને આપ સૌ હઝરાત માટે પણ નસીબની વાત છે કે આપ લોકોએ વાલિદે મોહતરમના હકને અદા કરી દીધો બલ્કે ઘણી સારી રીતે પૂરો પાડયો છે. એના પ્રકાશિત કરવામાં અને તરતીબ વગેરેમાં કંઈ કમી રાખી નથી બલ્કે અધી ઉત્તમ કાર્ય કર્યુ છે.

અલ્લાહ તઆલા કામને શર્ફે કબૂલિયત અતા ફરમાવે, ઝખીરએ આખિરત અને સદકએ જારિયહ બનાવે, અલ્લાહ કરે કે બાકી ભાગ વધુમાં વધુ સારી રીતે પ્રકાશિત થઈને સૌ લોકો માટે ઈલ્મી મદદગાર બને, આમીન.

**ફકત વસ્સલામ**

૨૧ સફરુલ મુઝફ્ફર ૧૪૩૯ સન હિ.

મુવાફિક ૧૧,૧૧,૨૦૧૭ સન ઈ.

**ઈસ્માઈલ સા. કછોલ્વી ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત અકદસ મવલાના ઈબ્રાહીમ સાહબ પાંડોર દા.બ.

ખલીફાઃ શયખુલ હદીષ હઝરત મવલાના ઝકરીય્યા સા.રહ.,

ખાદિમે ખાસઃ હઝરત ફકીહુલ ઉમ્મત રહ.

## દીન શીખવાનો ઉત્સાહ

કુર્આને કરીમમાં શરીઅતથી અજાણ લોકોને એહલે ઝિક્ર એટલે કે કુર્આન – હદીષ અને શરીઅતે મુતહહરહના માહિરીનથી માર્ગદર્શન પ્રાપ્ત કરવાનો આદેશ કરેલ છે, જેનાથી મરઝિયે ઈલાહીના મુજબ જીવન ગુજારીને દુન્યા – આખિરતમાં સફળતા હાંસિલ થઈ શકે, અલ્લાહ તઆલાનો ફરમાન છે કે અગર તમે કોઈ મામલામાં અજાણ હોય તો એહલે ઈલ્મ એટલે કે જાણકાર લોકોથી તે બાબતે સવાલ કરો. આ આદેશ પર અમલ કરતાં ઉમ્મતે મુસ્લિમહ હમેંશા માહિરીને શરીઅતથી જાણકાર થઈને જીવન ગુઝારે છે, હઝરાતે સહાબાએ કિરામ રદિ. હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી અહકામ – મસાઈલ માલૂમ કરીને એમના ફરમાન મુજબ જીવન ગુઝારતા હતા. હઝરાતે સહાબએ કિરામ રદિ.થી તાબિઈન સુધી અને તાબિઈનથી તબ્એ તાબિઈન સુધી અને એમના પછી આવનાર લોકો આગળના ઉલમા અને ફુકહાએ કિરામથી મસાઈલ માલૂમ કરીને અમલ કરતા રહયા. અને સવાલ – જવાબનો આ સિલસિલો કુરૂને ઊલાથી લઈ આજ સુધી લગાતાર જારી છે.

## હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમત

અમૂક પાક ફિત્રત લોકો એવા પણ હોય છે જે અમલ કરવાની સાથે – સાથે અહકામે શરીઅતને પાછળ આવનાર લોકો માટે પણ ફાયદો પહોંચાડવા ખાતર લેખિકમાં પણ મહફૂઝ કરતા હોય છે, એવી રીતે ફતાવાના સ્વરૂપમાં ઉલૂમે ઈસ્લામીયહનો એક અઝીમુશ્શાન સંગ્રહ ઉમ્મતના નફા માટે વજૂદમાં આવતો રહયો અને દુન્યા એમનાથી ફૈઝવંત થતી રહી. ફતાવાની આ કિતાબ "ફતાવા ફલાહિય્યહ " પણ એ કિંમતી સિલસિલાની કડી છે, જે ગુજરાતના મશહૂર અને પ્રખ્યાત ઉમ્દહ આલિમે દીન, અકાબિરે દેવબંદની વિચારધારાના અમાનતદાર, મહાન મુસ્લિહો મુફકિકર હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના ઉલૂમો મઆરિફથી

ભરપૂર છે.

ઘણી ખુશીની વાત છે કે અઝીઝમ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સાહબ રહ. ઘણી ચિંતા અને ફિકરની સાથે તે ફતાવાને પ્રકાશિત કરવાનો ઈન્તેઝામ કરી રહયા છે. દિલથી દુઆ છે કે અલ્લાહ તઆલા હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના આ ઈલ્મી ફૈઝથી ઉમ્મતે મુસ્લિમાને વધુમાં વધુ ફૈઝવંત ફરમાવીને એમના હકમાં સદકએ જારિયા બનાવે. અને સર્વે મદદગારને પોતાના શાયાને શાન બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

૨ ઝિલ્હિજજહ ૧૪૩૭ હિ.

**ઈબ્રાહીમ પાંડોર ઉફિય અન્હૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી સય્યિદ મુસ્લિહુદ્દીન અહમદ બરોડવી, કાસ્મી દા.બ.

શયખુલ હદીષ, સદર મુફતીઃ જામિઅહ ઈસ્લામિયહ તા'લીમુલ ઈસ્લામ ડયૂઝબરી, મરકઝ યૂ.કે.

## દીને ઇસ્લામ ખામિઓથી પાક અને પવિત્ર

દીને ઈસ્લામ એ સર્વે ખાસિયતો અને ખૂબીઓનો માલિક છે જે આગળના દીનમાં મવજૂદ હતી, એવીજ રીતે તે તમામ કમઝોરીયો અને ખામિઓથી પાક અને પવિત્ર છે જે બીજા મઝાહિબમાં અને બનાવટી ધર્મોમાં હોય છે જેના લઈ પ્રત્યેક મઝહબો – મિલ્લત ઈસ્લામને પોતાનો મુકાબિલ અને વિરૂધ્ધ સમજીને એનો રસ્તો રોકવાના પ્રયાસો કરી રહયા છે. માટે એહલે ઈસ્લામ અને ખાસ કરીને ઉલમાએ દીન મઝહબે ઈસ્લામની હિફાઝત અને એને ફેલાવામાં અને એના ઉપર ઉઠેલા આરોપોને દૂર કરવામાં દરેક પ્રકારની કુરબાની આપીને હિફાઝતે ઈસ્લામનો ફરીઝો અદા કરી રહયા છે.

## ફતાવા ફલાહિય્યહ

દરેક યુગમાં મહત્વના ફિકહી મસાઈલ અને નવા મસાઈલનો ઉકેલ, ઉમ્મતે મુસ્લિમહની જરૂરત રહી છે, કેમકે "ફિકહ" અમલી જીવનનું નામ છે, જેના

માર્ગદર્શન માટે મુફતીયાને કિરામ ફતાવાના સ્વરૂપમાં ખિદમત આપતા રહયા છે. એ જ મુબારક સિલસિલાની એક કડી હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના કલમથી લખાયેલ ફતાવા છે, જે "ફતાવા ફલાહિય્યહ" ના નામથી પ્રકાશિત છે જેના પાછળ હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના નેક ફરઝંદ હાફિઝ અસ્જદ સાહબની અન્થક મહેનત છે, એ ફતાવા દસ ભાગમાં સંપૂર્ણ થવાની આશા છે.

## હઝરત મુફતી સાહબ રહ.નો પરિચય

હઝરત મુફતી અહમદ બેમાત રહ.એક કામ્યાબ મુદર્રિસ, મુફતી હતા, જેમણે અઝહરે હિંદ દારૂલ ઉલૂમ દેવબંદમાં શયખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની રહ., શયખુલ અદબ વલ ફિકહ હઝરત મવલાના એઅઝાઝ અલી સાહબ રહ., હઝરતુલ અલ્લામહ મુહંમદ ઈબ્રાહીમ સાહબ બલ્યાવી રહ. વગેરેથી ઈલ્મે દીન હાંસિલ કર્યુ એ પછી ફિકહો – હદીષનું ઉંડાણપૂર્વક ઇલ્મ રાખનાર હઝરત મુફતી મહેદી હસન શાહજહાંપૂરી રહ.થી ફતાવાના કોર્ષમાં દાખલ થઈને ફતાવા લખવાની મશ્ક અને પ્રેકટીસ કરી. જેના લઈ આપને ફિકહો – ફતાવામાં એક મોટો દરજો પ્રાપ્ત થયો હતો. અને ગુજરાતના ભરોસા પાત્ર મુફતીયાને કિરામમાં સમાવેશ થયો.

## હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમત

ફારિગ થયા પછી જામિઅહ ઈસ્લામિયહ ડાભેલમાં દર્સ પઢાવવાની ખિદમત શરૂ કરી, ૧૭ વર્ષ સુધી અલગ અલગ પ્રકારના ઉલૂમની કિતાબોનો દર્સ આપતા રહયા, એ પછી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર તશરીફ લાવીને ૨૦ વર્ષ સુધી બુખારી શરીફ અને અન્ય ઉલૂમો ફુનૂનની ખિદમત સાથે, ફતાવા લખવાની ખિદમત આપતા રહયા, આ લાંબી મુદતમાં અસંખ્ય ફતાવા લખ્યા હતા, મારા વાલિદ સાહબ હઝરત મવલાના શમ્સુદ્દીન બરોડવી રહ.થી એમણે જામિઅહ ઈસ્લામિયહ ડાભેલમાં તાલીમ હાંસિલ કરી છે, ઘણી વખત એમણે પોતે આ વાતનો ઉલ્લેખ ફરમાવ્યો છે કે મુફતી સાહબ રહ.એ દર્સો – તદરીસની સાથે સાથે જમીઅતે ઉલમાએ હિંદ ગુજરાત, દીની તાલીમ બોર્ડ અને મોહકમએ શરઈય્યહ હિંદના ઉત્તમ સ્થાને બિરાજમાન થઈને અઝીમ દીની, મિલ્લી અને ઈસ્લાહી ખિદમતો ફરમાવી છે.

## નમાઝે અસર પછી દીની મજલિસ

૧૯૬૨ – ૧૯૬૩ માં મુફકિકરે મિલ્લત, હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ રહ. કાપોદ્રવી, હઝરત મુફતી અહમદ બેમાત રહ.ની સાથે બંદો પણ જામિઅહ ઈસ્લામિયહ ડાભેલમાં તદરીસી ખિદમતના સમયમાં ત્યાં મુકીમ હતો, કોઈ કોઈ વખતે ત્યાં અસરની નમાઝ પછી મજલિસમાં ભેગા થતા હતા, દીની – ઈલ્મી ટોપિક અને અલગ – અલગ પ્રકારના અહેવાલ પર ચર્ચા થતી હતી, ટૂંકમાં વાત આ છે કે હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.નું વ્યકિતત્વ દીની – ઈલ્મી અને અમલી સદગૂણોથી ભરપૂર હતું.

અલ્લાહ તઆલા ફતાવાના આ સંગ્રહને કબૂલિયતથી નવાઝીને મર્હૂમના માટે ઝખીરએ આખિરત બનાવે અને ઉમ્મતે મુસ્લિમહને એનાથી ફૈઝવંત ફરમાવે. અને ફતાવાની તરતીબ વગેરેમાં મદદગાર અસાતિઝહ કિરામને અને પ્રકાશિત કરવામાં જે લોકોએ જે પણ પ્રકારની મદદ કરી છે તે તમામ લોકોને બેહદ સવાબ અને સારો બદલો અતા ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન.

ફકત વસ્સલામ
૨૧ મુહર્રમ ૧૪૩૮ મુવાફિક
૨૨ ઓકટોબર ૨૦૧૬, શનીવાર

**સય્યિદ મુસ્લિહુદ્દીન અહમદ બરોડવી ગુફિર લહૂ**
ખાદિમે હદીષઃ જામિઅહ તા'લીમુ ઈસ્લામ, ડયૂઝબરી મરકઝ, યૂ.કે.

## મંતવ્ય

**સાહબ ઝાદહ શયખુલ હદીષ રહ.**

## હઝરત મવલાના મો.તલ્હા સાહબ કાંધલ્વી રહ.

જનાબ અલ્હાજ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સાહબ
અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતુહૂ

હમણાં આપના તરફથી તશ્રીફ લાવનાર મહેમાન હઝરત મવલાના, મુફતી મુજતબા હસન કાસ્મી દા.બ. વગેરે હઝરાત થી જાણવા મળ્યું કે મવલાના મુફતી અહમદ બેમાત સાહબ રહ.ના નેક ફરઝંદ હાફિઝ અસ્જદ બેમાત સાહબ પોતાના

વાલિદ સાહબના ફતાવા પ્રકાશિત કરી રહયા છે, આપના વાલિદ સાહબથી સંબંધના કારણે આદેશ મુજબ અમૂક વાકયો લખાવી રહયો છું.

અલ્લાહ તઆલા આપના કામને તરકકી અતા ફરમાવે, ઉમ્મતમાં બુઝુર્ગોની જે કિતાબો ઝિક્ર અને દા'વતની નિસ્બત પર અને ઇલ્મની નિસ્બત પર પ્રકાશિત થઈ રહી છે તે આપના ઝરિયે પણ પ્રકાશિત થાય, અલ્લાહ તઆલા "મુફતી બેમાત અકેડમી" ને ખૂબ તરકકીથી નવાઝે, ઈખ્લાસ અતા ફરમાવે, બંદો દિલથી દુઆ કરે છે કે અલ્લાહ તઆલા આપને તે જગ્યાઓથી સંબંધ બાકી રાખવાની તોફીક અતા ફરમાવે જે જગ્યાઓથી આપના વાલિદ સાહબ રહ.નો સંબંધ હતો.

ફકત વસ્સલામ

**મોહંમદ તલ્હા કાંધલ્વી**

૨૮,સફર, ૧૪૩૬ સન હિ.

## મંતવ્ય

## હઝરત મવલાના, મુફતી ઈસ્માઈલ સાહબ ભડકોદ્રવી રહ.

સદર મુફતીઃ દા.ઉ.કંથારીયા, શયખુલ હદીષઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબૂસર

ગુજરાત રાજયના અકાબિરે ઉલમાએ કિરામમાં હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.નું નામ દરેક ગુજરાતી જાણે, ઓળખે છે, જેમણે વર્ષો – વર્ષ સુધી શયખુલ હદીષ જેવા મહાન પદ પર રહીને કુર્આન – હદીષ અને ફિકહનો દર્સ આપ્યો છે, અને પોતાના પાછળ હજારોં શાર્ગિદો સદકએ જારિયહના રૂપે છોડી ગયા છે, અને જે દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીના સ્થાપક અને જીવનના અંતિમ શ્વાસ સુધી મોહતમિમ અને શયખુલ હદીષ રહયા છે, હઝરત વાલા રહ.ને જમિયતે ઉલમાએ હિંદ અને મદની પરિવારથી હમેંશા ઈશ્કો મોહબ્બતનો સંબંધ રહયો છે, દર્સ, મેનેજમેન્ટ, તકરીર અને કિતાબો સંપાદન કરવાની ખિદમતની સાથે સાથે અલ્લાહ તઆલાએ સમાજ સુધારણાનો ઉત્સાહ નસીબ ફરમાવ્યો હતો. અને આ સિલસિલામાં હઝરત રહ. સમય – સમય ઉપર ગુજરાતી પમ્ફલેટ સંપાદન કરીને ગુજરાતી મુસ્લિમ સમુદાયને શરઈ માર્ગદર્શન ફરમાવતા હતા. એના લઈ હઝરત રહ.એ ઘણી સંખ્યામાં ગુજરાતી ભાષામાં

કિતાબો પણ સંપાદન ફરમાવી છે.

અલ્લાહ તઆલા હઝરત રહ.ને દારૈનમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે અને ઉમ્મતે મુસ્લિમા માટે લાભદાયક સાબિત ફરમાવે. આમીન

**ફકત વસ્સલામ**

૨૭,ઝિલ્હિજજહ,૧૪૩૨ મુવાફિક ૨૪,૧૧,૨૦૧૧

**ઈસ્માઈલ સાહબ ભડકોદ્રવી**

માજી સદર મુફતીઃ દા.ઉ.કંથારીયા,

માજી શયખુલ હદીષઃ જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબૂસર

## મંતવ્ય

## જામિઉલ મન્કૂલ વલ માકૂલ, હઝરત મવલાના શેરઅલી સાહબ રહ.

શયખુલ હદીષ દા.ઉ.ફલાહે દારૈન તડકેશ્વર, સૂરત, ગુજરાત

નહમદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ અમ્માબાદઃ

બંદો આ લાયક નથી કે કોઈ કિતાબ અથવા પમ્ફલેટ પર તકરીઝ લખે અને ન તો એની કંઈ ખાસ આદત છે, હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.થી આ અપાત્રને બાવીસ વર્ષ સુધી સાથે રહેવાનો મોકો અર્પણ થયો છે અને દર્સગાહ પણ બંનેવની સાથે હતી, અને મકાન પણ બંનેવનું જોડે – જોડે જ હતું, હઝરત ઘણા માયાળુ અને કૃપાળું હતા, એમને ગુજરાતી ભાષાથી ઘણો પરિચય હતો, હઝરત રહ. ઘણા ઉચ્ચ દરજાના મુહદ્દિષ, ફકીહ અને મુખ્લિસ હતા, એમની ખિદમત એમના ઈલ્મ અને મહાન વ્યકિતત્વ હોવાનો પુરાવો ધરાવે છે.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે મખ્લૂકે ખુદા માટે ફાયદાકારક સાબિત થાય અને હઝરત મુફતી સાહબ રહ.ના માટે ઉચ્ચ દરજાત સુધી પહોંચવાનો ઝરિયો બનાવે. આમીન.

**ફકત વસ્સલામ**

૨૦, રબીઉસ્સાની, ૧૪૩૨ હિ. મુવાફિક ૨૫, માર્ચ, ૨૦૧૧ ઈ.

**અલ– અબ્દઃ શેરઅલી ગુફિરલહૂ**

## મંતવ્ય

## હઝરત મવ. અબ્દુર્રહીમ સાહબ પટેલ ફલાહી, રવીદ્રવી રહ.

ઉસ્તાઝે હદીસ : જામિઅહ ઈશાઅતુલ ઉલૂમ અકકલકુવા

## આહ! અમીરે શરીઅત ગુજરાત, હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ની વસ્મી વિદાય......

"કુલ્લુ મન અલયહા ફાન" (અર્થાત પૃથ્વી પર આબાદ દરેક પ્રાણીનો વિનાશ નિશ્ચિત છે) કુદરતનો આ એક એવો મજબૂત, અટલ અને અફર નિયમ છે કે આ ક્ષણભંગુર અને વિનાશક જગતમાં પધારનાર પ્રત્યેક પ્રાણીએ કોઈને કોઈ દિવસે આલમે આખિરત તરફ નિશ્ચિતપણે કૂચ કરી પાછા ફરવાનું છે. એ જ કારણે ઝિંદગી જે અલ્લાહ તઆલાની એક મહાન અમાનત છે, તેનો ખ્યાલ અને સાર – સંભાળ રાખીને જે વ્યકિત વ્યતીત કરે છે, તે ઈરશાદે નબવીનો મિસ્દાક (સૂચિતાર્થ) બને છે : "અલ કય્યિસુ મન દાન નફસહૂ વ અમિલ લિમા બા'દલ મૌત" (અર્થ : અકલમંદ વ્યકિત તે છે, જે પોતાની ઝાતને ઓળખે છે અને મૌત પછીના જીવન માટે પૂરતી તૈયારી કરે છે.)

હજુ હમણાં જ ૧૨, ફેબ્રુઆરી જુમેરાત ૨૦૦૪, મુતાબિક ૨૦ ઝિલ્હજ સન હિજરી ૧૪૨૪ના રોજ ઘટેલી એક દુઃખદ અને આઘાત જનક ઘટના સમાન્ય પણે સમગ્ર અહલે મદારિસ અને વિશેષપણે સમગ્ર ગુજરાતવાસીઓ માટે અત્યંત ગમનાક અને હૃદય વિદારક ઘટના છે કે એક સત્યવાદી, સત્યોચ્ચારી અને સત્યપરાયણ આલિમે દીન, આશિકે શયખુલ હિન્દના એક વફાદાર, નિખાલસ કે નિઃસ્વાર્થ સભ્ય, જામિઅહ ડાભેલના ભૂતપૂર્વ ઉસ્તાઝ, ફલાહે દારૈન તડકેશ્વરના માજી શયખુલ હદીષ અને પ્રવર્તમાન અમીરે શરીઅત ગુજરાત હઝરતુલ ઉસ્તાઝ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) આ ફાની જગત ત્યાગી આપણા સૌને સોગવાર (શોકગ્રસ્ત) કરી ગયા છે. ઈન્નાલિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન, ઈન્ન લિલ્લાહિ મા અખઝ વ લહૂ મા અઅતા (જે કાંઈ પાછું લીધું તે અલ્લાહનું છે અને જે કાંઈ અર્પણ કર્યું તે પણ અલ્લાહનું જ છે.)

## કેવા હતા હઝરત મુફતી બેમાત સા. ?

એક આલિમ તરીકે ? એક મુદર્રિસ તરીકે ?
એક મુફતી તરીકે ? એક મુરબ્બી તરીકે ?
એક મુબલ્લિગ તરીકે ? એક મોહતમિમ તરીકે ?
એક વહીવટદાર તરીકે ? એક લેખક તરીકે ?
એક સામાજિક – મિલ્લી કાર્યકર તરીકે ?

જવાબમાં એક સિદ્ધહસ્ત, નીવડેલી અને થનગનતી કલમ મોં ફાડીને કહી રહી છે:–

## આવા હતા હઝરત મુફતી બેમાત સાહબ રહ.

સુરત અને ભરૂચ જિલ્લા દરમિયાન આવેલા મશહૂર પાનોલી વિસ્તાર અને તબ્લીગી જમાઅતની પરિભાષામાં કહીએ તો "પાનોલી હલ્કા" ના કરમાલી નામક એક નાનડકા ગામડામાં હઝરત મુફતી સાહેબે આંખો ખોલી. આપના વાલિદે મોહતરમ ઈબ્રાહીમ બેમાત સાહબ ગામની એક પ્રતિષ્ઠિત, પ્રતિભાસંપન્ન, ઈલ્મપ્રેમી, અને ઉલમા નવાઝ વ્યકિત હોવાને નાતે આ ખાન્દાનને, બલ્કે આખી વસ્તી (ગામવાસીઓ) ને કોઈ વલીની દુઆ એવી લાગી કે ઘરે – ઘરે કુર્આનના હાફિઝો અને દીનના આલિમો પેદા થયા અને હઝરત મુફતી સાહેબ તો વિદ્વાન અને બા – કિરદાર આલિમ બન્યા. આપ પ્રારંભિક અરબી તા'લીમ માટે જામિઅહ ડાભેલ સિધાવી ગયા અને પછી ઉચ્ચ દીની તા'લીમ માટે અઝહરે હિન્દ દારુલ ઉલૂમ દેવબંદ તરફ મુખ કર્યુ. બન્ને સ્થળે અતિ ધગશ અને પરિશ્રમ પૂર્વક પોતાના મકસદની પ્રાપ્તિમાં બરાબર પરોવાયેલા રહયા. વિશેષરૂપે હઝરત શયખુલ ઈસ્લામ મવલાના હુસૈન અહમદ મદની (રહ.) થી તો આપ બહુ જ ફૈઝયાબ થયા. અહિંયા સુધી કે સન હિજરી ૧૩૭૧માં જામિઅહ ડાભેલ માધ્યમિક કિતાબોની તાલીમ અને તદરીસ માટે આપનો તકર્રુર થયો અને સન હિજરી ૧૩૮૮ સુધી આપ આ ઈલ્મી દર્સગાહથી લગભગ ૧૭ – ૧૮ વર્ષ સુધી સંકળાયેલા રહયા અને ઉસ્તાદે હદીષના પદે બિરાજમાન થયા. પછી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં હઝરત મવલાના તકિયુદ્દીન સાહબ દા.બ.ની જગ્યાએ એક તરફ શયખુલ હદીસ તો બીજી તરફ સદર મુફતીના પદે બિરાજમાન રહયા.

જામિઅહ અકકલકુવાના સ્થાપક અને રઈસ હઝરત મવલાના ગુલામ મુહમ્મદ વસ્તાનવી (દા.બ.) ને હઝરત મવસૂફ પાસે તડકેશ્વર ખાતે સૌ પ્રથમ

બુખારી શરીફ પઢવાનું ગૌરવ પ્રાપ્ત થયું. સતત ૨૧– ૨૨ વર્ષ સુધી બુખારી શરીફનો દર્સ એટલી પાબંદી, શિષ્ટ અને પ્રબંધ સાથે દીધો કે ઈલ્મી જગતમાં આ પ્રકારની મિષાલ નાયાબ (અપ્રાપ્ય) નહીં તો કમ – યાબ (દુર્લભ) જરૂર છે. અમારા મુરબ્બી હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી (રહ.) ફરમાલી ખાતે તા'ઝિયતી મજલિસમાં એક બહુ અજીબ વાત બયાન ફરમાવી કે અમારો અને મર્હૂમ મવસૂફનો ડાભેલમાં તદરીસનો જમાનો લગભગ એક સાથે રહયો છે. હઝરત મુફતી સાહેબનો દર્સ તલબામાં મકબૂલ હતો અને આપના દર્સની વિશેષતા એ હતી કે આપ મુશ્કેલ, વિકટ, અટપટી અને આંટીઘૂટીવાળી ઈલ્મી ચર્ચાઓને સરળતા પૂર્વક સારી રીતે સમજાવી દેતા અને આવું એક બા – કમાલ, નિપુણ, કુશળ તથા માહિર ઉસ્તાઝ જ કરી શકે છે.

આ લેખના કર્તા આ "ફલાહી" ને હઝરતથી તલમ્મુઝ (શિષ્યતા) નું ગૌરવ પ્રાપ્ત છે. હઝરત ઉસ્તાઝને મેં પોતે કિરમાની, ફત્હુલ બારી અને ઐનીનો ઊંડાણપૂર્વક મુતાલઓ (પૂર્વાભ્યાસ) કરતા નિહાળ્યા છે. પરંતુ દર્સમાં જે તકરીર થતી હતી, તે એવી પ્રવાહી અને રસપ્રદ રહેતી કે તલબા એને આસાનીથી સમજી લેતા હતા. અમારી સામે આપની ફલાહે દારૈન તડકેશ્વરની તદરીસી ઝિંદગી એક ખુલ્લી કિતાબ સમાન છે.

અમારા તમામ સહપાથીઓ અને સમકાલીનો એ વાતનું અવશ્ય સમર્થન કરશે કે હઝરત મુફતી સાહબ મદરસાના સમયના ચુસ્તપણે પાબંદ હતા. પોતાની દર્સી અવકાતથી પાંચ – દસ મિનિટ પહેલાં જ મદરસાના એરિયામાં આપ પોતાની દર્સગાહની સીડી ચઢતા નજરે પડતા હતા. વિલંબ કે મોડું તો કદાપિ કરતા નહી. જયાં સુધી બીમારીનો સંબંધ છે તો, અમો લોકોએ માદરે ઈલ્મી ફલાહે દારૈન તડકેશ્વરની સાત વર્ષીય ઝિંદગીમાં આપ માનવંતને બીમારીને કારણે કદી પણ ગેરહાજર પામ્યા નથી.

હઝરત મુફતી સાહબ રહ. એક તરફ કામયાબ મુદર્રિસ હતા. તો બીજી તરફ બા– મકસદ મુરબ્બી પણ હતા. તરબિયત પ્રત્યેની આપની રસ – રુચિ અને પ્રકૃતિ દર્સમાં પ્રસંગોપાત ઝળકી ઉઠતી, બલ્કે છલકાઈ જતી. તલબાની રહેણી – કરણી, પહેરવેશ, હલન – ચલન પર આપ વારંવાર રોકટોક ફરમાવતા. ક્રિકેટ અને કોમેન્ટ્રીની ટીકા કરતા. હઝરત મવલાના વસ્તાનવી સાહબ અસાતિઝહની મિટીંગમાં

આપની એક વિશેષતા અવારનવાર બયાન ફરમાવતા કહે છે કે હઝરત મુફતી સાહબ રહ. દોરએ હદીષમાં પઢતા તલબાને આખરી વર્ષમાં પોતાના અકાબિરીનથી સાંકળવાના ભારે પ્રયાસો કરતા. વારંવાર આપબીતી, તઝકિર તુર્રશીદ, તઝકિરતુલ ખલીલ, નકશે દવામ વગેરે પઢવાની પ્રેરણા આપતા અને તલબામાં અકાબિરીનના જીવન ચરિત્રોનો વાંચનશોખ ઉત્પન્ન કરતા. તદુપરાંત, કોઈ નાની અમસ્તી નિસ્બતથી અકાબિરીને દેવબંદ પૈકી કોઈનો એવો બનાવ સંભળાવતા કે જેના કારણે તલબા પોતાના બુઝુર્ગોથી સંકળાતા જ ચાલ્યા જતા. આ એક અત્યંત કામયાબ ઉસ્તાઝની રીત – રસ્મ અને પ્રણાલી હોય છે કે તે દર્સી તકરીરની સાથે – સાથે તલબાની તરબિયતી પાસાંની પણ ફિકર, ચિંતા કરે.....

હઝરત મુફતી સાહબ (રહ.) મુદર્રિસની હેસિયતે જયાં કામયાબ અને બા – મુરાદ રહયા, ત્યાં જ મુફતીની હેસિયતે પણ આપણે ભાવભીની, કદ્રપાત્ર અને આદરપાત્ર ખિદમત અંજામ આપી છે. આપના જમાનામાં ફલાહે દારૈન, તડકેશ્વરનું દારુલ ઈફતા સામાન્ય સમગ્ર જનસમૂહ માટે અકર્ષણનું કેન્દ્ર રહયું હતું. ઘણાખરા વખતે જે હઝરાતે મુફતિયાને કિરામથી કશી ચૂક થઈ જવા પામી તો આપથી રુજૂઅ પણ થયા છે. ફતાવા નકલ કરવા – કરાવવાની આપ ખાસ કાળજી રાખતા.

હઝરત મુફતી સાહેબ (રહ.) ને વિશેષરૂપે ગુજરાતી ભાષામાં લેખનકાર્યની પણ સારી એવી રસ – રુચિ, ફાવટ અને વલણ પ્રાપ્ત રહયા છે. બલ્કે આ દ્રષ્ટિએ આપને વિપુલ પુસ્તકોના કર્તા લેખવામાં આવે તો અસ્થાને કહેવાશે નહી. અવલાદના હકો, મુખ્તસર શમાઈલ જેવી અનેક કિતાબો છે, જે પૈકી ઘણી કિતાબોના તો અંગ્રેજી અનુવાદ પણ થઈ ગયા છે.

હઝરત મવલાના વસ્તાનવી સાહબ (દા.બ.)થી હઝરત મર્હૂમને મિલ્લી બાબતો પ્રતિ પણ ખાસ્સી દિલચસ્પી રહેવા પામી છે. એના માટે દરેક પ્રકારની ખિદમાત પેશ ફરમાવતા. હઝરત મવલાના વસ્તાનવી સાહેબે કરમાલી ખાતે, દફનવિધિ પૂર્વે પોતાની તાઝિયતી તકરીરમાં ફરમાવ્યું: વ્હોરા બિરાદરી વ્યાજ ખોરીના એક ભયાનક ગુનાહ અને દૂષણમાં સપડાયેલી હતી. દીનદાર અને બે – દીન સૌ પરિવારો આ લા'નતનો વિનાશકારી કારણમાં ખૂંપેલા હતા. હઝરત મુફતી સાહેબે "**વ્યાજની શરઈ હકીકત**" નામી કિતાબ લખી અને આ ભયંકર લાનતથી લોકોને બચાવવાનું મુજદ્દિદાનહ કારનામું અંજામ આપ્યું, તદુપરાંત, સમયને

અનુરૂપ, જરૂરત અનુસાર, કરન્ટ ટોપીક રૂપે અનેક મુલ્યવાન હેન્ડબીલ્સ અને પેમ્ફલેટસ આપની કલમ લખી ચૂકી છે. આવું લોકોપયોગી સાહિત્ય પ્રકાશિત ફરમાવી, મર્હૂમે કૌમ – મિલ્લતને સમયસર, કિંમતી, બલ્કે ઈન્કિલાબી માર્ગદર્શન પુરું પાડયું છે.

ઈન્તિકાલના અઠવાડિયા પહેલાં જ કલા પ્રેસ, ભરૂચ ખાતે મુફતી સાહેબે મવલાના હસન સાહબ ભડકોદ્રવી દા.બ.ને ફરમાવ્યું હતું કે મેં **'ઈસ્લામ અને આતંકવાદ'**ના વિષય પર એક કિતાબ લખી છે. એનો ગુજરાતી અનુવાદ તમારી પાસે જ કરાવવો છે. અંગ્રેજીમાં પણ છપાવીશું અને હાં, હિંદી અનુવાદની વ્યવસ્થા પણ તમામ જ શિરે, મુસવ્વદો શનિવારે મોકલાવીશ. (અલ્હમ્દુલિલ્લાહ એ કિતાબ ગુજરાતી , ઉર્દૂ અને અંગ્રેજીમાં છપાઈ ચૂકી છે.)

વળી, આપ મુહતરમ દીની તાલીમી બોર્ડ (કોસંબા શાખા) ના સ્થાપક અને રૂહેરવાં હતાં આ સંસ્થાના નેજા હેઠળ આપ મર્હૂમે દીની રીતે કોરાકટ અને ખાલીખમ વિસ્તારોમાં મોટા પાયે દીની મકાતિબ કાયમ ફરમાવ્યા. આ મકાતિબના માધ્યમથી મુસ્લિમ બાળકોમાં સંસ્કાર સિંચનનું સુંદર કામ અંજામ દીધું. એમને દીની ઈલ્મના મૂલ્યોથી સુશોભિત અને સુસજજ કરવામાં હઝરત મુફતી સાહબ (રહ.) નો સિંહફાળો રહયો છે. જઝાહુલ્લાહુ તઆલા.....

પોતાની આવી ભાવભરી ખિદમાત અને સલાહિયત છતાંયે પોતાના પ્રથમ શૈખ હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.), દ્વિતિય હઝરત શૈખ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.), હઝરત મવલાના અસ્અદ મદની સાહબ, હઝરત મવલાના અરશદ મદની સાહબ અને હઝરત મવલાના અસ્જદ મદની સાહબ રહ. પ્રત્યેનો આત્મીય સંબંધ અને સંપર્ક આપે પોતાના અંતિમ શ્વાસ સુધી ટકાવી અને નિભાવી રાખ્યો.

જમીઅતે ઉલમાએ હિન્દના તો આપ ગુજરાતમાં જીવનપર્યત નિ:સ્વાર્થ અને વફાદાર કાર્યકર બની રહયા. જમીઅતની દરેક પુકાર પર આપ સદા લબ્બૈક કહેતા અને એની દરેક ખિદમત માટે સદા તત્પર અને ઉત્સુક રહેતા, બલ્કે એવું કહેવામાં જરા પર અતિશયોકિત નથી કે આપ "ફના ફિલ જમ્ઈય્યત" હતા. આપે પોતાના શૈખની મુહબ્બતમાં જ અને પોતાના શૈખનું ઋણ ચૂકવવા ખાતર જ પોતાના વતન કરમાલી ખાતે "મદની દારૂત્તરબિયત"ના નામે એક ઈદારાની સ્થાપના કરી. જેમાં

લગભગ (૪૮૩) જેટલા તલબા તાલીમ અને તરબિયતની પ્યાસ છિપાવી રહયા છે. માશાઅલ્લાહ આ ઈદારો તાલીમી, તામીરી અને તરબિયતી દૃષ્ટિએ દિનપ્રતિદિન પ્રગતિના સોપાન સર કરી રહયો છે. જમીઅતે ઉલમાએ પણ આપની અભૂતપૂર્વ ખિદમાત અને વફાદારીની કદર રૂપે આપને વર્કિંગ કમિટીના સભ્ય નીમ્યા હતા. આપને અમીરે શરીઅત ગુજરાતના ઝિમ્મેદારી ભર્યા મન્સબ (પદ) પર બિરાજમાન કર્યા અને આપના ઈન્તિકાલના સમાચાર સાંભળતાવેંત જમીઅતના જનરલ સેકેટરી હઝરત મવલાના મહમૂદ મદની સા. (મ.ઝિ.) પોતે મળતા વિમાને કરમાલી આવી પહોંચ્યા અને આપ્તજનોને મસ્નૂન તાઝિયત પાઠવી આશ્વાસન આપ્યું.

સાચી વાત કહેવામાં આપ કદાપિ ઉદાસીનતા દાખવતા ન હતા. મલામતનો ભય રાખ્યા વગર બસ, સાચી વાત કહી દેતા. હજુ હમણાં જ, ઈન્તિકાલથી માત્ર ત્રણ – ચાર દિવસ પહેલાં જ આપે કોસંબા ખાતે એક શૈક્ષણિક મશ્વેરામાં ભાગ લીધો હતો. આ પ્રસંગે આપે જે વાત કહેવી હતી, તે ખુલ્લે આમ, નીડરપણે અને વિના સંકોચે કહી જ દીધી. આ તકે હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહબ (દા.બ.) ને એવું ફરમાવ્વા લાગ્યા કે અમે થોડાક દિવસોમાં આપને કરમાલી ખાતે આમંત્રિત કરીશું, ઈન્શાઅલ્લાહ. તે સમયે કોને ખબર હતી કે હઝરત મુફતી સાહબ (રહ.) જુમેરાત અને જુમ્આની મુબારક રાત દરમિયાન પંચમહાલથી માંડી વલસાડ સુધી પોતાના સંબંધિતો અને સ્નેહીજનોને, અકીદતમંદ ઉલમાએ કિરામ થતા ઉલમાપ્રેમી મુખ્લિસોને પોતાના જનાઝામાં શિર્કતની દાવત પાઠવી રહયા છે. ગુજરાતમાં જયાં જયાં પણ આપની વફાતના સમાચાર પહોંચ્યા (અને આ સમાચાર પહોંચવા સંભવિત હતા.) ત્યાંથી સૌએ આપની દફનવિધિમાં શિર્કતને પોતાનું અહોભાગ્ય સમજયું. લગભગ પચ્ચીસ હજાર (૨૫૦૦૦) જેટલા પ્રચંડ અને અફાટ માનવસમૂહે, રવિદ્રા તથા કરમાલીના સ્થાનિક લોકોને સુંદર વ્યવસ્થા સહિત, આપને સુપુર્દે ખાક કર્યા.

આપની તદફીનમાં દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, જામિઅહ અકકલકુવા, દારૂલ ઉલૂમ કંથારીઆ, જામિઅહ ડાભેલ, મઝહરે સઆદત હાંસોટ, મરકઝે ઈસ્લામી અંકલેશ્વર, જામિઅહ હુસૈનિય્યહ રાંદેર, દારૂલ ઉલૂમ અશરફિય્યહ રાંદેર, હિદાયતુલ ઈસ્લામ આલીપુર, જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર, જામિઅહ કાસિમિય્યહ ખરોડ, દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ, જામિઅહ હમીદિય્યહ પાનોલી, તાલીમુલ મુસ્લિમીન લુણાવાડા, બચ્ચોંકા ઘર

આમોદ વગેરે મદારિસના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. હઝરત મવલાના અબુલ હસન અલી સાહબ શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ) એ આપના જનાઝહની નમાઝ પઢાવી હતી અને હઝરત મવલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ) એ દુઆએ મગ્ફિરત ફરમાવી હતી.

જામિઅહ અકકલકુવામાં જુમેરાતના દિવસે જ તા'ઝિયતી જલ્સો યોજાયો હતો, જેમાં હઝરત રહ.ના ઈન્તિકાલને ઉમ્મતનું એક ભારે નુકસાન ઠેરવવામાં આવ્યું અને દુઆએ મગ્ફિરત કરવામાં આવી. આ પ્રસંગે હઝરત મર્હુમના પસમાંદગાનના હકમાં સબ્રે જમીલની અને ઈદારાના હકમાં નેઅમલ બદલની દુઆ કરવામાં આવી, કારણ કે કોઈકે કહયું છે અને સાચું તથા સારું જ કહયું છે કે : **બળી મુશ્કિલ સે હોતા હે ચમનમેં દીદાવર પેદા .**

**અ.રહીમ ગુફિર લહૂ**
**બયાને મુસ્તુફા – માર્ચ ૨૦૦૪**

## મંતવ્ય

## હઝરત મૌલાના મુહમ્મદ ઈદરીસ સાહબ ફલાહી, વરેઠી દા.બ.

સ્થાપક વ ઉસ્તાદે તફસીરઃ ઈદારહ ફૈઝે દારૈન, વરેઠી

બધા જ વખાણ આકાશ અને ધરતીના સર્જનહાર અલ્લાહ તઆલાના માટે છે, જેણે માનવીને દુન્યામાં પેદા કરી તેના માર્ગદર્શન માટે નબીઓ અને રસૂલોને મોકલ્યા અને તેમને કિતાબો અર્પણ કરી. જેમાં અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ માટે ફતાવા અર્પણ કર્યા ત્યાર બાદ અગણિત દુરૂદો સલામ નાઝિલ થાય અલ્લાહ તઆલાના પ્યારા અને અંતિમ નબી અને રસૂલ, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર, જેમણે અલ્લાહ તઆલાના હુકમોને બંદાઓ સુધી પુરે પુરા પહોંચાડયા અને તેમના દુન્યાથી જવા પછી પણ તેમના વારસદારો એટલે કે ઉલમાએ કિરામે તેમની વાણીઓને હદીસ, ફિકહ અને ફતાવાની શકલોમાં ઉમ્મત સુધી પહોંચાડી.

ત્યાર બાદ ભારતની ભૂમિને અલ્લાહ તઆલાએ ઈસ્લામના પારંભથી જ દીનના પ્રચાર – પ્રસાર માટે કબૂલ કરી છે તેમાં છેલ્લા બે સતકથી તો પૂરા વિશ્વની હિદાયત માટે મદરેસાઓ, ખાનકાહો અને તબ્લીગના માધ્યમથી હિદાયતની હવાઓ

ભારતથી જ ચાલી છે. ભારતમાં પણ ગુજરાત રાજયને વર્ષોથી આ સદભાગ્ય મળ્યું છે કે ત્યાં ઈલ્મે દીનની ચર્ચા, ઉલમાની આમદ અને અહીંથી ઉલમાનું પેદા થવું આ વસ્તુઓએ એક અણમોલ અને સુવર્ણ ઈતિહાસ રચ્યો છે. ખાસ કરીને ગુજરાતમાં મુસ્લિમ શાસનકાળમાં અરબ દેશોથી મુહદ્દિષીન અને મુફસ્સિરીન, ફકીહો અને મુફતીઓ ગુજરાત તરફ રૂખ કરી અહી પધારી રહયા હતા. તેનાથી ગુજરાતની ભૂમીમાં ઈલ્મ પ્રેમ તે સમયમાં કેટલો ઘાઢ હતો તેને દર્શાવે છે.

૨૦ મી સદીમાં ગુજરાતમાં ઈલ્મી ખિદમાત થકી પોતાની અણમોલ ખિદમાત જે મહાનુભાવોએ આપી છે અને પોતાની ઈસ્લાહી કોશિશો થકી જેમણે પોતાનું નામ સુવર્ણ અક્ષરોથી લખાવ્યું છે તે મહાનુભાવોમાં ફલાહે દારૈન તડકેશ્વરના માજી શૈખુલ હદીસ અને મુફતી, હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ની શખ્સીયત પણ છે.

હું ૧૯૮૩માં જયારે ફલાહે દારૈનમાં તાલીમ અર્થે દાખલ થયો ત્યારે હઝરત મુફતી સાહેબની ફલાહે દારૈનના ઉસ્તાદો અને તલબામાં ઘણી ઈજ્જત હતી. ઘણા ઉસ્તાદોના પણ ઉસ્તાદ હોવાના લઈ વકાર વધી જતો હતો. ઘણા જલ્સાઓ અને ઈસાલે સવાબની મજલિસોમાં છેલ્લું બયાન અને દુઆ પણ મુફતી સાહેબ જ કરાવતા હતા.

હું જયારે અરબી અવ્વલ અને અરબી દોમમાં હતો ત્યારે હઝરત મુફતી સાહેબ તેમના ગુજરાતી ફતાવા રજીસ્ટરમાં નકલ કરવાનું કામ મને સોંપતા હતા. તે સમયે મુફતી સાહબની ઘણી ગુજરાતી કિતાબો પ્રકાશિત થઈને એક પછી એક આવી રહી હતી. મે ઘણી વખત મુફતી સાહેબને કહયું હતું કે તમારી ગુજરાતી કિતાબોમાં મઝામીન અને મવાદ ઘણા સારા હોય છે જેથી એ કિતાબો ઉર્દુ ભાષામાં છપાવવી જોઈએ, પરંતુ તે સમયે ઉર્દૂનું કામ થઈ શકયું ન હતું અને ગુજરાતીમાં જ ચાલી રહયું હતું.

છેલ્લા થોડાક વર્ષોથી હઝરત મુફતી બેમાત સાહેબ (રહ.) ની ગુજરાતી કિતાબોનું ઉર્દુ ભાષાંતર થઈ તે કિતાબો જયારે ઉર્દુ ભાષામાં આવવા લાગી તો મને ઘણી જ ખુશી થઈ કે આજથી ૩૦ – ૩૫ વર્ષ પહેલાની મારી ઉમ્મીદ પૂરી થઈ. એ જ ખિદમાતમાં મુફતી સાહેબના ફતાવા જે અસલ ગુજરાતીમાં હતા તે પણ ઉર્દુ ભાષામાં ભાષાંતર થઈ "ફતાવા ફલાહિય્યહ"ના નામથી ઉર્દૂ ભાષામાં ઘણાં

ભાગોમાં છપાય ચુકયા છે. પરંતુ આ ફતાવા અસલ ગુજરાતી ભાષામાં હતા અને દુન્યાના ઘણા દેશોમાં ગુજરાત સહિત ગુજરાતી ભાષા લખવા બોલવામાં આવે છે જેથી આ ફતાવા તેની અસલ ભાષા ગુજરાતીમાં પણ છપાવા જોઈતા હતા.

જેથી હઝરત મુફતી બેમાત સાહેબના હાથથી લખાયેલા ઘણા વર્ષોના સેંકડો ફતાવા ગુજરાતી ભાષામાં પણ છપાઈ રહયા છે.

હઝરત મુફતી સાહબ (રહ.) ને પોતાના પીર અને મુરશિદ હઝરત મૌલાના હુસૈન અહમદ મદની (રહ.) ની સાથે ઈશ્કના દરજાનો સંબંધ હતો જેના લઈ સામાજિક કાર્યોમાં પણ ઘણા આગળ રહયા અને જમીઅતે ઉલમાએ હિંદના પ્લેટફોર્મથી કૌમ અને મિલ્લતના ઘણા કામો કર્યા. ૩૦ વર્ષો સુધી જમીઅતે ઉલમાએ હિંદના આમેલાના સભ્ય રહયા, ૧૬ વર્ષો સુધી સુરત જિલ્લા જમીઅતના પ્રમુખ પણ રહયા જેના થકી પુરા ગુજરાતમાં ઘણા સામાજિક કાર્યો કર્યા.

૧૯૭૬ ઈ.સ માં હઝરત મૌલાના અહમદ અશરફ રાંદેરી (રહ.) અને મૌલાના અહમદ રઝા અજમેરી (રહ.) ની મદદથી 'મહકમએ શરઈય્યહ હિંદ' ની સ્થાપના કરી જેના પ્રથમ સેક્રેટરી અને પછી પ્રમુખ રહયા.

મહકમએ શરઈય્યહના પ્લેટફોર્મથી સમાજમાં ફેલાયેલી બુરાઈઓની રોકથામ માટે પુરા પ્રયત્નો કર્યા, બિદઅતો, રસ્મો, રિવાજોની બુરાઈઓને લોકોના સામે રજૂ કરી, વારસા વહેંચણીમાં થતા ગોટાળાને ખત્મ કરવાની કોશિશ કરી. ખોટા રિવાજો, ખોટા અકીદાઓ, શાદી – વિવાહમાં થતી માલની બરબાદીઓ પર સખ્તીથી મનાઈ કરતા.

૧૯૯૦ માં તડકેશ્વર છોડી પોતાના ગામ કરમાલી ખાતે આવેલ પોતાના ખાનદાનની જમીનમાં ઘણી મોટી હિમ્મત કરી પોતાના શૈખના નામે એક દારૂલ ઉલૂમની સ્થાપના કરી. જેનું નામ "**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત** " રાખ્યું.

૧૯૯૩ના આરંભમાં જયારે હું ફલાહે દારૈનથી ફારિગ થયો તો ઘણી જ કોશિશો કરી, મને દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયતમાં પઢાવવા માટે બોલાવ્યો અને મારા માટે અરબી – ૧ નો દરજો શરૂ કર્યો. મેં કોઈ કારણસર ત્યાં જવાની ના પાડી છતાં ઘણી વખત મને બોલાવ્યો અને પોતાની સાથે ઉસ્તાદ તરીકે ખિદમત કરવા જણાવ્યું, છેલ્લે હું ત્યાં રહેવા તૈયાર થઈ ગયો અને પુરુ એક વર્ષ મુફતી સાહેબની સાથે ગુઝાર્યુ પરંતુ બીજા વર્ષે કોઈ કારણસર મેં અરબીના અન્ય

દરજાતની કિતાબો પઢાવવા માટે બીજા દુરૂલ ઉલૂમનું રૂખ કર્યુ. આ એક વર્ષમાં મુફતી સાહેબની હિમ્મત અને દરેક ક્ષેત્રે કામ કરવાનો શોખ તથા ભાવનાને જોઈ હેરાન રહી જતો.

માણસ જયારે હિમ્મત અને સબ્રથી જમીને કોઈ કામ કરે છે તો અલ્લાહ તઆલા તેમાં બકરત આપે છે અને તે નાનકડા છોડને મોટા ઝાડનું સ્વરૂપ આપે છે, મુફતી સાહેબના કાર્યક્ષેત્રને જોઈએ તો તદરીસ – તસ્નીફ અને દારૂલ ઉલૂમની સ્થાપનામાં આ જ કામિયાબી જોવા મળે છે.

હઝરત મુફતી સાહબ (રહ.) ના શાગિર્દોમાં ચિંતિત ઉલમાએ કિરામ, યુગના હાલાતને સમજનાર ફુકહા, નિષ્ણાત મુહદ્દિષીન, કામિયાબ મુદર્રિસીન અને મેનેજમેન્ટ કરનાર મોહતમિમો, અધ્યાપકોની એક મોટી સંખ્યા આજે વિશ્વમાં કામ કરી રહી છે.

**હઝરત મુફતી સાહબ (રહ.)ના મુખથી નિકળતા અમૂક શબ્દો આ હતાઃ**

(૧) આકા (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ).

(૨) કરના, કરાના – પઢ્હના, પઢ્હાના.

(૩) સિહહત હોગી તો કામ કર સકેગેં.

(૪) આલિમકો વકતકા ઈત્ના પાબંદ હોના ચાહિયે કે લોગ આલિમકો જાતે હૂએ દેંખકર અપની ઘળીકી સુઈયાં સહીહ કરે.

(૫) ટી.વી. પર ૨૨ હિજળોકો નાચતા દેખકર અપની ઝીદગીકે અવકાતકો બરબાદ કરતે હૈ.

(નોધ :– ક્રિકેટમાં બંન્નેવ ટીમના થઈને ૨૨, ખિલાડીઓ હોય છે, માટે હઝરત મુફતી સાહબ (રહ.) વારંવાર આ વાકય ફરમાવતા હતા કે ૨૨ હિજળાઓને જોઈને ૨૨ કરોડ લોકો પોતાનો કિંમતી સમય બરબાદ કરી રહયા છે.)

(૬) હઝરત મૌલાના કાસિમ સાહબ નાનોત્વી ઔર હઝરત મૌલાના રશીદ અહમદ સાહબ ગંગોહી (રહ.) કી કિતાબો મેં રાઝી ઔર ગઝાલીકી કિતાબોકે નિકાત મીલેગેં, યહ દોનોં ઈસ ઝમાનેંકે રાઝી ઔર ગઝાલી હૈ.

(૭) મવદૂદી કી કિતાબેં પઢ્હને સે લોગોકો બચના ચાહિયેં.

(૮) સારે ઉલમાકી ઈઝઝત હમારી ખૂદકી ઈઝઝત હૈ.

પોતાની ઉમરના ૭૨ વર્ષો જેમાંથી બાળપણના ૧૦ વર્ષ બાદ કરીને ૬૨ વર્ષો

સુધી કુર્આન હદીસની ખિદમાત અંજામ આપી ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪ ના આ દુન્યાથી કાયમ માટે વિદાય લઈ પોતાની પાછળ નેકનામી અને બાકિયાતુસ્સાલિહાત ની ઘણી નિશાનીઓ છોડી ગયા.

દુઆનો મોહતાજ: **મુહમ્મદ ઈદરીસ પટેલ**
ખાદિમે તફસીરઃ ઈદારહ ફૈઝે દારૈન વરેઠી ,
જિ. સુરત – ગુજરાત (ઈન્ડિયા)
તા. ૩, ઝીકઅદહ, ૧૪૪૧
૨૫, ૬, ૨૦૨૦, જુમેરાત

## મંતવ્ય

## હઝરત મવલાના ઈબ્રાહીમ સાહબ ઈન્દોરી દા.બ.

શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર

હઝરત મુફતી સાહબ રહ.માં સારા ગુણો અને ખૂબીઓ જેમકે આપની રહેણી– કરણી અને લેવડ – દેવડમાં સફાઈ ચોખ્ખાઈ વગેરે હતા જે આપણા અંદર પણ આવ્વા જોઈએ. હઝરત રહ.ની કિતાબો ઘણી જ ફાયદા કારક છે, એનાથી ખૂબજ ફાયદો ઉઠાવ્વો જોઈએ, હઝરત રહ. ઉમ્મતનો માલ ખર્ચ કરવાની જગ્યાઓ પર જ ખર્ચ કરતા હતા, લેવડ – દેવડમાં એટલા બધા સાફ હતા કે તલબાએ અઝીઝ આપની પાસે પૈસા જમા કરાવતા હતા, તાલિબે ઈલ્મની ભૂલ ઉપર તરત જ ટોકતા હતા, હમો લોકોએ સન ઈસ્વી ૧૯૫૭ માં આપથી ઉસૂલુશ્શાસી અને શર્હે તહઝીબ પઢી હતી, હઝરત મુફતી સાહબ રહ.પાસે હજારો તલબાએ અઝીઝ તૈયાર થઈ દેશ – વિદેશમાં દીનની ખિદમત (તકરીર અને પઢવા – પઢાવવા વગેરે) માં મશ્ગૂલ છે, આ જ વસ્તુ હઝરત રહ.ના મકબૂલ હોવાની ખરી દલીલ છે, આપ તો ચાલ્યા ગયા, પરંતુ ઈલ્મનો સમંદર છોડીને ગયા છે, હમેંશા પોતાના શૈખના તરીકા પર ચાલતા હતા, આ દારૂલ ઉલૂમ "મદની દારૂત્તરબિયત કરમાલી" હઝરત રહ.ના માટે સવાબે જારિયહ છે, એમને આપની દુઆઓમાં હમેંશા યાદ કરતા રહો.

**ઈબ્રાહીમ ઈન્દોરી ગુફિર લહૂ**

## મંતવ્ય

# હઝરત મવલાના, મુફતી અબ્દુલ્લાહ સાહબ કાવીવાલા રહ.

ઉસ્તાઝે હદીષઃ દારૂલ ઉલૂમ કંથારીઆ

હઝરત મુફતી સાહબ રહ.નું જીવન ચરિત્ર આપણા માટે અપનાવ્વા લાયક છે, એમના ગુણો અને ઈલ્મ માંથી કંઈક પ્રેરણા આપણે લેવી જોઈએ, આપે જીવનની કોઈ પણ મિનિટ બેકાર જવા નથી દીધી, હમેંશા દીનની ખિદમત અને કૌમની ઈસ્લાહની ફિકરમાં ગુઝારી છે, આપની પૂરી ઝિંદગીનો નમૂનો કોઈ એક વ્યકિત સામે નથી આવી શકતો, હાં જે લોકોએ આપને ઘણાં નજીકથી નિહાળ્યા છે અને દરેક મિટીંગ તેમજ મજલિસમાં આપની સાથે રહયા છે, તે એવું જ કહી શકે છે કે આપ રહ. ની ઝિંદગી ગુઝારવાની શૈલી કુર્આન – હદીષ પ્રમાણે જ હતી, કિતાબો લખીને તેમજ તકરીરો કરીને ઉમ્મતની ઘણી જ ખિદમત ફરમાવી છે અને આપને હમેંશા આ વાતની ફિકર હતી કે દરેક મુસલમાનના ઘરમાં ઈસ્લામ અને દીની તા'લીમ પહોંચે. બે પરદગી અને વ્યાજુ વ્યવહાર જેવી અન્ય ખરાબીઓ ખત્મ થઈ જાય અને તે માટે જે પુસ્તિકાઓ આપે લખી છે તે ઘણી જ ફાયદાકારક છે અને લોકોને એનાથી ઘણાં જ ફાયદા થયા પણ છે, અલ્લાહ તઆલાનું ફરમાન નઝર સમક્ષ રાખી કદી પણ હક વાત કહેતા સંકોચાતા ન હતા અને પાછી પાની કરતા ન હતા, હઝરત મુફતી સાહબ રહ. મહાન આલિમ હોવા છતાં આપના અંદર નમ્રતા અને વિનમ્રતા હદથી વધારે હતી, છેવટે દરેક વાતનો નિચોળ આ છે કે આપની ઉપર આ હદીષ બરાબર બંધ બેસે છે જેને ઈમામે મુસ્લિમ રહ.એ રિવાયત કરી છે કે નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું ફરમાન છેઃ જયારે ઈન્સાન દુન્યાથી ચાલ્યો જાય ત્યારે એના દરેક કાર્યો બંધ થઈ જાય છે પરંતુ ત્રણ કાર્યો એવા છે કે જે બાકી રહે છે (૧) સદકએ જારિયહ (૨) એવું ઈલ્મ જેનાથી ફાયદો ઉઠાવવામાં આવતો હોય (૩) નેક અવલાદ જે મરનાર માટે દુઆ કરે.(મિશ્કાત શરીફ ભાગઃ૧,પેજઃ૩૨) હમો હઝરત મુફતી સાહબ રહ.ની ભલાઈઓનો કોઈ બદલો ચુકવી નથી શકતા, પરંતુ આ થઈ શકે છે કે એમના માટે મગ્ફિરતની દુઆઓ કરીએ અને એમના લગાવેલ બગીચાને આગળ વધારવાની કોશિશ કરીએ, એજ એમના સાથે મોહબ્બત અને હમ્દર્દીની નિશાની છે.

**અબ્દુલ્લાહ કાવી ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના ઈબ્રાહીમ સાહબ મઝાહિરી દા.બ.

મોહતમિમ દારૂલ ઉલૂમ ખરોડ

હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમતો એમના જીવનની છાયા નીચે દબાયેલી હતી, જયારે હઝરત રહ. ચાલ્યા ગયા તો એમની ખિદમતો આપણા સામે ઉભરી આવી, આપની ઝાત આપણા માટે ઘણી જ મોટી નેઅમત હતી, એમની છાયા નીચે ગામના લોકો તેમજ બીજા ઘણાં માણસો પોતાનું જીવન જીવતા હતા, જયારે પણ ઉમ્મત પર અચાનક કટોકટીનો સમય આવતો હતો હઝરત મુફતી સાહબ રહ. સૌ પ્રથમ આગળ વધીને ઉલમાને જાગૃત કરતા હતા, દરેક કામને સંપૂર્ણ અને પુરૂ કરવાની કોશિશ કરતા હતા, ઘણાં તે કાર્યો જે હઝરત મુફતી સાહબ રહ.ની હયાતીમાં પુરા થઈ જતા હતાં તે હવે કાગળો અને દિલોમાં જ રહી જશે. પરંતુ દુઆ છે કે અલ્લાહ તઆલા સારો બદલ ઉમ્મતને અતા ફરમાવે, આમીન.

**ઈબ્રાહીમ ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના સુલયમાન સાહબ જાંઝી, રવીદ્રવી, રહ.

અદાઈ ઈલલ્લાહ

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.ની આપણે કદર ના કરી, લોકો એમને ઓળખતા ન હતા.

**સુલયમાન જાંઝી, રવીદ્રવી ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના, કારી અ.હમીદ સાહબ પાનોલી રહ.

મોહતમિમઃ મદરસા હમીદિય્યહ પાનોલી

હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમત દેશ – વિદેશમાં રોશન છે, હઝરત મુફતી સાહબનું દુન્યાથી ચાલ્યા જવું આખી દુન્યાને રડાવી રહયું છે, હઝરત રહ.ની વફાતથી અમારા દિલ કરમાઈ ગયા છે.

**અ.હમીદ સાહબ પાનોલી**

## મંતવ્ય

## હઝરત મવલાના અબુલ હસન સાહબ રહ.

શયખુલ હદીષઃ દારૂલ ઉલૂમ માટલીવાલા ભરૂચ

હઝરત મુફતી સાહબ રહ.ને ઉમ્મતની લાગણી – હમદર્દી અને બેચૈની હતી, હઝરત મુફતી સાહબની અમોને, પૂરી ઉમ્મતને તેમજ મદરસાને જરૂર હતી, હઝરત રહ. મહાન પુરૂષ અને મહાન માનવી હતા, હમો તો તમન્ના કરતા હતા કે મુફતી સાહબની ઉંમરમાં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે અને અમારા વચમાં રહે જેનાથી સમગ્ર ઉમ્મત આપનાથી ફાયદો ઉઠાવતી રહે, પણ અલ્લાહ તઆલાના હુકમની સામે કોનું કયારે ચાલ્યું છે કે ચાલશે ?

હઝરત શૈખ રહ.એ ફરમાવ્યું કે ઈલ્મી દુન્યામાં અમો બન્નેવ જણાંએ ઘણાં જ મશવરા કર્યા, હઝરત મુફતી સાહબ રહ. દરેક વસ્તુના પ્રોગ્રામ બનાવતા હતા અને ઘણી મહેનત કરતા હતા, બે પરવાહી અને ગફલત ભર્યુ જીવન કયારે પણ વિતાવતા ન હતા, આ સંપૂર્ણ ખૂબીઓ આપણા અંદર પણ હોવી જોઈએ.

**અબુલ હસન ગુફિર લહૂ**

## મંતવ્ય

## હઝરત મવલાના અહમદ સઈદ મુહમ્મદ દેસાઈ, સુફી, તડકેશ્વર દા.બ.

સદરઃ ગુજરાત દીની તાલીમ બોર્ડ

હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ. ઉમ્મત અને મિલ્લતના લઈ ઘણા ચિંતાજનક હતા, હઝરત રહ. સને ઈસ્વી ૧૯૬૯ માં ખજાન્ચીની હેસિયતથી બોર્ડમાં નિમણુંક થયા અને આજીવન અલગ અલગ પદો પર રહીને ખિદમાતમાં કામિયાબ થયા, અને એક વખત ટ્રેઝરર રહયા, બે વખત નાયબ સદર, એક વખત સરપરસ્ત અને ૬ વખત સદર રહયા એટલે કે સંપૂર્ણ ૩૦ વર્ષ આ તન્ઝીમથી જોડાયેલા રહયા અને આ ૩૦ વર્ષના લાંબા સમયમાં એવો વિકાસ થયો કે લગભગ ૧૬૦ મકાતિબ કાયમ કર્યા અને દક્ષિણ ગુજરાતના ખૂણે – ખૂણે કુર્આને કરીમની સદા આવ્વા લાગી, હઝરત મુફતી સાહબ રહ.એ ૩૦ થી વધારે મસાજિદ

અને મકાતિબ કાયમ કર્યા અને કેટલીક જગ્યાએ પાણીનો બંદોબસ્ત ફરમાવ્યો, હઝરત મુફતી સાહબ રહ. હિન્દુસ્તાની મુસલમાનોની સૌથી વધારે ચુસ્ત અને કામિયાબ તન્ઝીમ "જમીઅતે ઉલમાએ હિન્દ"ના ગુજરાત રાજયના શાનદાર, નામદાર સદર પણ હતા, માટે જરૂરત હતી કે આપ તે પ્લેટફોર્મથી કૌમના માર્ગદર્શનમાં અતિશય ધ્યાન આપે અને એવું જ થયું, હઝરત મુફતી સાહબ રહ. એ કરમાલીમાં એક શાનદાર અને ખુબસૂરત દારૂલ ઉલૂમ "મદની દારૂત્તરબિયત" નામથી કાયમ ફરમાવ્યો હતો, જેને આપની ખિદમતની ઘણી સખ્ત જરૂરત હતી, અસાતિઝએ કિરામનો પગાર વધારવાનો મામૂલ હતો, એ દરમિયાન બોર્ડની એક મહત્વની મિટીંગ જનાબ જાવેદ ભાઈ સિદ્દીકી સાહબના ઘેર સૂરતમાં થઈ, જેમાં એક ફૈસલો કરવામાં આવ્યો કે બધા કામ સદર અથવા જનરલ સેક્રેટરીના મકાન પર નક્કી થાય છે એના માટે કોસંબામાં કોઈ ઓફિસ કાયમ કરવામાં આવે, અદ્ભૂત અને અસામાન્ય વાત આ છે કે આ મિટીંગ હઝરત વાલા રહ.ના જીવનની અંતિમ મિટીંગ સાબિત થઈ અને એના થોડાક જ દિવસ પછી હઝરત રહ. પોતાના માલિકે હકીકીના પાસે પહોંચી ગયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન. અલ્લાહ તઆલા એમની ખિદમતોને કબૂલ ફરમાવે, એમના દરજાતને ઉંચા ફરમાવે, અને એમના લગાડેલા આ વૃક્ષને હમેંશા સદાબહાર રાખે, આમીન.(વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ)

## હઝરત મુફતી સાહબ રહ.ની ખિદમતનો ટૂંકમાં નકશોઃ-

| નામ | સદર | નાયબ સદર | ટ્રેઝરર | કમેટી મેમ્બર | જોઈન્ટ સેક્રે. |
|---|---|---|---|---|---|
| મવ.અશરફ રાદેરી | ૧/ ટર્મઃ૩ વર્ષ | | | | |
| મવ.ગુલામ મો.નૂરગત | ૧/ ટર્મ :૩ વર્ષ | | ૨/ ટર્મઃ ૬ વર્ષ | | |
| મવ.સઈદ અહમદ બુઝુર્ગ | ૩/ ટર્મ : ૯ વર્ષ | | | ૧/ટર્મઃ૩ વર્ષ | |
| મવ. હાશિમ સાદિક બોઢાન | ૧/ ટર્મઃ ૩ વર્ષ | ૨ / ટર્મઃ ૬ વર્ષ | | ૪ / ટર્મઃ ૧૨ વર્ષ | |
| મુફતી અહમદ બેમાત કરમાલી | ૬ / ટર્મઃ ૧૮ વર્ષ | ૨ / ટર્મઃ ૬ વર્ષ | ૧/ટર્મઃ ૩ વર્ષ | | |
| મવ.અહમદ સઈદ દેસાઈ | ૩ / ટર્મઃ ૯ વર્ષ | | | ૧ / ટર્મઃ ૩ વર્ષ | ૧ / ટર્મઃ ૩ વર્ષ |

ફકત વસ્સલામ

અહકર : અહમદ સઈદ સૂફી

૧૬, જૂન, ૨૦૧૩ સદરઃ ગુજરાત દીની તાલીમી બોર્ડ

# મંતવ્ય

## પ્રતિષ્ઠા પ્રતિમા

## હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.

**હઝરત મવલાના હનીફ સાહબ સિદયોત ફલાહી, રવીદ્રવી દા.બ.**

**ઈમામઃ મસ્જિદે હિદાયહ માંચિસ્ટર, લંડન**

**અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વબરકાતહુ**

અલ્લાહ તઆલા તૌફીકનો મા'મલો ફરમાવે આમીન

ઝબાન અને કલમનો ઉપયોગ કરવા પહેલા તે વ્યકિતત્વનો પરિચય જો એક શબ્દમાં કરાવવામાં આવે તો મારી અધૂરી સમજના આધારે તેમાં કોઈ ઈફરાત – તફરીફ એટલે કે મધ્યમમાર્ગથી ઓછું કે વધારે કહેવાશે નહી, અને તે શબ્દ છે " પ્રતિષ્ઠા પ્રતિમા". હઝરત રહ. જેના ઉમેદવાર તથા પાબંદ હતા, અને તે યુગમાં તેનો નમૂનો અને તેમાં પ્રખ્યાત હતા, જેમનું વ્યકિતગત નામ " શયખુલ હદીસ, હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ." છે. હઝરત રહ. સબંધંમાં હમારા નાના પણ થાય છે, જેમની સો'બતમાં રહીને ઝિયારત અને વાત – ચીત કરવાનો અને ફૈઝ હાંસિલ કરવાનો મોકો અલ્લાહ તઆલાએ વારંવાર અતા ફરમાવ્યો. જેના અનુભવના આધારે આ વાત વિના સંકોચે કહી શકાય છે કે હઝરત મુફતી સાહબ રહ. અને પ્રતિષ્ઠાનો ગુણ, આપસમાં એવા સંકળાયેલા હતા કે જેને એક બીજાથી અલગ કરવું અશકય હતું. અલ્લાહ તઆલાએ એમની ઉમ્રમાં અને ઝિંદગીમાં એવી બરકત અતા ફરમાવી હતી કે એમણે એટલા કલમી ફાયદા છોડયા છે કે લગભગ કોઈ પણ બુન્યાદી ફિકહી મૌઝૂઅ એવું નહી હોય કે જેના ઉપર હઝરત રહ.એ કોઈ કલમ ન ઉઠાવી હોય, અલ્લાહ તઆલા હઝરત રહ.ના કલમી અને ઝબાની ફાયદાઓને કબૂલિયતે આમ્મહ – તામ્મહની સાથે કયામત સુધી જારી – સારી રાખે, આમીન.

હઝરત મુફતી સાહબ રહ. વાત – ચીતમાં એક શબ્દનો ઉપયોગ ફરમાવતા હતા જે શબ્દ ફુકહાએ કિરામના દરમિયાન મશહૂર અને પ્રખ્યાત છે અને તે છે " મસ્લિહતકા ખ્યાલ રખના" હઝરત રહ.એ ફરમાવ્યું કે જરૂર મસ્લિહતનો ખ્યાલ રાખવો જોઈએ, પણ કોની મસ્લિહતનો ખ્યાલ રાખવો જોઈએ ? એ પછી અંતિમ

દરજાની ઘણી રૂપાળી વાત ઈરશાદ ફરમાવી કે દીનની મસ્લિહતનો અને મિઝાજે દીનની મસ્લિહતનો ખ્યાલ રાખવો જોઈએ, કુર્આન – સુન્નતની મસ્લિહતનો ખ્યાલ રાખવો જોઈએ અને આ મસ્લિહત જ આગળ રાખવામાં આવશે, એ પછી ઘણી જામેઅ માનેઅ વાત બયાન ફરમાવી કે મસ્લિહતનો શબ્દ ઘણો મઝલૂમ થઈ ગયો છે. લોકોએ પોતાના ફાયદાની મસ્લિહત, પોતાની ઝાતી મસ્લિહત, સમયની મસ્લિહત કાઢી નાખવી જોઈએ બલ્કે એના માટે જીવનમાં કોઈ જગ્યા ન હોવી જોઈએ. હઝરત રહ.ની ખિદમતમાં જે કોઈ જુઝઈ, ફુરૂઈ બુન્યાદી મસ્અલો રજૂ કરવામાં આવતો તો એ વખતે હઝરત રહ.ને જોવામાં આવ્યા કે આપ એમાં અઝીમત (પ્રતિષ્ઠા) ના ઉમેદવાર રહેતા હતા, પોતે પણ મજબૂતીની સાથે પ્રતિષ્ઠા ના પાબંદ રહેતા હતા, અલ્લાહ તઆલા આખિરતમાં એમની પ્રતિષ્ઠાનો બેહતરીન બદલો નસીબ ફરમાવે, આમીન.

અઝીમત (પ્રતિષ્ઠા) ના ગુણ ઉપર હઝરત રહ.એ આખી ઝિંદગી વિતાવી અહિયાં સુધી કે દુન્યાથી રૂખ્સત થવાનો સમય આવી ગયો અને આખરી બીમારી "મરઝુલ વફાત" માં હતા અને ડોકટરોની સલાહ મુજબ લોહીની બોટલ ચઢાવવાનું નકકી કરવામાં આવ્યું હતું તે વખતે પણ હઝરત રહ. આ વાત ઉપર મુસિર્ર (આગ્રહી) રહયા હતા કે " અહમદ અપની જાન તો દે સકતા હૈ મગર કીસીકા ખૂન નહી લે સકતા" અને અલ્લાહ તઆલાનો હઝરત રહ.ની પ્રતિષ્ઠાથી ભરપૂર ઝિંદગીને શર્ફે કબૂલિયત બખ્શવાનો ફૈસ્લો હતો અને થયું પણ એવું કે હઝરત રહ. પોતાની રઝા અને ખુશીની સાથે આ વાત બયાન ફરમાવતા રહયા કે " અહમદ અપની જાન તો દે સકતા હે મગર કીસીકા ખૂન નહી લે સકતા" પોતાના આ આગ્રહ ઉપર સ્થિર રહયા, અહીયાં સુધી કે પોતાનું જીવન જીવનદાતાને હવાલે ફરમાવી દીધું. અને આ વાતનો પુરાવો ફરમાવી ગયા કે જેમની કલમ, જેમની ઝબાન, જેમની તકરીર, જેમની લૈખિક અને મૌખિક ખિદમાત પ્રતિષ્ઠાના માર્ગની પાબંદ હતી તે અંતિમ જીવન સુધી પણ પ્રતિષ્ઠાના ગુણ ઉપર જ આગ્રહ રહયા હતા. સાદિકે મસ્દૂક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યુંઃ "તમૂતૂન કમા તુહયવન, વતુહશરૂન કમા તમૂતૂન" જેવી ઝિંદગી ગુજારશો તેવી મૌત આવશે અને જેવી હાલતમાં મૌત આવશે તેવી હાલતમાં કયામતના દિવસે ઉઠાડવામાં આવશો" નો આજીવન પુરાવો બની રહયા હતા.

અલ્લાહ તઆલા એમને પ્રતિષ્ઠાના પાબંદ સિદ્દીકીન અને શહીદોની જમાઅતમાં શામેલ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને સહાબા રદિ.નો સાથ અતા ફરમાવે, આમીન.

હઝરત મુફતી સાહબ રહ. જમીઅતે ઉલમાએ હિંદના એવા વફાદાર સપૂત અને ખાદિમ હતા કે વફાદારી અને ખિદમતમાં એમની મિસાલ જોવા માટે આંખો તરસ્તી રહી જશે. અલ – જમીઅત નંબર તે વખતે પ્રકાશિત થયું હતું અને લગભગ મારી આ મુલાકાત, હઝરત રહ.થી છેલ્લી મુલાકાત હતી જે દિવસે મારે મારા ગામથી અહીયાં બરતાનિયા માટે રવાના થવાનું હતું, સવારે છેલ્લી મુલાકાત માટે હઝરત રહ.ની ખિદમતમાં પહોંચ્યો તો હઝરત રહ. અલ – જમીઅત પમ્ફલેટ લેવા માટે ઉતાવળથી ઉભા થઈ તશરીફ લઈ ગયા અને એ વખતે મને એવું લાગ્યું કે હઝરત રહ. ઉતાવળમાં કયાંક પડતાં – પડતાં બચી ગયા હશે. અને આ પણ હઝરત રહ.ની ખુસૂસિયત હતી કે દરેક મુલાકાત વખતે ઈલ્મે દીનની લૈખિક ખિદમાતમાં એટલે કે કિતાબને પ્રકાશિત કરવાના કામમાં મશ્ગૂલ જોવામાં આવ્યા છે.

જયારે માંચિસ્ટર તશરીફ લાવ્યા હતા ત્યારે પણ ઘણી તફસીલથી મુલાકાતનો મોકો મળ્યો હતો અને એ મોકા ઉપર હઝરત રહ. અલગ – અલગ ફિકહી ઉસૂલોં પર ફાયદાકારક વાતો બયાન ફરમાવતા રહયા હતા.

અલ્લાહ તઆલા હઝરત રહ.ને સિદ્દીકીન, અવલિયાએ કિરામના છેલ્લા દરજાનો મકામ અતા ફરમાવે અને હઝરત રહ.ની છોડેલી ઈલ્મી, અમલી અને ફિકરી ખિદમાતને કયામત સુધી બાકી રાખે અને એમના લગાડેલા બાગ " મદની દારૂત્તરબિયત" થી એમના જેવા સપૂતો તૈયાર ફરમાવતા રહે, ખાદિમોને અને અસાતિઝહને અલ્લાહ તઆલા ખુલૂસ અતા ફરમાવે આમીન યા રબ્બલ આલમીન.

હનીફ સિદયોત,ફલાહી, રવીદ્રવી
ઈમામઃ મસ્જિદે હિદાયહ,
માંચિસ્ટર, લંડન

# મંતવ્ય

## ઉમ્મીદ સાપ્તાહિક

## ગુજરાત પબ્લિકેશન સોસાયટીનું પ્રકાશન

**આહ! અમીરે શરીઅતે ગુજરાત ઉમ્મીદ સાપ્તાહિક હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.**

**જાન કર મિન્જુમ્લા ખાસાને મયખાના ઉસે**
**મુદ્દતોં રોયા કરેગેં જામો પયમાના ઉસે**

મૃત્યુ એ ખુદાએ બુઝુર્ગ વ બરતરનો અઝલી કાનૂન છે. જગતમાં આવનાર પ્રત્યેક ઈન્સાન વાસ્તવમાં જગત માંથી ચાલ્યા જવા માટે જ આવે છે. પણ હકીકત આ છે કે કયારેક જવાવાળો માણસ તો ચાલ્યો જાય છે અને તેની વિદાય ઉપર શોક કરનાર પણ કોઈ હોતો નથી અને કયારેક કોઈ એવી પરિસ્થિતિમાં જાય છે કે તેના ઈન્તિકાલ ઉપર એક પરિવાર રડે છે, અને કયારેક એક ઈલાકો અથવા એક વિસ્તાર શોકમય બની જાય છે. પરંતુ હઝરત મુફતી અહમદ બેમાત સાહબ રહ.નો ઈત્નેકાલે પુરમલાલ એક એવી મોટી આઘાતજનક ઘટના છે, જેણે એક પરિવાર અથવા કબીલાને જ નહીં, એક ગામ અથવા શહેરને જ નહીં બલ્કે સમગ્ર રાજય અને દેશ – વિદેશોને પણ પ્રભાવિત અને શોકગ્રસ્ત બનાવી દીધા છે અને ખાસ કરીને સમગ્ર ગુજરાત એક મહાન શખ્સીયતની રેહબરી અને માર્ગદર્શનથી હંમેશા માટે મહેરૂમ થઈ ગયું છે. એનું ભાન આજે તો છે જ, પણ કાલે એનાથીય વિશેષ થશે.

## જન્મ અને તાલીમ

હઝરત મુફતી સાહબ રહ.નો જન્મ સન ૧૯૩૨ માં ભરૂચ જિલ્લાના એક નાનકડા ગામ કરમાલીમાં થયો. પ્રાથમિક શિક્ષણ પોતાના ગામમાં પ્રાપ્ત કરી, પછી જામેઆ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલથી પોતાના ઈલ્મી સફરની શરૂઆત કરી અને અરબીના ચોથા દરજા સુધી અહીં જ શિક્ષણ મેળવ્યું એ પછી અઝહરે હિન્દ, દારૂલ ઉલૂમ દેવબંદમાં શયખુલ ઈસ્લામ, હઝરત હુસૈન અહમદ મદની સાહબ (રહ.) અને અન્ય મશાઈખથી ઈલ્મી અને રૂહાની દર્સ અને તરબિયતથી પોતાની

ઈલ્મી પ્યાસ બુઝાવી અને ઈફતાની તાલીમ હઝરત મુફતી સૈયદ મહેદી હસન સાહબ રહ.થી પ્રાપ્ત કરી.

## તાલીમી સિલસિલો

માનવીના જ્ઞાનની લોક પ્રિયતાનું ચિન્હ એ પણ છે કે અલ્લાહ તબારક વ તઆલા તેને તાલીમ પ્રાપ્ત કર્યા પછી તેની વહેંચણી કરવામાં લગાડી દે છે. એટલે આપે ફારિગ થઈને પોતાની માતૃ શિક્ષણ સંસ્થા જામેઆ ઈસ્લામિયહ તાલીમુદ્દીન ડાભેલમાં દર્સ આપવાની શરૂઆત કરી અને સતત ૧૮ વર્ષ સુધી દર્સ આપતા રહયા. મિશ્કાત શરીફ અને તહાવી શરીફ વગેરે મોટી કિતાબોના દર્સની જવાબદારી આપના શિરે હતી. તે પછી ૨૨ વર્ષ સુધી આપે દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં દર્સ આપ્યો. જેમાં વીસ વર્ષ સુધી લગાતાર આપે બુખારી શરીફ પઢાવી. અને એની સાથે અન્ય કિતાબો જેમકે મુસ્લિમ શરીફ વગેરે પણ આપની જવાબદારીમાં હતી, આપની સમજાવવાની પધ્ધતિ વિશિષ્ટ પ્રકારની હતી જે વિદ્યાર્થીઓમાં ખૂબ જ પ્રિય હતી. આપના અસંખ્ય શાગિર્દોએ દેશ અને વિદેશોમાં દીની ઈલ્મની મહાન સેવાઓ અંજામ આપી છે અને આપી રહયા છે.

## દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયતની સ્થાપના

સન ૧૪૧૦ હિજરી મુતાબિક સન ૧૯૯૦ ઈસ્વીમાં પોતાના જ ગામમાં પોતાના શૈખ અને ઉસ્તાદ હઝરત હુસૈન અહમદ મદની (રહ.) ના તરફ મન્સૂબ કરતા **"દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી"** ની સ્થાપના કરી, જેણે ખૂબ ઓછા સમયમાં પ્રગતીના શીખરો સર કરી લીધાં છે. જેમાં મિશ્કાત શરીફ સુધી તાલીમ અપાય છે અને ૪૦૦ થી વધુ તાલિબે ઈલ્મ શિક્ષણ મેળવી રહયા છે.

## અન્ય સેવાઓ

તેની સાથે સાથે ગુજરાત દીની તાલીમી બોર્ડના આપ આજીવન પ્રમુખ રહયા અને ગામે – ગામ મકાતિબની સ્થાપના કરી, મસ્જિદો બનાવડાવી, કુવાઓ ખોદાવ્યા વગેરે. એક સમયે આપ મજલિસે ખુદામુદીનના નાઝિમે તાલીમ પણ હતા. ગુજરાત રાજયમાં શરઈ પંચાયતના સ્થાપક પણ આપ જ હતા. તે સિવાય અસંખ્ય મિલ્લી અને ઈસ્લામી સંસ્થાઓથી સંકળાયેલા રહયા.

ખાસ કરીને જમીઅતે ઉલમાએ હિન્દ સાથે આપને એક ખાસ સંબંધ અને લાગણી હતી. જીવનના અંત સુધી જમીઅતે ઉલમાએ હિન્દના મેનેજીંગના સભ્ય રહયા. આપ ગુજરાત રાજયના અમીરે શરીઅત પણ હતા. એક સમયે આપ જમીઅતે ઉલમા ગુજરાતના પ્રમુખ અને જિલ્લા સુરત જમીઅતના પ્રમુખ હતા. જમીઅતના પ્લેટફોર્મ પરથી આપે જે અસંખ્ય સેવાઓ અંજામ આપી તે ચોક્કસ એક ઐતિહાસિક દસ્તાવેજ તરીકે યાદ કરવામાં આવશે.

## મદની કુટુંબથી સંબંધ

આપ પોતાના શૈખ હઝરત શયખુલ ઈસ્લામ મૌલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.) અને આપના જાનશીન ફિદાએ મિલ્લત, અમીરુલ હિન્દ, હઝરત મવલાના સૈયદ અસઅદ મદની (રહ.) બલ્કે સમગ્ર મદની પરિવારના આશિક અને ફિદાઈ હતા. જયારે પણ ફિદાએ મિલ્લતનો ગુજરાત પ્રવાસ યોજાતો ત્યારે સમગ્ર પ્રવાસમાં આપ સંગાથે રહેતા. બલ્કે સમગ્ર પ્રવાસની વ્યવસ્થા આપના જ ઝિમ્મે રહેતી. આ નિસ્બતનો એ પ્રભાવ હતો કે આપના વ્યકિતત્વમાં તકવા અને તહારત વિપુલ પ્રમાણમાં હતા. હકગોઈ અને સ્પષ્ટ વાણીમાં આપ અજોડ હતા. આપ લેખક પણ હતા. ગુજરાતી ભાષામાં ઈસ્લાહે મુઆશરહના શિર્ષક હેઠળ અસંખ્ય પુસ્તકો લખી લોકપ્રિય થયા અને સમગ્ર વિશ્વમાં તેનો પ્રસાર થયો. સાદગી અને નમ્રતા આપની પ્રત્યેક અદાથી ટપકતી હતી. આપના હૃદયમાં કૌમ અને મિલ્લતનું દર્દ સદાય રહેતું હતું હંમેશા કૌમ અને મિલ્લતની સુધારણા અને ભલાઈની ચિંતામાં આપ રહેતા હતા. સ્વભાવમાં તેજી જરૂર હતી પરંતુ હૃદય બિલ્કુલ સાફ હતું. આપના ઈન્તેકાલથી જે શુન્યાવકાશ સર્જાયો છે તે ખોટને પુરવી ખૂબ જ મુશ્કેલ છે.

## વફાત

૨૦ મી ઝિલ્હિજજહ મુતાબિક ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪ના સવારે લગભગ દસ કલાકે કલિમો પઢતા – પઢતા આપ અલ્લાહને પ્યારા થઈ ગયા. હજારો લોકોએ આપના જનાઝહમાં શિર્કત કરી. દારૂલ ઉલૂમ માટલીવાલાના શયખુલ હદીસ હઝરત મૌલાના અબૂલ હસન સાહબ બિહારી (મ.ઝિ) એ જનાઝાની નમાઝ પઢાવી હતી.

## સંતાનો

આપના છ સાહબઝાદા અને ત્રણ સાહબઝાદીઓ છે જેમાંથી એક સાહબઝાદહ અલ્લાહ પ્યારા થઈ ચૂકયા છે, જમીઅતે ઉલમાએ હિન્દના જનરલ સેક્રેટરી જનાબ મવલાના મહમૂદ મદની સાહેબ દફનવિધિના થોડાક સમય પછી દિલ્હીથી ફરમાલી આવી પહોંચ્યા હતા અને મઝાર પર પહોંચી દુઆએ મગ્ફિરત પછી તેમણે મર્હૂમના કુટુંબીજનોને દિલાસો આપ્યો હતો.

## ઉમ્મીદ સાથેના સંબંધો

ઉમ્મીદ સાપ્તાહિક સાથે આપના ગાઢ સંબંધો હતા અને સમય મળતા આપ ઓફિસની મુલાકાત લેતા રહેતા હતા, રબ્બે કરીમ મર્હૂમની બાલબાલ મગ્ફિરત ફરમાવી જન્નતમાં આલા મુકામ અતા કરે અને તમામ કુટુંબીજનો – સંબંધિઓને સબ્રે જમીલ અતા કરે. ઉમ્મીદની વિશાળ વાંચક – ચાહક બિરાદરીથી પણ દુઆ માટેની દરખાસ્ત છે.

**મૌલાના અરશદ અહમદ અબ્દુલકાદિર મીર**



# નઝરાનએ અકીદત

## હઝરત મવલાના મુહંમદ અસ્અદ સા.પાલનપૂરી દા.બ.

### સાબિક ખાદિમે દારૂલ ઉલૂમ મદની દારુત્તરબિયત કરમાલી

કરદિયા ગર્કે દરયાએ રન્જો અલમ　　મર્ગે શયખે ઝમન મુફતી બેમાતને
દુન્યવી લઝઝતેં છોડકર ચલ દિયેં　　કસ્દ યૂં ઉકબા કા કરલીયા શયખને

રૂઠકર અબ વોહ મર્દે મુજાહિદ ગયા　　છોડા તિશ્ના લબાં સબકો બેમાતને
હે ચમન બન ગયા એક માતમ કદહ　　કહર ઢાયા હૈ જો મર્ગે બેમાતને

ઝર્રહ ઝર્રહ દરખ્શાં હુવા દોસ્તો　　ફૈઝ ફેલાયા ઐસા હૈ બેમાતને
દમ્બખૂદ હર બશર હૈ કે અબ કરલીયા　　આખિરત કા સફર મુફતી બેમાતને

મસ્નદે દર્સ કો થા મુનવ્વર કીયા　　ઉકદેં હલ યૂં કીયે મુફતી બેમાતને
દર્સે દીન ઔર સુન્નત વોહ દેતા રહા　　ફૈઝ ઉન્કા કિયા આમ બેમાતને
અલિમો કી જમઈય્યત કે રૂહે રવાં　　હક અદા કરદિયા ઉસ્કા બેમાતને
નાઝ કરતા થા વઅઝો બયાન ઉનપેં ખૂદ　　યૂં મહાફિલ કો ચમકાયા બેમાતને

વો સરાપા તવક્કુલ મુજસ્સમે દુઆ　　જીંદગી ભર તવાઝુઅ કી બેમાતને
યા ખુદા તુ અતા કર દેં શરફે કબૂલ　　ખૂબ મહેનત લગાઈ હૈ બેમાતને

અસ્અદ પાલનપૂરી　ગુફિર લહૂ

# હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)

માજી ઉસ્તાદે હદીષ જામિઅહ, ડાભેલ

માજી શૈખુલ હદીષ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન, તડકેશ્વર

સ્થાપક અને મોહતમીમ મદની દારૂત્તરબિયત, કરમાલી

**રજૂકર્તા : મુફતી અશરફ ઈબ્રાહીમ ભાના, સારોદ**

મુદર્રિસ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર, જિ. ભરૂચ

## જન્મ અને તાલીમ

હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) નો જન્મ ૬ જાન્યુઆરી ઈ.સ. ૧૯૩૨ના રોજ કરમાલી તા. અંકલેશ્વર જિ. ભરૂચના એક ખેડૂત કુટુંબમાં થયો હતો. હઝરત (રહ.)ના પિતા જનાબ ઈબ્રાહીમ બેમાત સાહેબ નેક અને દીનદાર હતા, તેથી પોતાના આ ખુશનસીબ પુત્રને ઈલ્મ પ્રાપ્તિ માટે વકફ કરી દીધા.

દીની–દુન્યવી પ્રાથમિક તાલીમ પોતાના ગામ કરમાલીમાં જ પ્રાપ્ત કરી, અલબત્ત આપના ઉસ્તાદો વિશે સાચી માહિતી ન મળી શકી, હા, કેટલાક પુરાવાઓ – નિશાનીઓ અને ગામના વયો વૃધ્ધ વડીલોના કથન પ્રમાણે બુખારાથી કેટલાક મશાઈખો ગુજરાતના આ સમુદ્ર કિનારે આવ્યા હતા, તેમાંથી કોઈ આ ગામમાં સ્થાયી થયા હતા. અજબ નથી કે હઝરત મુફતી સાહેબને તેમનાથી ફૈઝ ઉઠાવવાનો મોકો મળ્યો હોય.

## જામિઅહ ડાભેલમાં

નાઝિરહ કુર્આન શરીફ અને પ્રાથમિક દીનિયાતની તાલીમ પછી હિ.સ. ૧૩૬૨માં હઝરત મુફતી સાહેબ (રહ.) એ ઉચ્ચ તાલીમ અને બીજા ઉલૂમ – જ્ઞાન મેળવવા માટે તે સમયની પ્રખ્યાત દીની દર્સગાહ દેવબંદે ષાની જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન, ડાભેલ તરફ રૂખ કર્યુ. ત્યાં ખૂબ જ મહેનત સાથે માધ્યમિક કક્ષાની તાલીમ હાસિલ કરી.

## જામિઅહ ડાભેલના ઉસ્તાદો

જામિઅહ ડાભેલમાં જે અકાબિરથી આપે ઈલ્મ હાસિલ કર્યુ છે, તેમના નામો નીચે પ્રમાણે છે.

(૧) હઝરત મવલાના મુહમ્મદ એખલવાયા ડાભેલી. (૨) મવલાના અહમદ અમીજી કાછવી. (૩) હઝરત મવલાના શમ્સુલહક અફઘાની (૪) હઝરત મવલાના કાઝી અત્હર મુબારકપુરી (૫) હઝરત મવલાના મુહમ્મદ માલિક સાહેબ (૬) હઝરત મવલાના શમ્સુદ્દીન સાહેબ (૭) હઝરત અકદસ મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ (રહ.).

## દારૂલ ઉલૂમ દેવબંદમાં

જામિઅહ ડાભેલમાં માધ્યમિક કક્ષાની તાલીમ પૂર્ણ કરીને ઉચ્ચ કક્ષા (હદીસ, તફસીર અને ઈફતા) ની તાલીમ મેળવવા આપ અઝહરુલ હિંદ દારૂલ ઉલૂમ દેવબંદ તશરીફ લઈ ગયા.

## દારૂલ ઉલૂમ દેવબંદના ઉસ્તાદો

શૈખુલ અરબ વલ અજમ શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસેન અહમદ મદની (રહ.)થી બુખારી શરીફ અને તિરમિઝી શરીફ પઢી. હઝરત હકીમુલ ઈસ્લામ હઝરત મવલાના કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) થી મિશ્કાત શરીફ પઢી. તે સિવાય ખાસ ઉસ્તાદોમાં શેખુલ અદબ હઝરત મવલાના એજાઝ અલી સાહેબ (રહ.) અને હઝરત મવલાના મુહમ્મદ હુસેન સાહેબ બિહારી (રહ.) (મુલ્લા બિહારી) અને હઝરત અકદસ મવલાના સય્યિદ મુફતી મહેદી હસન સાહેબ (ન.મ.) છે.

## તદરીસ

દારૂલ ઉલૂમ દેવબંદથી ફારિગ થયા પછી શવ્વાલ હિ.સ. ૧૩૭૨થી જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલમાં માધ્યમિક દરજાતની તાલીમ માટે નિયુકત થયા, પહેલા વર્ષે શર્હે તહઝીબ, શર્હે વિકાયહ, શર્હે અકાઈદ અને સફીનતુલ બુલગા કિતાબો પઢાવવાની જવાબદારી સોંપવામાં આવી.

ત્યાર બાદ કિતાબોના વાંચન અને તલબાને સમજાવવાની સરળ પદ્ધતિને કારણે આપનો દર્સ (પાઠ) ખૂબ જ મકબૂલ બન્યો. તેને કારણે આપ બરાબર પ્રગતિ કરતા રહયા. અંતે તહાવી શરીફ, મિશ્કાત શરીફ, મુસ્લિમ શરીફ વગેરે ઉચ્ચ દરજાતની કિતાબો આપના જિમ્મે રહી. ઉપરાંત જામિઅહ ડાભેલના હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ ગોરા સાહેબની ગેર હાજરીમાં હંગામી ધોરણે ઈફતા

(ફતવો આપવાની) જવાબદારી અદા કરતા રહયા. લગભગ ત્રણ મહિનાની મુદતમાં ૩૦૦ ફતાવા લખ્યા. જે જામિઅહ ડાભેલના ફતાવાના રજીસ્ટરમાં સંઘરેલા છે. ડાભેલમાં ૧૭ વર્ષ સુધી ખિદમત આપતા રહયા.

ડાભેલના જમાનામાં જે ઉલમાએ કિરામે આપનાથી ફૈઝ પ્રાપ્ત કર્યુ, તેમાં ખાસ કરીને હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ ઈંદોરી (દા.બ.) (શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર), હઝરત મવલાના અબરાર અહમદ સાહેબ ધુલ્યવી (માજી શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર), મુફતી ઈસ્માઈલ સાહેબ કછોલવી ( માજી મુફતી અને ઉસ્તાદે હદીસ જામિઅહ ડાભેલ તેમજ મુફતી અને શૈખુલ હદીસ જામિઅહ હુસૈનિયહ રાંદેર), હઝરત મવલાના મુફતી અહમદ દેવલ્વી (મ.ઝિ.) (સ્થાપક અને મોહતમિમ જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર), હઝરત મવલાના મુફતી મુહમ્મદ સાહેબ આછોદી (ઉસ્તાદે હદીસ દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ), હઝરત મવલાના યુસૂફ સાહેબ કાવી (ઉસ્તાદે હદીસ જામિઅહ ડાભેલ), હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ કાવી (ઉસ્તાદ જામિઅહ ડાભેલ), હઝરત મવલાના હૈદર અલી હથોડવી (રહ.) (માજી ઉસ્તાદ જામિઅહ ડાભેલ અને દારૂલ ઉલૂમ માટલીવાલા, ભરૂચ), હઝરત મવલાના અમીનુર્રશીદ દમણી (માજી ઉસ્તાદ જામિઅહ ડાભેલ) નોંધપાત્ર છે.

સતત સત્તર વર્ષની સફળ અને મકબૂલ તદરીસી ખિદમત પછી કેટલીક મસ્લિહતોને કારણે હઝરત મુફતી સાહેબ (રહ.) જામિઅહ ડાભેલથી રાજીનામું આપીને દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર તશરીફ લઈ આવ્યા, ત્યાં પ્રથમ બે વર્ષ અબૂ દાવૂદ શરીફ પઢાવતા રહયા, પછી દારૂલ ઉલૂમ તડકેશ્વરના પ્રથમ શૈખુલ હદીસ હઝરત મવલાના તકીયુદ્દીન મઝાહિરી નદવી (મ.ઝિ.) ના ચાલ્યા જવા પર આપ શૈખુલ હદીસ તરીકે નિમાયા અને એ રીતે ઈ.સ. ૧૯૭૧ થી ૧૯૯૦ સુધી સતત ૨૦ વર્ષ સુધી બુખારી શરીફ પઢાવતા રહયા. સાથે જ ઈફતા (ફતાવા લખવા) ની અગત્યની જવાબદારી પણ આપના જિમ્મે હતી, તે આપ ખૂબ જ ન્યાયિક રીતે અદા કરતા રહયા. તડકેશ્વરમાં બુખારી શરીફ સિવાય સહીહ મુસ્લિમ, તહાવી શરીફ, સુનને ઈબ્ને માજહ, શર્હે નુખબહ વગેરેની તદરીસ ફરમાતા રહયા.

ઈ.સ. ૧૯૯૦માં આપ (રહ.) તડકેશ્વરથી અલગ થઈ પોતાના ગામ કરમાલીમાં એક દીની સંસ્થા "મદની દારૂત્તરબિયત" હઝરત શૈખુલ ઈસ્લામ મવલાના સય્યિદ હુસેન અહમદ મદની (રહ.)ના નામથી સ્થાપી. તેમાં હઝરત

મુફતી સાહેબની હયાતીમાં જ મિશ્કાત સુધીની તાલીમ થતી હતી અને જાતે મુફતી સાહેબ મિશ્કાત શરીફ પઢાવતા હતા. હવે છેલ્લા છ વર્ષ (ઈ.સ. ૨૦૦૫) થી મદ્રસામાં દૌરએ હદીસ શરીફની પણ તાલીમ થાય છે.

## ફઝાઈલ અને ખુબીઓ

(૧) આપના બધા તલબા એ વાત પર સહમત છે કે અલ્લાહ તઆલા તરફથી આપને સમજાવવાની એવી પદ્ધતિ આપવામાં આવી હતી જે અજોડ હતી. માટે આપ મુશ્કેલ અને જટિલ મસ્અલાઓને ઘડીમાં એવી રીતે સમજાવી દેતા કે તલબાને તે મુશ્કેલ લાગતું ન હતું. આપની આ ખુબીનો એકરાર આપના સાથી અને ઉસ્તાદોએ પણ કર્યો છે. અને આ વાત તો સ્પષ્ટ છે કે કોઈ પણ મુદર્રિસનો સૌથી મોટો ગુણ અને કમાલ એ છે કે તે દર્સને સહેલો બનાવીને એવી રીતે રજુ કરે કે તલબા તેને આસાનીથી ગ્રહણ કરી સંતોષ માને.

(૨) કિતાબની ઈબારત અને જરૂરી સમજુતી સાથે વર્તમાન પ્રસંગો, રાજકીય સ્થિતિ અને વૈશ્વિક પ્રવાહોથી માહિતગાર કરતા અને અહાદિષે મુબારકાની રોશનીમાં તેનો હલ સમજાવતા હતા.

ઉપરાંત પ્રાચીન તથા અર્વાચીન તમામ ગુમરાહ ફિરકાઓ પર આપની સુક્ષ્મ નજર રહેતી હતી. તેથી અવાર નવાર પોતાના દર્સમાં તેમના બાતીલ અકાઈદને વિવેક બદ્ધિથી રજુ કરતા હતા અને દીનની હિફાઝત માટે તલબાને ખાસ તવજ્જુહ અપાવતા હતા અને સુધારણાની તાકીદ પણ કરતા હતા.

(૩) દર્સ દરમિયાન પોતાના બુઝુર્ગો અને અકાબિરના અહેવાલ મુહબ્બતથી સંભળાવતા, તલબાને તેમની બારીક દ્રષ્ટિથી આગાહ કરતા હતા અને ખાસ કરીને હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.) ના ઝિક્રથી કોઈ દર્સ ખાલી ન જતો. હઝરત મદની (રહ.)થી એવો સંબંધ હતો કે આપનું નામ મોઢા પર આવતા જ આંખો ભીની થઈ જતી હતી. મુફતી સાહેબ દ્વારા હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.)ના ફઝાઈલ એટલી વખતે સાંભળ્યા કે અમારા જેવા અલ્પને હઝરત મદની (રહ.)ના દર્શનની ખોટ પર ખૂબ જ અફસોસ થાય છે.

(૪) નેઅમત પર શુક્ર : 'લઈન્ શકર્તુમ્ લઅઝીદન્નકુમ્' ના આધારે હઝરત મુફતી સાહેબ (રહ.)ના સ્વભાવમાં હંમેશા નેઅમત પર શુક્ર રહેતું હતું, અલ્લાહ તઆલા તરફથી નાનામાં નાની નેઅમત પર પણ મોઢાથી શુક્ર નીકળતું હતું. પોતાની

અયોગ્યતાનું વર્ણન કરીને આંખો ભીની થઈ જતી અને પછી ઘણી વાર સુધી રડતા અને દુઆમાં મશગુલ થઈ જતા હતા.

(૫) હક વાત કહેવા પર હિમ્મત : હક વાત કહેવી અને બુરાઈથી રોકવા એ આપની તબીયત બની ગઈ હતી. આ વિશે આપનું આખું જીવન સિદીકે અકબર (રદિ.) નું કથન "મારી હયાતીમાં દીનમાં કોઈ કમી આવે, અને ઈરશાદે નબવી (સલ.) " ઝાલિમ બાદશાહની સામે હક વાત કહેવી એ અફઝલ જિહાદ છે." નું સંપૂર્ણ પાલન કરતા હતા.

(૬) દીની લાગણી : દીન અને શરીઅતની વિરુદ્ધ કોઈ તકરીર, લખાણ અને અન્ય કોઈ બાબત બરદાશ્ત કરી લેવામાં આપ બિલ્કુલ તૈયાર ન હતા. તેથી જયારે કોઈ પેપર અથવા મેગેઝિનમાં ઈસ્લામ અને તેના ચિહ્નો – ઓળખ પર કોઈ પ્રકારનો હુમલો થતો તો આપની લાગણી ભડકી ઉઠતી અને તેની વિરુદ્ધમાં પૃષ્ઠોના પૃષ્ઠો વાયુવેગે લખીને છાપી દેતા. આપની કેટલીક કિતાબો એ જ કેટલાક અધર્મીઓના જવાબમાં તૈયાર થઈ.

## સાર્વજનિક સેવાઓ

### મહકમએ શરઈય્યહ (શરઈ પંચાયત) ગુજરાત :

હઝરત મવલાના અહમદ અશરફ રાંદેરી અને હઝરત મવલાના મુહમ્મદ રઝા અજમેરી (રહ.) સાથે મળીને ઈ.સ. ૧૯૭૬ માં શરઈ પંચાયત ગુજરાતની સ્થાપના કરી. શરૂઆતમાં હઝરત મવલાના અહમદ અશરફ સાહેબ તેના પ્રમુખ અને મુફતી સાહેબ (રહ.) તેના જનરલ સેક્રેટરી નિમાયા, સ્થાપનાકાળથી મૃત્યુ સુધી આપ આ સંસ્થા સાથે જોડાએલા રહયા અને તેના માધ્યમથી આપે ઉમ્મતની ઉત્તમ સેવા કરી. ખાસ કરીને અનેક મઝલૂમ સ્ત્રીઓએ પતિઓના અપમાનજનક દુર્વ્યવહારથી છુટકારો મેળવ્યો.

### જમીઅતે ઉલમાએ હિન્દ

શરૂઆતમાં સ્થાનિક કક્ષાએ જમીઅતે ઉલમાના પ્લેટફોર્મથી કૌમની સેવા શરૂ કરી, ત્યાર પછી આપનું કાર્યક્ષેત્ર વધતું ગયું. માટે જીવનના અંતિમ સોળ વર્ષ સુધી સતત જમીઅતે ઉલમાએ સુરતના પ્રમુખ રહયા અને બે વર્ષ જમીઅતે ઉલમાએ ગુજરાતના પ્રમુખ રહયા, તેમજ ૩૦ વર્ષ સુધી જમીઅતે ઉલમાએ હિંદના કારોબારી સભ્ય રહયા.

## અમીરે શરીઅત

પ્રથમ અમીરે શરીઅત ગુજરાત હઝરત મવલાના મુફતી સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (રહ.) ના મૃત્યુ પછી ૫ સફર હિ.સ. ૧૪૨૩ – મુતાબિક ૧૯ એપ્રિલ ૨૦૦૨ના રોજ મહકમએ શરઈય્યહ હિંદ દ્વારા ગુજરાતના ઉલમાના મશવરાથી આપને અમીરે શરીઅત ગુજરાત નક્કી કરવામાં આવ્યા. તેની ઉપર આપ મૃત્યુ સુધી રહયા.

હઝરત મુફતી સાહેબ (રહ.) જો કે જિમ્મેદારીની ભાવના રાખતા હતા, એટલા માટે આપ ઉપરોકત તમામ ક્ષેત્રોમાં ખંત અને ઉત્સાહથી કામ કરતા રહયા. તેનું પરિણામ એ આવ્યું કે તમામ ક્ષેત્રોએ આપની આગેવાનીમાં ખૂબ પ્રગતિ કરી.

## દીની તાલીમી બોર્ડ ગુજરાતના પ્રમુખ :

દક્ષિણ ગુજરાતમાં મહારાષ્ટ્રની સીમા પર જંગલ વિસ્તારોમાં પછાત મુસ્લિમોના દીનની જે ઉલમાએ કિરામે ચિંતા કરી તેમાં હઝરત મુફતી સાહેબ આગળ હતા. તેથી તે લોકોએ ગુજરાત દીની તાલીમી બોર્ડની સ્થાપના કરી. તેના માધ્યમથી એ વિસ્તારોના મોટા ભાગના ગામડાઓમાં મકાતિબ શરૂ કરવામાં આવ્યા. મસ્જિદો બાંધવામાં આવી. આ રીતે દીન અને ઈમાનની હિફાઝતની બુનિયાદ નાંખવામાં આવી. આ સંસ્થાના આપ ઈ.સ. ૧૯૭૮ થી ૧૯૯૩ સુધી અને ૧૯૯૫ થી મૃત્યુ સુધી તેના પ્રમુખ રહયા.

## પુસ્તકોની ટુંકી માહિતી

### (૧) અહકામુલ મસાજિદ :

હઝરત મુફતી સાહેબ (રહ.) એ લેખન – સંપાદનની શરૂઆત ઈ.સ. ૧૯૬૯ થી કરી. સૌપ્રથમ આપે પ્રાદેશિક ભાષા ગુજરાતીમાં અહકામુલ મસાજિદ નામની કિતાબ લખી, તેમાં મસ્જિદના બાંધકામના ફઝાઈલ, મસાઈલ, પૃથ્વી પરની પ્રથમ મસ્જિદ, મસ્જિદના આદાબ, હકો વગેરે મસાઈલ પર કુર્આન અને હદીસની રોશનીમાં દલીલ સાથે સમજુતી આપી છે.

### (૨) મુસલમાન અવરત

લાંબી મુદતથી યુરોપ દ્વારા સ્ત્રીઓના હકોના શિર્ષક હેઠળ ઈસ્લામ પર હુમલા ચાલું છે. ઈસ્લામની પવિત્ર અને સ્વચ્છ તાલીમને જુલ્મ કહેવામાં આવે છે. પડદાને સ્વતંત્રતાની વિરુદ્ધ ગણવામાં આવે છે અને સ્ત્રી સ્વતંત્રતાનો નારો બુલંદ

કરીને સ્ત્રીને નિર્લજ્જ બનાવવાનો મક્કમ નિર્ધાર કર્યો છે. તો ઉલમાએ કિરામે તેમના જવાબો આપ્યા છે.

તેથી આજથી ૪૦ વર્ષ પહેલા મુહર્રમ ૧૩૯૨ હિ.માં "મુસલમાન અવરત" નામની એક કિતાબ હઝરત મુફતી સાહેબ (રહ.) એ લખી. તેમાં ઈસ્લામથી પહેલા અરબો દ્વારા સ્ત્રીઓ સાથે કરવામાં આવતો વર્તાવ, યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને બીજા ધર્મોની સ્ત્રીઓ સાથે કરવામાં આવતું અમાનુષી વર્તન દર્શાવ્યું છે. પછી ઈસ્લામનો સ્ત્રીઓ સાથેનો ન્યાય, ઈસ્લામ દ્વારા સ્ત્રીઓને આપવામાં આવતું સન્માન અને ઈસ્લામમાં સ્ત્રીઓના હકો કુર્આન અને હદીસની રોશનીમાં વિસ્તૃત લખવામાં આવ્યા છે. હઝરત મુફતી સાહેબ (રહ.) નું જ્ઞાન વહેતા દરિયા જેવું હતું. જો એક વખતે કલમ શરૂ થઈ જતી તો અટકવાનું નામ ન લેતી હતી. તેથી ૮૦૦ પાના પર ત્રણ ભાગમાં સ્ત્રીઓ વિશે કુર્આન અને હદીસના ઈરશાદાત અને ઈસ્લામનું માર્ગદર્શન કિતાબી શકલમાં રજૂ કર્યુ.

**(૩) હુકૂકુલ ઈબાદ :**

ઈસ્લામે ફરાઈઝની પાબંદીની ખૂબ તાકીદ ફરમાવી છે. સાથે નવાફિલની પ્રેરણા – તરગીબ પણ આપી છે. પરંતુ શરીઅતના ફરાઈઝ માત્ર નમાઝ – રોઝા સુધી મર્યાદિત નથી બલકે જીવનના તમામ ક્ષેત્રોમાં ઈસ્લામનું સંપૂર્ણ માર્ગદર્શન પુરૂ પાડે છે. પરંતુ અફસોસ છે કે ઉમ્મતનો મોટો ભાગ નમાઝ – રોઝા અને નવાફિલને જ દીન સમજે છે. અવામ તો ઠીક કેટલાક ખાસ લોકો પણ એવું જ સમજે છે.

જયારે કે બીજી બાજુ હુકૂકુલ ઈબાદ જેને મઆમલાત અને મઆશિરતથી ઓળખવામાં આવે છે, તે પણ ખૂબ જ મહત્વનો વિભાગ છે. કેટલીક વખતે બંદાઓના હકોમાં કરવામાં આવતી ચૂક મુદતોની ઈબાદત અને રિયાઝતને બરબાદ કરી નાંખે છે, જેમકે ફરમાવ્યું :

والله لا يؤمن (ثلاثا) قيل من يا رسول الله! قال من لا يؤمن جاره بوائقه، المسلم من سلم المسلمون من لسانه ويده، من غشنا فليس منا، لن يدخل الجنة قتات، لن يدخل الجنة نمام

વગેરે તે તરફ ઈશારો કરે છે.

સમાજમાં હુકૂકુલ ઈબાદ વિશે જોવા મળતી બેદરકારીને જોઈને હઝરત મુફતી સાહેબ (રહ.)ની રૂહ તડપી ઉઠી અને હઝરત ઈમામ બુખારી (રહ.) ની

સહીહ બુખારીના ભાગ – ૨ પાન નં. ૮૮૮ પર વર્ણન કરેલ "باب فضل من يعول يتيما، باب الساعى على الارملة، باب الساعى على المسكين ને બુનિયાદ બનાવીને બંદાઓના પરસ્પરના હકો લખવાનું શરૂ કર્યુ. જેમકે હઝરતે જાતે કિતાબની પ્રસ્તાવનામાં તેનું વર્ણન કર્યુ છે. પરંતુ કિતાબના વાંચનથી તેનો અંદાજો આવે છે કે બુખારી શરીફનો સંપૂર્ણ કિતાબુલ અદબ અને મિશ્કાતુલ મસાબિહના કિતાબુલ બિર્ર વસ્સિલહના તમામ ભાગોનો સારાંશ આ કિતાબમાં લખ્યો છે.

**(૪) વ્યાજુ વ્યવહાર :**

હઝરત મુફતી સાહેબ (રહ.) નું આખું જીવન ખેડૂત સમાજમાં વિત્યુ હતું. આજથી લગભગ ૩૦–૪૦ વર્ષ પહેલા ગુજરાતના આ સમાજમાં કેટલીક અર્ધ સરકારી અને પ્રાઈવેટ કંપનીઓ શરૂ થઈ હતી જે ગરીબ ખેડૂતોને વ્યાજ પર લોન આપતી હતી અને ઉત્પાદન થતા બિન શરતી રીતે તે વસુલ કરી લેતા હતા. જયારે આ બિમારી સમાજમાં આમ થવા લાગી તો હઝરત મુફતી સાહેબ (રહ.) એ "વ્યાજુ વ્યવહાર" ના નામ પર લગભગ ૧૦૦ પાનાની એક કિતાબ તૈયાર કરી નાંખી. તેમાં વ્યાજની બુરાઈઓ કુર્આન અને હદીસની રોશનીમાં લખી છે. વ્યાજના મસાઈલની વિસ્તૃત સમજુતી અને વ્યાજુ વ્યવહારથી નીકળવાની યુકિતઓ લખી છે. આ રીતે ગુર્જર મુસ્લિમ સમાજને વ્યાજની લાનતથી બચાવવામાં મહત્વની ભૂમિકા ભજવી છે.

તે સિવાય ૩૩ અન્ય કિતાબો છે. તેમના નામો આ પ્રમાણે છે.

(૧) અકાઈદે ઈસ્લામ (૨) કુર્આન અને હદીસોની રોશનીમાં સૈયદ મવદૂદી (૩) ત્રાસવાદ અને ઈસ્લામી તાલીમ (૪) મુખ્તસર શમાઈલે તિરમિઝી (૫) ફઝાઈલે ઈલ્મ (૬) ફઝાઈલે હજ (૭) મા –બાપના હકો અવલાદ ઉપર (૮) અવલાદના હકો મા – બાપ ઉપર (૯) તિરયાકે ઈસ્લામી (૧૦) ચાંદના અહકામ (૧૧) સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો, બિદઅતો (૧૨) મુસીબતોના કારણો અને ઈલાજ (૧૩) દીની દુન્યવી કાર્યકર્તાઓની જિમ્મેદારીઓ (૧૪) તબ્લીગ પર ટીકાઓના જવાબ (૧૫) કિયામતની નિશાનીઓ (૧૬) હકીકતે ઈસ્લામ (૧૭) કુર્બાનીના ફઝાઈલ વ મસાઈલ (૧૮) હિન્દુસ્તાનની જમીન ઉપર ઉશ્રી ખિરાજ બાબત (૧૯) તલાકવાળી અવરતના ખર્ચ બાબત (૨૦) સૂર્યગ્રહણ બાબત માર્ગદર્શન (૨૧) શરઈ પંચાયતની જરૂરત (૨૨) મસ્જિદ વેચવા તેમજ બદલવા બાબત (૨૩) મુસ્લિમ પર્સનલ લો બાબત (૨૪) નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર (૨૫)

કુનૂતે નાઝિલહ પઢવા બાબત (૨૬) શાબાન અને રમઝાનના ફઝાઈલ અને મસાઈલ (૨૭) મસાઈલે હજ (૨૮) દીન અને દુન્યવી શિક્ષણ બાબત ખુલાસો (૨૯) ચર્ચા પત્રોના ટુંકા જવાબો (૩૦) સજદએ સહવ (૩૧) જમાઅત છોડી ઘરમાં ફર્ઝ નમાઝ પઢવા બાબત (૩૨) સમાજ સુધારણા બાબત (૩૩) ક્રિકેટ, કોમેન્ટ્રી તેમજ ટી.વી. જોવા બાબત. (ઈસ્લામ અને ખેલકૂદ)

ઉપર વર્ણન કરેલી બધી કિતાબો ગુજરાતીમાં છે, તેમાંથી (૧) મુસીબતોના કારણો અને ઈલાજ (૨) ત્રાસવાદ અને ઈસ્લામી તાલીમ (૩) મુસલમાન અવરત (૪) વ્યાજુ વ્યવહાર (૫) મુખ્તસર શમાઈલે તિરમિઝી (૬) અહકામુલ મસાજિદ (૭) મા –બાપના હકો અવલાદ ઉપર (૮) અવલાદના હકો મા – બાપ ઉપર (૯) કિયામતની નિશાનીઓ (૧૦) ઈસ્લામ અને ખેલકૂદ (૧૧) અકાઈદે ઈસ્લામ (૧૨) નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર, કુલ બાર કિતાબો અંગ્રેજીમાં પ્રકાશિત થઈ ચુકી છે.

આ સંપાદનો સિવાય હજારોની સંખ્યામાં આપના અપ્રકાશિત ફતાવા છે જે દારૂલ ઈફતા જામિઅહ ઈસ્લામિય્યહ ડાભેલ, દારૂલ ઈફતા ફલાહે દારૈન તડકેશ્વર અને દારૂલ ઈફતા મદની દારૂત્તરબિયત કરમાલીના રજીસ્ટરમાં ફતાવા સંગ્રહ કરેલા છે. અલ્લાહ કરે કે હઝરતવાલા (ન.મ.) ના ખાનદાની, ઈલ્મી વારસદારોમાંથી કોઈ સંપાદક આગળ આવે અને આ કિમતી ઈલ્મી ઝખીરાને તરતીબ આપીને પ્રકાશિત કરે. મારા ખ્યાલ પ્રમાણે આ ફતાવા ઓછામાં ઓછા દસ મોટા ગ્રંથોમાં પ્રકાશિત થઈ શકે છે અને એ રીતે આ ઉલમા અને અવામ માટે વાસ્તવિક સેવા પુરવાર થશે. વમા ઝાલિક અલલ્લાહિ બિ અઝીઝ

## મૃત્યુ :

હઝરત મુફતી સાહેબ (રહ.)ના જીવન પર નજર કરવામાં આવશે તો અંદાજો આવશે કે આપનું જીવન ઈસ્લામના પ્રચાર – પ્રસારમાં વ્યસ્ત હતું. હઝરત નબીએ કરીમ (સલ.) નો ઈરશાદ છે. કમા તહયુન તમુતુન (જેવું જીવશો એવું મરશો) માટે મુફતી સાહેબ (રહ.) જીવનના અંતિમ સમય સુધી બરાબર દર્સ – તદરીસ, વઅઝ – નસીહત, લેખન – સંપાદનની ખિદમત આપતા રહયા.

મૃત્યુથી બે દિવસ પહેલા તબીયતમાં અશકિત આવી જતા કરમાલીની નજીક કોસંબાની એક હોસ્પિટલમાં આપને ઈલાજ માટે દાખલ કરવામાં આવ્યા. આપ ઈલાકાના વિશ્વાસુ આલિમે દીન અને કૌમો – મિલ્લતના મહાન સપુત હતા એટલે

આપના શ્રદ્ધાળુઓની સંખ્યા પણ વધુ હતી. બિમારીની ખબર ધીરે ધીરે ફેલાતી ગઈ અને બિમારપૂર્સી કરનારાઓની અવર જવર વધતી રહી, એ બિમારપૂર્સી કરનારાઓની સામે આપ શરીઅતના અહકામ, મસાઈલ બયાન કરતા રહયા, મૃત્યુથી થોડી મીનિટ પેહલા સુધી આ સિલસિલો ચાલું રહયો અને ૨૦ ઝિલહિજજહ ૧૪૨૪ હિ. / અંગ્રેજી તારીખ : ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪ જુમેરાતની સવારે ૧૦ : ૪૦ કલાકે આપ ફાની દુનિયા છોડી કૂચ કરી ગયા.

| આસ્માન તેરી લહદ પે ગુલે અફશાની કરે |
|---|
| સબ્ઝએ નવરુસ્તહ ઈસ ઘરકી નિગેહબાની કરે |

ઈ દુઆ અઝ મન વ જુમ્લા જહાં આમીન બાદ

(ગુજરાતકી ઈલ્મી વ અદબી શખ્સીયાતમાંથી ગુજરાતી અનુવાદ)



# ગુજરાતની એક મહાન ધાર્મિક શખ્સીયત
# હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)

અઝ : હઝરત મવલાના સય્યિદ ઝુલફિકાર અહમદ સાહેબ (રહ.)
માજી શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર

ગુજરાતના એક નાનકડા ગામ કરમાલીના ખેડૂત કુટુંબમાં જન્મેલા એક બાળકને કોઈ વિચારી પણ શકતું ન હતું કે તે ઈલ્મી અને અમલી આ ઉચ્ચતા પ્રાપ્ત કરશે, જે ઘણાં ઓછા લોકોના ભાગ્યમાં હોય છે. એ ખાક – માટીથી ઉઠીને કાખ – મહેલ સુધી પહોંચનારાથી મારી મુરાદ હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.), પ્રમુખ ગુજરાત દીની તાલીમી બોર્ડ, પ્રમુખ જમીઅતે ઉલમાએ ગુજરાત, કારોબારી સભ્ય જમીઅતે ઉલમાએ હિંદ, માજી ઉસ્તાદે હદીસ જામિઅહ તાલીમુદ્દીન ડાભેલ, શૈખુલ હદીસ અને મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન, મોહતમિમ જામિઅહ મદની દારૂત્તરબિયત અને અનેક એવી કિતાબોના લેખક જેને ૫૦ લાખ ગુજરાતી અવામ અને ખવાસે વાંચી છે. હજારો ફતાવા આપનારા, અકાબિરના પ્રિય, શૈખુલ ઈસ્લામ મવલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.) અને તેમના ખાનદાનના દરેક વ્યકિતના આશિક, શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા (રહ.)ના પ્રિય, બુઝર્ગોની મુહબ્બતમાં લબરેઝ, દીનની મુહબ્બત અને ગૈરતમાં અજોડ, ઈલ્મો અમલના પાબંદ, ગુજરાતના હર દિલ અઝીઝ, કૌમો મિલ્લતના નિષ્ઠાવાન અને મહેરબાન આગેવાન, ટિકા – નિંદાથી બેપરવા બનીને હકની અવાજ બુલંદ કરનારા, કોઈને તકલીફ ન પહોંચાડનારા, તલબાના મહેબૂબ જેઓ દેશ અને વિદેશમાં અનેક સફર અને પ્રવચનો દ્વારા કૌમો મિલ્લતને જાગૃત કરનારા માર્ગદર્શક બનીને બહાર આવ્યા અને વિશ્વને પોતાની ઈલ્મી અને અમલી રોશનીથી જગમગાવીને પોતાના હકીકી મવલાથી જઈ મળ્યા. રહમતુલ્લાહિ રહમતંવ્ વાસિઅહ.

## ધાર્મિક અડગતા

આ અલ્પ ઝુલફિકાર અહમદ ઈ.સ. ૧૯૬૭માં દારૂલ ઉલૂમ ફલાહે દારૈનમાં તદરીસ માટે હાજર થયો. થોડી મુદત પછી હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ જેઓ જામિઅહ તાલીમુદ્દીન ડાભેલમાં સફળ મુદર્રિસ હતા, મુદર્રિસ તરીકે ફલાહે

દારૈનમાં આવ્યા અને મિશ્કાત શરીફથી પોતાના દર્સની શરૂઆત કરી, બાદમાં બુખારી શરીફ અને ઈફતાની જવાબદારી સોંપવામાં આવી. મરહૂમ કાબેલ, દયાળુ, ફરજ પાલન અને પોતાના સમયના પાબંદ હતા. તાલીમની સાથે તલબાની તરબિયત પર ખાસ ધ્યાન આપતા હતા. તેમની સામે કોઈ તાલિબે ઈલ્મની હિમ્મત ન હતી કે ઈજાર – પેન્ટ વગેરે તખ્ના – ઘૂંટીથી નીચે રાખી શકે. ઈસ્લામી પદ્ધતિ પર સખ્તીથી અમલ કરાવતા, જાતે મરહૂમનો પોશાક, રીતભાત અને નમાઝ અદા કરવામાં અને પહેલી સફની પાબંદીમાં એવી હાલત હતી કે તેમની ઉપર નજર પડતા જ દિલ અલ્લાહના વલી હોવાની ગવાહી આપતું હતું અને તેમની મુલાકાત અને તેમની પાસે બેસવાનું દિલ ઈચ્છતું હતું. મુલાકાત કરનારને ભારે અવાજે મોલવી સાહેબ કહીને બોલાવતા, જેથી દિલના મુહબ્બતના તાર ગુંજવા લાગતા. શરીઅત વિરુદ્ધની કોઈ હરકતને પસંદ કરતા ન હતા. તે જોઈને તરત જ ગુસ્સે ભરાઈ જતા હતા.

એક વખતે એક ગામમાં કોઈ શાદીના પ્રસંગે હઝરત મુફતી મરહૂમ (રહ.) ની સાથે આ અલ્પને જવાનું થયું. રઈસે જામિઅહ હઝરત મવલાના અબ્દુલ્લાહ સાહેબ (રહ.) પણ સાથે હતા. ઈશાની નમાઝ પછી નિકાહની મજલિસ થવાની હતી કે મસ્જિદમાં હાજર યુવાનોએ મસ્જિદના સહેનમાં જોર જોરથી વાતો અને શોર કરવાનું શરૂ કર્યુ. મુફતી સાહેબ મરહૂમ મસ્જિદમાં આ શોર સાંભળીને ખૂબ જ નારાજ થયા અને તરત જ ઊભા થઈને હિમ્મત અને જુસ્સામાં આ બુરાઈ પર બયાન શરૂ કર્યુ. જે એટલું દલીલો સાથે હતું કે કુર્આન અને હદીસની કોઈ આયત અને હદીસ એવી ન હતી જે મસ્જિદના આદાબ, મજલિસનો આદર અને ઉલમાના આદરમાં હોય અને મુફતી સાહેબે ન સંભળાવી હોય, એક એવું પુર હતું જે રોકાવવાનું નામ ન લેતું હતું, એક વાદળ હતું જે સતત વરસી રહયું હતું. બયાન એવું જામિઅ હતું કે જે પહેલા ન સાંભળ્યું હતું, તમામ લોકો બરાબર સાંભળી રહયા હતા અને મુફતી સાહેબ બંધ કરવાનું નામ ન લેતા હતા. અમને અફસોસ રહયો કે એ બયાનને અમે ટેપ રેકોર્ડ ન કરી શકયા. મવલાના અબ્દુલ્લાહ સાહેબે આ બયાનની ખૂબ જ સારી તાબીર કરી અને ફરમાવ્યું એવું લાગતુ હતું કે કોઈ ડેમની દિવાલ તુટી ગઈ હોય.અને તેનું પાણી સેંકડો ગામોને વહાવીને લઈ જઈ રહયું હોય, લોકોએ કહયું સારું થયું કે મસ્જિદમાં શોર થયો અને મુફતી સાહેબની આટલી પુરાવા

સાથેની વાતો સાંભળવા મળી. એવા હતા મુફતી સાહેબ, જયારે જોશમાં આવીને બોલતા તો મજલિસ પર સન્નાટો છવાઈ જતો અને તેમની દીની ગૈરત જાગૃત થઈ જતી.

## દર્સ – સબકની ખુસુસિયાત

મરહુમના દર્સની મોટી ખુબી એ હતી કે તાલીબે ઈલ્મને વર્તમાન પ્રસંગો, રાજકીય સ્થિતિ અને વૈશ્વિક પ્રવાહોથી માહિતગાર કરતા અને તેનો હલ પણ સમજાવતા હતા.

બાતિલ – ગુમરાહ ફિરકાઓના અકાઈદ અને તેમના પ્રોપેગંડા ઉપર મરહૂમની સુક્ષ્મ નજર રહેતી, દર્સ દરમિયાન આ ફિરકાઓથી પરિચિત કરાવતા અને ખૂબ જ સખ્તી સાથે તેનો વિરોધ કરતા હતા અને તલબાને તેમના જવાબ માટે તૈયાર કરતા હતા. શિક્ષિત નાસ્તિકોની ખૂબ જ ખબર લેતા, તેમના કુફ્રિયા બકવાસનો દલીલો સાથે જવાબ આપતા અને તેમને આખિરતની સજાથી ડરાવતા અને ખરાબ પરિણામથી સાવચેત કરતા હતા.

ઉપરાંત દર્સ દરમિયાન પોતાના અકાબિર અને બુઝુર્ગોના અહેવાલ ખૂબ જ મુહબ્બતથી સંભળાવતા, તલબાને તેમની બારીક દ્રષ્ટિથી આગાહ કરતા હતા અને પોતાની સાથે તેમનો સંબંધ યાદ કરીને રડી પડતા હતા. ખાસ કરીને શૈખુલ ઈસ્લામ અને શૈખુલ હદીસ (રહ.)ના કથનો અને અહેવાલ રજૂ કરવામાં તો કોઈ દર્સ ખાલી જતો ન હતો. મરહૂમના કેટલાક ખાસ શબ્દો તો એટલા મનમોહક હતા કે તલબા ખુશીથી તેને આનંદ લઈને સાંભળતા હતા. મરહૂમ તલબાની કમજોરીઓ, ખામીઓ અને વિદેશ જવાની ધૂનમાં તાલીમ છોડી દેવા પર સખત તાકીદ કરતા હતા.

## સારો વર્તાવ

મદ્રસાવાળા, કમિટીના સભ્યો, મુદર્રિસો અને ગામવાસીઓ મરહૂમના વર્તાવ થી ખુશ અને તેમને પોતાના હમદર્દ સમજતા હતા. મરહૂમ બધાના દુઃખ દર્દમાં ભાગીદાર અને ખુશીમાં શરીક રહેતા હતા. તેમ છતાં જો કોઈ વાત શરીઅતની વિરુદ્ધ જોતા તો તેનો વિરોધ કરતા અને તે વિશે કોઈની પરવા કરતા ન હતા.

## સાર્વજનિક સેવાઓ

દર્સની મશગુલી છતાં જે સમય મળતો તે સમાજ સેવામાં લગાવતા હતા. સફર

કરતા અને જવાબદારી પણ નિભાવતા હતા.

હઝરત મરહુમે સમગ્ર ગુજરાતની તાલીમી કોન્ફરન્સ સુરત શહેરમાં બોલાવી. તેમાં તમામ આલિમો અને વિદ્વાનોને એકત્ર કર્યા અને તે સમયે જે સમસ્યા મદ્રસા અને તાલીમ વિરુદ્ધ ઊઠી હતી. તેની વિરુદ્ધ નિર્ણયો પાસ કરવામાં આવ્યા. લોકો સમજી રહયા હતા કે આ કોન્ફરન્સ સફળ નહીં થાય. પરંતુ મુફતી સાહેબના અથાગ પ્રયત્નો અને ઈખ્લાસને કારણે આ કોન્ફરન્સ સફળ થઈ.

મુફતી સાહેબ મરહૂમે વિદેશનો પણ સફર કર્યો અને ત્યાંની મુસ્લિમ વસ્તીને પોતાના બયાનોથી મોટો ફાયદો પહોંચાડયો અને ત્યાં સ્થાયી થયેલા દીનની ખિદમત આપતા પોતાના શાગિર્દોનો ઉત્સાહ વધાર્યો.

ગુજરાત દીની તાલીમી બોર્ડના પ્રમુખ હોવાને કારણે મુફતી સાહેબ મરહુમે પછાત વિસ્તારો અને ઝુંપડપટ્ટીમાં મકાતિબ શરૂ કર્યા. મસ્જિદોનું બાંધકામ કરાવ્યું. મકાતિબની સંખ્યા વધારી. ત્યાં જાતે જઈ તપાસ કરતા હતા. કીમ સ્ટેશન જે આસપાસના લોકોની અવર જવરનું કેન્દ્ર હતું ત્યાંની જુની મસ્જિદ જે નાની અને જર્જરિત બની ગઈ હતી. મુફતી સાહેબે તે માટે વિદેશનો સફર કર્યો અને એક શાનદાર મસ્જિદ ત્યાં બંધાવી.

## મદની દારૂત્તરબિયત

મરહૂમની દારૂલ ઉલૂમ ફલાહે દૅારન તડકેશ્વરની વિદાય પણ કુદરતી ફેસલાનું પરિણામ હતું. એટલા માટે કે ફલાહે દારૈનથી રાજીનામું આપ્યા પછી મરહુમે કરમાલી ગામમાં ખૂબ જ ઝડપી એક શાનદાર સંસ્થા મદની દારૂત્તરબિયતના નામથી ઊભી કરી. ખૂબ જ ટુંકી મુદતમાં ત્યાં દર્સગાહ, બોર્ડિંગ, મુદર્રિસોના કવાટર્સ અને એક આલિશાન મસ્જિદ, સમગ્ર જામિઅહની ફરતે કોટ – દિવાલ, ઓફિસ વગેરેનું બાંધકામ થયું.

જયાં અલ્હમ્દુલિલ્લાહ આજે દૌરએ હદીસ સુધીની તાલીમ થાય છે. આ જંગલમાં મંગલ માત્ર મુફતી સાહેબ મરહૂમની મહેનતનું પરિણામ છે. જે કયામત સુધી ઈન્શાઅલ્લાહ તેમના માટે સદકએ જારિયહ રહેશે. આજે ૪૦૦ મહેમાને રસૂલ આ સંસ્થામાં તાલીમ મેળવે છે. તેમની જરૂરતોનો સંપૂર્ણ બંદોબસ્ત સંસ્થા કરે છે.

## સંપાદનો

મુફતી સાહેબનો લેખન – સંપાદનનો શોખ પણ અજીબ હતો. તેમને કોઈ પણ કિતાબ થોડી મુદતમાં તૈયાર કરવાની આવડત હતી. એક વિષય પર અસંખ્ય આયતો અને હદીસોને એકત્ર કરી દેતા હતા. અહાદીસની તખ્રીજ પર ખૂબ જ મહારત હતી. તેથી અવરતો પર ત્રણ ભાગમાં એક કિતાબ તૈયાર કરી જે ખૂબ જ મકબૂલ થઈ. કેટલીક કિતાબોમાં મસ્જિદના ટ્રસ્ટીઓ અને મદ્રસાના જિમ્મેદારોને પોતાની ફરજો યાદ અપાવી છે. તેમને વિવિધ વિષયો પર અનેક નાની મોટી કિતાબો લખી છે. જે આજે ગુજરાતી ઈસ્લામી સાહિત્યનો મકબૂલ ઝખીરો છે. મરહૂમની ભાષા આસાન, સરળ લોકોને સમજમાં આવે એવી અને જામિઅ હતી, તેને કારણે ઘણો ફાયદો થયો. કેટલીક કિતાબોનું અંગ્રેજી પણ થયું છે.

## અવલાદ

મરહૂમ મોટું કુટુંબ ધરાવતા હતા. પરંતુ બધી અવલાદને દીની તાલીમ અને દીનની ખિદમત માટે તૈયાર રાખી. અલ્હમ્દુલિલ્લાહ આજે મદની દારૂત્તરબિયતના મોહતમિમ મરહૂમના જ સુપુત્ર મવલાના મુહમ્મદ અમજદ સાહેબ (રહ.)નું ૫ માર્ચ ૨૦૧૭ ના રોજ અવસાન થતા હાલ મોહતમિમ પદે મવલાના અજવદ સાહેબ (દા.બ.) છે. તેઓ યુવાન, ઈમાનદાર, વિશ્વાસુ અને કાબેલ આલિમ છે.

મુફતી સાહેબ મરહૂમની આ બધી ખૂબીઓ પોતાના શૈખ મદની (રહ.) ની તવજ્જુહનું પરિણામ હતું. સાચું છે ઘણી ખૂબીઓ હતી મૃત્યુ પામનારામાં.

હજારો સાલ નરગિસ અપની બે નૂરી પે રોતી હે
બળી મુશ્કિલ સે હોતા હે ચમનમેં દિદહવર પેદા

**ખાકસાર (મવલાના) ઝુલફિકાર અહમદ (ગુફિર લહૂ)**
ખાદિમુત્તદરીસ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર
૩ / એપ્રિલ ઈ.સ. ૨૦૦૬

(અરબાબે ઈન્તિઝામ ઔર ઉનકી ઝિમ્મેદારિયાં ઉર્દૂ કિતાબમાંથી અનુવાદ)

બિસ્મિહી તઆલા

# અભિપ્રાય

## મુફક્કિરે ગુજરાત હઝરત મવલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી (રહ.)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

قال النبي ﷺ : من يرد الله به خيرا يفقهه في الدين

રસૂલુલ્લાહ (સલ.)નો ઈરશાદ છે કે અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદા સાથે ભલાઈનો ઈરાદો કરે છે તો તેને દીનની સમજ નસીબ ફરમાવે છે. દીનની સમજ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે.

અલ્લાહ તઆલાના ફઝલથી ગુજરાતની ધરતી પર ચૌદમી સદીના અંતમાં અને પંદરમી સદીની શરૂઆતમાં ઉત્તમ ફકીહો – મુફતીઓ પેદા થયા. જેમણે વિવિધ મદ્રસાઓમાં બેસીને ઉમ્મતની ફિકહી જરૂરતોને પૂર્ણ ફરમાવી અને તેમને શરીઅતનું માર્ગદર્શન પુરૂ પાડયું. (ફ – જઝાહુમુલ્લાહુ અહ્‌સનલ્ જઝાઅ્)

હઝરત મવલાના મુફતી અબ્દુર્રહીમ સાહેબ લાજપુરી (રહ.)ના ફતાવા "ફતાવા રહીમિય્યહ" એ ભારત અને ભારત બહાર પણ ખૂબ જ મકબૂલિયત પ્રાપ્ત કરી ત્યાર પછી મુફતી અહમદ ખાનપુરી (મ.ઝિ.) ના ફતાવા "મહમુદુલ ફતાવા" પ્રકાશિત થયા. મુફતી ઈસ્માઈલ વાડીવાલા (રહ.)ના ફતાવા ઉર્દુ ભાષામાં પ્રકાશિત થયા. મુફતી ઈસ્માઈલ કછોલ્વી (મ.ઝિ.)ના ફતાવા "ફતાવા દીનિય્યહ" ના નામથી પાંચ ભાગમાં પ્રકાશિત થઈને મકબૂલ થયા. મવલાના મરગુબ અહમદ લાજપુરી (રહ.) ના ફતાવા "મરગુબુલ ફતાવા" અને મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહના ફતાવા "ફતાવા બિસ્મિલ્લાહ" ભાગ એક પણ પ્રકાશિત થઈ ગયો છે. મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી(રહ.) ના ફતાવા "ઝુબ્દતુલ ફતાવા" અને "લુબાબુલ ફતાવા" ના નામથી છપાઈ ગયા છે. ફલિલ્લાહિલ હમ્દુ વલ્ મન્નહ.

હવે હઝરત મવલાના મુફતી અહમદ બેમાત (રહ.)ના ફત્વાઓ "ફતાવા ફલાહિય્યહ" ના નામથી તેમના સુપુત્ર હાફિઝ અસ્જદ બેમાત સાહેબની નેક કોશિશો અને મુફતી મુજતબા હસન કાસમી (મ.ઝિ.)ની તહકીક અને તખ્રીજથી ફતાવા છપાવવા તૈયાર છે.

હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) શ્રેષ્ઠ મુદર્રિસ, સત્યવાદી આલિમ અને અનુભવી મુફતી હતા. ડાભેલ અને તડકેશ્વરમાં ૪૦ વર્ષ સુધી ફિકહ અને હદીસની ખિદમત આપી છે. દારૂલ ઉલૂમ ફલાહે દારૈનના મુફતીની હેસિયતથી ઘણી મોટી સંખ્યામાં ફતાવા લખ્યા. અલ્લાહ તઆલાએ તેમના પુત્ર હાફિઝ અસ્જદ સાહેબ (મ.ઝિ.)ને તોફીક અને હિમ્મત અતા ફરમાવી કે તેમણે પોતાના પિતાની ગુજરાતી કિતાબોને ઉર્દૂમાં અનુવાદિત કરી અને ફતાવાના અગત્યના કામ માટે પ્રયત્નો કરી રહયા છે.

મુફતી મુજતબા હસન કાસમી સાહેબ (મ.ઝિ.) જે મદની દારૂ ત્તરબિયતના હદીસના ઉસ્તાદ છે, ફિકહથી ખાસ તઅલ્લુક રાખે છે તેમણે ખૂબ જ મહેનત કરીને આ ફતાવાના હવાલા પ્રમાણભૂત કિતાબોમાંથી લખ્યા છે. તેનાથી આ ફતાવાની અગત્યતા વધી ગઈ છે અને ઉલમાએ કિરામ માટે કિમતી તોહફો બની ગયો છે.

અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે લગભગ દસ ભાગોમાં આ કિમતી ફતાવા પ્રકાશિત થશે અને ઉમ્મત માટે માર્ગદર્શક સાબિત થશે. હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ઈ.સ. ૧૯૪૨માં જામિઅહ ડાભેલમાં દાખલ થયા અને બંદાએ ઈ.સ. ૧૯૪૪માં દાખલો લીધો. હઝરત મુફતી સાહેબની પોતાની જમાતમાં મહેનતુ અને શોખીન તલબામાં ગણના થતી હતી. પછી અઝહરૂલ હિંદ દારૂલ ઉલૂમ દેવબંદમાં દાખલ થઈને તે સમયના ઉચ્ચ કોટિના ઉલમાએ કિરામથી જ્ઞાન મેળવ્યું. તેની વધુ માહિતી તેમના જીવન ચરિત્રમાં જોઈ શકાય છે. હઝરત શેખુલ ઈસ્લામ મવલાના હુસેન અહમદ મદની (રહ.) સાથે અતુટ સંબંધ હોવાને કારણે દીનના વિવિધ ક્ષેત્રોમાં નિઃસ્વાર્થ પ્રયત્નોનો જઝબો હૃદયમાં ભરેલો હતો. એટલા માટે જીવનની છેલ્લી ઘડીઓ સુધી તાલીમી, તબ્લીગી, તન્ઝીમી અને ઈસ્લાહી કાર્યોમાં લાગેલા રહયા.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે મવલાના (રહ.) ની ખિદમતને શર્ફે કબૂલિયત થી નવાઝે અને તેમને બહેતર બદલો નસીબ ફરમાવે, ઉપરાંત આ ફતાવાના કાર્યમાં જે લોકોએ મહેનત ફરમાવી છે તે બધાને અજરે અઝીમ નસીબ ફરમાવે.અલ્લાહુમ્મ તકબ્બલ મિન્ના ઈન્નક અન્તસ્સમીઉલ્ અલીમ.

ફકત વસ્સલામ

અહકર અબ્દુલ્લાહ ગુફિર લહૂ

(૧૫ મુહર્રમુલ હરામ હિ.સ. ૧૪૩૫)

# અભિપ્રાય

## ફિદાએ મિલ્લત હઝરત મવલાના સય્યિદ અસ્અદ મદની સાહેબ (રહ.) નો હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ) પર અજીબ વિશ્વાસ

### હઝરત મુફતી મહમૂદ સાહેબ બારડોલી (દા.બ.)

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْم

الحمد الله رب العالمين، الحمد الله الذى، قال : اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَاخَوْفٌ عَلَيْهِمْ وَلَاهُمْ يَحْزَنُوْنَ والصلاة والسلام على سيدنا محمد الذى قال من آذانى وليا فقد آذنته بالحرب او كما قال عليه الصلاة والسلام وعلى آله وصحبه الذين قاموا لاقامة دينه،وهم أوليائه فى هذه الامة۔أما بعد

હઝરત અકદસ મૌલાના મુફતી બેમાત સાહેબ (રહ.) આપણા ગુજરાતના નામાંકિત ઉલમા, મશાઈખ અને બુઝુર્ગોમાંથી હતા. ગુજરાતની પ્રખ્યાત, પ્રાચીન દીની સંસ્થાઓ સાથે આપનો એક લાંબા સમય સુધી સંબંધ રહયો, જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદ્દીન ડાભેલ, સિમલક જેવી દીની સંસ્થામાં હઝરત (રહ.) એ દર્સ વ તદરીસની અને ફતાવાની ખિદમત આપી, તે પછી જામિઅહ ફલાહે દારૈન તડકેશ્વરમાં શૈખુલ હદીસ અને મુફતી જેવા મહત્ત્વના હોદ્દાઓ ઉપર રહયા.

મારા વાલિદ મરહુમ "હઝરત મવલાના સુલેમાન સાહેબ હાફિઝજી (રહ.)" થી અને મારા મોટા ભાઈ "હાજી અહમદ" થી હઝરત મરહૂમ (રહ.) ને ખૂબ જ સંબંધ હતો, વાલિદે મરહૂમ (રહ.)થી સંબંધનું કારણ તો હઝરત શૈખુલ ઈસ્લામ મવલાના હુસેન અહમદ મદની (રહ.) હતા. હઝરત અકદસ મુફતી અહમદ બેમાત (રહ.) ફરમાવતા હતા કે હઝરત મદની (રહ.)થી સૌ પ્રથમ બાકાયદા મુલાકાત મવલાના સુલેમાન સાહેબે મારી સાથે કરાવી હતી. પછી બંને હઝરત મદની (રહ.) ના શાગિર્દ બન્યા અને બંને હઝરત મદની (રહ.) અને હઝરત મદની (રહ.) ના ખાનદાનના આશિક હતા. મદની ખાનદાનથી તેમના ખાસ સંબંધોની કેટલીક વાતો અરજ કરું છું.

એક વખતે ફિદાએ કૌમો મિલ્લત હઝરત મવલાના સય્યિદ અસ્અદ મદની (રહ.) એક દીની સફર પર તશરીફ લાવ્યા. જયારે સુરતમાં મરહૂમ અબ્દુલ કાદિર મીર સાહેબ (રહ.) ના મકાનની નજીક હઝરત (રહ.)ની ગાડી પહોંચી, તો જેવા હઝરત ગાડીથી નીચે ઉતર્યા પહેલું વાકય સલામ પછી હઝરત (રહ.) નું હતું, સામે હઝરત મુફતી બેમાત સાહેબ ઊભા હતા, મવલાના સય્યિદ અસ્અદ મદની (રહ.) એ ફરમાવ્યું મારા પ્યારા, મારા લાડલાઓ, આવી જાઓ. પછી ખૂબ જ મુહબ્બતથી ગળે લગાવ્યા અને ખૂબ જ અજીબો ગરીબ પ્યારથી હઝરત (રહ.) ને ગળે લગાવ્યા.

જમીઅતે ઉલમાએ ગુજરાત તરફથી અંકલેશ્વરમાં "દેશની આઝાદીના પચાસ વર્ષ"ની ઉજવણી ના પ્રસંગે જે સાંજે પ્રોગ્રામ હતો તેમાં તે વખતના કોંગ્રેસના કેન્દ્રીય પ્રધાન "રાજેશ પાયલોટ" પણ પહોંચ્યા હતા. તે વખતે સાથે જ જમીઅતે ઉલમાએ ગુજરાતનો પણ ઈજલાસ હતો, તો સવારની મજલિસમાં પ્રમુખ માટે જયારે હઝરત ફિદાએ મિલ્લત (રહ.)નું નામ રજૂ કરવામાં આવ્યું, તો હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) બિલ્કુલ વજદ – ખુશીમાં આવી ગયા અને અજીબ અંદાજમાં "હઝરત ફિદાએ મિલ્લત (રહ.)" નું વર્ણન કર્યુ અને એવા વજદ – ખુશીમાં બેકાબૂ બની ગયા કે જે ખુરસી હતી તે ડોકટરોવાળી હતી, તે ગોળ ગોળ ફરી રહી હતી, પરંતુ હઝરત બેમાત (રહ.) બેકાબુ બની મદની ખાનદાન અને તેમની રૂહાની નિસ્બતોનું અસરકારક અંદાજમાં વર્ણન કરી રહયા હતા.

એક વખતે અમારે ત્યાં બારડોલીમાં "સમાજ સુધારણા"ના વિષય ઉપર એક અઝીમુશ્શાન (ભવ્ય) પ્રોગ્રામ હતો. તે જમાનામાં જમીઅતે ઉલમાએ હિંદ તરફથી "સમાજ સુધારણા"ના નામ પર એક ચળવળ શરૂ થઈ. તો બારડોલીમાં એક આમ સભા ભરાઈ તેમાં હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) એ હઝરત મવલાના સય્યિદ અસ્અદ મદની (રહ.) ના બયાનથી પહેલા જે વાકયો કહયા, તેમાં એક અજીબ વાકય કહયું કે "અલ્લાહના નેક બંદા ખુદાએ આપેલી નજરોથી દૂરની વસ્તુઓને જોઈ લે છે. ભાંપી લે છે. જયારે આપણે ખબરો ઉપર નજર કરીએ છીએ, એટલે હઝરતે આધુનિક હાલાતની ભયાનકતા જોઈ લીધી અને સમયની મહત્ત્વની જરૂરત "સમાજ સુધારણા"ની ચળવળને આપે શરૂ કરી. ખરેખર અલ્લાહ વાળાઓથી, અલ્લાહવાળાના કુટુંબિજનોથી મુહબ્બત એક મહાન નેઅમત છે.

أُحِبُّ الصَّالِحِيْنَ وَلَسْتُ مِنْهُمْ      لَعَلَّ اللّٰهَ يَرْزُقُنِىْ صلاحا

એટલે સય્યિદ ખાનદાન, મદની ખાનદાન અલ્લાહવાળાઓનું ખાનદાન, મુલ્કો મિલ્લતના નામાંકિત અકાબિરનું ખાનદાન તેમની મુહબ્બતમાં હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ડૂબેલા હતા. અલ્લાહ તઆલા તેમની મુહબ્બતોનો બહેતર બદલો તેમને આખિરતમાં અતા ફરમાવે. આમીન !

૧૯૯૫માં બારડોલી ખાતે મિનારાવાળી મસ્જિદમાં મારા પીરો મુર્શિદ હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) ના મશ્વરાથી બંદાએ રમઝાનમાં કયામ કર્યો. તે સમયમાં બારડોલીમાં મદ્રસા હાઈસ્કૂલના બાંધકામની કોશિશ અને પ્રયત્નો ચાલું હતા. બારડોલીના મવલાના અબ્દુલ ખાલિક અંડાવાલા મરહુમને સ્કૂલના બાંધકામના ચંદા માટે સાઉથ આફ્રિકા મોકલવાનો મશ્વરો થયો. સાઉથ આફ્રિકામાં ચંદા માટે જમીઅતે ઉલમાએ હિંદની તસ્દીક ખૂબ જ એહમિયત રાખે છે. જમીઅતે ઉલમાએ હિંદની તસ્દીક મેળવવા માટે બારડોલીના ઝિમ્મેદારોએ મારા ભાઈના વાસ્તાથી હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ સાહેબ (રહ.) થી સંપર્ક કર્યો. હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) એ પોતાના લેટરપેડ ઉપર ફિદાએ મિલ્લત હઝરત મવલાના અસ્અદ મદની સાહેબ (રહ.) ને ભલામણ પત્ર લખ્યો. હકીકત એ છે કે કોઈ નેક કામમાં ભલામણ કરવી એ પણ એક મોટી નેકી અને મદદ છે. ઈદુલ ફિત્રના દિવસે જ સાંજે ઓગષ્ટ ક્રાંતિ રાજધાની એકસપ્રેસથી બંદો હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)નો પત્ર લઈને દિલ્લી, દિલ્લીથી દેવબંદ પહોંચ્યો. હઝરત ફિદાએ મિલ્લત (રહ.)એ હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) નો પત્ર વાંચ્યો અને તે પત્રની નીચે ખુણા પર એક નોંધ લખી. તેનાથી હઝરત ફિદાએ મિલ્લત (રહ.) ને હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) પર કેટલો વિશ્વાસ હતો તે સ્પષ્ટ થાય છે. તે સમયમાં દિલ્લી જમીઅતે ઉલમાએ હિંદની ઓફિસ પર હઝરત મવલાના અસ્જદ મદની (રહ.) નાઝિમની હેસિયતથી રહેતા હતા. હઝરત ફિદાએ મિલ્લત (રહ.) એ નીચે નોંધ લખી અસ્જદ મુફતી અહમદ બેમાત સાહેબના હુકમની તામીલ કરી દો. વસ્સલામ અસ્અદ

આ વાકયથી અંદાજો લગાવો કે હઝરત ફિદાએ મિલ્લત (રહ.) ને હઝરત મવલાના અહમદ બેમાત સાહેબ સાહેબ (રહ.) પર કેટલો વિશ્વાસ હતો.

હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના કેટલાક બયાનો મને સાંભળવાનો મોકો મળ્યો. હઝરત અજીબ અંદાજથી અંદર 'શબ્દો' બોલતા હતા.

સાથે આવતા શબ્દો બોલવાનો અજીબ અંદાજ હતો. જેમકે મુલાકાત કરવી–કરાવવી, ચાલવું – ચલાવવું, બેસવું – બેસાડવું એવી રીતે અજીબ અંદાજમાં શબ્દો વાપરતા હતા. સાંભળનારા તેનો આનંદ લેતા હતા.

આપ (રહ.) એ જયાં દર્સ આપ્યો, ત્યાં આપ ફિકહ અને હદીસના દર્સના સફળ માહિર હતા. ત્યાં આપ (રહ.) એ સંપાદનની ખિદમત પણ આપી, ગુજરાતી ભાષામાં અનેક કિતાબો આપે લખી છે, જે દીન અને દીનની વાતોનું પહોંચાડવાનું મહત્ત્વનું માધ્યમ છે. ખાસ કરીને "શમાઈલે તિરમિઝી" જે ગુજરાતીમાં છે. તે એક મહાન કારનામું છે. હઝરત (રહ.) એ દર્સો તદરીસ, લેખન સંપાદનની સાથે ફતાવાનું કામ પણ કર્યુ છે. બયાનાત પણ કર્યા, સામાજિક કાર્યો પણ ઘણાં કર્યા, જમીઅતે ઉલમાએ હિંદના કારોબારી સભ્ય એક લાંબી મુદત સુધી રહયા. જમીઅતે ઉલમાએ ગુજરાતના પણ આપ પ્રમુખ રહયા. સુરત જિલ્લા જમીઅતના તો આપ સર્વેસર્વા હતા અને સાથે મહકમએ શરઈય્યહની પણ આપે મહાન ખિદમત કરી છે. સુરત તુરાવા મસ્જિદના ઉપરના ભાગમાં આપે મહકમએ શરઈય્યહ કાયમ કરી. ત્યાં શહેરના લોકો પોતાના કૌટુંબિક, ઘરેલું ઝઘડાઓના નિકાલ માટે આવતા હતા અને જાતે હઝરત (રહ.) શરીઅતની રોશનીમાં તેનો નિકાલ લાવતા હતા. જેથી તે કુટુંબોમાં મુહબ્બત અને જોડ પેદા થઈ જાય.

એક વખતે અમારા જામિઅહ ડાભેલમાં "સમાજ સુધારણા" પર મોટો પ્રોગ્રામ હતો. ઈલાકાના મુતવલ્લીઓ, ટ્રસ્ટીઓને ભેગા કરવામાં આવ્યા. ફિદાએ મિલ્લત મુફતી અહમદ બેમાત સા. (રહ.) એ મંગણી, નિકાહ, વલિમાની સાદગી પર ખૂબ જ અગત્યનું બયાન ફરમાવ્યું અને તેમાં ઈર્શાદ ફરમાવ્યો કે અલ્લામા બદરૂદ્દીન અયની (રહ.) શારેહ બુખારીએ લખ્યું છે કે 'વલિમો' એ તો હલાલ અને હરામમાં તફાવત કરવા માટે છે. વલિમો કોઈ માલ – દોલત ઉડાવવા માટે નથી. એટલા માટે શરીઅતે જે અંદાજનો વલિમો મસ્નૂન બતાવ્યો છે, બસ તે મસ્નૂન વલિમાનો એહતિમામ કરવામાં આવે.

એક બયાનમાં ફરમાવ્યું કે એક જમાનામાં લોકો શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસેન અહમદ મદની (રહ.) ને ખૂબ જ આગ્રહ કરતા હતા કે હઝરત આપ એવો ફતવો આપી દો, આવો ફતવો આપી દો, તો હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.) એ ફરમાવ્યું કે જો હુસેન અહમદ જિહાદ ઉપર કોઈ ફતવો લખી દેશે તો હુસેન અહમદના બે ખભા હશે એટલે કોઈ ત્રીજો સાથ આપનારો નહીં હોય,

એટલે એવું ઘણી વખતે થાય છે કે લોકો કોઈ કામ માટે પ્રોત્સાહન આપે છે અને તૈયાર કરે છે અને વખત આવવા પર મદદ કરવાના બદલે પાછળ હટી જાય છે. આટલા મહાન, આટલા મોટા શૈખુલ હદીસ છતાં સાચી વાત માની લેવામાં, પોતાની ભૂલને માની લેવામાં પણ હઝરત (રહ.) ખૂબ જ આગળ હતા. આ પણ અલ્લાહના નેક બંદા હોવાની નિશાની છે. નમ્રતાની નિશાની છે. આજીજીની નિશાની છે. જે અલ્લાહના ખાસ બંદાઓમાં હોય છે.

એક વખતે બારડોલીમાં અમારા ઘરે તશરીફ લાવ્યા હતા. મરહૂમ વાલિદ સાહેબ સાથે તો નાના – મોટા ભાઈનો સંબંધ હતો. મરહૂમ વાલિદ સાહેબ તેમના મોટા ભાઈ હતા, આપ તેમના નાના ભાઈ હતા, અસરની નમાઝ પછી ચા – પાણી થઈ, ત્યાર પછી અમારા ઘરના માહોલ પ્રમાણે વરિયાળી મુકવામાં આવી, તો જેમકે આમ રિવાજ પ્રમાણે હઝરતે પોતાના જમણાં હાથથી વરિયાળી લઈ ડાબાની હથેળી પર મુકીને મોઢામાં મુકી, તો હઝરત વાલિદ સાહેબ (રહ.) એ તરત જ અરજ કર્યુ કે મુફતી સાહેબ જો આ તરીકો અપનાવવામાં આવે કે ડાબા હાથથી વરિયાળી લો અને જમણા હાથથી વરિયાળી મોઢામાં મુકો, તો મારા ખ્યાલથી આ સુન્નત તરીકો હશે. હઝરત મુફતી સાહેબ(રહ.) એ કોઈ પણ દલીલ વગર તેને કબૂલ કરી લીધું, આટલા મોટા હોવા છતાં તરત જ વાત માની લેવી, આ નમ્રતા, આજીજીની નિશાની છે.

હઝરતની વાતચીતનો અંદાજ અને ખાસ શબ્દો " શાઈ બતાઈ" એટલે આ 'સમજમાં વાત આવી'નું ટુંકુરૂપ હતું, એ પણ ખૂબ જ નિરાલા અંદાજમાં બયાન કરતા હતા. જે વખતે હઝરત (રહ.)ની વફાત થઈ તો જનાઝાની નમાઝમાં અલ્હમ્દુલિલ્લાહ બંદાને હાજરીની સઆદત મળી. જનાઝો તૈયાર કરીને મુકી દેવામાં આવ્યો. મુફક્કિરે મિલ્લત હઝરત મૌલાના અબ્દુલ્લાહ કાપોદ્રવી સાહેબ (રહ.) એ ખૂબ જ બેહતરીન બયાન હઝરતના જનાઝાની સામે કર્યુ. તેમાં હઝરતના તાલિબે ઈલ્મીના જમાનાની ઘણી વાતો બયાન કરી. તેમાં એક વાકય ફરમાવ્યું : "દારૂલ ઉલૂમ દેવબંદમાં હઝરત મુફતી સાહેબ (રહ.) એ ખૂબ જ મહેનતથી ઈલ્મ હાસિલ કર્યુ અને બાદમાં તદરીસમાં પણ ખૂબ જ મહેનત કરી. જાહેરી વાત છે કે હદીસ શરીફ પ્રમાણે કોઈ ની વફાત પર અલ્લાહના નેક બંદાઓના મોઢાથી તેમની નેકી, ભલાઈની વાતો સામે આવી જાય, તો એ પણ અલ્લાહને ત્યાં તેમના મહેબૂબ હોવાની નિશાની છે, તેનાથી અમે નેકફાલી લઈએ કે હઝરતનો અલ્લાહને ત્યાં પણ મકબૂલ મકામ અને મરતબો છે. હઝરત (રહ.) ની ઘણી યાદગારો છે. જે વખતે

હઝરત (રહ.) એ "મદની દારૂત્તરબિયતની સ્થાપના કરી તો તે વખતે મરહૂમ અબ્દુલ કાદિર મીર (રહ.) એ "ઉમ્મીદ"માં લખ્યું હતું કે જેવી રીતે એક ડેમ હોય છે અને ડેમમાં ઘણું પાણી હોય છે, તો તેનાથી પણ નહેરો દ્વારા લોકોને ફાયદો પહોંચે છે, પરંતુ જો ખુદા ન કરે કોઈ કારણથી ડેમ તુટી જાય તો તે ડેમનું પાણી ઘણાં એવા વિસ્તારોમાં પણ પહોંચી જાય છે કે જયાં નહેર દ્વારા જવું શકય હોતું નથી અને ઘણા મોટા વિસ્તારોને ડેમ દ્વારા ફાયદો પહોંચે છે, જે બાદમાં પણ ખેતી માટે લોકોને ઘણું ફાયદાકારક હોય છે.

બસ હઝરત મુફતી (રહ.) ની શખ્સિયત હવે મદની દારૂત્તરબિયતનું પ્લેટફોર્મ, જમીઅતે ઉલમાએ હિંદનું પ્લેટફોર્મ, મહકમએ શરઈય્યહનું પ્લેટફોર્મ, તેના દ્વારા હઝરતનો ફૈઝ સેલાબ – પુરની જેમ દૂર દૂરના વિસ્તારોમાં ફેલાઈ રહયો છે. અલ્લાહ તઆલા મરહૂમની મગફિરત ફરમાવીને પોતાની રહેમતમાં જગ્યા નસીબ ફરમાવે. આમીન.

**મુફ્તી મહમૂદ બિન મવલાના સુલેમાન હાફિઝજી બારડોલી**
ઉસ્તાદે હદીસ વ તફસીર
જામિઅહ ઈસ્લામિય્યહ તાલીમુદીન ડાભેલ, સિમલક
તા. ૧૩ / ૭ / ૨૦૨૦ ઈ.સ. – ૨૧ / ઝુલ્કઅદહ / ૧૪૪૧ હિ.સ.



# હઝરત મુફ્તી અહમદ બેમાત સા. (રહ.)

## એક વિરલ વ્યકિત

### હાજી અહમદ ઈબ્ને મોલ્વી સુલેમાન હાફિઝજી બારડોલી (ગુફિરલહૂ)

આ નાશવંત આલમમાં અલ્લાહના અમુક બરગુઝિદા બંદાઓ પોતાનાં દીની, દુન્યવી, સાર્વજનિક કામોથી એવી છાપ મુકી જાય છે કે એક મુદ્દત સુધી દુનિયા એમનો ઝિક્રે ખયર કરતી રહે છે. લખનાર પોતાની સીત્તેર વર્ષની ઉમરમાં એવા ઘણાં મહાનુભવોની સોહબતમાં આવી ચુકયો છે કે જેઓ અલ્લાહને પ્યારા થયા અને આજે અલ્લાહની મખ્લૂક તેઓના નેક કામોને યાદ કરી ખીરાજે અકીદત પેશ કરતી રહી છે. એવી જ એક શખ્સીયત હઝરત મવલાના મુફતી અહમદ બેમાત સા. (રહ.) કે જેમના માટે બે શબ્દો લખવાને નાચીઝ પોતાની સઆદત સમજી કલમ હાથમાં પકડી છે. એમના અવસાફે જમીલા (સદગુણો)ને તો મારી કલમ ન્યાય આપી શકવાની નથી જ જે માટે દરગુઝર કરવા ગુઝારિશ.

મર્હુમનો ડાભેલ જામેઅહનો તદરીસી દોર અને મારી બાલ્યાવસ્થા મારા વાલિદે મર્હુમ મવલાના સુલેમાન મૂસા હાફિઝજી સિમલક – ડાભેલ મુકામે મજલિસે ખુદામુદ્દીનમાં ખાદિમની હેસીયતથી હતા, દેવબંદ અને શયખુલ ઈસ્લામ હઝરત મદની (ન.મ.)ની નિસ્બતથી તેમની દોસ્તી હતી મુલાકાતો થયા કરતી હતી, ત્યારથી જ હું એમને "બેમાત ચાચા"થી સંબોધન કરતો હતો જે એમના આખરી ઝમાનામાં ફકત "ચાચા"ના સંબોધન સુધી એક વડીલ – મુશફિક – રાહબરની હેસીયત રહી મર્હૂમ જામિઅહ ડાભેલથી ફલાહે દારૈન તડકેશ્વર શયખુલ હદીસ અને સદર મુફતીની હેસીયતથી મુન્તકિલ થયા. નાચીઝના ખૂનમાં રિફાએ આમ (સાર્વજનિક) કામો કરવાનો એક શોખ હતો, જેનાં પરિણામ સ્વરૂપે મર્હુમની સાથે જમીઅતે ઉલમાએ હિંદ, ગુજરાત દીની તઅલીમી બોર્ડ અને ગુજરાત પબ્લિકેશન સોસાયટી સંચાલિત "ઉમ્મીદ" વિકલીની કમીટીઓમાં લગભગ પચ્ચીસ વર્ષ સુધી અલગ અલગ હોદ્દાઓ ઉપર રહી શરીકે ખિદમત રહેવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું, જેને હું મારી ખુશકિસ્મતી સમજી રહયો છું, ઘણાં સફરો સાથે કર્યા અને માણસની ખરી પેહચાન સફરમાં થાય છે. ગુજરાત રાજ્ય જમીઅતની અમદાવાદમાં થતી

મિટીંગો હોય હું બારડોલીથી મળસ્કે નીકળી સુરત આવું મર્હુમ અબ્દુલ કાદિર મીર સા. અને સાથીઓ સુરતથી ગુજરાત કવીન ટ્રેનમાં બેસીએ મર્હુમ અંકલેશ્વર અથવા કોસંબાથી બેસે અને ટ્રેનના સફરમાં જે વાતચીત થતી તે સબકો હજુ ઝિંદગીની સફરમાં કામ આવે છે, જેમાં મસાઈલ, દુન્યવી હાલતો, સામાજિક વાતો, તઅલીમની વાતો વિશે ચર્ચા થતી રહેતી હતી. ટ્રેનમાં આસાનીથી નમાઝ પઢવાની રીત મર્હુમે જે બતાવી હતી ઘણી કામ આવી, ગુજરાત દીની તઅલીમી બોર્ડની મિટીંગમાંથી જ મદની દારૂત્તરબિયતની સ્થાપનાનો નેક ખ્યાલ આવ્યો અને મર્હુમે જે લગન, મહેનત ચોકસાઈથી બાંધકામ કર્યુ, ખરીદીમાં જે મહેનતો કરી જે માટે ઘણીવાર નાચીઝ સાથે મશ્વરો થતો હતો, સાગી લાકડાની ખરીદીમાં જંગલ મંડળીની હરાજીમાં પણ પોતાની જાતને ભુલાવી હિસ્સો લેતા હતા, જે કાબિલે દાદ, કાબિલે રશ્ક છે, પાયાની મકાતિબની તા'લીમને મજબૂત કરવાનું એક મિશન, એક ધુન હતી, મદની દારૂત્તરબિયત બની ગયા બાદ મકાતિબના અસાતિઝએ કિરામની તરબિયત માટે દીની તાલીમી બોર્ડના ઉપક્રમે ત્રણ દિવસીય કેમ્પ રહેવા – ખાવાની વ્યવસ્થા સાથે આયોજિત કર્યો હતો, એ સિવાય સુરત ચોકબજાર મેમણ હોલમાં આયોજિત દીની તાલીમી કન્વેન્શન જેમાં અતિથિ વિષેશ ફિદાએ મિલ્લત (રહ.) તશરીફ લાવ્યા હતા, એ જ પ્રમાણે અંકલેશ્વર ખાતે યોજવામાં આવેલ કન્વેન્શન જેમાં પણ ફિદાએ મિલ્લત હઝરત મવલાના અસ્અદ મદની (રહ.) રોનક અફરોઝ થયા (પધાર્યા) હતા અને આ સિવાય અનેક મિટીંગો કેમ્પોમાં મર્હુમની વહીવટી કુશળતા, દુરંદેશી, કૌમો – મિલ્લતની ફિકર, દીની તાલીમને અંતરીયાળમાં કાયમ કરવાની લગન, કૌમની આવાજને સરકાર સુધી પહોંચાડવાની ફિકર વગરે સદગુણોના રોશન નમૂના છે. તાલીમી મગ્નતા છતાં મકાતિબી તા'લીમની ફિકરમાં રજાઓમાં, તો કદી રજા મૂકી અંતિરિયાળમાં વિઝીટો લેવાનું અચુક ભુલતા નહી, મોકા મહલ પ્રમાણે સાદી સરળ ભાષામાં પરંતુ દિલોમાં ઉતરી જાય તેવા બયાનો – વઅઝ મુખ્તસર પરંતુ સચોટ વાતો એમની ખુસૂસીય્યત હતી. તબ્લીગી પ્રકાશનો દ્વારા મર્હૂમ દીનના અનેક વિષયો ઉપર આમ (સમાન્ય) માણસને સમજમાં આવે એવી કિતાબો – પેમ્ફલેટ છપાવ્યા હતા. જેમાંથી અમુક પ્રકારના ઉર્દૂ – અંગ્રેજી ભાષામાં છપાઈ વિદેશમાં પણ મકબૂલ થયા હતા. જેમાંના અમુક પ્રકાશનો જમાના અનુરૂપ યોગ્ય સુધારા – વધારા સહિત વર્તમાન સમયમાં છપાવવાની જરૂરત હોય

પ્રકાશિત કરવા મર્હુમના લાયક ફરઝંદો ચાર ભાઈને વિનંતી કરવાને રોકી શકતો નથી. મર્હુમ ઘણા ગુણોના માલિક હતા, નાની નાની વાતોનો ખ્યાલ રાખતા હતા, ઘણીવાર મદની ખાનદાનનો તઝકિરો આવતા મને કહેતા કે શયખુલ ઈસ્લામ હઝરત મદની (રહ.)ના ખાદિમે ખાસ તરીકે તમારા બાબા સાહેબ (વાલિદ) હતા અને મારી પ્રથમ મુલાકાત શયખુલ ઈસ્લામ (ન.મ.) સાથે તમારા પિતા સાહેબ(રહ.એ કરાવી હતી જે નિસ્બત મોત સુધી બાકી રહી હતી. અલ્લાહ પાક એ નિસ્બતનાં માધ્યમથી અમારી દુનિયા આખિરતને રોશન ફરમાવે. આમીન. મર્હુમ પ્રખર ઈસ્લામિક સ્કોલર – ચિંતક, તા'લીમી ઈસ્તિઅદાદના માલિક હતા છતાં એમની સાદગી, રહેણી – કરણી, પહેરવેશ લોકો સાથે મેળ – મેળાપ, વાતચીત પોતાના સાથી કાર્યકર્તા સાથે મુશફિક, માતહતો (સ્નેહીઓ)ની તરબિયત, સમયની કિંમત અને પોતાના શાગિર્દોના હાલાતથી વાકીફીયત, હાજતમંદ, અસાતિઝાની મદદો વગેરે હમેશા ઝેરે નઝર રાખતા હતા, પોતાના સમયમાં ફતાવા બાબત લોકોમાં એક વાત હતી કે મુફતી બેમાત સા.ના ફતાવા બહુ સખત – કડક આવે છે, હકીકતમાં એમનાં અનેક ફતાવા નાચીઝે વાંચ્યા છે, સમજયા છે, ઘણી જ દુરંદેશી – સમજપૂર્વક આસાન તરતીબનાં વાદ – વિવાદ વગરનાં આમ ફહમનાં જોયા છે. અમારા બારડોલીમાં વફકની જમીન – કબ્રસ્તાન બાબતના પેચીદા (બારીક) મસાઈલ હતા ટ્રસ્ટી હઝરાતોએ મસ્અલાના હલ માટે મુફતી સા.ને દઅવત આપવાનું કહયું, મર્હુમ આવ્યા હાલાતથી વાકિફ થયા અને જે સમજદારી પૂર્વકના હલ બતાવ્યા તે અમારા બારડોલીનાં વકફ માટે ઘણાં જ બહેતર રાહબર બન્યા હતા. મર્હુમ સંસ્થાઓમાં પણ બંધારણ મુજબ કામો કરવા, હિસાબી ચોકસાઈ, મામલાતની સફાઈ, વહીવટી કુશળતા વિગેરે બાબતોમાં ખાસ જાગૃત રહેતા હતા.

એક વ્યકિત પોતાની ઝિંદગી સારી રીતે જીવી જાય છે પરંતુ ખરી વાત એ છે કે પોતાની અવલાદની તરબીયત તાલીમ ઉપર પણ પુરતું લક્ષ્ય આપે અને પોતાના માટે બેહતરીન તોહફો મુકી જાય, મર્હુમે પોતાની અવલાદને ઉચ્ચ દીની – દુન્યવી અખ્લાકી તઅલીમથી નવાઝયા, બેહતરીન પરવરીશ કરી દીની તબ્લીગી કામો માટે વિદેશ મોકલ્યા, વિદેશમાં નામ રોશન કર્યુ, અને વાલિદ સા.ની રહલત બાદ જરૂરત પડતા મદની દારૂત્તબિયતની ઈલ્મી ખિદમત માટે વિદેશ છોડી વતન અને ઈદારાની ખિદમતને અગ્રીમતા આપી ઈદારાની ખિદમતમાં મગ્ન છે, રબ્બુલ આલમીનથી

દુઆ કરું છું કે મર્હુમનો ઈલ્મી બાગ કયામત સુધી પોતાની ઈલ્મી સુવાસ મહેકાવતો રહે, આમીન. સુમ્મ આમીન

મર્હુમ સાથે મારા બાળપણથી શરૂ થયેલ તઅલ્લુક એમની વફાત સુધી ચાલુ રહયા, મર્હુમની નમાઝે જનાઝહમાં શરીક થયેલ જનમેદનીમાં એક ફર્દ તરીકે શિર્કતનો શર્ફ પ્રાપ્ત થયો, અલ્લાહથી દુઆ છે કે આ સંબંધ જન્નતુલ ફિરદૌસ સુધી કાયમ રહે અને મર્હુમના સાથે રહી શીખેલ સબકો ઝિંદગીમાં રહનુમા બની રહે. આમીન સુમ્મ આમીન.

અહકર તાલિબે ઈલ્મ વ દુઆગો

હાજી અહમદ ઈબ્ને મોલ્વી સુલેમાન હાફિઝજી બારડોલી (ગુફિરલહૂ)

તા. ૧૩ / ૦૭ / ૨૦૨૦



# હઝરત મુફતી અહમદ બેમાત (રહ.)

## સત્યવાદી, મહાન વ્યકિત અને ઈસ્લામના મહાન પ્રચારક

અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બરકાતુહ

સલામ મસ્નૂન બાદ જણાવવાનું કે હું માસ્તર ઈસ્માઈલ ટોપીયા, હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) એ સ્થાપેલ અને પોતાના હાથોથી સિંચન પામેલા બાગે ચમન મદની દારૂત્તરબિયત, કરમાલીમાં ખિદમત કરવા માટે મારી નિમણૂંક ૪ ફેબ્રુઆરી ૨૦૦૪ના રોજે કરી હતી અને મુફતી સાહેબની વફાત ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪ના રોજ થઈ હતી. એટલે એમની સાથે કામ કરવા માટેનો વધારે અવસર તો મને પ્રાપ્ત થયો નથી, પરંતુ મારી નિમણૂંક વેળાએ એમણે મને કહયું હતું કે, બેટા ! તુ શર્ટ – પેન્ટ પહેરે છે એનો વાંધો નથી, પણ મારા અંતરની એવી ઈચ્છા છે કે તું દાઢીની સુન્નત અદા કરી લેજે. મેં મુફતી સાહેબના કહેવા મુજબ અમલ કર્યો અને આજ સુધી એ અમલને નિભાવી રાખ્યો છે. મારા માટે મુફતી સાહેબ તરફથી મળેલ આ પ્રથમ નસીહત હતી. મુફતી સાહેબની વફાત પછી એમના સાહબઝાદા હઝરત મૌલાના અમજદ બેમાત સાહેબ કેનેડાથી તશરીફ લાવ્યા તો તેમણે મને સુન્નતી લિબાશની તાકીદ ફરમાવી, ખુશીથી મેં તેમની વાત સ્વીકારી લીધી અને આજ દિન સુધી તે અમલ પર કાયમ છું. અલ્હમ્દુલિલ્લાહ ! અલ્લાહ તઆલા આ બંને હસ્તીઓને મારા જીવનમાં પરિવર્તન લાવવા બદલ જઝાએ ખૈર અતા ફરમાવે. એમની કબરોને નૂરથી મુનવ્વર ફરમાવે. મુફતી સાહેબથી હું મારા કોલેજના સમયગાળાથી જ ખૂબ પ્રભાવિત હતો. મેં મુફતી સાહેબના લગાવેલા બાગે ચમનમાં ૧૪ વર્ષ ખિદમત આપી છે. ૧૨ વર્ષ મુફતી સાહેબના સાહબઝાદા હઝરત મૌલાના અમજદ મુફતી અહમદ બેમાત (રહ.) સાથે અને ૨ વર્ષ મૌલાના અજવદ બેમાત સાહેબ સાથે. એ સમયગાળા દરમિયાન મુફતી સાહેબની ઘણી કિતાબોનો અભ્યાસ કરવાનો અવસર પ્રાપ્ત થયો અને તેમની કિતાબોનું પ્રુફ રિડીંગ તેમજ ટાઈપીંગ કરવાનો મોકો પણ મળ્યો, જેના થકી મને પણ ઈસ્લામ સંદર્ભે ઘણું શીખવાનું મળ્યું. આ સમયગાળાને હું મારી સઆદતમંદી સમજું છું.

મુફતી સાહેબના જીવન અને કવન પર કલમ ચલાવવા માટે મને મોકો પ્રદાન થયો તે બદલ હું હાફિઝ અસ્જદ બેમાત સાહેબનો ઘણો આભારી છું, હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) એક ખૂબ જ મહાન મુફતી, મઝહબ અને ઈસ્લામના પ્રખર અભ્યાસું, દીર્ઘદ્રષ્ટા, પારદર્શક વ્યકિતત્ત્વના માલિક, એક સત્યવાદી માણસ

હતા. મુફતી સાહેબ એક પરહેઝગાર, અમાનતદાર અને અલ્લાહથી ડરવાવાળા નેક ઈન્સાન હતા. મુફતી સાહેબ કોઈની પણ શેહ શરમ રાખ્યા વિના, કોઈનાથી ડર્યા વિના સચ્ચાઈને સામી છાતીએ કહેનાર એક સત્યપ્રેમી માણસ હતા. મુફતી સાહેબે આલમે ઈસ્લામની તેમજ સમાજની બે નમૂન અને કાબિલે તારીફ ખિદમાતને અંજામ આપીને આવનાર પેઢી માટે પ્રેરણા – સ્ત્રોત સાબિત થયા છે. મદ્રસાની ખિદમતને, પઢવા–પઢાવવાને તેમજ સામાજિક કાર્યોને તેઓ ખૂબ જ ખંત અને ઉત્સાહથી પાર પાડતા હતા. ખૂબ જ પ્રમાણિકતાથી, અમાનતદારીથી અને સચ્ચાઈથી તેઓ પોતાના મદ્રસાના કામકાજને તેમજ દીની ખિદમાતને અંજામ આપતા હતા. મુફતી સાહેબ ખૂબ જ ઉમદા માણસ, એક મહાન આલીમે દીન, ખૂબ જ સારા લેખક, ઈસ્લામના મહાન પ્રચારક તેમજ કોમના મુખ્લિસ અને નિઃસ્વાર્થ રેહબર હતા.

અમારા આલુંજ ગામમાં જુમ્આની નમાઝ સંદર્ભે એક મસ્અલો પેશ આવ્યો. આ મસ્અલા મુજબ આલુંજ ગામમાં જુમ્આની નમાઝ ન થઈ શકે એવો સૂર પ્રગટ થયો. ત્યારે ગામના વડીલોએ મુફતી સાહેબને આ પ્રશ્નના નિરાકરણ માટે આમંત્રિત કર્યા. મુફતી સાહેબે ખૂબ જ સુંદર સમાધાન સુચવ્યું તેમણે કહયું કે જો જુમ્આની નમાઝ અહીયા ન પઢાશે તો લોકોના દિલોમાંથી જુમ્આની તેમજ નમાઝની એહમિયત ખતમ થઈ જશે, જે લોકો અઠવાડિયામાં એક વાર મસ્જિદમાં આવે છે, તેઓ પણ અલ્લાહની યાદથી મહેરુમ થઈ જશે. આથી મુફતી સાહેબે ફૈસલો કર્યો કે તમારા ગામમાં જુમ્આની નમાઝ પઢવાનું ચાલુ રાખો. જે આજ સુધી ચાલુ છે અને મુફતી સાહેબના આ ફેસલાના કારણે ગામમાં એકતા અને સંપ પણ જળવાયેલો રહયો છે. મારી દ્રષ્ટિએ મુફતી સાહેબ આપણી કોમના ખૂબ જ સાચા રેહબર, નિઃ સ્વાર્થ સમાજ સેવક, પ્રખર અભ્યાસુ અને દીર્ધદ્રષ્ટા અને દીનના દાઈ હતા. મુફતી સાહેબના લગાવેલા બાગેચમન મદની દારૂત્તરબિયત, કરમાલીમાં દીનની દાવત આપવાનું કાર્ય આજે પણ કાર્યરત છે, દર અઠવાડિયે તલબાની જમાત એક દિવસ ગુરૂવારની સાંજથી જુમ્આની સાંજ સુધી આસપાસના ગામડાઓમાં જઈને દીનનો પ્રચાર કરે છે. જે મુફતી સાહેબની અઠાગ મહેનતનો નતીજો છે. એમના લગાવેલા ચમનને અલ્લાહ તઆલા કયામત સુધી બાકી રાખે. અલ્લાહ તઆલા તેમની ખિદમતોને કબૂલ ફરમાવી આખિરતમાં નેઅમુલ બદલ અતા ફરમાવે. આમીન.

**માસ્તર ઈસ્માઈલ ટોપીયા**

ખાદિમ ધી મુસ્લિમ ઓરફેન એન્ડ વેલ્ફેર વકફ કમીટી,આલુંજ

તા. ૧૩ / ૦૭ / ૨૦૨૦

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اٰمِنُوْا بِاللّٰهِ وَ رَسُوْلِهٖ وَ الْكِتٰبِ الَّذِيْ نَزَّلَ عَلٰى رَسُوْلِهٖ وَ الْكِتٰبِ الَّذِيْٓ اَنْزَلَ مِنْ قَبْلُ ؕ وَ مَنْ يَّكْفُرْ بِاللّٰهِ وَ مَلٰٓئِكَتِهٖ وَ كُتُبِهٖ وَ رُسُلِهٖ وَ الْيَوْمِ الْاٰخِرِ فَقَدْ ضَلَّ ضَلٰلًۢا بَعِيْدًا ﴿١٣٦﴾

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સંબંધી સાંભળો કે) અલ્લાહ ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ.) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આન) પોતાના રસૂલ (મુહમ્મદ સલ.) પર ઉતારી છે તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારી હતી તેના ઉપર, (પણ યકીન રાખો) અને જે શખ્સ અલ્લાહ પર અને તેના ફરિશ્તાઓ પર તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહિ રાખે તો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઈ પડયો. (સૂરએ નિસાઅ : ૧૩૬)

# બાબુલ ઈમાન

# ઈમાનનું બયાન

(અલ્લાહની ઝાત અને સિફાત, રસૂલુલ્લાહ (સલ.), અલ્લાહની કિતાબ, અંબિયાએ કિરામ અને જરૂરિયાતે દીન ઉપર ઈમાનનું બયાન)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઈમાનનું બયાન

## (૧) કુફ્ર અને કાફિરનો અર્થ

**સવાલ :** (૧) કુફ્ર અને કાફિર વચ્ચે શું તફાવત છે ? શું કુફ્રનો અર્થ ઈન્કાર કરવા સિવાય બીજો પણ છે ? ગેર મુસ્લિમોને કાફિર કેમ કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"કુફ્ર" અરબી ભાષાનો શબ્દ છે, તેનો અર્થ છે ઈન્કાર કરવો, ના શુક્રી કરવી. એટલે એહસાનનો ઈન્કાર કરવો. કુફ્ર અપનાવનારને કાફિર કહે છે તેનો અર્થ નાશુક્રી કરનારો.

જો કે કાફિર પણ અલ્લાહ તઆલાની નેઅમતોનો ઉપયોગ કરે છે. તેનો તકાદો હતો કે તે તેનો શુક્ર અદા કરે એટલે ઈમાન લાવે. પરંતુ તે અલ્લાહ તઆલાની ઝાત પર ઈમાન ન લાવીને પોતાની ઉપર આવેલી નેઅમતોનો ઈન્કાર કરે છે. એટલા માટે તેને કાફિર કહે છે. (અન્વારુત્તન્ઝિલ : વ અસ્રારુત્તઅ્વીલ : ૧ / ૪૧, અલ ઈસ્લામુ ઉસૂલિહિ વ મબાદિઅહુ : ૧ / ૧૭૫, મવસુઅતુલ ફિકહિય્યહ : ૩૫ / ૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગેર મુસ્લિમને મુસલમાન બનાવવાનો તરીકો

**સવાલઃ** (૨) એક ગેર મુસ્લિમ ઈસ્લામમાં દાખલ થવા માંગે છે, તેને કેવી રીતે મુસલમાન બનાવવો ? અને શું તેની ખત્ના કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત ઈસ્લામ કબૂલ કરવા ઈચ્છે છે, તે પહેલા જે ધર્મ પર હતો તેનાથી તોબા – ઈસ્તિગ્ફાર અને સફાઈ પેશ કરે. ત્યાર પછી તેને ઈમાને મુફસ્સલ, ઈમાને મુજમલ અને કલિમએ શહાદતૈનનો અર્થ સમજાવીને તેનાથી તેનો એકરાર કરાવી લેવો જોઈએ. જયારે તે એકરાર કરી લે, તો ઈમાનમાં દાખલ થઈ જશે.

(સહીહ મુસ્લિમ : ૧ / ૨૭, હદીસ નં. ૧)

ખત્ના ઈસ્લામની નિશાનીઓમાંથી છે. (બદાઈઉસ્ સનાઈઅઃ ૧ / ૩૦૩, મજમઉલ અન્હુરઃ ૨ / ૭૪૪) માટે જો તેની શકિત હોય અને તંદુરસ્ત પણ હોય તો કરાવી લેવી બહેતર છે, પરંતુ જો કમજોરી હોય તો ન કરવાની પણ ગુંજાઈશ

છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૬/૭૫૧) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કલિમા કેટલા છે ?

**સવાલ :** (૩) હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

અમે બધા સાથીઓ અહીયા (સઉદી અરબમાં) અલ્લાહની મહેરબાની અને આપ જેવા મુખ્લીસ બા અમલ ઉલમાની દુઆથી ખેરિયતથી છીએ, અલ્લાહ તઆલાથી દુઆ અને ઉમ્મીદ છે કે આપ પણ ખૈરો આફિયતથી હશો.

અમે સઉદી અરબમાં "બુરયદહ" નામની જગ્યામાં રહીએ છીએ, અહીયા ભારત અને પાકિસ્તાનના ઘણાં લોકો રહે છે. ઈસ્લામમાં કલિમા કેટલા છે ? આજે આ વિષય પર અમારી વચ્ચે બહસ થઈ. અમે કહયું કે ઈસ્લામના કલિમાની સંખ્યા પાંચ છે, જયારે કે પાકિસ્તાનના લોકો કહે છે કે કલિમા છ (૬) છે. તેમણે એક કિતાબમાં પણ છ કલિમા લખેલા બતાવ્યા. અમે બંનેએ નીચે પ્રમાણે કલિમા બતાવ્યા.

| ભારત | | પાકિસ્તાન | |
|---|---|---|---|
| ૧ | અવ્વલ કલિમા તય્યિબ | ૧ | અવ્વલ કલિમા તય્યિબ |
| ૨ | દોમ કલિમએ શહાદત | ૨ | દોમ કલિમએ શહાદત |
| ૩ | સોમ કલિમએ તમ્જીદ | ૩ | સોમ કલિમએ તમ્જીદ |
| ૪ | ચહારૂમ કલિમા તવહીદ | ૪ | ચહારૂમ કલિમા તવહીદ |
| ૫ | પંજુમ કલિમા રદ્દે કુફ્ર | ૫ | પંજુમ કલિમા ઈસ્તિગ્ફાર |
| | | ૬ | કલિમએ રદ્દે કુફ્ર |

પંજુમ કલિમા ઈસ્તિગ્ફાર (જે પાકિસ્તાની લોકોએ વધારો કર્યો છે.) આ છે.

أَسْتَغْفِرُ اللهَ رَبِّ مِنْ كُلِّ ذَنْبٍ أذنبته عَمَدًا اَوْ خَطأً. سِرًّا أوْ عَلَانِيَة. وَأَتُوبُ إِلَيْهِ مِنَ الذَّنْبِ الَّذِیْ أعْلَم. وَمِنَ الذَّنْبِ الَّذِیْ لَا أعلم، إِنَّكَ اَنْتَ عَلَّامُ الْغُيُوْب. وَسَتَّارُ الْعُيُوْب وَغَفَّارُ الذُّنُوبِ. وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللهِ الْعَلِيِّ الْعَظِيْمِ

સવાલ એ છે કે કોની વાત ખરી છે ? ઉપરાંત તે કલિમાનો ભાવાર્થ શું છે ?

આપ ગુજરાતી અને ઉર્દૂ બંને ભાષાઓમાં જવાબ લખી આપશો. અલ્લાહ આપને જઝાએ ખૈર નસીબ ફરમાવે. અમને આપની નેક દુઆઓ માં યાદ રાખશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કલિમાની તરતીબ આ છે. (૧) કલિમએ તય્યિબહ (૨) કલિમએ શહાદત (૩) કલિમએ તમ્જીદ (૪) કલિમએ તવહીદ (૫) કલિમએ રદ્દે કુફ્ર (૬) સય્યિદુલ ઈસ્તિગ્ફાર. પાંચેવ કલિમાં બાબતે તો બધા એક મત છે. તેમાં કોઈ મતભેદ નથી. આ કલિમાનો ભાવાર્થ આ છે :

(૧)ઈમાનમાં દાખલ થવા માટે અલ્લાહ તઆલાની વહદાનિયત અને બંદગીનું દિલથી યકીન કરવું અને જબાનથી એકરાર કરવો.

(૨) દિલના યકીનને જબાનથી જાહેર કરવો. તેનાથી બીજા લોકો સમજી શકે કે ફલાંણો મુસલમાન છે.

(૩) ત્રીજા કલિમામાં અલ્લાહની પાકી બયાન કરવામાં આવી છે.

(૪) ચોથા કલિમામાં એ વાત બયાન કરવામાં આવી છે કે હું અલ્લાહ તઆલાને એક હોવાનું માનીને તેના બીજા ગુણો, મુલ્ક અને બાદશાહત, જિંદગી અને મૃત્યુ, બધી ભલાઈઓ અને બુરાઈઓનો માલિક હોવું વગેરેનું યકીન પણ રાખું છું.

(૫) પાંચમાં કલિમામાં એક ઈમાન કબૂલ કરનારો એ કહે છે કે મેં કુફ્ર અને શિર્કના જમાનામાં જે શિર્કિયહ આમાલ કર્યા હતા અથવા એ વાતો પર જે મને વિશ્વાસ હતો, હું તે બધાથી સંબંધ તોડુ છું. એક મુસલમાન ઉપરોકત કલિમાત પઢીને અલ્લાહ તઆલાની ઝાત પર સંપૂર્ણ વિશ્વાસ રાખીને એ વાતની દરખ્વાસ્ત કરે છે કે હે અલ્લાહ ! આપે જે પોતાના ફઝલથી ઈમાનની મહાન નેઅમત આપી છે તેને મૃત્યુ સુધી બાકી રાખજે. ભૂલથી અથવા જાણીજોઈને જે પણ ગુનાહ મારાથી થઈ જાય અથવા કુફ્ર અને શિર્કનો કોઈ શબ્દ મારાથી નીકળી જાય તો હું તે બધાથી તારી પનાહ માંગુ છું અને તારી માફી તલબ કરું છું કે કયાંક તેની નહુસતથી ઈમાનની મહાન નેઅમતથી હું વંચિત ન થઈ જાઉં.

પાંચે કલિમાતના શબ્દો સર્વ સામાન્ય છે. છઠ્ઠો કલિમો જેનું આપે વર્ણન કર્યુ, તે હકીકતમાં દુઆ અને અલ્લાહથી પોતાના ગુનાહોની માફીની દરખ્વાસ્ત છે. ઈમાનમાં દાખલ થવા માટે ઉપર બયાન કરેલ (છઠ્ઠા) કલિમાનો કોઈ સંબંધ નથી.

એક મુસલમાન માટે એ જરૂરી છે કે જયારે પણ કોઈ તેનાથી ગુનોહ ભૂલથી અથવા જાણીજોઈને થઈ જાય તો તે તરત જ અલ્લાહ તરફ તવજ્જુહ કરે અને પસ્તાવાના આંસુ વહાવીને પોતાના ગુનાહોની માફી માંગી લે. આપ (સલ.) માસુમ – નિર્દોષ હતા, છતાં ઉમ્મતની તાલીમ માટે એક દિવસમાં ૭૦ અથવા ૧૦૦ વખત ઈસ્તિગ્ફાર કરતા હતા. (બુખારી શરીફ : ૨ / ૯૩૩, હદીસ નં. ૬૩૦૭, મુસ્લિમ શરીફ : ૨ / ૩૪૬, હદીસ નંબર : ૪૧) ટુંકમાં મુસલમાન થવા માટે છટ્ઠા કલિમાને પઢવો જરૂરી નથી બલકે તે ઈસ્લામમાં દાખલ થઈ ગયા પછી ગુનાહોની માફી અને ઈસ્તિગ્ફારના શબ્દો છે. એટલા માટે શકય છે કે છટ્ઠા કલિમાના શબ્દોમાં મોટો તફાવત છે. તેથી હદીસ શરીફમાં વિચાર કરવાથી એ વાત પણ સામે આવે છે કે ગુનાહોની માફી માંગવા વિશે જે શબ્દો હુઝૂર (સલ.)થી મરવી છે. તેના શબ્દો અલગ અલગ છે. (ઉમ્દતુલ ફિક્હ : ૧ / ૫૫, કરાંચી) સય્યિદુલ ઈસ્તિગ્ફારના કલિમાત જે નબીએ કરીમ (સલ.)થી મન્કૂલ છે.

شداد بن أوس رضی الله عنه: عن النبی ﷺ "سید الاستغفار أن تقول: اَللّٰهُمَّ أَنْتَ رَبِّيْ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ. خَلَقْتَنِيْ وَأَنَا عَبْدُكَ. وَأَنَا عَلٰى عَهْدِكَ وَوَعْدِكَ مَا اسْتَطَعْتُ. اَعُوْذُ بِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ. أَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَيَّ. وَأَبُوْءُ لَكَ بِذَنْبِيْ فَاغْفِرْ لِيْ. فَإِنَّهُ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ"

(બુખારી શરીફ : ૨ / ૯૩૨, હદીસ નંબર : ૬૩૦૬)

પાંચેવ કલિમાતના શબ્દોમાં કોઈ મતભેદ નથી. કારણ એ છે કે અલ્લાહ તઆલાની ઝાત, સિફાત, વહદાનિયત, ઈબાદત અને બંદગી માં કોઈને અલ્લાહનો શરીક ન કરવાનો અકીદો અને તેની ઉપર યકીન રાખવું, બધા ઉલમાએ કિરામની નજીક જરૂરી છે. અલબત્ત છટ્ઠા કલિમામાં જો કે ભૂતકાળના કુફ્ર અને શિર્કથી નફરતને જાહેર કરે છે. ઈસ્લામમાં દાખલ થવા માટે છટ્ઠા કલિમાની જરૂરત નથી એટલા માટે ભારતની અકાઈદની કેટલીક કિતાબોમાં છટ્ઠો કલિમો લખેલો છે અને કેટલીકમાં નથી. માટે આ એવી વાત નથી જેને કારણે મતભેદ કરવામાં આવે. દરેક મુસલમાન માટે જરૂરી છે કે તે છટ્ઠા કલિમાને યાદ કરીને તેને પઢવાનો મામૂલ બનાવે. એટલા માટે કે તેમાં ગુનાહોની માફી માંગવામાં આવી છે. ઉપરાંત ઈસ્તિગ્ફાર કરનારાઓ માટે હદીસ શરીફમાં ખૂબ જ સવાબ આવ્યો છે.

(અબૂ દાઉદ : ૨૧૨, હદીસ નંબર: ૧૫૧૭, બુખારી શરીફ : ૨ / ૯૩૨ હદીસ નં. ૬૩૦૬)

મુસલમાન હોવા માટે જરૂરી છે કે અલ્લાહ તઆલાને તેની ઝાત અને સિફાતમાં એક અને અદ્વિતિય – લા જવાબ ઈબાદત અને બંદગીને લાયક તેને જ ગણવામાં આવે અને તેમાં તેનો કોઈને શરીક ન બનાવવામાં આવે. અને મુહમ્મદ (સલ.)ને અલ્લાહ તઆલાના સાચા અને હક રસૂલ હોવાનો અકીદો રાખે. આ જ વિષય પાંચે કલિમાનો છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નવ મુસ્લિમ સ્ત્રીનું પોતાના ગેર મુસ્લિમ નામના દસ્તાવેજ પર બળજબરીની હાલતમાં સહી કરવી, કુફ્રનું કારણ નથી ?

**સવાલ (૪) :** એક ગેર મુસ્લિમ છોકરીએ પોતાની ખુશીથી ઈસ્લામ કબૂલ કરીને એક મુસલમાન છોકરા સાથે નિકાહ કર્યા, પરંતુ છોકરીના રિશ્તેદારોએ તે નિકાહને પસંદ ન કર્યા અને છોકરીને ઉઠાવીને લઈ ગયા. જુલ્મ અને અત્યાચાર કરીને નિકાહ તોડી નાખવા પર મજબૂર કરી. છોકરીએ ઈન્કાર કર્યો તો તેણે ધમકી આપી કે તેઓ તેના પતિને મારી નાંખશે, છોકરી મજબૂર હતી. એટલા માટે તેણે "હિંદુ ધર્મની પ્રિયતા વિશે" સોગંદનામા (Affidavit) પર સહી કરી દીધી. તે વખતે છોકરી ભાનમાં ન હતી. અને તે સોગંદનામાં પર તેણે પોતાના હિંદુ નામથી સહી કરી હતી. હાલાંકે તેણે પેહલા ઈસ્લામ કબૂલ કર્યા પછી તેનો એકરાર કર્યો હતો કે હવે તે મુસલમાન નામથી ઓળખાશે. આ સોગંદનામુ અને સહી ઘરે તૈયાર કરવામાં આવ્યું હતું. કોર્ટ અથવા મેજિસ્ટ્રેટ સામે નથી થયું. બાદમાં એવી રીતે છોકરીવાળાઓએ છોકરા પાસે પણ સહી કરાવી, છોકરો પણ તે વખતે ભાનમાં ન હતો, તો તેનાથી નિકાહ તુટી ગયા અથવા નહી ?

(૨) આ છોકરીને તેના રિશ્તેદારોએ કેદ કરી રાખી હતી અને જાત જાતની તકલીફો આપતા અને છોકરા વિશે બહેકી બહેકી વાતો કરતા, તે દરમિયાન એ લોકોએ એક દિવસે છોકરીથી જબરદસ્તી હિંદુ ધર્મ કબૂલ કરાવ્યો અને છોકરીએ દિલથી "લા ઈલાહ ઈલ્લલ્લાહ" નો કલિમો ચાલુ રાખ્યો, માત્ર છોકરાની જાનની સુરક્ષા માટે સહી કરી, તો એ છોકરી હિંદુ કહેવાશે કે મુસલમાન ?

(૩) અમુક દિવસો પછી ફરી તે છોકરી લોકોથી છુપાઈને છોકરા પાસે

આવી ગઈ. તેના દિલમાં છોકરાની મુહબ્બત હતી. એટલા માટે તે પોતાની જાનને ખતરામાં નાંખીને છોકરા પાસે આવી ગઈ. એવી હાલતમાં છોકરાએ શરીઅત – કાયદા પ્રમાણે શું કરવું જોઈએ ? જો છોકરીને તેના ઘરવાળાઓ પાસે પરત મોકલે છે તો એવી હાલતમાં છોકરીની જાનનું જોખમ છે, એટલા માટે કોઈ યોગ્ય હલ બતાવીને કૃપા કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ કબૂલ કર્યા પછી કોઈના જુલ્મથી બચવા માટે અથવા જાનની સુરક્ષા માટે કુફ્ર અને શિર્કનો અમલ કરવાથી કોઈ ઈસ્લામથી નીકળી જતું નથી, મુસલમાન જ રહે છે. એટલા માટે કે છોકરીએ પોતાની ખુશીથી ઈસ્લામ કબૂલ કર્યો છે અને માત્ર જાન બચાવવા માટે હિંદુ ધર્મની પ્રિયતાને એકરારનામા પર સહી કરે છે, તો પહેલો નિકાહ બાકી રહેશે. બીજી વખતે નિકાહ પઢવાની જરૂરત નથી.

(સૂરએ નહલ : ૧૦૬)

ધર્મ કબૂલ કરવો છોકરીનો અંગત મામલો છે, માતા – પિતા અથવા કુટુંબિજનોનો હસ્તક્ષેપ કરવો અથવા ઝઘડો કરવો હુકૂમતની દ્રષ્ટિએ પણ ગુનોહ છે.

હમણાં થોડા દિવસો પહેલા વર્તમાનપત્રમાં આવ્યું હતું કે કેટલાક (અભાગી) મુસલમાનોએ અજમેર શરીફની નજીક હિંદુ ધર્મ અપનાવી લીધો હતો. તો તેણે કારણે કોઈ મુસલમાને ઝઘડો અથવા ફસાદ કરવો જાઈઝ નથી. ઈસ્લામમાં જબરદસ્તી નથી. (સૂરએ બકરહ : ૨૫૬) અને હુકૂમતની દ્રષ્ટિએ પણ કોઈ જબરદસ્તી નથી, એટલા માટે છોકરી અથવા છોકરાને મારવાની અથવા કતલ કરવાની ધમકી આપવી કાનૂની ગુનો છે. આપ કાનૂનને હાથમાં ન લો, બલકે હુકૂમત જ કાયદાકીય રીતે આ સમસ્યાનો હલ કાઢે.

(તકમિલએ ફત્હુલ મુલ્હિમ : ૧ / ૫૯૦, રદુલ મુહતાર : ૪ / ૨૬૪)

માટે ઉપરોક્ત પૂછેલી સૂરતમાં છોકરી નિકાહમાંથી નીકળી નહીં જાય, નિકાહ બાકી રહેશે. (કવાઈદુલ ફિકહ: ૧૧૪, કાયદા નં. ૨૮૭, ૨૮૯) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) રસૂલુલ્લાહ (સલ.)ની રિસાલત પર ઈમાન ન લાવનારો મુસલમાન ગણાશે કે નહી ?

**સવાલ (૫) :** એક વ્યકિત મુસલમાન છે, કલિમો પઢનારો છે. પરંતુ માત્ર "લા ઈલાહ

ઈલ્લલ્લાહ" પઢે છે. "મુહમ્મદુર્રસુલુલ્લાહ" નથી પઢતો. ઉપરાંત આપ (સલ.)ને રસૂલ હોવાનું માનતો નથી, તો તે મુસલમાન કહેવાશે કે નહીં? જો તે ઈસ્લામથી નીકળી ગયો તો તેની પત્ની તેના નિકાહમાં બાકી રહેશે કે નહી ? તપાસ કરતા જાણ થઈ છે કે તે પાગલ પણ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોક્ત પૂછેલી સૂરતમાં તે વ્યકિત પાગલ નથી, બુધ્ધિશાળી, સમજદાર હોવા છતાં રસૂલુલ્લાહ (સલ.)ની રિસાલતનો ઈન્કાર કરે છે અને આપ (સલ.) ને અંતિમ નબી હોવાનું યકીન કરતો નથી, તો એ ઈસ્લામથી નીકળી ગયો, કારણ કે મુસલમાન હોવા માટે જેવી રીતે અલ્લાહ તઆલાની વહદાનિયત (એક હોવા)નો અકીદો જરૂરી છે એવી રીતે આપ (સલ.)ને રસૂલ હોવાનો અકીદો અને યકીન રાખવું જરૂરી છે જે વ્યકિત આ અકીદો ન રાખે તે વિધર્મી છે (સૂરએ નિસાઅ : ૧૩૬, બુખારી શરીફ : ૧ / હદીસ નં. ૮) અને તેનો હુકમ ચારે ઈમામો (૧) ઈમામ અબૂ હનીફા (રહ.) (રદ્દુ મુહતાર : ૩ / ૧૯૩) (૨) ઈમામ શાફઈ (રહ.) (જવાહિરુલ ઉકૂદ : ૨ / ૨૭) (૩) ઈમામ માલિક (રહ.) (અલ–બયાનુ વ ત્તહસીલ : ૧૬ / ૪૩૬) (૪) ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) (અલ–મુકનિઅ : ૬ / ૧૮૩) અને (૫) જમ્હુર ફુકહાના મત પ્રમાણે તેની પત્ની તેના નિકાહમાંથી તરત જ નીકળી જશે અને તેમાં કોઈ હાકિમના હુકમની જરૂરત નથી. નિકાહ થયો છે અને મહેર બાકી છે તો પૂરી મહેર અને ઈદ્દત ખર્ચ લેવાની તે હકદાર છે.

**નોંધ :** આ હુકમ ત્યારે છે જયારે કે સવાલમાં લખેલી સંપૂર્ણ હકીકત સહીહ અને સત્ય હોય. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ખ્રિસ્તી સ્ત્રીને મુસલમાન બનાવવાનો તરીકો

**સવાલ (૬) :** ખ્રિસ્તી સ્ત્રીને મુસલમાન બનાવવી હોય તો સહીહ તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસલ કરે, કલિમએ તય્યિબહ અને કલિમએ શહાદતના અર્થને સમજે અને તેની ઉપર યકીન કરે, ઉપરાંત ઈમાને મુજમલ અને ઈમાને મુફસ્સલનો અર્થ સમજીને યકીન કરે અને તેને પઢી લે, તો મુસલમાન થઈ જશે અને જે ધર્મને છોડીને ઈસ્લામ કબૂલ કર્યો છે, તેનાથી વિમુખતા જાહેર કરે. ( બહરુર્રાઈક : ૫ / ૧૩૮, દુર્રે મુખ્તાર મઅ રદિલ મુહ્તાર : ૪ / ૨૨૬) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કુર્આને કરીમને શાયરોની વિચારધારા પ્રમાણે માનવું

**સવાલ (૭):** ઝેદનું કહેવું છે કે વિચારધારા શાયરોની પધ્ધતિ છે, તેમાંથી મહાભારત, રામાયણ, ઈલિયડ એન્ડ એડિસન, કુર્આન અને મેઘદુત (વરસાદનો ફરિશ્તો) શાકુંતલ બન્યો.

વિચારોથી જ " લિયોનાર્ડો – દ – વિન્ચી" એ "મોનાસિલા"ની હાસ્ય કરતી આકૃતિ બનાવી. એક ઉત્તમ અને બુલંદ વિચારોએ જ શાયર કાલીદાસના મગજમાં વહેમો ભરી દીધા. વહેમોએ જ તાનસેનના સિતારના તારમાં એક ધ્રુજારી પેદા કરી.

ઝેદના કથન પ્રમાણે શું કુર્આને કરીમ તે બધાની સમાન કિતાબ છે ? શું કુર્આને કરીમ વહેમ પર આધારિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઝેદ અલ્લાહના કલામને શાયરની વિચારધારા જેવી સમજે છે અને એ સમજે છે કે કુર્આને કરીમ મુહમ્મદ (સલ.)નું કલામ છે. અર્થ અને વિષયો અલ્લાહ તઆલા તરફથી આપના દિલ અને દિમાગમાં ઉતારવામાં આવ્યા અને પછી એ વિષયોને રસૂલુલ્લાહ (સલ.)એ પોતાના શબ્દોમાં બયાન કર્યા છે.

તો આ અકીદાને કારણે ઝેદ ઈમાનમાંથી નીકળી ગયો તે ધર્મભ્રષ્ટ છે, (સૂરએ ઈસ્રાઅ : ૮૮, શર્હે અકીદતુત્તહાવી : ૧૬૫ – ૧૭૫) યહૂદીઓ અને ખ્રિસ્તીઓનો કુર્આને કરીમ વિશે એવો જ અકીદો છે, માટે તે તોબા કરે અને નિકાહ ફરી પઢે. જો તોબા કરવાથી ઈન્કાર કરે તો મુસલમાન તેને બાયકોટ કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૯૩) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જન્નત અને જહન્નમને કાલ્પનિક સમજવું

**સવાલ (૮) :** ઝેદનું કહેવું છે કે ધાર્મિક ગ્રંથ કુર્આને કરીમમાં ખૂબ જ બહેતર અંદાજમાં જન્નત અને જહન્નમનો કાલ્પનિક ચિતાર રજૂ કર્યો છે. આ વિશે ઝેદના આ કથનને શું સમજવું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદ જો જન્નતને માત્ર કાલ્પનિક જન્નત સમજે છે અને આ તેનો અકીદો છે કે જન્નતની કોઈ વાસ્તવિકતા નથી. માત્ર ખૂશ કરવા માટે કાલ્પનિક છે. તો ઝૈદે તૌબા કરવી જોઈએ. હમણાં જન્નતનું અસ્તિત્વ છે. આ વાતનો અકીદો જરૂરી છે જો ઝૈદ

માનવાથી ઈન્કાર કરશે તો ધર્મ વિમુખ ગણાશે. (અકાઈદુન્નસફિય્યહ : ૧૦૪ – ૧૦૬, અકીદતુત્તહાવી : ૭૩) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કુર્આન અને હદીસથી સાબિત ઈસ્લામી કાયદા કાનૂનોને ન માનનારો ઈસ્લામથી નીકળી જાય છે.

**સવાલ (૯) :** ઝૈદનું કહેવું છે કે તલાકવાળી સ્ત્રીને ભરણપોષણ મળવું જોઈએ. આજના યુગમાં સ્ત્રીઓ સાથે તલાકના નામ પર જે અન્યાય થાય છે. તેનાથી સ્ત્રીને સુરક્ષા આપવાની છે.

ઝૈદનો અકીદો છે કે ઈસ્લામે સ્ત્રીને હક્કો તો આપ્યા છે, પરંતુ તેમાં ચોર દરવાજાઓ શોધવામાં આવ્યા છે અને મુખ્ય વાતોને ખતમ કરીને પોતાના સ્વાર્થની વાત બયાન કરીને સ્ત્રીને ન્યાયથી વંચિત રાખવામાં આવી છે. આ વિશે આપનો મત જણાવશો.

શું એવું ન થઈ શકે કે કોઈ સ્ત્રી માત્ર નામથી જ શાદી કરે અને ખોટા તરીકાથી પતિની સાથે ઝઘડો કરીને તેનાથી તલાક લઈ લે અને બીજી શાદી ન કરે અને પહેલા પતિથી ભરણપોષણ લેતી રહે તો શું આ ગુનો નથી ? એ સ્ત્રીને બીજી શાદી કેમ ન કરવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચોર દરવાજા શોધવાની કોઈ વાત નથી. ઈસ્લામમાં નિકાહની હેસિયત એક કરાર જેવી છે, જયાં સુધી કોઈ સ્ત્રી સાથે આ પ્રકારના કરાર ન થયા હોય ત્યાં સુધી ભરણપોષણ વાજિબ થતા નથી. (અને બીજા ધર્મોમાં પણ આ જ રીત છે) જયારે સ્ત્રી – પુરુષ વચ્ચે કરાર થઈ ગયો તો બંનેના એક બીજા ઉપર હક્કો આવી ગયા અને મુસલમાન સ્ત્રી જાણે છે કે ઈસ્લામમાં કાનૂન છે કે આ કરારથી છુટા કરવાનો હક માત્ર પુરુષને જ છે. તો હવે જયારે કરાર તુટી ગયો અને સ્ત્રી કરારથી અલગ થઈ ગઈ અને પુરુષનો કોઈ હક સ્ત્રી પર બાકી રહેતો નથી, તો પુરુષ પર કરાર ખતમ થઈ ગયા પછી સ્ત્રીનો ભરણપોષણ અને બીજા હક્કો બાકી કેમ રહેશે. ઈસ્લામે સ્ત્રીને બીજી શાદી કરવાની છુટ આપી છે. હા ! જયાં સુધી તે ઈદ્દતમાં હોય બીજા નિકાહ કરી શકતી નથી. કારણ કે ઈદ્દત પતિનો હક છે તેનો એક હેતુ એ છે કે સ્ત્રીને ગર્ભ છે કે નહી તે માલૂમ થઈ જાય. (મજમઉલ અન્હુર : ૧ / ૩૬૯,

બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૯૪) એટલા માટે જયાં સુધી ઈદ્દત પુરી થતી નથી સ્ત્રી પતિના કરારથી સંપૂર્ણ નીકળતી નથી, માટે પતિ પર સ્ત્રીની ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ વાજિબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

ઈદ્દત પછી તે પત્ની જ ન રહી. તો પુરુષ પર પતિ હોવાની હેસિયતથી કેમ વિશ્વાસ કરવામાં આવશે. આ એક સ્પષ્ટ વાત છે અને ઈસ્લામી કાયદા – કાનૂન કુર્આન અને હદીસથી સાબિત છે. જો આ કાનૂન ઝૈદને માન્ય ન હોય તો તે ઈમાનથી નીકળી જશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) શું ઈસ્લામે વિધવા સ્ત્રીના ભરણપોષણની વ્યવસ્થા નથી કરી ?

**સવાલ (૧૦) :** ઝૈદનું કહેવું છે અને તેને લખ્યું છે કે આજે સ્ત્રી સાથે જે અન્યાય થઈ રહયો છે, તેને ન્યાય મળવો જોઈએ. તો અમે પૂછવા માંગીએ છીએ કે તલાકવાળી સ્ત્રી જો પુરુષથી ભરણપોષણ ન માંગે તો વિધવા સ્ત્રી આ ખર્ચ કોની પાસેથી માંગી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ પાક રોજી આપનાર છે, જયારે અપંગ, અંધ, અશકત અને પશુ – પક્ષીઓને રોજી આપે છે તો તે બીજાઓને પણ રોજી આપશે. સ્ત્રીનો પતિ સાથે રોજી આપવાનો કરાર થયો નથી, માટે આ અયોગ્ય અને નકામી વાત છે કે તલાક પછી અથવા પતિના મૃત્યુ પછી સ્ત્રીનું શું થશે ? મુસલમાને એ વાતનો અકીદો રાખવો જોઈએ કે ધરતી ઉપર જે પણ છે તેની રોજીની જવાબદારી અલ્લાહ તઆલાએ લીધી છે. (સૂરએ હૂદ : ૬) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કુર્આનની આયત અને ગીતાના લખાણના મતલબમાં સામ્યતા હોવાનો દાવો

**સવાલ (૧૧) :** ઝૈદ કહે છે કે ગીતમાં છે કે જયારે બેદીની – અધર્મતા વધે છે તો સાધુ અને સારા લોકોની સુરક્ષા માટે હું જન્મ લઉં છું. એટલે સંત અને બુઝુર્ગ પેદા થાય છે. (ગીતા : ૭ /૪) કુર્આને કરીમમાં પણ ફરમાવ્યું છે : દરેક કોમને માર્ગ બતાવવા માટે રસૂલ – પયગમ્બર આવ્યા છે. (સૂરએ યુનૂસ : ૪૭, સૂરએ રઅદ : ૭) હવે એ પૂછવાનું છે કે શું રસૂલ જાતે આવે છે અથવા અલ્લાહ તઆલા તેમને મોકલે છે.

શું ઉપર બયાન કરેલી બંને બાબતો (ગીતા અને કુર્આન)માં સામ્યતાના દાવાને સત્ય કહી શકાય છે ? ઝૈદના આ અકીદાને શું સમજવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગીતામાં જે કંઈ લખ્યું છે, તેનો મતલબ એ છે કે જયારે પણ બુરાઈ વધી જાય છે તો સુધારકો તશરીફ લાવે છે અને કુર્આને કરીમની આયતનો મતલબ એ છે કે રસૂલ અને નબી મોકલવામાં આવ્યા. પેદા થયા અને પેદા કરવામાં તો કોઈ તફાવત નથી. આપણા નબી પેદા થયા તેનો મતલબ એ છે કે અલ્લાહે પેદા કર્યા અને મોકલ્યા અને એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે કોઈની નુબુવ્વત કુર્આન અને હદીસથી માલૂમ થયા વગર સાબિત થતી નથી. (તન્ઝિહુલ અંબિયાઈ અમ્મા નસબ.... : ૧૪૧, અલ–ફઝ્લુ ફીલ મલલ વલ અહ્‌વાઈ વ ન્નહલિ : ૧ / ૮૬)( કોઈ કિતાબની અમુક વાતો કુર્આને કરીમ પ્રમાણે હોય, તો તેનાથી તેનું સત્ય અને સહીહ હોવાની દલીલ નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ગીતાની સરખામણી કુર્આને કરીમ સાથે કરવી

**સવાલ (૧૨) :** ઝૈદનો અકીદો છે કે શ્રીકૃષ્ણે અર્જુનને પયગામ આપ્યો અને શ્રી વ્યાસમુનીએ તેનો સંગ્રહ કર્યો, એવી રીતે શ્રીમદ્ ભગવદ્ ગીતા" પુસ્તક તૈયાર થઈ ગયું.

મુહમ્મદ(સલ.) એ પોતાના જીવનમાં જીવન ગુજારવાની સંપૂર્ણ રીત પોતાના નજીકના સહાબા (રદિ.)ને બતાવી. તે સહાબા (રદિ.)માં આપ (સલ.) ના ગાઢ મિત્ર, ખલીફએ અવ્વલ હઝરત અબૂબક (રદિ.) એ જ લાકડીઓ, ચામડા અને પથ્થર વગેરે પર લખેલી કુર્આનની આયતોને ભેગી કરી અને છ હજાર આયતોને ૩૦ ભાગોમાં વહેંચી, તેનું નામ છે " કુર્આને કરીમ".

હવે સવાલ એ છે કે ઝૈદની કુર્આને કરીમ અને ગીતા વચ્ચે સરખામણી કરવી યોગ્ય છે? જેવી રીતે અલ્લાહ તઆલાની સાથે કોઈને શરીક કરવો શિર્ક છે, તો નબીની સાથે અથવા કુર્આનની સાથે કોઈને શરીક કરવું શિર્ક છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને કરીમ સિવાય કોઈ પણ અકાશી કિતાબ સુધારા –વધારા વગર રહી નથી. એ બધામાં ફેરફાર થઈ ગયો છે. શ્રીકૃષ્ણે અર્જુનને જે વાતો કહી, તે હકીકત છે કે નહી ? એ જ સાબિત નથી. જયારે કે કુર્આને કરીમની હિફાઝતની જવાબદારી

અલ્લાહ તઆલાએ લીધી છે. ઉપરાંત કુર્આને કરીમ કલામે ઈલાહી છે. જયારે કે ગીતાના અનુયાયીઓ પણ તેને કલામે ઈલાહી સમજતા નથી. પછી બરાબર કેવી રીતે હોઈ શકે અને સરખામણી કેવી રીતે યોગ્ય ગણાય ! (સુરએ હિજ્ર : ૯) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) કુર્આને કરીમ ફરમાને ઈલાહી છે, મુહમ્મદ (સલ.)નું કલામ નથી

**સવાલ (૧૩) :** ઝૈદનો અકીદો છે, તેને પોતાના પુસ્તકમાં લખ્યું છે કે ઈસ્લામ પોતાના સિધ્ધાંતો, અકીદા, સમાનતા અને ભાઈચારાની ઉચ્ચ તાલીમને લીધે વિશ્વમાં ફેલાયો છે અને તેની કિતાબ જે ચૌદસો વર્ષ પહેલા લખવામાં આવી, તે કુર્આને કરીમ છે. તેના લખનારા મુહમ્મદ (સલ) છે. કોઈ મદ્રસા અથવા સ્કૂલમાં તેમને તાલીમ મેળવી નથી. તેમ છતાં શ્રેષ્ઠ અશઆરના અંદાજમાં તેમણે કુર્આને કરીમનો તોહફો આપ્યો.

બીજી બાજુ લખે છે કે ખુદાના માર્ગદર્શન હેઠળ તેમના વિચારો પવિત્ર અને સમાજ સુધારણા માટે ફાયદા કારક હતા. કયારેક તેમના શરીર પર ધ્રુજારી થઈ જતી અને ત્યાર પછી તેઓ બોલતા, તો તેને કુર્આનનું નામ આપવામાં આવતું. બાદમાં તેને એકત્ર કરવામાં આવ્યું. આ છે " કુર્આને કરીમ" !

કુર્આને કરીમ તો અલ્લાહ તઆલાએ ઉતારેલી કિતાબ છે, મુહમ્મદ (સલ.) એ તેને લખી નથી, માટે ઝૈદનો ઉપરનો અકીદો શરીઅતની દ્રષ્ટિએ કેવો છે ? આ અકીદા પ્રમાણે ઝૈદને શું સમજવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ અકીદો ગલત છે. કુર્આને કરીમને મુહમ્મદ (સલ.) નું કલામ કહેનાર મુરતદ – ધર્મ વિમુખ છે, તેને જોઈએ કે તે તૌબા કરે અને તેને કલામે ઈલાહી અને હિદાયતની કિતાબ સમજે. (સૂરએ સજદહ : ૩, શર્હે અકીદતુત્તહાવી : ૧૬૮, ૧૭૫) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) સર્વ ધર્મ સમભાવનો અકીદો રાખનારનો શું હુકમ છે?

**સવાલ (૧૪) :** ઝૈદનો અકીદો છે, તેણે તે જાહેર પણ કર્યુ કે ધર્મ એટલે ધારણ કરવું, એકત્ર કરવું, તેથી તમામ ધર્મનો અસલ હેતુ એક હોય. ઝૈદ સર્વ ધર્મ સમભાવ

(તમામ ધર્મો બરાબર છે) નો અકીદો પણ રાખે છે. "સર્વ ધર્મ સમભાવ" ના વિષય પર તેણે એક પુસ્તક લખ્યું છે, તો ઝૈદના આ પુસ્તકને શું સમજવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા કુર્આને કરીમમાં ફરમાવે છે :

وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ وَهُوَ فِي الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ

**તર્જુમો :** અને જે કોઈ ઈસ્લામ સિવાય બીજા કોઈ ધર્મને ચાહે તો તેનાથી તે (ધર્મ અલ્લાહને ત્યાં) હરગિઝ કબૂલ થશે નહી અને તે આખિરતમાં નુકસાન ઉઠાવનારાઓમાંથી હશે. (સૂરએ આલિ ઈમરાનઃ ૮૫)

માટે "સર્વ ધર્મ સમભાવ" ના અકીદાથી ઝૈદને તૌબા કરવી જોઈએ. તેને સમજાવવાની કોશિશ કરવામાં આવે, જો ન સમજે અને તૌબા ન કરે, તો તેની પત્નીને તેનાથી અલગ થઈ જવું જોઈએ. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૩ / ૧૯૩) જો તે તૌબા માટે તૈયાર થઈ જાય તો જરૂરી છે કે તેણે જેટલા પુસ્તકો આ વિષય ઉપર લખ્યા છે તેનાથી રુજૂઅ કરી લે અને જેવી રીતે ખોટી વાતો ફેલાવી છે, એવી રીતે આ વાતોથી તૌબાને પણ પ્રકાશિત કરે. ત્યારે જ તેની તૌબા કબૂલ થશે. જયાં સુધી સ્પષ્ટ પણે પોતાના પુસ્તકોને અસત્ય હોવાનો એકરાર ન કરે, ત્યાં સુધી તેની તૌબાને સાચી સમજવામાં આવશે નહી. (નવવી : ૯) જો આવો માણસ તૌબા ન કરે તો ઈસ્લામમાં તેની સજા કતલ છે. પરંતુ જો કે અહીયા ઈસ્લામી અદાલત નથી, માટે તેનો બાયકોટ કરવામાં આવશે. (મિરકાતુલ મફાતિહ : ૮ / ૩૧૪૭, હદીસ નં. ૫૦૨૭) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن عبد الله بن عمرو بن العاص، قال سمعت رسول الله ﷺ يقول: " كتب الله مقادير الخلائق قبل أن يخلق السموات والارض بخمسين ألف سنة، قال: وعرشه على الماء".

**તર્જુમો :** હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે : મેં રસૂલુલ્લાહ (સલ.)થી સાંભળ્યું, ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ મખ્લૂકની તકદીરને આસ્માન અને જમીનને બનાવતા ૫૦ હજાર વર્ષ પહેલા લખી છે, તે વખતે અલ્લાહ તઆલાનો અર્શ પાણી પર હતો.

(મુસ્લિમ શરીફ : ૧૬ / ૨૬૫૩)

# તકદીરનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તકદીરનું બયાન

## (૧) માનવીઓ ઉપર હાલાતની ફેરબદલી, તકદીરને કારણે છે અથવા તેના અમલોને કારણે ?

**સવાલ (૧૫) :** કોઈ જગ્યાએ અમે બુઝુર્ગોના કથનમાં વાંચ્યું હતું કે "ભલાઈ અને બુરાઈને અલ્લાહ તઆલા પેદા નથી કરતા, તે તો માત્ર માર્ગદર્શન પુરુ પાડે છે ભલાઈ અને બુરાઈ માનવીના આમાલ પર આધારિત છે." એટલે કે માનવી પર સારા અને ખરાબ હાલાત આવવા માનવીના સારા અને બુરા અમલો પર છે. તો હવે સવાલ એ છે કે શું આ સિલસિલામાં ખુદાની તકદીરને કોઈ દખલ નથી ? તમામ હાલાત માત્ર માનવીના અમલો પર આધારિત છે ? આ વિશે આપણો અકીદો કેવો હોવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સમગ્ર વિશ્વમાં જે કંઈ પણ સારુ અથવા ખરાબ થાય છે તે ખુદાની તકદીર પ્રમાણે જ થાય છે. (શર્હે ફિકહુલ અકબર : ૪૯) હવે એ હાલાતમાંથી કેટલાક તો માનવીના સારા અને ખરાબ અમલોને કારણે અલ્લાહ તઆલા તરફથી મોકલવામાં આવે છે. અને કેટલાક હાલાત અલ્લાહ તઆલાની હિકમતને કારણે આવે છે, જે અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી. દા.ત. કોઈને અલ્લાહ તઆલા તરફથી જન્મ વખતે જ કોઈ બિમારી હોય અથવા અલ્લાહ તઆલાએ કોઈને ગરીબ અને મોહતાજ બનાવ્યો તો અલ્લાહ તઆલાના આ ફેસલાની હિકમતો માત્ર અને માત્ર તે જ જાણે છે. જયારે કે કેટલાક ખરાબ હાલાત પેશ આવવામાં માનવીની બુરાઈઓ પણ અસર કરે છે અને તે હાલાત દ્વારા મોમિન બંદાના ગુનાહ માફ થાય છે.(બુખારીઃ ૨/ ૮૪૩, હદીસ નં. ૫૬૪૧) કેટલીક મુસીબતોને કારણે તેના દરજાત પણ બુલંદ થાય છે (ફત્હુલ બારી : ૧ / ૧૧૨) અને કેટલીક મુસીબતો તેના માટે આખિરતમાં ઝખીરો બને છે. ટુંકમાં દુનિયામાં માનવીને જે પણ સારુ કે ખરાબ લાગે છે તે ખુદાની તકદીરનું જ પરિણામ છે. તેના અંકુશમાંથી કોઈ પણ વસ્તુ બહાર નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ખુદાની તકદીર પર ભરોસાનો સહીહ મતલબ શું છે ?

**સવાલ (૧૬) :** ઘણાં લોકોને અમે સાંભળ્યા છે કે બંદાને જોઈએ કે તે અસ્બાબ પર ભરોસો ન કરે, તકદીરમાં જે લખ્યું છે તે થઈને રહેશે. જો કોઈ દુકાન બંદ કરીને ઘરે બેસી જશે તો પણ તેને તેના મુકદ્દરની રોઝી મળીને જ રહેશે.

તો સવાલ એ થાય છે કે અલ્લાહ તઆલાએ દુનિયામાં અસ્બાબ પેદા કર્યા છે અને સબબને અપનાવવો પણ બંદા માટે વાજિબ છે. દા.ત. રોઝી અલ્લાહ તઆલા તરફથી મળે છે, પરંતુ બંદો રોઝી મેળવવા માટે સબબ એટલે કે હલાલ રોઝીની શોધ કરે. અસ્બાબને અપનાવ્યા વગર સીધા આકાશથી તો રોઝી મળશે નહી, માટે આપ સમજુતી આપો કે તકદીર પર ભરોસાનો મતલબ શું છે ? અને આપણો આ વિશે શું અકીદો હોવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકદીર પર ઈમાન લાવવું જરૂરી છે. એટલે એ વાતનું યકીન રાખવું કે જે કંઈ થશે તે અલ્લાહના ફેસલા પ્રમાણે જ થશે. તેના ફેસલાની વિરુધ્ધ સૃષ્ટિમાં કોઈ પણ પ્રકારની સામાન્ય ફેરબદલી થઈ શકતી નથી. આપણી અકલ જેને સારુ અથવા ખરાબ સમજે, બધુ અલ્લાહ તઆલાની મરજી પ્રમાણે થાય છે, માટે તેના ઉપર ઈમાન લાવવું જરૂરી છે. (શર્હે ફિકહુલ અકબર : ૪૯)

એવી રીતે રોઝીનો પણ મામલો છે કે અલ્લાહ તઆલા તરફથી નક્કી કરેલી રોઝી મળશે. તેમાં ન વધારો થશે ન ઘટાડો અને અલ્લાહ તઆલા સિવાય દુનિયામાં કોઈ તાકત તેમાં થોડો વધારો કે ઘટાડો કરી શકતી નથી. (કિતાબલ મવાકિફ : ૧ / ૧૨)

પરંતુ તે રોઝીની શોધમાં કોશિશ કરવી પણ અલ્લાહ તરફથી ફરજ છે કે બંદાને જોઈએ કે તેઓ કોશિશ કરે. (અલ મુઅજમુલ અવસત : ૮ /૨૭૨, હદીસ નં. ૮૬૧૦) તેમની કોશિશ દ્વારા મારા તરફથી નક્કી કરેલી રોઝી તેમને મળશે, ઉપરાંત તે કોશિશ માટે અલ્લાહ તઆલાએ બંદાઓને શકિત અને વિકલ્પ પણ આપ્યો છે, (શર્હે અકાઈદ : ૮૧) બંદો જયારે કોઈ સબબને અપનાવશે તો પોતાના ઈરાદાથી કરશે, મજબૂર થઈને નહી. આ દુનિયાને અલ્લાહ તઆલાએ દારૂલ અસ્બાબ બનાવી છે, તેમાં દરેક કામ માટે બંદો પહેલા કોઈ સબબ અપનાવે છે, તેને પરિભાષામાં "કસબ" કહેવામાં આવે છે, (શર્હે અકાઈદ : ૮૩) અને ત્યાર પછી અલ્લાહ તઆલા તરફથી તેનું પરિણામ મળે છે. દા.ત. કોઈ વ્યકિત અવલાદ

મેળવવા માંગે છે તો તેને માટે સબબ અપનાવવો પડશે કે તે નિકાહ કરે, પછી નિકાહ બાદ ખુદાની તકદીર પ્રમાણે તેના મુકદરમાં અવલાદ હશે તો અવલાદ મળશે, નહી તો દસ વખતે નિકાહ કર્યા પછી પણ તે અવલાદથી વંચિત રહેશે. પરંતુ તેને કારણે બંદો માત્ર તકદીર પર જ આંખ બંધ કરીને ભરોસો કરી લે કે નિકાહ વગર અવલાદ પ્રાપ્ત કરું, તો આ તેની નાદાની છે. અલ્લાહ તઆલાએ પોતાની તકદીરનો ફેસલો બંદાના કસબ – ધંધા રોજગાર સાથે રાખ્યો છે, વગર કસબના નહી.

હદીસ શરીફમાં પણ છે કે તમે પોતાની રોજી મેળવવા માટે પ્રયત્નો કરો, પછી અલ્લાહ તઆલા પર ભરોસો કરો કે રોજી આપવી તેની કુદરતમાં છે. તે ઈચ્છશે તો મળશે અને તે જેટલી ઈચ્છશે એટલી મળશે.

(શુઅબુલ ઈમાન : ૨ / ૪૦૫, હદીસ નં.૧૧૩૯)

હવે અલ્લાહ તઆલાએ તો કોઈ બંદાને જાણ કરી નથી કે તેની કિસ્મતમાં રોજી છે કે નહી. જો છે તો કેટલી છે ? ઓછી છે કે વધારે, તો જયારે આ તકદીરના કાર્યોથી તે સંપૂર્ણ અજાણ છે તો પછી તે એ સમજીને માયુસ કેમ બેસી શકે છે કે જયારે તેની તકદીરમાં રોજી જ નથી તો પછી તેને કોશિશ કરવાની શી જરૂરત છે ? અથવા એ કે તેની તકદીરમાં જે રોજી છે, તે તેને મળીને જ રહેશે, એટલા માટે તેણે કોશિશ ન કરવી જોઈએ, દુનિયામાં તો આ જ છે કે બંદો પ્રથમ અસ્બાબ અપનાવે, પછી અલ્લાહ તઆલા પર ભરોસો કરે, પશુ – પક્ષીઓને પણ રોજી તો અલ્લાહ તઆલા જ આપે છે પરંતુ શોધ તો તેમણે પણ કરવી પડે છે. ટુંકમાં બંદો પોતાના તરફથી અસ્બાબ અપનાવે. ત્યાર પછી તકદીર પ્રમાણે ફેસલો થાય છે.

પરંતુ કેટલીક વખતે કેટલાક ખાસ હાલાતમાં કોઈ ખાસ બંદા માટે આદત પ્રમાણે કોઈ સબબ અપનાવ્યા વગર પણ અલ્લાહ તઆલાએ રોજી આપી છે. દા.ત. હઝરત ઈસા (અલૈ.)ની દરખ્વાસ્ત પર તેમની કોમના કેટલાક લોકો માટે આકાશથી ખાવાનું આવ્યું, હઝરત મરયમ (અલૈ.) માટે મોસમ વગર ફળો આવવા, નબીએ કરીમ (સલ.)ના સહાબી હઝરત ખુબૈબ (રદિ.) માટે જેલમાં ફળો આવવા. આ સિવાય પણ બીજા ઘણાં અલ્લાહના વલીઓ સાથે આવા પ્રખ્યાત કિસ્સાઓ બન્યા છે કે તેમણે આદત પ્રમાણે કોઈ સબબ અપનાવ્યો નથી, છતાં અલ્લાહ તઆલાએ તેમને રોજી આપી તો એવા કાર્યોને "ખર્કે આદત" કહે છે. જે અલ્લાહ તઆલાના ખાસ બંદાઓ માટે ખાસ હાલાતમાં તેમના ઈકરામમાં જાહેર થાય છે.

પરંતુ બંદો અલ્લાહ તઆલા તરફથી "ખર્કે આદત" (આદત વિરુધ્ધ) ની પ્રતિક્ષા કરવાનો બંધાએલો નથી, બલકે અસ્બાબ અપનાવવા જરૂરી છે અને સાથે આ અકીદો પણ કે મારા સબબ અપનાવ્યા પછી ફેસલો અલ્લાહ તઆલાના હાથમાં છે અને તેની ઉપર રાજી રહેવું જરૂરી છે. (શર્હે ફિકહુલ અકબર : ૪૯) એટલા માટે ઉલમાએ કિરામે ફરમાવ્યું કે મો'મિન બંદાનું ઈમાન ઉમ્મીદ અને ખૌફ વચ્ચે હોવું જોઈએ કે સારા અમલો કર્યા પછી માત્ર તેની ઉપર જ ભરોસો ન કરે અને ન તકદીરનું બહાનું કાઢીને અમલો છોડી દે. (કિતાબુ ત્તવહીદ : ૧ / ૩૮૪)

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે અમે એક જનાઝાને લઈને મદીના મુનવ્વરાના કબ્રસ્તાન બકીઅમાં આવ્યા હતા, ત્યાં નબીએ કરીમ (સલ.) તશરીફ લાવ્યા અને કબર તૈયાર થતાં સુધી આપ (સલ.) અમારી પાસે બેસી ગયા. અમે પણ આપ (સલ.) ની આજુબાજુ બેસી ગયા. આપ (સલ.) પોતાના અસા – લાકડીથી જમીન ખોદવા લાગ્યા અને ફરમાવવા લાગ્યા કે દુનિયાના બધા લોકોનું જન્નત અથવા જહન્નમમાં એક ઠેકાણું અલ્લાહ તઆલા તરફથી તૈયાર છે અને દરેક માટે લખી દીધું છે કે તે જન્નતી અથવા જહન્નમી છે. તેની ઉપર એક સહાબી (રદિ.) એ અરજ કરી કે તો શું અમે તકદીર પર ભરોસો કરીને બેસી જઈએ અને અમલ છોડી દઈએ ? (કારણ કે જન્નતીને જન્નત મળશે અને જહન્નમી જહન્નમમાં જ જશે) તો નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું કે જે જન્નતી છે તેના માટે જન્નતના આમાલ આસાન કરી દેવામાં આવશે અને જે જહન્નમી છે તેના માટે જહન્નમના આમાલ આસાન કરી દેવામાં આવશે. (એટલે આધાર આમાલ પર હશે.) બંદાને જોઈએ કે તે અમલો તૈયાર કરે. જન્નતીને નેક આમાલની તૌફીક મળતી રહેશે અને જહન્નમીને ખરાબ અમલોની તોફીક મળતી રહેશે. પછી આપ (સલ.) એ કુર્આને પાકની આયત પઢી :

فَاَمَّا مَنْ اَعْطٰى وَ اتَّقٰى ﴿۵﴾ وَ صَدَّقَ بِالْحُسْنٰى ﴿۶﴾ فَسَنُيَسِّرُهٗ لِلْيُسْرٰى ﴿۷﴾ وَ اَمَّا مَنْۢ بَخِلَ وَ اسْتَغْنٰى ﴿۸﴾ وَ كَذَّبَ بِالْحُسْنٰى ﴿۹﴾ فَسَنُيَسِّرُهٗ لِلْعُسْرٰى ﴿۱۰﴾

**તર્જુમો :** તો જેણે (અલ્લાહના માર્ગમાં દાન) આપ્યું, તેમજ તે (અલ્લાહથી) ડરતો રહયો અને ભલી વાત (ઈસ્લામી તાલીમ) ને સત્ય માની તો અમે સરળતા તરફ ચલાવીશું. પરંતુ જેણે કંજુસાઈ કરી અને (આખિરતથી) બેપરવા રહયો તથા ભલી વાત (ઈસ્લામી તાલીમ) ને જુઠી ગણી તો અમે તેને સખ્તાઈ તરફ ચલાવીશું.

(સૂરએ લયલઃ૫–૧૦) (મુસ્લિમ શરીફ : ૨ / ૩૩૩, હદીસ નં. ૬ – ૨૬૪૭) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જ્યોતિષશાસ્ત્ર વિશે કેટલાક સવાલોના જવાબો

**સવાલ (૧૭) :** "ઈસ્લામી મુહમ્મદી બળી તકવીમ" નામનું વાર્ષિક મેગેઝીન મુંબઈથી નીકળે છે, તેમાં કેટલાક અંબિયા (અલૈ.) અને ખુલફાએ રાશેદિન અને બુઝુર્ગોના વાકિઆત માં નીચેની કેટલીક બાબતો લખેલી છે.

(૧) તારાનું ખાસ રાશિમાં હોવાથી જન્મ પર ખાસ અસર.

(૨) ખુજલીનો અસર

(1) કપાળ ખંજવાળવાથી ઈજ્જત વધે છે. (2) હથેળીની પાછળનો ભાગ ખંજવાળવાથી મગજને નુકસાન થાય છે. (3) છાતી ખંજવાળવા થી અવલાદ તરફથી તકલીફ થાય છે.

(૩) દોસ્તી અને દુશ્મનાવટ અને સમાનતા અને ગ્રહોનો નકશો.

(૪) દરેક નામની પહેલા અક્ષરથી રહસ્ય એટલે રાશિ અને સ્થળો અને તેના કદમ માલુમ કરવાનો નકશો.

(૫) ભવિષ્યવાણી એટલે ગર્ભવતી સ્ત્રીને પુત્ર થશે કે પુત્રી.

(૬) ખતરનાક ઐતિહાસિક ધરતીકંપ.

(૭) ચોરના નામનો પહેલો અક્ષર માલુમ કરવાનો નકશો.

(૮) ચંદ્રના સ્થાનનું વર્ણન.

(૯) માનવીના અવયવો ફડકવાનું પરિણામ.

(૧૦) ચહેરાથી કિસ્મતની જાણ કરવી.

(૧૧) ફુરકાની તા'બીરનામુ.

(૧૨) વરસાદની હકીકત.

(૧૩) હાથ ઉપર સફળતાની રેખાઓ, વીસ શકલો અને તેનો અસર.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા ફરમાવે છે :

اِنَّا زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِزِيْنَةِ ِالْكَوَاكِبِ ۝ وَ حِفْظًا مِّنْ كُلِّ شَيْطٰنٍ مَّارِدٍ ۝

અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَهُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ النُّجُوْمَ لِتَهْتَدُوْا بِهَا فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ

બુખારી શરીફ (૧ / ૫૫૪) માં ઈમામ બુખારી (રહ.) એ એક ભાગ લખ્યો છે " બાબુ ફીન્નુજુમ" તેમાં આયત وَلَقَدْ زَيَّنَّا السَّمَاءَ الدُّنْيَا بِمَصَابِيْحَ (અંત સુધી) સાબિત કરતા હઝરત ઈમામ(રહ.) એ તારાઓના ત્રણ ફાયદાઓ વર્ણન કર્યા છે. (૧) આકાશ માટે શણગારનું કારણ (૨) શયતાન અને જિન્નાતોને મારવા માટેનો ચાબુક (૩) મુસાફિરો માટે નિશાની, જેથી લોકો તેના દ્વારા (જંગલ અને સમુદ્ર)માં રસ્તો મેળવી શકે.

ઉપરોકત ફાયદાઓનું વર્ણન કર્યા પછી હઝરત કતાદા (રદિ.) ફરમાવે છે કે જો કોઈએ આ ત્રણ વાતો સિવાય અન્ય હેતુ બયાન કર્યો, તો તેણે પાપ કર્યુ. પોતાનો હિસ્સો ખતમ કર્યો અને એ વસ્તુમાં અતિરેક કર્યો જે તે જાણતો નથી.

(બુખારી : ૧ / ૪૫૪)

બુખારી શરીફ (૧ / ૧૪૧ બાબુલ ઈસ્તિસ્કા)માં છે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : હુદેબિયા સ્થળે જયારે કે રાત્રે વરસાદ થયો હતો. ફજરની નમાઝ પછી નબીએ કરીમ (સલ.)એ સહાબા (રદિ.)ને સંબોધીને ફરમાવ્યું કે શું તમે જાણો છો, અલ્લાહ તઆલાએ શું ફરમાવ્યું ? સહાબા (રદિ.) એ અરજ કરી કે અલ્લાહ અને તેના રસૂલ વધારે જાણે છે. હુઝૂર (સલ.) એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા બંદાઓએ આજે એવી હાલતમાં સવાર કરી કે કેટલાક તો મારી ઉપર ઈમાન લાવ્યા અને કેટલાકે કુફ્ર કર્યો. માટે જે વ્યકિતએ એમ કહયું કે અમારી ઉપર અલ્લાહ તઆલાના ફઝલ અને તેની રહમતથી વરસાદ થયો તો તેઓ મારી ઉપર ઈમાન લાવ્યા અને તારાઓ સાથે કુફ્ર કર્યુ અને જે વ્યકિતએ કહયું કે ફલાણાં તારાના ઉદય થવાથી અને ફલાણાં તારાના અસ્ત થવાથી અમારી ઉપર વરસાદ થયો, તો તેણે મારી સાથે કુફ્ર કર્યુ અને તારાઓ પર ઈમાન લાવ્યો.

(બુખારી : ૧ / ૧૪, હદીસ નં. ૧૦૩૮)

ઉપરની આયત અને હદીસથી એ વાત સાબિત થાય છે કે તારાઓથી કંઈ થતું નથી, અલ્લાહ તઆલા શકિતમાન છે. જે કંઈ થાય છે માત્ર તેના ફઝલો કરમથી થાય છે. કયારેક વાદળ અને વરસાદની નિશાની જાહરે થયા પછી પણ વરસાદ થતો નથી, માટે દરેક મોમિનનો અકીદો અને યકીન હોવું જોઈએ કે જે કંઈ થઈ રહયું છે, માત્ર અલ્લાહના ફઝલ અને તેની મહેરબાનીનું પરિણામ છે. તેના સિવાય

અન્ય કોઈ શકિતમાન નથી, જે સૃષ્ટિને ચલાવી શકે.

(૧) વ્યકિતનો જયારે જન્મ થયો તે દિવસે તારો ફલાણી રાશિમાં હતો આ પ્રકારના અકીદાની શરીઅતમાં કોઈ હકીકત નથી. આ કુંડળીઓથી માનવીની તકદીર પર કોઈ અસર થતો નથી.

(૨) (1) (2) (3) અવયવો ખંજવાળવાથી કોઈને ફાયદો અથવા નુકસાન થવું, એવું સમજવું, શરીઅત વિરૂધ્ધ અકીદો છે. મનઘડત છે. શરીઅતમાં તેનો કોઈ સંબંધ નથી. માટે ઉપર બયાન કરેલ અકીદો ખોટો અને પાયા વિહીન છે.

(૩) તારાઓ દ્વારા લોકો નકકી કરે છે કે આટલા મિત્રો બનશે અને આટલા દુશ્મન બનશે આ બધું ખોટું છે. જેવી રીતે વ્યકિત દુનિયામાં ઈલાજ કરે છે અને તેના દ્વારા તેને ફાયદો થાય છે. એવી રીતે આમીલ (તઅવીઝ બનાવનાર) પણ દોસ્તી અને દુશ્મનીના તઅવીઝ બનાવે છે. તેનાથી પણ ફાયદો થઈ શકે છે, પરંતુ એ યાદ રહે કે તઅવીઝ અથવા દવાથી ફાયદો તો થાય છે પરંતુ અસર નાંખનારો માત્ર અલ્લાહ જ છે. તઅવીઝ અને દવા સબબના દરજ્જામાં છે. જે તેને હકીકી અસરકર્તા સમજે અને ખ્યાલ કરશે કે શિફા થવામાં દવાનો દખલ છે તો તેનું ઈમાન તઅવીઝ અથવા દવા પર છે, અલ્લાહ પર નથી. એવો વ્યકિત ઈમાનથી નીકળી જશે. એવી રીતે દોસ્તી અને દુશ્મનીના નકશાને હકીકી અસરકર્તા સમજે તો તે ઈમાનથી નીકળી જશે. (મુસ્લિમ : ૨ / ૨૨૫, હદીસ નં. ૬૯ – ૨૨૦૪)

(૪) કોઈ પણ નામના પહેલા અક્ષરથી વ્યકિતની ખાનગી વાતો નક્કી કરવી, શરીઅત વિરૂધ્ધ છે. શરીઅતમાં તેની કોઈ હકીકત નથી.

(૫) ગર્ભવતી સ્ત્રીને છોકરો થશે કે છોકરી, આ કોઈ જાણી શકતું નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે : પાંચ વસ્તુઓનું જ્ઞાન અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. (સૂરએ લુકમાન : ૩૪) તેમાંથી એક એ પણ છે કે છોકરો થશે કે છોકરી, માટે ભવિષ્યવાણી દ્વારા કોઈ ગર્ભવતી સ્ત્રી વિશે આવી આગાહી કરવી જાઈઝ નથી.

(૬) કિતાબોમાં લખ્યું છે કે જયારે માનવી વધુ પ્રમાણમાં ગુનાહ કરશે, તો ધરતીકંપ આવશે, કારણ કે અલ્લાહ તઆલાની નાફરમાની કરવાને કારણે અલ્લાહ તઆલાનો ગુસ્સો જોશમાં આવશે અને તેને કારણે દુનિયામાં ધરતીકંપ વધશે. (તફસીરે મઅલબી : ૭ / ૧૨૧) માટે તારાઓ સાથે ધરતીકંપને કોઈ સંબંધ નથી.

(૭) ચોરીને સાબિત કરવા માટે ગવાહોની ગવાહી માનવામાં આવશે, ગવાહ વગર તઅવીઝ અથવા ફાલથી ચોરી સાબિત કરવી અને તેના ઉપર યકીન કરવું

જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર ૪ / ૮૬) માટે ચોરના નામના પહેલા અક્ષરથી ચોરીની જાણકારી મેળવવી સહીહ નથી. ના જાઈઝ અને હરામ છે. શરીઅતના ઉસૂલની તદન વિરુધ્ધ છે.

(૮) ચંદ્રના સ્થાન વિશે ઈમામ ગઝાલી (રહ.)એ લખ્યું છે કે ચંદ્ર, તારા અને સૂર્યની ગતિનું જ્ઞાન માનવીને હોવું જોઈએ. (ઈહ્યાઉ ઉલૂમિદ્દીન : ૧ / ૧૯૩) જેથી અલ્લાહની કુદરત અને ઈમાનનું ધ્યાન નસીબ થાય અને તેનું ઈમાન મજબૂત અને તાજુ થાય. ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે જે માણસ પાસે ચંદ્રની મંઝીલોનું જ્ઞાન નથી, તે અલ્લાહની ઓળખથી અપૂર્ણ રહેશે. પરંતુ તેની રાશિથી માનવીની તકદીર અથવા દુનિયામાં ઠંડી, ગરમી, વરસાદ થવો, નફો અને નુકસાન, તંદુરસ્તી અને બિમારી, ભાવોની વધ–ઘટ, હુકુમત વગેરેને જોડવું જાહિલિયતના લોકોનું કાર્ય હતું. ઈસ્લામનો તેનાથી કોઈ સંબંધ નથી. માટે જે માણસ એ અકીદો રાખે કે તારા ફલાણી રાશિમાં જવાથી આવું થયું તે માણસ ઈમાનથી નીકળી જશે.

(૯) માનવીના અવયવો વિશે આપે લોકોના અકીદાનું વર્ણન કર્યુ છે. અલ્લાહના રસૂલ (સલ.)ની શરીઅતમાં તેનું કોઈ સ્થાન નથી.

(૧૦) માનવીનો ચહેરો જોઈને કોઈ અન્યની કિસ્મત જાણી શકતું નથી, અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَاخْتِلَافُ اَلْسِنَتِكُمْ وَاَلْوَانِكُمْ

દુનિયામાં ન જાણે કેટલાય માનવીઓ છે, બધાનો ચહેરો એક બીજાથી અલગ છે, જે અલ્લાહ તઆલાની કુદરતની સ્પષ્ટ દલીલ છે. માટે ચહેરો જોઈને કિસ્મત બતાવવી નાજાઈઝ અને હરામ છે.

(૧૧) આપે જે તાબીરનું વર્ણન કર્યુ છે તેનો તરીકો એ છે કે તેના કેટલાક શબ્દો નક્કી હોય છે. તેની ઉપર લોકો પોતાનો હાથ રાખે છે અને પોતાની તકદીરનો નંબર કાઢે છે. આ શરીઅત વિરુધ્ધ છે. માટે કુરકાની અથવા બીજુ કોઈ ફાલનામુ હોય તેના દ્વારા માનવીની તકદીર માલુમ કરવી સહીહ નથી, હરામ છે.

(૧૨) આપનો સવાલ સમજમાં ન આવ્યો, તમે જે પૂછવા માંગો છો તે વિગતે લખો.

(૧૩) હાથની રેખાઓથી કિસ્મત અને ભવિષ્યની વાતોને જાણવી શરીઅતમાં તેની કોઈ અસલ નથી. શરીઅતની વિરુધ્ધ અને હરામ છે, આપ મારી

કિતાબ અકાઈદે ઈસ્લામ વાંચી લેતા તો ઉપરનો સવાલ હલ થઈ જતો. આજે નાદાન, અજ્ઞાની અને ભોળા મુસલમાનોને ઈસ્લામના નામ પર વિવિધ તરીકાઓથી ગુમરાહ કરવામાં આવે છે. માટે કોઈ કિતાબના ઉપરના ઈસ્લામી શિર્ષકથી ધોકો ન ખાવો જોઈએ. જો તેનો સંપાદક સહીહ અકીદો ધરાવે છે અને તે કિતાબના વિષયો શરીઅત પ્રમાણે છે તો તે મકબૂલ છે, તેનું વાંચન કરવું જોઈએ અને જો તેમાં શરીઅતની વિરૂધ્ધ વાતો છે તો એવી કિતાબ અમાન્ય છે તેના વાંચનથી બિલકુલ પરહેજ કરવો જોઈએ.

આપનું લખવું બિલકુલ સહીહ છે. "ઈસ્લામી મુહમ્મદી તકવીમ" નામના મેગેઝીનમાં જે વાતો લખી છે, તે શરીઅતની વિરૂધ્ધ છે. ગેર મુસ્લિમ રાશિ અને જ્યોતિષી વગેરે અંદાજથી માનવોને ભવિષ્યની બાબતો બયાન કરે છે. એટલા માટે ઉલમાએ કિરામે લખ્યું છે કે જ્યોતિષ શાસ્ત્ર અને ભવિષ્યવાણી વગેરે હરામ છે. (શર્હે ફિકહુલ અકબર : ૧૮૨) મુસલમાનોના ઈમાનને કમજોર કરનારી બાબતો છે. માટે ઉપરના તકવીમમાં અથવા તાવીઝ અને ફાલનામાના બીજા પુસ્તકોમાં ઉપર જેવા સવાલો જેવું જે કંઈ લખ્યું છે તેની ઉપર અકીદો રાખવો અને તેને સહીહ માનવું હરામ છે. (નિઝામુલ ફતાવા : ૧ / ૮૧) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તકદીર અને તદબીર (યુકિત) વચ્ચે તફાવત

**સવાલ(૧૮) :** તકદીર અને તદબીર(યુકિત) વચ્ચે શું તફાવત છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તકદીર : દરેક વસ્તુના પરિણામનો ખાસ નકશો, જે અલ્લાહના ઈલ્મમાં છે. તે તકદીર કહેવાય છે. જયારે કે તદબીર (યુકિત) મકસદને પ્રાપ્ત કરવા માટે અસ્બાબ અપનાવવાને કહે છે. માનવી પોતાની શકિત પ્રમાણે અસ્બાબ અપનાવે અને ફેસલો અલ્લાહ પર છોડે. (ફત્હુલ બારી : ૧ / ૧૧૮)

માનવીને તદબીર (યુકિત) અપનાવવાનો હુકમ છે, તકદીર પર ભરોસો રાખી બેસી ન રહેવું જોઈએ. (બુખારી : ૨ / ૭૩૮, હદીસ નં. ૪૯૪૬)

તકદીરના બે પ્રકાર છે : (૧) તકદીરે મુબ્રમ એટલે અટલ ફેસલો જે બદલતો નથી. (૨) બીજો મુઅલ્લક એટલે અનિશ્ચિત, એટલે લખી દીધું છે કે સિલા રહમી કરશે તો રોજી અથવા ઉમરમાં બરકત થશે, ઉમર વધારી દેવામાં આવશે, તેનું થવું જરૂરી નથી જો શરત જોવા મળે તો શરત પુરી કરવામાં આવે. (ઉમ્દતુલ કારી : ૨૨ / ૯૧) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) તવક્કુલની હકીકત

**સવાલ (૧૯) :** દુઆ વિશે અલ્લાહ તઆલાનું ફરમાન છે. જે માગવું હોય તે મારી પાસે માંગો, મારા ખજાનામાં કોઈ ખોટ નથી અને દુઆ વડે માનવી અલ્લાહ તઆલાથી માંગે પણ છે, પરંતુ અલ્લાહનો કાયદો છે કે તે આકાશથી ડાયરેકટ કોઈ વસ્તુ નાંખતો નથી. બલકે તેની પ્રાપ્તિ માટે પ્રયત્નો કરવા પડે છે. તો એ પ્રકારના સબબ અપનાવવા કે દા.ત. મુખ્લુકમાંથી કોઈને સબબના દરજ્જામાં અપનાવવો અને જાતે તે સબબ ન અપનાવવો ; શું અલ્લાહ પર તવક્કુલની વિરુધ્ધ ગણાશે ? મારા સવાલનો મતલબ એ છે કે અલ્લાહથી માંગ્યા પછી સબબ અપનાવવો વાજિબ છે કે નહી ? જો માનવી સબબ ન અપનાવે તો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવક્કુલ (શ્રધ્ધા) નો અસલ અને ઉચ્ચ દરજ્જો જે અલ્લાહ તઆલાના નબીઓને અને બુઝુર્ગોને પ્રાપ્ત થાય છે. બીજા લોકોને પ્રાપ્ત થતો નથી. અને બીજા લોકોને એવા તવક્કુલ (શ્રધ્ધા) નો હુકમ પણ નથી. જો સામાન્ય વ્યકિત તેમની નકલ કરશે. તો નુકસાન ઉઠાવશે. પહેલો દરજ્જો એ છે કે રોજીના મામલામાં માત્ર અલ્લાહ તઆલા પર જ ભરોસો રાખો. કોઈનાથી કંઈ ન માંગો. અને રોજી માટે હાથ,પગ ન મારો.

બીજો દરજ્જો એ છે કે પ્રયત્નો કરો અને જે કંઈ મળે તેની ઉપર સંતોષ માનો. કોઈથી સવાલ ન કરો, બધા લોકો માટે આ હુકમ છે. (ઈહયાઉ ઉલૂમિદીન : ૪/૨૬૧)

અલ્લાહ તઆલા આકાશથી રોજી મોકલવા પર શકિત ધરાવે છે અને એવું બન્યું પણ છે. પરંતુ અલ્લાહ તઆલાએ એક કાનૂન બનાવ્યો છે કે કોશિશ અને મહેનત કરો અને ખાઓ. પશુ–પક્ષીઓને પણ રોજીની તલાશ કરવી પડે છે. આ જ તરીકો નબીઓ અને વલીઓથી પણ સાબિત છે. સવાલ ન કરવો જોઈએ. જે વ્યકિતમાં કમાવવાની શકિત હોય અને એક દિવસ પેટ ભરીને ખાવા માટે હોય, તેના માટે બીજા સામે સવાલ કરવો હરામ છે. એવી વ્યકિત માટે સખત વઈદ – ધમકી આવી છે. (અબૂ દાવૂદ : ૨૨૯, હદીસ નં. ૧૬૨૬)

પછી બીજાની સામે તકાદો કરવાનો તવક્કુલ – ભરોસા સાથે શું સંબંધ ? તવક્કુલ – ભરોસાનું નામ લેવું અને કોઈના ખિસ્સા પર નજર કરવી કે તે કંઈક આપશે, તવક્કુલનો મજાક છે અને અલ્લાહ તઆલા સાથે ધોકો કરવા બરાબર છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

لَيْسَ كَمِثْلِهٖ شَيْءٌ ۚ وَهُوَ السَّمِيْعُ الْبَصِيْرُ

તર્જુમો : તેના જેવી કોઈ વસ્તુ નથી અને તે જ સઘળું સાંભળનાર, જોનાર છે.

(સૂરએ શૂરા : ૧૧)

# અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતનું બયાન

## (૧) "અલ્લાહ તઆલા દરેક જગ્યાએ હાજર છે" કહેવું કેવું છે ?

**સવાલ (૨૦) :** અમારી પાસે એક કિતાબ "અનવારુલ હદીસ" મવલાના જલાલુદ્દીન અહમદ અમજદી, મુફતી ફૈઝે રસૂલ, બરાઉન શરીફ જિલ્લો બસ્તીની લખેલી છે. તેના કિતાબુલ ઈમાનમાં એક શિર્ષક છે, " ખુદા તઆલા માટે મકાન સાબિત કરવું કેવું છે ?" આ શિર્ષક હેઠળ અકાઈદે નસફી અને આલમગીરીના હવાલાથી લખ્યું છે, ઉપરાંત ફતાવા આલમગીરીમાં ૨ / ૨૩૬માં છે કે અલ્લાહ તઆલા માટે જગ્યા નક્કી કરવાથી વ્યકિત કાફિર થઈ જાય છે.

તો સવાલ એ થાય છે કે આપણે તો વાત વાતમાં એમ કહીએ છીએ કે અલ્લાહ તઆલા દરેક જગ્યાએ છે. અલ્લાહ તઆલા વગર કોઈ જગ્યા ખાલી નથી. તો ઉપરનું વાકય આવું સમજનારને કાફિર સાબિત કરે છે. શું એ વાત સાચી છે ? વિગતે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકાઈદે નસફી અને આલમગીરીમાં જે કંઈ લખ્યું છે તેનો મતલબ એ છે કે અલ્લાહ તઆલા માટે કોઈ જગ્યા નક્કી નથી કે તે આ જ જગ્યાએ છે. (જેમકે માનવીના અસ્તિત્વ માટે જગ્યાનું હોવું જરૂરી છે.) અને ન તે પોતાના અસ્તિત્વમાં કોઈ જગ્યાનો મોહતાજ છે કે તે જમીન અને આકાશ વચ્ચે લટકતો નથી. ટુંકમાં અલ્લાહ તઆલા પોતાના અસ્તિત્વ માટે કોઈ ખાસ અને નકકી કરેલી જગ્યાનો મોહતાજ નથી. (શર્હે અકીદતુત્તહાવી : ૩૦) એવી રીતે કેટલીક વસ્તુઓ ખાસ વખત પર જ અસ્તિત્વમાં હોય છે, તે વખતથી પહેલા અથવા પછી (આગળ–પાછળ) નથી થઈ શકતી, એટલે તે વસ્તુ પોતાના અસ્તિત્વમાં તે "ખાસ વખત"ની મોહતાજ હોય છે. તો અલ્લાહ તઆલા પોતાના અસ્તિત્વ માટે એવી રીતે વખત અને જમાનાનો મોહતાજ નથી. (નબરાસ : ૧૧૬) દરેક મુસલમાનનો અકીદો છે કે અલ્લાહ તઆલા હાઝિર નાઝિર છે અને દરેક વખતે અને દરેક જગ્યાએ હાજર છે. કુર્આને કરીમમાં છે :

وَنَحۡنُ اَقۡرَبُ اِلَیۡہِ مِنۡ حَبۡلِ الۡوَرِیۡدِ

અમે (અલ્લાહ તઆલા) માનવીથી તેની ધોરી નસ કરતા પણ વધુ નજીક છીએ. (સૂરએ કાફ : ૧૬) માટે સવાલમાં બયાન કરેલો અકીદો સહીહ છે અને શરીઅત પ્રમાણે છે. આ પ્રકારના શબ્દો બોલવાથી ઈમાનવાળો કાફિર થતો નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ફરિશ્તાઓનું અલ્લાહ તઆલાને જોવું

**સવાલ (૨૧):** શું અલ્લાહ તઆલાને ફરિશ્તાઓએ જોયા છે ? હદીસમાં છે કે અલ્લાહ તઆલા ફરિશ્તાઓથી પૂછે છે કે " મારા બંદા શું ઈચ્છે છે ?" ફરિશ્તા જવાબ આપે છે " જન્નત ઈચ્છે છે" ફરી અલ્લાહ તઆલા સવાલ કરે છે કે "કઈ વસ્તુથી પનાહ માંગે છે ?" ફરિશ્તા જવાબ આપે છે કે "જહન્નમથી" આ બધી વાતોથી શું સમજવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાત કરવા અને વાતને સમજવા માટે જોવું શરત છે. ઈમાનવાળો આખિરતમાં અલ્લાહ તઆલાની ઝિયારત કરશે, આ એહલે સુન્નત વલ જમાતનો અકીદો છે. (શર્હે ફિકહુલ અકબર : પાન નં. ૧૦૦, શર્હે અકાઈદ પાન નં. ૫૮) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શું કયામતના દિવસે ફરિશ્તાઓ પણ ખતમ થઈ જશે ?

**સવાલ (૨૨) :** શું કયામતના દિવસે તમામ ફરિશ્તાઓ પણ ખતમ થઈ જશે ? જો ખતમ થઈ જશે તો પછી હઝરત ઈઝરાઈલ (અલૈ.)ની રૂહ કોણ કબ્ઝ કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કયામતના દિવસે તમામ વસ્તુઓ ખતમ થઈ જશે. અલ્લાહ તઆલા કુર્આને કરીમમાં ઈર્શાદ ફરમાવે છે :

كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْتِ

**તર્જુમો :** દરેક જીવ મૃત્યુ (ની મજા) ને ચાખનાર છે. (સૂરએ અન્કબૂત : ૫૭)

એક જગ્યાએ ફરમાવ્યું :

كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ

જે કોઈ આ પૃથ્વી પર છે તે સૌનો નાશ થનાર છે. (સૂરએ રહમાન : ૨૬)

માટે ફરિશ્તાઓ પણ ખતમ થઈ જશે. એટલે થોડીવાર માટે તેમના પર પણ બેહોશી છવાઈ જશે. અલબત્ત આઠ વસ્તુઓનો નાશ થશે નહીં, (૧) અર્શે ઈલાહી

(૨) કુર્સી (૩) લોહે મહફૂઝ (૪) કલમ (૫) જન્નત (૬) જહન્નમ (૭) સુર (૮) અરવાહ – આત્માઓ. તેનાથી એ સાબિત થયું કે ઈઝરાઈલ (અલૈ.) પણ ખતમ થઈ જશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જિબ્રઈલ (અલૈ.) હમણાં કયા કામ પર નિયુક્ત છે ?

**સવાલ (૨૩) :** કિતાબોમાં લખ્યું છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહ તઆલાનો પયગામ તેમના પયગમ્બરો અને રસૂલો સુધી લાવવાનું કામ કરતા હતા. પરંતુ હવે તો આ સિલસિલો ખતમ થઈ ગયો, તો હમણાં તેઓ કઈ ડયુટી બજાવી રહયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેમની હમણાં કઈ ડયુટી છે તે વિશે કિતાબોમાં કોઈ વાત જોઈ નથી. જાણ થવા પર ઈન્શાઅલ્લાહ જણાવીશ. (મિરકાતુલ મફાતિહ : ૮ / ૩૪૭૦) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અલ્લાહનો દિદાર થશે

**સવાલ (૨૪) :** અલ્લાહ તઆલાનો દિદાર –દર્શન થશે અથવા નહીં. "લા તુદ્દરિકુહુલ્ અબ્સાર" આયતનો અર્થ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલાનો દિદાર – દર્શન દુનિયામાં જાગૃત અવસ્થામાં થઈ શકતો નથી. (મુસ્લિમ : ૨ / ૩૯૯, હદીસ નં. ૧૬૯) આપ (સલ.)એ મેરાજની રાત્રીએ અલ્લાહના દિદાર કર્યા અથવા નહીં ? તેમાં સહાબા (રદિ.) અને ઉલમાએ કિરામમાં મતભેદ છે. (મિરકાતુલ મફાતિહ : ૯ / ૬૩૭)

જે લોકો આ વાતનું સમર્થન કરે છે કે આપ (સલ.) એ અલ્લાહ તઆલાના દિદાર કર્યા હતા, તેઓ એ કહે છે કે દિલની આંખો વડે દિદાર કર્યા હતા. અને જે લોકો તેનું સમર્થન કરતા નથી, તેઓ હઝરત મુસા (અલૈ.) ના વાકિઆને દલીલમાં પેશ કરે છે કે હઝરત મુસા (અલૈ.) એ કહયું હતું : એ અલ્લાહ હું આપનો દિદાર કરવા માંગુ છું. "રબ્બી અરિની" તો તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું હતું :

لَنْ تَرَانِيْ وَلٰكِنِ انْظُرْ اِلَى الْجَبَلِ فَاِنِ اسْتَقَرَّ مَكَانَهٗ

કે પહાડ તરફ જુઓ, હું મારી તજલ્લી ઉતારું છું. જો તે પોતાની જગ્યા પર

બાકી રહયો તો તમે મારા દિદાર કરી શકો છો, માટે જેવી અલ્લાહ તઆલાએ તજલ્લી ફરમાવી, પહાડના ટુકડે ટુકડા થઈ ગયા અને હઝરત મૂસા (અલૈ.) બેહોશ થઈ ગયા. (સુરએ અઅ્રાફ : ૧૪૩) માલૂમ થયું કે કોઈ પણ વ્યકિત આ ખતમ થનારી આંખોથી અલ્લાહનો દિદાર કરી શકતો નથી.

અને જે લોકો દિદારના સમર્થકો છે, તેઓ મેરાજવાળી રાત્રી દલીલમાં રજૂ કરે છે કે આપ (સલ.) એ ફરમાવ્યું : نُورٌ أَنَّى أَرَاهُ નૂર જેવો હતો, હું જોઈ શકતો હતો.

(મુસ્લિમ શરીફ : ૧ / ૯૯, હદીસ નં. ૨૯૧ – ૧૭૮)

આપ (સલ.) સિવાય કોઈ વ્યકિત આ દુનિયામાં ખતમ થનાર આંખોથી અલ્લાહનો દિદાર કરી શકતો નથી. અલબત્ત સપનામાં અલ્લાહના દિદાર વિશે ઉલમાએ કિરામે સ્પષ્ટતા કરી છે કે સપનામાં અલ્લાહનો દિદાર થઈ શકે છે.

(શર્હે અકાઈદુન્નસફિય્યહ : ૭૫)

ઈમામ અબૂ હનીફા (રહ.) એ ૧૦૦ વખતે અલ્લાહ તઆલાને સપનામાં જોયા છે. ઈમામ અહમદ (રહ.) ફરમાવે છે કે મેં સપનામાં અલ્લાહ તઆલાનો દિદાર કર્યો તો પૂછયું કે આપની નિકટતા પ્રાપ્ત કરવાનો સૌથી ઉત્તમ અમલ કયો છે ? તો મને જવાબ મળ્યો કે કુર્આનની તિલાવત. પછી હઝરત ઈમામ અહમદ (રહ.) એ પૂછયું કે સમજીને કે સમજયા વગર, તો જવાબ મળ્યો કે જેવી રીતે પઢો.

(શર્હે અકાઈદ : ૧૬૯ – ૧૭૦)

રહયો જન્નતમાં અલ્લાહ તઆલાના દિદારનો પ્રશ્ન તો એ ઉલમાએ એહલે સુન્નત વલ જમાતનો અકીદો છે કે જન્નતવાળાઓ પોતાની આંખોથી જન્નતમાં અલ્લાહ તઆલાનો દિદાર કરશે, અને તે વિશે ઘણી નસીહતો છે. મુસ્લિમ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : તમે પોતાના પરવરદિગારને એવી રીતે જોશો જેવી રીતે આ ચંદ્રને જોઈ રહયા છો. એ પરવરદિગારને જોવામાં તમે કોઈ પ્રકારની રોકથામ અને મુશ્કેલી નહી અનુભવશો. (બુખારી : ૧ / ૭૮, હદીસ નં.૫૫૪)

કેટલાક ગુમરાહ ફિરકા દા.ત. ખારજી વગેરે જન્નતમાં અલ્લાહ તઆલાના દિદારનો ઈન્કાર કરે છે. દલીલમાં 'લા તુદ્‌રિકુહૂલ અબ્સાર" (સૂરએ અન્આમ : ૧૦૩) વગેરે આયતો પેશ કરે છે. જવાબ એ છે કે અહીયા મુખ્ય દિદારનો ઈન્કાર નથી બલકે એ દિદારનો ઈન્કાર છે જે હદમાં હોય, માટે આયતનો મતલબ એ થયો કે આંખો અલ્લાહને જોઈ શકતી નથી અને અલ્લાહ નજરોને ઘેરી શકે છે, (શર્હે અકાઈદ : ૭૪) દુનિયામાં એક વ્યકિત ઝૈદ, બકર વગેરેને જુએ છે, પરંતુ સંપૂર્ણ શરીરને એક

સાથે જોઈ શકતો નથી, તેની પાછળ શું છે, માનવી તેને જાણી શકતો નથી તો પછી અલ્લાહ તઆલાને કેવી રીતે જોઈ શકે છે, પરંતુ અલ્લાહ તઆલા દરેક સૃષ્ટિને જોઈ શકે છે, તેના અંકુશમાં છે. (મિશ્કાત : ૨ / ૫૦૧,૫૦૨ હદીસ નં. ૫૬૬)

એટલા માટે જે લોકો જન્નતમાં અલ્લાહ તઆલાના દિદારનો ઈન્કાર કરે છે અને તે પણ માત્ર બુધ્ધિની દલીલો પ્રમાણે, એવા લોકો સખત ગુમરાહીમાં છે. કારણ કે આ અકીદો ઘણી કુર્આની આયતો અને હદીસોથી સાબિત છે.અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) "અલ્લાહ તઆલા અજોડ છે" તેનો સહીહ ભાવાર્થ શું છે ?

**સવાલ (૨૫) :** અલ્લાહ તઆલા અજોડ છે. તેનો ભાવાર્થ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપને કુર્આન અને હદીસનું વધારે જ્ઞાન નથી. માટે આપે માત્ર એટલું જાણી લેવું જોઈએ કે અલ્લાહ તઆલાને દુનિયાની વસ્તુઓની જેમ કોઈ શકલ કે સ્વરૂપ અને અકાર નથી. (સૂરએ શૂરા : ૧૧) તેની વિસ્તૃત માહિતી ઈલ્મે કલામમાં છે. આપના ગામમાં જ્ઞાનનો દરિયો વહે છે (એટલે એક મદ્રસો છે.) ત્યાં જઈને ઉલમાથી પૂછો, ઈન્શાઅલ્લાહ તેઓ સમજાવશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કબરના મુર્દા-મૃતકો કોઈને નુકસાન પહોંચાડી શકતા નથી

**સવાલ (૨૬) :** પહેલા અમારે ત્યાં કબ્રસ્તાન ન હતું, વસ્તી ઓછી હતી, તે વખતે લોકો ઘરના વાડામાં મુર્દાઓ – મૃતકોને દફન કરતા હતા, તે સમયની કોઈ કબર હોય, જેને ૧૫૦ વર્ષ થઈ ગયા હોય, હવે એવી કબર પાસે કચરો અથવા ગટરનું પાણી જતુ હોય, તો તેમાં દફન થયેલ નેક વ્યકિત, મકાન માલિકને નુકસાન પહોંચાડી શકે છે ? અને શું એવી સ્થિતિમાં અલ્લાહ તઆલા તરફથી કોઈ અઝાબ મકાન માલિક પર આવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વલીની કબર હોય, તેમનું શરીર કબરમાં સહીહ હોય અને તેમની કબરમાં ગંદકી જઈ રહી હોય, તો અલ્લાહ તઆલા તરફથી કંઈક નુકસાન પહોંચી

શકે છે, પરંતુ તે વલીમાં નુકસાન પહોંચાડવાની તાકત નથી. (અહમદ : ૪ / ૪૦૯, હદીસ નં. ૨૬૬૯) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) અલ્લાહની ઓળખની હકીકત

**સવાલ (૨૭) :** મોટા ભાગે બયાન અને તકરીરમાં એવું સાંભળવા મળે છે કે અલ્લાહ તઆલાની ઝાતને ઓળખતા શીખો, જેણે અલ્લાહને ઓળખી લીધો તે સફળ થઈ ગયો અને જેણે તમામ જ્ઞાન પ્રાપ્ત કર્યુ પરંતુ અલ્લાહ તઆલાને ઓળખી ન શકયો, જ્ઞાની હોવા છતાં તેનું જ્ઞાન તેના માટે ફાયદાકારક નથી, તો અલ્લાહની ઝાતને ઓળખવાનો મતલબ શું છે ? અને તેનો તરીકો કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહની ઝાતને ઓળખો, અલ્લાહની ઓળખ ઘણી મુશ્કેલ છે, જે વ્યકિતને અલ્લાહની ઓળખ થઈ જાય છે તો તે વલી બની જાય છે. "ઓળખ" એક શબ્દ છે. તેની એક હકીકત છે. જે માત્ર બોલવાથી અને મતલબ સમજવાથી પ્રાપ્ત થતી નથી. મઅફિરત – ઓળખની હકીકતને શબ્દોમાં બયાન કરી શકાતી નથી. જે વ્યકિતને અલ્લાહની ઓળખ થઈ જાય છે તે કયારેય અલ્લાહ તઆલાની નાફરમાની કરતો નથી. જેમકે અંબિયાએ કિરામ (અલૈ.) કે તેમનાથી કોઈ પણ ગુનોહ ભલે નાનો હોય કે મોટો, નથી થતો. (અલબત્ત નબી અને વલીમાં એક મોટો તફાવત એ છે કે નબી ગુનાહોથી માસુમ હોય છે જયારે કે વલી ગુનાહોથી માસુમ નથી હોતો) તે સિવાય વલીઓથી જો કોઈ ગુનોહ થઈ જાય તો તેઓ જયાં સુધી તોબા ન કરી લે ચેન – આરામ થતું નથી અને દિલને શાંતિ મળતી નથી. માટે જે વ્યકિતની આવી સ્થિતિ થઈ ગઈ તો સમજી લેવું કે તેને અલ્લાહ પાકની ઓળખ પ્રાપ્ત થઈ ગઈ છે.

મોઢાથી તો દરેક વ્યકિત કહે છે કે અલ્લાહ અમારો માલિક છે. તેણે આપણને પેદા કર્યા છે, તે અમારો પાલનહાર છે વગેરે, પરંતુ જયારે કોઈની સાથે ઝઘડો થાય અથવા ગુસ્સો આવે, વારસા વહેંચણી નો સમય આવે, શરીઅત પ્રમાણે વેપાર કરવાનું કહેવામાં આવે, શરીઅત વિરુધ્ધ જે નફો મેળવ્યો છે તે બધો નફો સવાબની નિય્યત વગર સદકો કરી દેવામાં આવે, તે વખતે શરીઅતની ઓળખ છે કે નહી ? તેની કસોટી થાય છે. શરીઅતના દરેક હુકમને પુરો કરવો જ મઅરિફત – ઓળખ છે. શરીઅત અને મઅરિફત અલગ નથી. જયારે કસોટી આવે છે તો ગુંજાઈશ, મસ્લિહતનો સહારો લેવામાં આવે છે. અંતે એવું કહીને દિલને સમજાવી દેવામાં આવે છે કે ઉગ્રવાદી ઉલમાએ કિરામ સખ્તી કરે છે. બધુ ચાલે છે, અલ્લાહ માફ કરી

દેશે, આ મઅરિફત નથી બલકે જહાલત છે.

એક યહૂદી આલિમ આપ (સલ.)ની ખિદમતમાં હાજર થયા અને કહયું કે એ મુહમ્મદ (અથવા એ અબૂલ કાસિમ) ! બેશક અલ્લાહ તઆલા કયામતના દિવસે આકાશને એક આંગળી પર અને બીજી બધી મખ્લૂકને પાંચમી આંગળી પર રાખીને આંગળીઓને હલાવશે અને એવું કહેશે. " હું બાદશાહ છું, હું જ બાદશાહ છું" . તો નબીએ કરીમ (સલ.) એ યહૂદી આલિમની વાત પર આશ્ચર્ય સાથે હસવા લાગ્યા અને તેના સમર્થનમાં કુર્આને પાકની આયત તિલાવત ફરમાવી :

وَمَا قَدَرُوا اللهَ حَقَّ قَدْرِهٖ

અલ્લાહની જેવી અઝમત કરવી જોઈએ એવી અઝમત એ યહૂદી ન કરી શકયા.

મતલબ એ છે કે એવું જ્ઞાન હોવા છતાં અલ્લાહના એક સત્ય નબીને માનવા અને તેમની ઉપર ઈમાન લાવવા માટે તૈયાર નથી, તો તેમણે અલ્લાહની શી કદર કરી ? શું માત્ર એટલું જાણી લેવાથી અલ્લાહ પાક રાજી થઈ જશે ? માત્ર જાણી લેવું જ અલ્લાહનો હક છે ? ના, અસલ હક તો ફરમાંબરદારી અને મઅરિફત – ઓળખ છે. (મુસ્લિમ શરીફ : ૨ / ૩૭૦, હદીસ નં. ૧૯ – ૨૭૮૬)

## (૯) દરેક હાલતમાં રોજી આપનારો અલ્લાહ છે.

**સવાલ (૨૮) :** જમીન વેચવાની સખત જરૂરત છે. જો જમીન વેચાઈ ગઈ તો મારી અવલાદના ભાગમાં કોઈ વસ્તુ નહીં આવે અને ખેડૂત ગણાય નહીં, પછી કેવી રીતે રોજી રોટી મેળવશે, એટલા માટે મારે શું કરવું ? શું કોઈ ખોટો તરીકો અપનાવી શકાય છે, જેથી જમીન વેચવી ન પડે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જમીન વેચાઈ જશે તો પણ અલ્લાહ રોજી આપનાર છે. રોજીનો જિમ્મેદાર અલ્લાહ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે.

وَمَا مِنْ دَآبَّةٍ فِي الْاَرْضِ اِلَّا عَلَى اللهِ رِزْقُهَا

**તર્જુમો :** અને કોઈ પણ પૃથ્વી પર ચાલનાર પ્રાણી એવું નથી કે જેની રોજી અલ્લાહના જિમ્મે ન હોય. (સૂરએ હૂદ : ૬)

એટલે અલ્લાહ તઆલા પર ભરોસો કરો અને કોઈ ખોટો તરીકો ન અપનાવો, સાથે દુઆ કરો કે અલ્લાહ તઆલા કોઈ રસ્તો પેદા કરી દે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

إِنَّ اللّٰهَ لَا يَغْفِرُ أَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدِ افْتَرٰٓى إِثْمًا عَظِيْمًا ﴿٤٨﴾

**તર્જુમો :** બેશક અલ્લાહ તઆલા આ વાતને (કદી) માફ કરતો નથી કે તેની સાથે કોઈને શરીક કરવામાં આવે અને એથી ઉતરતા ગુનાહ જેના માટે ચાહશે તેને બખ્શી દેશે અને જેણે અલ્લાહ તઆલાનો શરીક ઠેરવ્યો તેણે મહાપાપ કર્યુ. (સૂરએ નિસાઅ : ૪૮)

# અલ્લાહ તઆલાની ઝાત અને સિફાતમાં કોઈને શરીક કરવો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# શિર્કનું બયાન

## (૧) શિર્કના શબ્દો બોલવા અને તૌબા

**સવાલ (૨૯) :** મારી ઉપર કોઈએ જાદુ કર્યું હતું, એટલે ઈલાજ માટે અલગ અલગ કબરો ઉપર જવાનું થયું. હું કબરની આજુબાજુ ફરતો હતો અને આ પ્રકારના શબ્દો બોલતો હતો. "તેને નષ્ટ કરી દો, સળગાવી દો."

મેં કબરો પર જઈને આ પ્રકારના જે શબ્દો કહયા તે માત્ર એ સમજીને કહયા કે કબરમાં આરામ કરતા બુઝુર્ગ પોતાની કરામતને કારણે તેને દૂર કરી દેશે. પરંતુ મને એ શબ્દો બોલવા પર સમજમાં આવતું ન હતું. દિલમાં એ વાત ખટકતી રહી કે કયાંક આ શિર્કના શબ્દો તો નથી અને ખબર નહી કે મારી તૌબા કબૂલ થશે કે નહી ? મેં આ વિશે તપાસ કરતા કરતા નીચેની વાતો વાંચી છે.

(૧) "મરનેકે બાદ કયા હોગા" પુસ્તકના લેખક મવલાના આશિક ઈલાહી સાહેબ મેરઠી (રહ.) છે. મવલાના મેરઠી (રહ.) પુસ્તકમાં એક જગ્યાએ અલ્લાહના રસૂલ (સલ.)ની હદીસ બયાન કરે છે કે અલ્લાહ ના રસૂલ (સલ.) ની શફાઅત – ભલામણ માત્ર તે લોકોના હકમાં ફાયદા કારક થશે જેમણે શિર્ક ન કર્યુ હોય.

(જામિઅ મોઅમર બિન રાશિદ : ૧૧ / ૪૧૩)

(૨) કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે " હું શિર્ક સિવાયના તમામ ગુનાહોને માફ કરી દઈશ. (સૂરએ નિસાઅ : ૪૮)

(૩) બેહિશ્તે ઝેવર ગુજરાતીમાં લખ્યું છે કે તોબાનો મતલબ કુફ્ર અને શિર્કથી તોબા નથી. બલકે બીજા ગુનાહોથી તોબા છે. જયારે કે ઈમાનનો મતલબ કુફ્રથી તોબા કરીને ઈસ્લામમાં દાખલ થવું છે. હવે સવાલ એ છે કે મારી તોબા કબૂલ થશે કે નહી ? મારા માટે શરીઅતમાં શું હુકમ છે ? હું મુસલમાન બાકી રહયો કે નહી ? હું શફાઅતનો હકદાર છું કે નહી ? આ વિશે કુર્આન અને હદીસની રોશનીમાં મારો શું હુકમ છે ? સંતોષકારક જવાબ આપવા નમ્ર અરજ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે માત્ર એક–બે હદીસો પઢી છે, હદીસની બીજી કિતાબો પર આપની નજર નથી. એટલા માટે આપને શંકા થઈ રહી છે.

આપ ઈલાજ માટે કબર પર ગયા હતા, ત્યાં જો આપે એવી દુઆ માંગી હતી કે હે અલ્લાહ ! હું આ કબરવાળાના વસીલાથી તારાથી દુઆ કરું છું કે મારું જાદુ, મારી બિમારી અને મારી બધી તકલીફ દૂર કરી દે. તો આપ (મુસલમાન છો. ઈસ્લામથી નથી નીકળ્યા. (ઈમ્દાદુલ ફતાવા : ૬ / ૩૩૭) પરંતુ આપે કબર પર જઈને તવાફ કર્યો અને ત્યાં બીમારીથી શિફાની દુઆ એ અકીદાથી માંગી કે કબરવાળા બુઝુર્ગ વલી મારી તમામ પરેશાની અને બિમારીને દૂર કરી દેશે અને આપનો એ અકીદો પણ છે કે વલીઓ બિમારીથી શિફા આપે છે. તો આ અકીદાને કારણે આપ મુર્તદ – ધર્મ વિમુખ થઈ ગયા. (રૂહુલ મઆની : ૩ / ૨૯૮) અલબત્ત તેના પછી આપે તૌબા ઈસ્તિગ્ફાર કરી લીધો અને પોતાના ગુનાહો પર પસ્તાવા સાથે અલ્લાહ તઆલાથી માફી માંગી લીધી અને બીજી વખતે કમિલો પઢીને આપે પોતાનો અકીદો ઠીક કરી લીધો કે તમામ વસ્તુઓ અલ્લાહ જ કરે છે. કોઈનું બિમાર પડવું અથવા તંદુરસ્ત થવું, માત્ર અલ્લાહ તઆલાની મરજીથી જ થાય છે, તો આપ બીજી વખતે ઈસ્લામમાં દાખલ થઈ ગયા. (શર્હે ફિકહુલ અકબર : ૧૯૮) પરંતુ પત્નીથી તો ફરીવાર નિકાહ પઢવા જરૂરી બનશે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૯૩)

જે કાફિરોનું મૃત્યુ શિર્ક પર થયું, તેમના માટે કોઈની પણ શફાઅત – ભલામણ ફાયદાકારક નથી. આપ તો જીવતા છો, કુફ્ર અને શિર્કના કાર્યોથી તોબા કરી રહયા છો, તો આપને શફાઅત – ભલામણથી ફાયદો થશે. ગભરાવવાની અને ડરવાની જરૂરત નથી, અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

إِنَّ اللّٰهَ لَا يَغْفِرُ أَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ

માટે દરેક મુસલમાનનો એ અકીદો હોવો જોઈએ કે જેનું મૃત્યુ શિર્ક પર થયું છે. તેની મગફિરત નહી થાય તે સિવાય અલ્લાહ જેની મગફિરત ઈચ્છશે કરી દેશે.

નઝઅ–મૃત્યુનો અંતિમ સમય શરૂ થતા પહેલા જે પણ પોતાના કુફ્ર અને શિર્કથી તોબા કરશે, તો તેની તોબા કબૂલ કરવામાં આવશે. (તિર્મિઝી : ૨ / ૧૯૪, હદીસ નં. ૩૫૩૭) તોબાનો દરવાજો કયામત સુધી દરેક વ્યકિત માટે મૃત્યુની અંતિમ ઘડી પહેલા પહેલા સુધી ખુલ્લો છે. (મુસ્લિમ શરીફ : ૨ / ૩૪૬, હદીસ નં. ૩૪ – ૨૭૦૩) એક લાખ ચોવીસ હજાર સહાબએ કિરામ (રદિ.) ઈસ્લામ કબૂલ કરતા પેહલા શિર્કમાં ડૂબેલા હતા, પરંતુ જયારે તેમની ઉપર ઈસ્લામના કિરણો પડયા અને તેમણે

ભૂતકાળના કાર્યોથી તોબા કરી, તો અલ્લાહ તઆલાએ તેમની તોબા કબૂલ કરી લીધી અને કયામત સુધી પોતાની ખુશીનો પરવાનો આપી દીધો.

ટુંકમાં કયામત સુધી તોબાનો દરવાજો દરેક માટે ખુલ્લો છે. એટલા માટે આપને પણ તોબાની જરૂરત છે, એ લોકોએ પણ નઝઅ – મૃત્યુની અંતિમ ઘડી પહેલા આ જ દુનિયામાં તોબા કરી છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ચેપી રોગનો અકીદો ઈસ્લામની વિરુધ્ધ છે.

**સવાલ (૩૦) :** મારો એક મિત્ર છે, તેના બે પુત્રો છે, ત્રણ વર્ષથી તેની પત્નીને સફેદ કોઢની બીમારી થઈ ગઈ છે, મારા મિત્રનું માનવું છે કે એ બિમારી કૌટુંબિક છે. એટલે તે ડરને કારણે વધારે બાળકો જન્મવા માંગતો નથી. એટલા માટે તે ગર્ભ ન રહે એવી દવા તો વાપરતો નથી પરંતુ સંભોગ વખતે વીર્ય સ્ખલન કરી દે છે. શું આ રીતે કરવું જાઈઝ છે ? શું આ રીતે બાળકોનો જન્મ રોકી શકાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું : "લા અદ્વા" (બુખારી શરીફ : ૨ / ૮૫૦) મતલબ કે છુત એટલે કોઈ બિમારીનું બીજાને લાગવું કોઈ હકીકત નથી રાખતું. (બુખારી : ૨ / ૮૫૦, હદીસ નં. ૫૭૦૭)

લોકોનું માનવું હતું કે અમુક બિમારીઓ દા.ત. ખરજવું, શીતળા, આંખો આવવી અને આબોહવાની અસર કારણે જે બિમારીઓ ફેલાય છે ઉપરાંત કોલેરા વગેરે ચેપી હોય છે, કોઈ એકને જો થઈ જાય તો તેના સંપર્કથી બીજાને પણ થાય છે.

માટે એક ગ્રામ્ય વિસ્તારના સહાબી (રદિ.) જે પોતાના અનુભવોને કારણે ખંજવાળને ચેપી રોગ સમજતા હતા. અલ્લાહના રસૂલ (સલ.) થી અરજ કરી કે હે અલ્લાહના રસૂલ ! અમે અમુક ઊંટોને જોઈએ છીએ કે જે પોતાની તંદુરસ્તી અને પોતાના ચામડાની સફાઈને કારણે હરણની જેમ રણમાં દોડે છે. પરંતુ કોઈ ખુજલીવાળો ઊંટ આવી જાય છે તો તે બીજાને ખુજલીવાળા બનાવી દે છે (જાણે કે ખુજલી ચેપી રોગ છે) આપ (સલ.) એ ફરમાવ્યું કે બતાવો પહેલા ઊંટને ખુજલી કેવી રીતે થઈ ? (બુખારી શરીફ : ૨ / ૮૫૧ હદીસ નં. ૫૭૧૭)

એટલે ખુજલી થવા માટે એ જરૂરી નથી કે તે કોઈને ઉડીને લાગે, માટે જેવી રીતે તે તંદુરસ્ત ઊંટોમાં ખુજલીવાળા ઊંટને ખુજલી થવી એ ખુદાની તકદીર છે,

એવી રીતે બીજા ઊંટોને પણ ખુજલી થવી પણ ખુદાના હુકમ અને કુદરત પ્રમાણે થાય છે, અલ્લાહના હુકમ વગર કોઈને કોઈ બિમારી લાગી શકતી નથી. માત્ર સંપર્કથી પણ કોઈને કોઈ બિમારી લાગતી નથી. જે વિશે લોકોનો ખ્યાલ છે કે આ રોગ ચેપી છે. (ફત્હુલ બારી : ૧૦ / ૨૪૧, ઉમ્દતુલ કારીઃ ૨ / ૨૮૮)

એટલા માટે મુસલમાનોનો અકીદો હોવો જોઈએ કે અલ્લાહના હુકમ વગર કોઈ બિમારી નહી થાય.

જો કે માનવી કમજોર છે, તેથી રસૂલુલ્લાહ(સલ.) એ માનવીની તબિયત અને તેના સ્વભાવનો પણ ખ્યાલ રાખતા ફરમાવ્યું કે કોઢની બિમારીવાળાથી એવી રીતે દૂર રહો જેવી રીતે તમે વાઘથી ભાગો છો, આ હુકમનું કારણ માત્ર એટલું જ છે કે માનવીનું ઈમાન કમજોર ન થઈ જાય અને તોહીદમાં તેને શંકા પેદા ન થઈ જાય.

(બુખારી : ૨ / ૮૫૦, હદીસ નં. ૫૭૦૭)

એટલે માનવી ખુજલીવાળાની અને કોઢવાળાની સાથે રહેતા જો તે બિમારીમાં સપડાઈ ગયો તો કમજોર અકીદાવાળો કહેશે કે ખુજલી અને કોઢવાળાના સંપર્કમાં રહેવાથી મને આ બિમારી થઈ છે. એટલા માટે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તેનાથી દૂર રહો. પરંતુ રસૂલુલ્લાહ (સલ.) નો અમલ એ છે કે એક કોઢવાળાનો હાથ પકડીને ફરમાવ્યું : આ પ્યાલામાં ખાઓ, અલ્લાહ પર ભરોસો કરો, તો તેણે પ્યાલામાં ખાધું. (ઈબ્ને માજહ : ૨૫૩, હદીસ નં. ૩૫૪૨)

એવી રીતે પ્લેગની બિમારી વિશે ફરમાવ્યું કે જે શહેરમાં પ્લેગ ફાટી નીકળે ત્યાં ન જાઓ અને જો પહેલાથી એ શહેરમાં હોવ તો ત્યાંથી બહાર ન જાઓ. (બુખારી શરીફ : ૧ / ૪૯૫, હદીસ નં. ૩૪૭૩) કારણ કે શહેરમાં જવાથી જો એ બિમારી ખુદાની તકદીરથી લાગુ પડી ગઈ તો કમજોર ઈમાનવાળો સમજશે કે ફલાણાં શહેરમાં આવ્યો, એટલા માટે બિમારી લાગી ગઈ અને તેનો અકીદો ખરાબ થશે. આપ (સલ.) એ અકીદાની ખરાબીથી બચવા માટે એ શહેરમાં જવાથી જ મનાઈ ફરમાવી દીધી. (શર્હે નુખ્બતુલ ફિક્ર : ૯૨)

ટુંકમાં બિમારી ચેપી નથી અને એવું સમજવું કે બિમારી ચેપી છે તો તે ઈસ્લામી તાલીમની વિરુધ્ધ છે.

માટે જો તમારો મિત્ર કોઢને ચેપી રોગ સમજે છે તો તેણે પોતાના આ ખ્યાલથી તોબા કરવી જોઈએ કે એ ગેર ઈસ્લામી છે.

પરંતુ જો તે તોહીદમાં મજબૂત છે. તેનું અલ્લાહ તઆલા પર ઈમાન મજબૂત છે, પરંતુ એ વિચારે છે કે હું કમજોર છું, જો મારી અવલાદને કોઢ થઈ ગયો તો કયાંક મારા અકીદામાં કમજોરી ન આવી જાય. એટલા માટે તે વધુ બાળકો ન થવાની યુકિત કરે છે, તો જાઈઝ છે, પરંતુ એવી યુકિત અપનાવે જે શરીઅતમાં જાઈઝ હોય, જો તે પોતાની પત્નીથી વીર્ય સ્ખલન કરે છે તો જાઈઝ ગણાશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩૩૪) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) પીરની દરગાહ પર પકવાન પેશ કરવું અને તે પકવાનને ખાવાનો શરઈ હુકમ

**સવાલ(૩૧) :** અમારી પડોસમાં એક " કોલિયાદ" નામનું ગામ છે, ત્યાં " કાસમશાહ મિઠ્ઠુશાહ" નામની કોઈ પીર સાહેબની દરગાહ છે.. લોકો તેમના નામની મન્નતો માનીને દાલ– પુલાવ અને ગોશ્તની દેગો પેશ કરે છે અને ત્યાં આવનારાઓને પીર સાહેબના નામ પર આપવામાં આવેલી વસ્તુઓમાંથી ખવડાવે છે. અમારે ત્યાં એક ઈમામ સાહેબ છે, તેઓ પોતે ખૂબ જ પરહેઝગાર છે, તેઓ પણ ત્યાં ગયા હતા, અને તેમને પણ ચઢાવાનું ખાવાનું ખવડાવવામાં આવ્યું, તો શું તેમના માટે તે ખાવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાસમશાહ મિઠ્ઠુશાહ" અથવા કોઈ પણ સાહેબની દરગાહ પર જઈને મન્નત માનવી, ચઢાવો ચઢાવવો જાઈઝ નથી, હરામ છે, નઝર માત્ર અલ્લાહ તઆલા માટે હોય છે. અલ્લાહ તઆલા સિવાય કોઈ બીજા માટે નઝર માનવી, કોઈ બીજાથી મન્નત માંગવી જાઈઝ નથી, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૪૩૯, બહરુર્રાઈક : ૨ / ૩૨૦, ૩૨૧) એટલા માટે પીર સાહેબની દરગાહ પર દાલ–પુલાવ અને ગોશ્ત વગેરે ખવડાવવું જાઈઝ નથી, જે લોકો તે ખાવામાં જોડાશે તે ગુનેહગાર થશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગૌષ પાકના નામ પર બકરો ઝબહ કરવો અને તેને ખાવો

**સવાલ(૩૨) :** ગૌષ પાક (રહ.) ના નામ પર બકરો ઝબહ કરીને નઝરો નિયાઝનું ખાવાનું રાંધીને લોકોને ખવડાવવું અથવા મલીદો બનાવવો અને ગૌષ પાક (રહ.) ના નામ પર ચઢાવો ચઢાવવો કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બકરો અથવા કોઈ હલાલ જાનવરને અલ્લાહ તઆલાના નામ પર ઝબહ કરવું જરૂરી છે, (રૂહુલ મઆની : ૩ / ૨૩૧) જો ગૌષ પાક (રહ.) ના નામ પર બકરો ઝબહ કરવામાં આવ્યો છે અથવા નામ તો અલ્લાહનું જ લીધું હોય પરંતુ ઝબહ ગૌષ પાક (રહ.) માટે કર્યો હોય, કોઈ પણ રીતે તેનું ગોશત ખાવું જાઈઝ નથી. ઉપરાંત તેમના નામનો મલીદો અને નઝરો નિયાઝનું ખાવાનું પણ જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૦૯, તફસીરે કબીરી : ૫ / ૧૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મૂર્તિની પૂજા કરવી અને તેના ગળામાં ફુલનો હાર ચઢાવનારનો હુકમ

**સવાલ (૩૩) :** બારડોલીમાં ગણપતિ વિસર્જનના સમયે જયારે ગેર મુસ્લિમોનું ગણપતિનું જુલુસ નીકળ્યું તો એક મુસલમાને તેની સામે હાથ જોડયા, પૂજા કરી અને તેના ગળામાં ફૂલનો હાર પહેરાવ્યો, સવાલ એ છે કે આ કાર્યથી શિર્ક અને કુફ્ર લાગુ પડશે ? જો શિર્ક થાય તો તેની ઉપર કુફ્ર પણ લાગુ પડશે ? એવા વ્યકિત સાથે ગામવાળાઓએ કેવો વ્યવહાર કરવો જોઈએ? જો ગામવાળાઓ એ વ્યકિતના આ શિર્કિયા કાર્ય પર મૌન ધારણ કરે તો તેમને ગુનોહ થશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગણપતિને ફૂલનો હાર પહેરાવવાથી અને ગેર મુસ્લિમોની જેમ તેની સાથે હાથ જોડીને પ્રાર્થના – પૂજા ખુશીથી કરવાથી વ્યકિત ઈમાનથી નીકળી જાય છે. કારણ કે ઈબાદત અને પ્રાર્થના અલ્લાહ તઆલા સિવાય કોઈ બીજાની જાઈઝ નથી.

(સૂરએ બકરહ : ૧૬૩, સૂરએ તૌબા : ૩૧)

એવી રીતે ગેર મુસ્લિમોના ધાર્મિક તહેવારોનો આદર કરવો અને તેને સારા સમજવાથી પણ વ્યકિત ઈમાનથી નીકળી જાય છે. (શર્હે ફિકહે અકબર : ૨૨૭–૨૨૮)

"ખુલાસતુલ ફતાવા" માં છે કે જો અગ્નિપૂજકોના તહેવારો પર કોઈ પારસીએ કોઈ મુસલમાનને ઈંડા ભેટ આપ્યા, તો કબૂલ કરનાર કાફિર થઈ જશે, કારણ કે તેને ઈંડા કબૂલ કરીને કુફ્ર પર તેની મદદ કરી અથવા એ દિવસોમાં તેની સમાનતા અપનાવી. (શર્હે ફિકહે અકબર : ૨૨૯)

"મજમઉલ નવાઝિલ"માં છે કે અગ્નિ પૂજકો પોતાના નવરોજના તહેવાર

પર કોઈ જગ્યાએ એકત્ર થયા હોય, તેમને જોઈને કોઈ મુસલમાન એમ કહે કે "આ ખૂબ જ સારો તહેવાર અને કેટલો ઉત્તમ તરીકો છે. "તો એ પ્રકારના કલિમા બોલવાથી તે ઈમાનથી નીકળી જશે. (શર્હે ફિકહુલ અકબર : ૨૨૯)

"ફતાવા સુગરા"માં છે કે જો કોઈ મુસ્લિમ ગેર મુસ્લિમ, પારસી અથવા યહૂદી, ખ્રિસ્તીના તહેવાર પ્રસંગે કોઈ વસ્તુ બરકતવાળી સમજીને ખરીદે અથવા પવિત્ર સમજીને ખરીદે, તો ઈમાનથી નીકળી જશે.

ઉપરના ફતાવાથી એ વાત સ્પષ્ટ થઈ કે જે વ્યકિત ગેર મુસ્લિમોના તહેવારોનો આદર કરે, તેને સારો સમજે અથવા એ દિવસોને પવિત્ર સમજીને લેવડ – દેવડ કરે, તો તેનું ઈમાન નીકળી જાય છે.

ગેર મુસ્લિમોને ત્યાં ગણપતિને ખુદાનો અવતાર સમજવામાં આવે છે, તેની ઉપર ફૂલનો હાર ચઢાવવો અને તેની સામે ગેર મુસ્લિમોની જેમ હાથ જોડીને પ્રાર્થના કરવી કુફ્ર અને શિર્કનું કામ છે. માટે ઉપરોકત કાર્ય કરનારો ઈમાનથી નીકળી જશે અને તેને કારણે તેની પત્ની પણ તેના માટે હરામ થઈ જશે. માટે તેને ફરીથી કલિમો પઢીને એ કામોથી તોબા કરીને ફરી વખતે નિકાહ પઢવો જરૂરી છે.

(રદ્દુલ મુહ્તાર : ૩ / ૧૯૩, ૧૯૪)

ગામ લોકો માટે જરૂરી છે કે તે વ્યકિતને સાચો અકીદો સમજાવે જેથી તે પોતાની આ ખોટી હરકત પર પસ્તાવો કરીને કલિમો પઢી લે અને ફરી વખતે નિકાહ પઢીને ઈસ્લામી શરીઅત પ્રમાણે જીવન વિતાવે, જો તે ગામ લોકોની વાત કબૂલ કરી લે તો સારી વાત છે, નહી તો ગામ લોકો માટે જરૂરી છે કે તેઓ તેનાથી સંબંધ કાપી નાંખે.

એ વાતનું પણ ધ્યાન રાખવામાં આવે કે અલ્લાહ તઆલા સૂરએ કાફિરૂનમાં ફરમાવે છે " તમારા માટે તમારો દીન અને મારા માટે મારો દીન." (સૂરએ કાફિરૂન : ૬) માટે જો ગેર મુસ્લિમો પોતાના ધર્મ પ્રમાણે કોઈ કામ કરે છે તો કોઈ મુસલમાને તેમાં દખલ કરીને ફિત્નો ઊભો કરવો નાજાઈઝ અને હરામ છે, હા, મુસલમાનો માટે જરૂરી છે કે તેઓ પોતાના અકીદા, દીન અને દીનની નિશાનીઓ પર મજબૂતી સાથે પાબંદ રહે. જાની અથવા માલી ફાયદા માટે આ પ્રકારના ઢોંગ ન કરે કે તેને કારણે ઈમાન નષ્ટ થઈ જાય. અલ્લાહ તઆલા બધાને નેક કામોની તૌફીક અતા ફરમાવે. આમીન ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૬) એક કવ્વાલીના કેટલાક અશઆરનો હુકમ

**સવાલ (૩૪) :** આજકાલ પાકિસ્તાની કવ્વાલ : ગુલામ ફરીદ અને ગુલામ મકબૂલની નીચેની કવ્વાલી સાંભળવા મળે છે.

(૧) ભર દે ઝોલી યા મુહમ્મદ   લોટકર મૈં ન જાઉંગા ખાલી

(૨) "ગૌષ" કે ચાહનેવાલોંકો ખુદા મિલતા હે.....

(૩) હકીકતમેં વો લુત્ફે ઝિંદગી પાયા નહી કરતે.
જો યાદેં મુસ્તફાસે દિલોકો બેહલાયા નહી કરતે

તેમાં ખુદાની સાથે ગેરૂલ્લાહને શરીક કરવામાં આવ્યા છે જે તોહીદના તકાદાની બિલકુલ વિરૂધ્ધ છે. માટે એ અશઆરનું પઢવું અને સાંભળવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પહેલા શઅરમાં જો શાયર રસૂલુલ્લાહને જ ઝોલી ભરનાર સમજે છે તો ઈમાનથી નીકળી જશે. એટલા માટે કે નફો – નુકસાન, પ્રગતિ અને પડતી, ગરીબી અને માલદારી ટુંકમાં દરેક વસ્તુનો ફેસલો ખુદા તરફથી છે અને દરેક વસ્તુ ખુદા તરફથી જ મળે છે. (સુરએ અઅ્રાફ : ૧૮૮) અલ્લાહ તઆલાને મંજુર ન હતું તો અબૂ તાલિબને ઈમાન ન મળ્યું હાલાંકે રસૂલુલ્લાહ (સલ.) ઈચ્છતા હતા કે તેઓ ઈમાન લઈ આવે, પરંતુ અલ્લાહની મરજી ન હતી, એટલા માટે તેઓ ઈમાન ન લાવ્યા, અલ્લાહ તઆલાએ એ સિલસિલામાં આયત ઉતારી :

إِنَّكَ لَا تَهْدِي مَنْ أَحْبَبْتَ وَلَٰكِنَّ اللَّهَ يَهْدِي مَن يَشَاءُ ۚ وَهُوَ أَعْلَمُ بِالْمُهْتَدِينَ ﴿٥٦﴾

**અર્થ :** (હે મુહમ્મદ સલ.!) આપ જેને ચાહો તેને હિદાયત પર લાવી શકતા નથી, પરંતુ અલ્લાહ (જેને)ચાહે તેને હિદાયત પર લાવે છે અને તે જ હિદાયત પામનારાઓને સારી રીતે જાણે છે. (સૂરએ કસસ : ૫૬)

માટે જો શાયર રસૂલુલ્લાહ (સલ.)ને ઝોલી ભરનારા સમજશે તો ઈસ્લામથી નીકળી જશે અને જો તેનો હેતુ એ છે કે રસૂલુલ્લાહ (સલ.) સબબ છે, નહીંતર દરેક વસ્તુ અલ્લાહ તરફથી જ મળે છે તો એ જાઈઝ છે.

(૨) જે ગૌષ પાકને ચાહે, તેને જ અલ્લાહ પ્રાપ્ત થાય છે, તેમના વગર અલ્લાહ તઆલા સુધી પહોંચી શકાતું નથી. આ વાત સાચી નથી અને જો એ અર્થ છે કે જે લોકો શરઈ સિધ્ધાંત પ્રમાણે, અતિરેક વગર ગૌષ પાક (રહ.) થી મુહબ્બત કરે છે અને તેમના બતાવ્યા માર્ગ પ્રમાણે ચાલે છે તો અલ્લાહ તઆલા તેમનાથી

મુહબ્બત કરવા લાગે છે, એવી રીતે તે અલ્લાહ તઆલાનો પ્રિય બની જાય છે. જો આ મતલબ છે તો સહીહ છે. એટલા માટે કે વલી તે જ માર્ગ બતાવશે જે નબીએ કરીમ (સલ.) એ ઉમ્મતને બતાવ્યો છે અને અલ્લાહની ઓળખ સુન્નતની પેરવીમાં જ છે. સુન્નતની પેરવી વગર અલ્લાહ તઆલા સુધી પહોંચવું અશકય છે, માટે જે લોકો સુન્નતની પેરવી કરતા નથી તેઓ અલ્લાહ સુધી પહોંચી શકતા નથી.

(૩) તેનો અર્થ બિલ્કુલ સહીહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કબરો ઉપર ફૂલ અને નારિયેલ વગેરે ચઢાવવું હરામ છે.

**સવાલ (૩૫)** : વલીઓની કબરો પણ ઘણી વસ્તુઓ લોકો ચઢાવે છે. દા.ત. નારિયેલ, રૂપિયા, અગરબત્તી વગેરે, એવી રીતે કબરો ઉપર ખાવાનું પણ તૈયાર કરવામાં આવે છે. તો શું ચઢાવવામાં આવેલ નારિયેલ ખાવું, ત્યાંથી રૂપિયા ઉઠાવી લેવા અને ત્યાં તૈયાર કરેલું ખાવાનું ખાવું યોગ્ય છે ? જો ત્યાં તૈયાર કરેલું ખાવાનું યોગ્ય નથી, તો એ ડરથી કે કોઈ બીજો પણ ન ખાય ફેંકી દેવું અથવા બરબાદ થવાથી બચાવવા માટે કોઈ વિકલ્પ છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબરો ઉપર અગરબત્તી અને નારિયેલ વગેરે ચઢાવવું જાઈઝ નથી. મુફતીયાને કિરામે તેને "મા અહલુ બિહી લિગયૂરિલ્લાહ"માં શામેલ કર્યુ છે.

બુઝુર્ગોની કબરો પર લોકો વિવિધ વસ્તુઓ ચઢાવે છે. એ અકીદામાં કે કબરવાળા બુઝુર્ગ ખુશ થઈને મારી તકલીફો દૂર કરી દેશે. મારી સમસ્યાઓ હલ કરી દેશે અને મારી હાજતો પૂરી કરશે. લોકોએ આ અકીદો રાખવો અને અવલિયાની કબરો સાથે આ પ્રકારનો અકીદો બિલકુલ જાઈઝ નથી, હરામ છે.

કબર પર ચઢાવવામાં આવેલી વસ્તુ, ચઢાવનારાની મિલ્કતમાં જ રહે છે. માત્ર ચઢાવવાથી તેની મિલ્કતમાંથી નીકળી જતી નથી. માટે કોઈ બીજો વ્યકિત ભલે તે મુજાવર કેમ ન હોય. માલિકની પરવાનગી વગર તે વસ્તુઓ જાતે વાપરી શકતો નથી અને ન બીજા કોઈને આપી શકે છે અને ન ખવડાવી શકે છે. તે વસ્તુઓને ત્યાં જ છોડી દેવામાં આવે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૪૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કબરો પર ચઢાવવામાં આવેલી વસ્તુઓ લેવી યોગ્ય નથી.

**સવાલ(૩૬) :** જો કોઈ વ્યકિત કોઈને કોઈ વસ્તુ દા.ત. ફુલ, અગરબત્તી, નારિયેલ વગેરે દરગાહ પર ચઢાવવા માટે આપે તો શું તે વ્યકિત (જેને આપવામાં આવે છે.) માટે જાઈઝ છે કે તે ઉપર બયાન કરેલી વસ્તુઓ લઈને ખાય જાય અથવા ફેંકી દે અથવા બીજાને આપી દે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચઢાવો ચઢાવવા માટે કોઈ વસ્તુ લેવી જાઈઝ નથી. ગુનાહના કામમાં મદદ છે. તેનાથી બચવું જરૂરી છે. (સૂ.માઈદહ: ૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) અવલિયાનું પોતાના મૃત્યુ પછી પોતાના મુરીદોને ફૈઝ પહોંચાડવું.

**સવાલ (૩૭) :** જયારે કોઈનું મૃત્યુ થઈ જાય છે, તો તેના બધા અમલોનો સિલસિલો ખતમ થઈ જાય છે. તો સવાલ એ થાય છે કે અવલિયા પોતાના મૃત્યુ પછી પોતાના મુરીદોને કોઈ ફાયદો પહોંચાડી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ વલી, પીર માત્ર અલ્લાહ તઆલાના હુકમથી જ ફાયદો પહોંચાડી શકે છે. તેમના વિશે મૃત્યુનો શબ્દ આવતો નથી. બલકે અલ્લાહ પાકે ફરમાવ્યું :

وَلَا تَقُوْلُوْا لِمَنْ يُّقْتَلُ فِىْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتٌ ؕ بَلْ اَحْيَآءٌ وَّلٰكِنْ لَّا تَشْعُرُوْنَ ﴿۱۵۴﴾

**અર્થ :** અને જેઓ અલ્લાહના માર્ગમાં માર્યા જાય તેઓને (સામાન્ય મુરદાઓ માફક) મરેલા ન કહો, બલકે તેઓ તો (એક પ્રકારે) જીવતા છે. પરંતુ તમે (તે જીવનને) સમજી શકતા નથી. (સૂરએ બકરહ : ૧૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) અજ્ઞાનતામાં જ્યોતિષ પાસે ગયા પછી તોબા કરવી.

**સવાલ (૩૮) :** આપનું સંપાદન " અકાઈદે ઈસ્લામ" મારા એક મિત્ર પાસેથી મને મળ્યું છે. તેમાં જે કુફ્ર અને શિર્ક વિશે લખ્યું છે તેને વાંચીને મારા દિલમાં એક પ્રશ્ન થયો કે હું એક લાંબી મુદત સુધી જ્યોતિષ પાસે જઈને લગ્ન, વેપાર, બાળકો વગેરે વિશે પૂછતો રહયો, તે વખતે મને ખબર ન હતી કે આ કુફ્રનું કારણ અને મહાન પાપ

છે. ઉપરાંત તે વિશે આવેલી વઈદો–ધમકીઓનું પણ મને જ્ઞાન ન હતું. બાદમાં મને ખ્યાલ આવ્યો તો મેં તરત જ સત્ય દિલથી તોબા કરી લીધી, પરંતુ મારા મિત્રએ મને બતાવ્યું કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું : "જે ઈમાન લાવ્યા પછી કાફિર થઈ ગયા અને કુફ્રમાં આગળ વધતા જ રહયા તો તેમની તૌબા કબૂલ થશે નહીં." (સૂરએ આલિ ઈમરાન : ૯૦) તો ઉપરની હાલતમાં મારા માટે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો મિત્ર દીન અને હુકમોથી અજાણ છે. કિયામતની નિશાનીઓમાંથી છે કે દીન અને શરીઅતથી અજ્ઞાની લોકો સામાન્ય પ્રજાને ઉલ્ટી – સીધી વાતો બતાવશે, જાતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે. (બુખારી શરીફ : ૧ / ૨૦, હદીસ નંબર : ૧૦૦) જો તેમને કુર્આન અને હદીસનું થોડું પણ જ્ઞાન હોત તો આ પ્રકારની વાતો ન કહેતા. કારણ કે આયતનો તર્જુમો જે લખ્યો છે, તેમાં આપનો જવાબ છે. "ઈમાન લાવ્યા પછી કુફ્ર કર્યુ અને કુફ્રમાં આગળ વધતો જ રહયો. " પરંતુ તમે આગળ વધ્યા નથી. સત્ય અકીદાનું જ્ઞાન થતા આપે તોબા કરી લીધી અને ગુનાહોથી માફી માંગી લીધી અને અકીદો દુરૂસ્ત કરી લીધો, એટલે આપની તોબા ઈન્શાઅલ્લાહ કબૂલ થઈ ગઈ અને આપ મુસલમાન છો. પરંતુ આપ પોતાના વિશે ફેસલો કરો કે જો આનાથી પહેલા આપનો અકીદો ઈમાનથી નીકળી જવાનો હતો, તારાઓ અને ચંદ્રને માનતા હતા. તો ઈસ્લામથી નીકળી જવાને લીધે નિકાહ તુટી ગયા. (તન્વીરુલ અબ્સાર મઅ દુર્રે મુખ્તાર : ૩ / ૧૯૩) એટલે ઘરના ૫–૬ વ્યકિતઓની સામે નિકાહ ફરી પઢી લેવા જરૂરી છે. હદીસની કિતાબોમાં એ વાત પણ લખી છે કે સકરાત (જીવનની અંતિમ ઘડી સુધી) ની હાલત સુધી તોબાનો દરવાજો ખુલ્લો છે.

(ઈબ્ને માજહ : ૩૧૪ હદીસ નંબર : ૪૨૫૩)

માટે આપે જે તોબા કરી છે, તે અલ્લાહના દરબારમાં તેના ફઝલથી કબૂલ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સૂર્ય અને ચંદ્ર ગ્રહણના કારણો

**સવાલ (૩૯) :** સૂર્ય અને ચંદ્ર ગ્રહણનો શરઈ દ્રષ્ટિકોણ શું છે ? વિસ્તૃત જવાબ આપો, જેથી મુસલમાનોની ગેરસમજ દૂર થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) ના સુપુત્ર હઝરત ઈબ્રાહીમ (રદિ.)ની વફાત થઈ તે

દિવસે સૂર્ય ગ્રહણ થયું, તો ખોટા અકીદાને લીધે લોકો કહેવા લાગ્યા કે સૂર્ય ગ્રહણ કોઈ મહાન વ્યકિતની વફાતને કારણે થાય છે. વગેરે..... તો રસૂલુલ્લાહ (સલ.) એ ઉપરોકત અકીદાની મનાઈ ફરમાવી અને ફરમાવ્યું કે સૂર્ય અને ચંદ્ર અલ્લાહ તઆલાની મહાન નિશાનીઓમાંથી છે, અલ્લાહ તઆલા તેમનું નૂર (તેજ) છીનવીને ડરાવે છે. (બુખારી શરીફ : ૧ / ૧૪૨) જે લોકો તેમને મોટા સમજીને તેમની ઈબાદત કરે છે, તેમને બતાવવામાં આવે છે કે આ મખ્લુક છે, કોઈ પણ પ્રકારની બંદગીને લાયક નથી તેમનું નુર (તેજ) પણ અલ્લાહ તઆલાનું આપેલું છે, તેમની અંદર નફો – નુકસાનની કોઈ તાકત નથી. અલ્લાહ તઆલા જયારે ચાહે છે, તેમનું નુર ખેંચી લે છે, એટલા માટે એ બંદગીને લાયક નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَلَا تَجْعَلُوا مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ اِنِّیْ لَكُمْ مِّنْهُ نَذِیْرٌ مُّبِیْنٌ

તર્જુમો : અને અલ્લાહની સાથે અન્ય કોઈને મઅબૂદ ન ઠેરવો. બેશક, હું તમને તેના તરફથી સ્પષ્ટ રીતે ડરાવનાર (રસૂલ) છું.

(સૂરએ ઝારિયાત :૫૧)

# અલ્લાહ તઆલા સિવાય અન્યથી મદદ માંગવી

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# અલ્લાહ તઆલા સિવાય અન્યથી મદદ માંગવી

## (૧) યા રસૂલુલ્લાહ અને યા ગૌષ વગેરે કહેવું

**સવાલ (૪૦) :** મુકર્રમી જનાબ મુફતી સાહેબ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

શું ફરમાવે છે ઉલમાએ કિરામ નીચેના બે મસ્અલાઓ વિશે ?

(૧) એક વ્યકિત ચાલતા – ફરતા, ઉઠતા – બેસતા યા રસૂલુલ્લાહ, યા ગૌષ, યા પીર, યા ખ્વાજા બોલે છે. તો શું એ બોલવું જાઈઝ છે ? અને એવા વ્યકિતની પાછળ નમાઝ પઢવી દુરૂસ્ત છે અથવા નથી ?

## (૨) અંબિયા(અલૈ.) અને અવલિયા(રહ.) વિશે અકીદો રાખવો કે તેમને પુકારવાથી તેઓ તરત જ હાજર થઈ જાય છે, એ કેવું છે ?

**સવાલ (૪૧) :** શું અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.) ને અને બીજા અંબિયા (અલૈ.) અને અવલિયાએ ઈઝામને એટલી શકિત આપી છે કે તેમને કોઈ જગ્યાએથી પુકારવામાં આવે, તો તેઓ ત્યાં હાજર થઈ જાય છે ? શું એ વાત ઉલમાએ ઉમ્મતથી સાબિત છે ? અને શું ઈમામ આઝમ (રહ.) એ રસૂલુલ્લાહ (સલ.)ને ઉઠતા – બેસતા યા રસૂલુલ્લાહ પુકાર્યા છે ? અથવા પછી ઈમામ સાહેબથી કોઈ એવી વાત અરબી કિતાબમાં સાબિત છે કે યા રસૂલુલ્લાહ અને યા ગૌષ કહેવું જાઈઝ છે ?

**જવાબ (૧–૨) :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શિર્ક ફિઝ્ઝાત એ છે કે અલ્લાહ તઆલાની ઝાતમાં અન્યને શરીક માનવામાં આવે. જેમકે બે અથવા ત્રણ ખુદા માનવું, ભલે તે કોઈ પયગમ્બરને ખુદાના દરજા સુધી પહોંચાડી દેવું હોય, જેમકે ખ્રિસ્તીઓ ઈસા, મરયમ અને અલ્લાહ ત્રણેના જુથને ખુદા કહે છે અથવા બીજી મખ્લૂકને દિવ્યતાનો દરજ્જો આપવો. જેમકે અસત્ય ધર્મોના અનુયાયીઓ દેવી – દેવતાઓને અલ્લાહના દરજ્જા સુધી પહોંચાડી

દે છે. (તયસીરુલ્ અઝીઝિલ્ હમીદ : ૧ / ૨૬)

શિર્ક ફિસ્સિફાત એ છે કે અલ્લાહના તે સિફાત, જે તેની સાથે જ ખાસ છે. તેમને અન્ય માટે માનવામાં આવે, (જુહૂદ ઉલમાઈ હનફિય્યતિ ફી ઈબ્તાલિ .. :૧ / ૧૩૯૪) દા.ત. અંબિયા, રસૂલો અને અવલિયા વિશે એ અકીદો રાખવો કે તેઓ દરેક હાજર, ગેર હાજર વસ્તુને જાણે છે. દરેક જગ્યાએ દરેક વખતે હાજર છે. દરેક વાત સાંભળનાર અથવા જાણનાર છે, તેને શિર્ક ફિલ ઈલ્મ (અલ્લાહના ઈલ્મમાં ભાગીદારી), શિર્ક ફીસ્સમઅ (અલ્લાહની સાંભળવાની શકિતમાં ભાગીદારી) અને શિર્ક ફીલ બસર (અલ્લાહની જોવાની શકિતમાં ભાગીદારી) પણ કહી શકીએ છીએ તેને લીધે વ્યકિત ઈમાનથી નીકળી જાય છે.

માટે જો કોઈ વ્યકિત યા રસૂલુલ્લાહ, યા ખ્વાજા ગરીબ નવાઝ એ અકીદાથી કહે કે રસૂલ અને ખ્વાજા મારી દરેક વાત સાંભળે અને જાણે છે અને અમારી હાજતો પૂરી કરે છે તો તે ઈમાનથી નીકળી જાય છે, પછી જયારે તે મોમિન ન રહયો તો એવા વ્યકિત પાછળ નમાઝ જાઈઝ નહીં થાય, તેને ઈમામ બનાવવો જાઈઝ નથી. (તયસીરુલ અઝીઝિલ હમીદ : ૧ / ૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કબરોની ઝિયારતના આદાબ અને કબરવાળાથી દુઆની મનાઈ

**સવાલ (૪૨) :** મારે અજમેર જવાનો ઈરાદો છે, ત્યાં જઈને કેવી રીતે ઝિયારત કરવી જોઈએ, હઝરત શેખ મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ની કબર પર જઈને આ રીતે દુઆ કરી શકીએ "આપ અલ્લાહ તઆલાથી અમારા માટે દુઆ કરી દો જેથી અમારું કામ બની જાય."

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અવલિયા, બુઝુર્ગાને દીન અલ્લાહ તઆલાના નેક બંદા હતા, અલ્લાહ તઆલાની બંદગી અને તેની ખુશી પ્રાપ્ત કરતા આ દુનિયાથી જતા રહયા, એ કારણે આજે પણ આપણે તેમનું નામ અકીદત અને આદરથી લઈએ છીએ. એ બધા બુઝુર્ગો દીન અને સુન્નતની પેરવી કરીને અલ્લાહના વલી બન્યા છે આજે કબરો પર કવ્વાલી, નાચ-ગાન, નિર્લજ્જતા અને નગ્નતાના દ્રશ્યો જોવા મળે છે અને સ્ત્રીઓ બેપર્દા કબરો પર આવીને ઈસ્લામને બદનામ કરે છે. તેથી તે તમામ કારણોને લીધે

ત્યાં જવું યોગ્ય નથી. (અલ–ઈઅતિસામ, શાતબી : ૧૧૨) (ખાસ કરીને જયારે ત્યાં ઉર્સ ભરાય છે. (મવસુઅતુલ મયસરતિ ફી અદયાનિ વલ મઝાહિબિ... : ૧ / ૩૦૦) રસૂલુલ્લાહ (સલ.) એ પણ પોતાની કબર પર ઉર્સ કરવા અને ઈદ મનાવવાની મનાઈ ફરમાવી છે.(અબૂ દાઉદ : ૧ / ૨૭૯, હદીસ નંબર : ૨૦૪૨) એટલા માટે અવલિયાની કબરો પર ઉર્સ મનાવવો (અશ્રફુલ જવાબ : ૧૦૮) ત્યાં હાજર થઈને મન્નતો માનવી અને ચઢાવો ચઢાવવા વગેરે, આ બધા કાર્યો નાજાઈઝ અને હરામ છે. (બહરુર્રાઈક : ૨ / ૨૧૦, ફત્હુલ કદીર : ૨ / ૧૪૨) હાં જો મોકો મળે તો ઉર્સ સિવાય ત્યાં હાજર થવું (રદુલ મુખ્તાર : ૨ / ૨૪૨, બહરુર્રાઈક : ૨ / ૨૧૦) અને એ બુઝુર્ગોના વસીલાથી દુઆ કરવી જાઈઝ છે. પરંતુ ડાયરેકટ તેમનાથી માંગવું જાઈઝ નથી. કારણ કે તેઓ કોઈ હાજત કે જરૂરત પૂરી કરવાની શકિત ધરાવતા નથી. (ઈમ્દાદુલ ફતાવા : ૬ / ૩૨૭, નિઝામુલ ફતાવા : ૧ / ૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) અવલિયાએ કિરામની કબર પર હાજર થઈને તેમનાથી દુઆની દરખ્વાસ્ત કરવી

**સવાલ(૪૩):** શું અવલિયાએ કિરામની કબર પર જઈને દુઆ કરી શકીએ કે નહી ? અને તેમનાથી એવું કહી શકીએ કે આપ અલ્લાહથી અમારા માટે દુઆ કરી દો. જેથી અમારુ ફલાંણુ કામ થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેમના વસીલા અને વાસ્તાથી દુઆ કરી શકીએ છીએ, (ઈમ્દાદુલ ફતાવા : ૬ / ૩૨૭) પરંતુ કબરવાળા બુઝુર્ગને મુશ્કિલ કુશાં અને હાજત રવાં (જરૂરતોને પૂરી કરનાર) સમજીને તેમનાથી દુઆ કરવી નાજાઈઝ અને શિર્ક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

إِنَّ اللَّهَ عِندَهُ عِلْمُ السَّاعَةِ وَيُنَزِّلُ الْغَيْثَ وَيَعْلَمُ مَا فِي الْأَرْحَامِ

وَمَا تَدْرِي نَفْسٌ مَّاذَا تَكْسِبُ غَدًا وَمَا تَدْرِي نَفْسٌ بِأَيِّ أَرْضٍ

تَمُوتُ إِنَّ اللَّهَ عَلِيمٌ خَبِيرٌ ﴿٣٤﴾

**તર્જુમો :** ખરેખર, અલ્લાહની પાસે જ કિયામતનું જ્ઞાન છે અને તે જ મેઘ વરસાવે છે અને જે કંઈ ગર્ભાશયમાં છે તેને તે જ જાણે છે અને કોઈ માણસને ખબર નથી કે તે કાલે શું કરશે ? અને કોઈ માણસને ખબર નથી કે તે કઈ ભૂમિમાં મરશે. બેશક, અલ્લાહ સઘળું જાણનાર (અને) માહિતગાર છે. (સૂરએ લુકમાન : ૩૪)

# ઈલ્મે ગેબનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઈલ્મે ગેબનું બયાન

## (૧) પંદરમી સદીની શરૂઆતમાં કયા કયા અગત્યના બનાવો પેશ આવશે ?

**સવાલ (૪૪) :** ચૌદમી સદી હિજરીના ખતમ પર અને પંદરમી સદીની શરૂઆત થવાની શું શરઈ કોઈ અગત્યતા છે ? કોઈ અગત્યની ઘટના થવાની હોય અથવા બુઝુર્ગોની કોઈ ભવિષ્યવાણી હોય, તો તેની જાણ કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચૌદમી સદી હિજરીના ખતમ થવા વિશે કોઈ "ખાસ ખબર" હદીસ શરીફમાં નથી, અલબત્ત રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે દરેક સો વર્ષ પર અલ્લાહ તઆલા દીનના પુનરુધ્ધાર માટે એક મુજદિદ પેદા કરશે, જે દીનમાં આવેલી ખરાબીઓ, રીત રિવાજો, બિદઅતો અને ખામીઓને દૂર કરીને ઈસ્લામના સહીહ અહકામ લોકો સમક્ષ રજૂ કરશે. (અબૂ દાઉદ શરીફ : ૨ / ૫૮૯, હદીસ નંબર : ૪૨૯૧)

અગત્યની ઘટનાઓ બનવી, માત્ર ચૌદમી સદીના ખતમ થવા સાથે ખાસ નથી. હદીસ શરીફમાં રસૂલુલ્લાહ (સલ.) એ કયામતની નિશાનીઓ બયાન કરી છે, એ નિશાનીઓ ગમે ત્યારે જાહેર થઈ શકે છે, તેમાં વર્ષનો કોઈ ઉલ્લેખ નથી. કયામતની નિશાનીઓ વિશે હઝરત અનસ (રદિ.) થી રિવાયત છે કે તેમને હઝરત કતાદહ (રદિ.) થી કહયું : આજે હું તમારાથી એક એવી હદીસ બયાન કરીશ કે મારા પછી કોઈ તમારાથી બયાન નહીં કરે. મેં રસૂલુલ્લાહ (સલ.) થી સાંભળ્યું, આપ ફરમાવતા હતા, કયામતની નિશાનીઓમાંથી એક નિશાની એ પણ છે કે "ઈલ્મે દીન" ઓછુ થઈ જશે અને અજ્ઞાનતા વધી જશે અને ઝિના – વ્યભિચાર જાહેરમાં થવા લાગશે અને સ્ત્રીઓની સંખ્યા વધી જશે અને પુરુષોની એક હદ સુધી અછત હશે કે પચાસ – પચાસ સ્ત્રીઓનો સંબંધ માત્ર એક પુરુષથી હશે.

(બુખારી : ૧ / ૧૮ હદીસ નંબર : ૮૦ – ૮૧, મુસ્લિમ : ૨ / ૩૪૦, હદીસ ૮ –૨૬૭૧)

એક રિવાયતમાં છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.) એ અરજ કરી : કયામત કયારે આવશે? જવાબમાં હુઝૂર (સલ.) એ ફરમાવ્યું : જેનાથી સવાલ કરવામાં

આવ્યો છે, તે સવાલ કરનારથી એ વાત વધારે જાણતો નથી, હાં હું તમને તેની નિશાનીઓ બતાવું છું. (૧) જયારે નોકરાણી પોતાના માલિકને જન્મ આપે. આ કયામતની નિશાનીઓમાંથી છે. (૨) જયારે નગ્ન શરીર અને ખુલ્લા પગે રહેનારા લોકોના સરદાર બની જાય. આ પણ કયામતની નિશાનીઓમાંથી છે. (૩) જયારે ઊંટોને ચરાવનારા ઊંચી ઊંચી ઈમારતો બનાવીને ગર્વ કરશે. આ પણ કયામતની નિશાનીઓમાંથી છે. (આપ સલ. એ વધુમાં ફરમાવ્યું :) કયામતનું જ્ઞાન આ પાંચ વસ્તુઓમાં છે, જેને અલ્લાહ તઆલા સિવાય કોઈ જાણતું નથી. પછી આપ (સલ.) એ સૂરએ લુકમાનની આયત તિલાવત ફરમાવી.

إِنَّ اللَّهَ عِندَهُ عِلْمُ السَّاعَةِ وَيُنَزِّلُ الْغَيْثَ وَيَعْلَمُ مَا فِي الْأَرْحَامِ وَمَا تَدْرِي نَفْسٌ

مَّاذَا تَكْسِبُ غَدًا وَمَا تَدْرِي نَفْسٌ بِأَيِّ أَرْضٍ تَمُوتُ إِنَّ اللَّهَ عَلِيمٌ خَبِيرٌ ﴿٣٤﴾

**તર્જુમો :** ખરેખર , અલ્લાહની પાસે જ કયામતનું જ્ઞાન છે અને તે જ વરસાદ વરસાવે છે અને જે કંઈ ગર્ભાશયમાં છે તેને તે જ જાણે છે અને કોઈ માણસને ખબર નથી કે તે કાલે શું કરશે ? અને કોઈ માણસ ને ખબર નથી કે તે કઈ જગ્યાએ મરશે. બેશક, અલ્લાહ તઆલા વધુ જાણનાર અને માહિતગાર છે. (સૂરએ લુકમાન : ૩૪)

( મુસ્લિમ શરીફ : ૧ / ૨૯,હદીસ નં. ૫ )

શું આપણને ઉપરની નિશાનીઓ દેખાતી નથી ?

અગત્યની ઘટનાઓ વિશે બુઝુર્ગોના મતો વિશ્વાસુ નથી, આપણા માટે કુર્આને કરીમ અને હદીસે નબવી પથદર્શક છે. બુઝુર્ગોની પોતાની વાતો દલીલ રૂપ નથી, કોઈ બુઝુર્ગનો ઈલ્હામ પણ દલીલ નથી. (શર્હુલ મકાસિદ ફી ઈલ્મિલ્ કલામ : ૧ / ૪૬)આ સદીમાં શું શું થવાનું છે ? તેની ખબર અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. હા, કુર્આને કરીમ અને હદીસે મુબારકની રોશનીમાં એટલું કહી શકીએ કે જે વખત નબવી યુગથી જેટલો દૂર થતો જશે, તે પહેલાથી બહેતર નહી હોય. (બુખારી શરીફ : ૨ / ૧૦૪૭, હદીસ નં. ૭૦૬૮) તેમાં દીની અને દુન્યવી ફિતનાઓ વધારે હશે. આફતો, મુસીબતો, બિમારીઓ અને પરેશાનીઓ વધુ પ્રમાણમાં આવશે. વ્યકિત પરેશાન થઈને કબ્રસ્તાનમાં જઈને મૃત્યુની ઈચ્છા કરશે. (મુસ્લિમ શરીફ : ૨ / ૩૯૪, હદીસ નં. ૫૪, ઈબ્ને માજહ : ૨૯૨) પરંતુ તે સમયે પણ અલ્લાહ તઆલાના નેક બંદાઓને અલ્લાહ તઆલા તરફથી ખાસ રહેમત અને મદદ પ્રાપ્ત હશે અને તેના માટે

મુજદ્દિદીન મદદગાર અને સહાયક સાબિત થશે. અને દીનના અહકામ અને શરીઅતને કોમની સામે સહીહ અંદાજમાં રજુ કરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) શું મશાઈખને પોતાના મુરીદોના અહેવાલની ખબર થઈ જાય છે ?

**સવાલ (૪૫) :** શું પીર સાહેબને પોતાના મુરીદોની વાતોની ખબર થઈ જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો અલ્લાહ તઆલા ખબર આપવા માંગે તો કશ્ફ અને ઈલ્હામ દ્વારા ખબર થઈ શકે છે. નહી તો ગેબની વાત તો અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું. (તફસીરે મઝહરી : ૩ / ૨૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) આપ (સલ.) ના હાઝિર - નાઝિર અને આલિમુલ ગૈબના અકીદાનો શરઈ હુકમ

**સવાલ (૪૬) :** એક જગ્યાએ એલાનમાં આ પ્રકારનું બોર્ડ હતું, "અલ્લાહના અંતિમ નબી (સલ.) આલિમુલ ગૈબ બા અલ્લામુલ્લાહ, સય્યિદુલ બશર, અફઝલુલ બશર, અમારા જેવા માનવી નથી અને હાઝિર – નાઝિર બ કુદરતુલ્લાહ" છે.

શું આ એહલે સુન્નત વલ જમાતનો અકીદો છે ? સવાલનું કારણ એ છે કે આ પ્રકારની જાહેરાત ઉલમાએ દેવબંદની સહીથી પ્રકાશિત થઈ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"આલિમુલ ગૈબ બા અલ્લામુલ્લાહ, સય્યિદુલ બશર અફઝલુલ બશર, અમારા જેવા માનવી નથી, અને હાઝિર – નાઝિર બ કુદરતુલ્લાહ" આ લેખ અહલે સુન્નત વલ જમાતના અકીદા વિરૂધ્ધ છે. કારણ કે હાઝિર અને નાઝિર અલ્લાહની જ જાત છે. (સુરએ હશ્ર : ૨૨)અલ્લાહ સિવાય કોઈ નથી. આલિમુલ ગૈબ અલ્લાહ તઆલા જ છે, તેના માટે કુર્આને કરીમમાં અનેક આયતો છે.

(1) وَعِنْدَهٗ مَفَاتِحُ الْغَيْبِ لَا يَعْلَمُهَآ اِلَّا هُوَ ۭ وَيَعْلَمُ مَا فِي الْبَرِّ وَالْبَحْرِ ۭ وَمَا تَسْقُطُ مِنْ وَّرَقَةٍ اِلَّا يَعْلَمُهَا (સુરએ અન્આમ : ૫૯)

(2) قُلْ لَّا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ ۭ وَمَا يَشْعُرُوْنَ اَيَّانَ

يُبْعَثُوْنَ ﴿٦٥﴾ (સૂરએ નમ્લ : ૬૫)

(3) عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٨﴾ (સુરએ તગાબુન : ૧૮)

(4) عٰلِمُ الْغَيْبِ فَلَا يُظْهِرُ عَلٰى غَيْبِهٖٓ اَحَدًا ﴿٢٦﴾ (સૂરએ જિન : ૨૬)

(5) وَهُوَ اللّٰهُ فِى السَّمٰوٰتِ وَفِى الْاَرْضِ ۭ يَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَيَعْلَمُ مَا تَكْسِبُوْنَ ﴿٣﴾

(સૂરએ અન્આમ : ૩)

આ બધી આયતો પરથી માલુમ થાય છે કે અલ્લાહ તઆલા સિવાય કોઈને ગેબનું ઈલ્મ નથી અને તેની જાત સિવાય બીજો કોઈ હાઝિર અને નાઝિર નથી.

"સય્યિદુલ બશર અફઝલુલ્ બશર (સલ.) આપણાં જેવા માનવી નથી" જો તેનાથી જાતની મનાઈ છે. એટલે આપ (સલ.) માનવી અને માનવજાતિથી સંબંધ રાખતા નથી, તો એ બિલકુલ ખોટુ છે. કારણ કે અલ્લાહ તઆલા એક જગ્યાએ ઈર્શાદ ફરમાવે છે.

لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ حَرِيْصٌ عَلَيْكُمْ بِالْمُؤْمِنِيْنَ

رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٢٨﴾ (સૂરએ તવબહ : ૧૨૮)

'મિન્ અનફુસિકુમ'ની તફસીરમાં ઉલમાએ કિરામે ફરમાવ્યું કે માનવ જાતિથી અલ્લાહ તઆલાએ આપ (સલ.)ને પેદા ફરમાવ્યા છે : ન જિન્નાતથી અને ન ફરિશ્તાઓથી, વધુ માહિતી માટે તફસીર ઈબ્ને કષીર : ૨ / ૪૦૮, તફસીરે કુર્તુબી : ૮ / ૩૦૧, તફસીરે રાઝી : ૧૬ / ૩૩૬, રૂહુલ મઆની : ૧૧ / ૫૨ અને તફસીરે બયઝાવી : ૨ / ૨૨૪ જોઈ શકાય છે.

ઉપરની તફસીરોથી એ વાત માલૂમ થાય છે કે મુહમ્મદ (સલ.) માનવ જાતિમાંથી હતા, નિકાહ દ્વારા પેદા થયા, હઝરત આદમ (અલૈ.) સુધી કોઈ વાસ્તામાં વ્યભિચાર – ઝિનાનું તત્વ સમાયેલુ નથી.

(મુઅજમુલ અવસતુ ત્તબરાની : ૫ / ૮૦, નંબર : ૪૭૨૮)

લોકોને આશ્ચર્ય થતું હતું કે આ રસૂલ દૂર્રેયતીમ કેવા માનવીઓમાંથી છે, તેમણે તો જિન અથવા ફરિશ્તો થવું જોઈતું હતું. તો અલ્લાહ તઆલાએ આયત ઉતારી :

اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنْ اَوْحَيْنَا اِلٰى رَجُلٍ مِّنْهُمْ

**તર્જુમો :** શું આ (મક્કાના) લોકોને એ વિશે આશ્ચર્ય થયું કે અમે તેઓમાંથી જ એક માણસ પાસે વહી મોકલી (સૂરએ યુનૂસ :ર) (લોકોને આશ્ચર્ય ન કરવું જોઈએ : એ અમારી કુદરતમાંથી છે કે અમે માનવોમાં જેને ચાહિયે છીએ તેને તકવાની ઉચ્ચ કુવ્વતથી નવાઝિએ છીએ.)

اِنَّمَا اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰى اِلَىَّ

**તર્જુમો :** હું પણ તમારા જેવો જ એક માણસ છું (પણ) મારી પાસે આ વહી આવે છે. (સૂરએ કહફ : ૧૧૦) (આ આયતમાં જાતે આપ(સલ.) એ તેનો એકરાર કર્યો છે.)

لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْ بَعَثَ فِيْهِمْ رَسُوْلًا مِّنْ اَنْفُسِهِمْ

**તર્જુમો :** ખરેખર અલ્લાહે મુસલમાનો પર (ઘણો જ) ઉપકાર કર્યો કે તેઓમાં તેમનામાંથી જ એક એવા (મહાન) રસૂલ મોકલ્યા. (સૂરએ આલિ ઈમરાન : ૧૬૪)

માટે સહી કરનારનો અર્થ જો એ છે કે રસૂલુલ્લાહ સલ. અમારા જેવા માનવી નથી બલકે અમારી જાતિ અને માનવજાતિથી બિલકુલ અલગ કોઈ બીજી જાતિમાંથી છે, તો એ સહીહ નથી અને એ વાત એહલે સુન્નત વલ જમાતના અકીદાની વિરુધ્ધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઉપરનું એલાન એહલે સુન્નત વલ જમાતના અકીદાની વિરુધ્ધ છે.

**સવાલ (૪૭) :** ઉપરની જાહેરાતમાં કયું વાકય એહલે સુન્નત વલ જમાતના અકીદા વિરુધ્ધ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો "અમારા જેવા માનવી નથી" નો મતલબ એ છે કે આપના અખ્લાક અમારા જેવા નથી, બલકે અલ્લાહ તઆલાએ આપ (સલ.) ને ઉચ્ચ અખ્લાક અર્પણ કર્યા છે. (સૂરએ કલમ : ૪) તમામ એહલે સુન્નત વલ જમાતનો અકીદો પણ એ છે કે આપ (સલ.) ખરેખર માનવી છે, પરંતુ અલ્લાહ તઆલાએ આપને મહાન અખ્લાકથી નવાઝયા હતા. તો આ વાકય ઠીક છે. પરંતુ આ મતલબ પર આ વાકય સ્પષ્ટ રીતે દલીલરૂપ નથી. બલકે સામાન્ય લોકો તો એ જ સમજે છે કે અંતિમ નબી મુહમ્મદ (સલ.) અમારા જેવા માનવી નથી. એટલે નૂર છે, માનવી નથી. ટુંકમાં

ઉપરનું વાકય ઘણી શંકાઓ પેદા કરી શકે છે.

"આલિમુલ ગૈબ બા અલ્લામુલ્લાહ" નો ભાવાર્થ જો એ હોય કે આપ (સલ.) ને સંપૂર્ણ ગેબનું ઈલ્મ પ્રાપ્ત છે તો આ અકીદો કુર્આને મજીદની આયતોની વિરુધ્ધ છે. આ સત્ય છે કે અલ્લાહ તઆલાએ આપ (સલ.) ને જેટલું જ્ઞાન આપ્યું છે, કોઈ માનવી અથવા નબીને એટલું જ્ઞાન આપ્યું નથી. (બુખારી : ૧ / ૭, હદીસ નંબર : ૨૦) પરંતુ અલ્લાહ તઆલાનું જ્ઞાન તેનાથી ઘણું વધારે છે. એટલા માટે માત્ર અલ્લાહ તઆલાને "આલિમુલ ગૈબ" કહેવામાં આવે છે. અલ્લાહ તઆલાની જાત સિવાય કોઈને આલિમુલ ગૈબ નથી કહી શકતા. સામાન્ય લોકો આ વાકયથી એવું સમજશે કે નબીએ કરીમ (સલ.) આલિમુલ ગૈબ છે. તેઓ "બા અલ્લામ" નો અર્થ સમજી નહી શકે. એટલા માટે તેવા વાકયોથી બચવું જરૂરી છે.

" હાઝિર અને નાઝિર બ કુદરતુલ્લાહ" આ વાકયમાં "બ કુદરતુલ્લાહ " ને લાવીને સહી કરનાર પોતાની જાન બચાવવા માંગે છે. પરંતુ આનાથી સામાન્ય લોકો એવું સમજશે કે અલ્લાહના નબી (સલ.) દરેક જગ્યાએ હાઝિર અને નાઝિર છે.

ટુંકમાં એ બધા વાકયોથી લોકોની ગુમરાહીમાં પડવાનો અંદેશો છે. માટે એવા વાકયોથી બચવું બિલકુલ જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મજબૂરીને કારણે ઉપરના લેખના સમર્થનમાં સહી કરવી

**સવાલ (૪૮):** શું કોઈ મસ્લિહતને કારણે અથવા મજબૂરીને કારણે ઉલમાએ કિરામ માટે એવા લેખ પર સહી કરવી યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાન બચાવવા માટે યુકિત કરવી જાઈઝ છે, પરંતુ ઉચિત અને યોગ્ય નથી. (રૂહુલ મઆની : ૨ / ૪૭૨, મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૬ / ૪૭૪, હદીસ : ૩૩૦૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) વૈજ્ઞાનિક સંશોધનોને આધારે ઈલ્મે ગૈબ વિશે શંકા

**સવાલ (૪૯) :** ગૈબની વાતો માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે. તે સિવાય કોઈ અન્ય જાણતું નથી. દા.ત. ગર્ભાશયમાં શું છે ? વરસાદ કયારે અને કયાં થશે ? મૃત્યુ કયારે અને કયાં આવશે ? આવતી કાલે શું થશે ? વગેરે તે બધી બાબતો વિશે કુર્આને

પાકમાં ઈરશાદ છે કે તેનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાને જ છે. (સૂરએ લુકમાન : ૩૪)

પરંતુ હવે તે બાબતોમાંથી કેટલીક બાબતો વૈજ્ઞાનિક સંશોધનોને આધારે માલુમ થઈ જાય છે. દા.ત. સોનોગ્રાફી દ્વારા એ માલુમ થઈ જાય છે કે ગર્ભાશયમાં છોકરો છે કે છોકરી. એવી રીતે આબોહવા વિભાગ દ્વારા વરસાદ વિશે ખબરો આપવામાં આવે છે, જે સાચી સાબિત થાય છે, ઉપરાંત ટેસ્ટ ટ્યુબ દ્વારા બાળકોનો જન્મ કરાવી શકાય છે. તો શું આ કારણોથી ઈલ્મે ગૈબના અકીદાને અસર પહોંચી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેબની વાતો અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું, વૈજ્ઞાનિક સંશોધનોને આધારે વરસાદ વગેરે વિશે જે સમાચારો આપવામાં આવે છે તેમાંથી ૮૦ ટકા ખોટા સાબિત થાય છે, જાતે ખબર આપનારા વિદ્વાનોનું કહેવું છે કે ઈ.સ. ૧૯૬૦ થી ૧૯૮૦ સુધી ૭૫ થી ૮૦ ટકા ખબરો જુઠી સાબિત થઈ. જયારે તેમની બતાવવામાં આવેલી ખબર જુઠી પડે તો તેઓ વિવિધ બહાનાઓ બનાવે છે કે પવનો ઉત્તરથી દક્ષિણ જતા રહયા એટલે વરસાદ ન થયો, માટે માત્ર અનુમાન દ્વારા કોઈ વસ્તુને બતાવી દેવી ઈલ્મે ગૈબમાં દાખલ નથી, (નિબરાસુશ્શર્હ : ૩૪૩) બલકે અલ્લાહ તઆલા તરફથી આ અનુમાનો બંદાઓને નાંખવામાં આવે છે. જેથી વરસાદ વિશે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَهُوَ الَّذِىْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًۢا بَيْنَ يَدَىْ رَحْمَتِهٖ

**તર્જુમો :** અને તે જ (અલ્લાહ એવો ) છે જે પોતાની રહમત (વરસાદ) પહેલા ખુશખબર લાવનાર પવન ચલાવે છે. (સૂરએ અઅરાફ :૫૭)

હવે સ્પષ્ટ છે કે પવનોને લીધે અને તેમના ભેજને લીધે બંદાઓને વરસાદ આવવાની ખબર થઈ જાય છે. માટે એ પવનોને કારણે વરસાદની ખબર આપનારને ઈલ્મે ગેબ નહીં કહેવામાં આવે.

એવી રીતે સોનોગ્રાફી દ્વારા છોકરો અથવા છોકરીનું માલુમ થવું પણ ઈલ્મે ગેબ નથી, કારણ કે વિજ્ઞાનના આશ્ચર્ય ચકિત સંશોધનો છતાં ડોકટર ગર્ભ રહયા પછી ઘણાં મહિનાઓ પછી જ બતાવે છે કે ગર્ભાશયમાં શું છે. તેમને તમામ અંગોની પણ ખબર હોતી નથી, ઉપરાંત તેમની બતાવવામાં આવેલી વાતો પર લોકોને, બલકે તેમને જાતે પણ વિશ્વાસ હોતો નથી કે તેમણે જે બતાવ્યું છે તે સો ટકા સત્ય સાબિત

થશે. જયારે કે અલ્લાહ તઆલા જે આલિમુલ ગૈબ છે, ગર્ભ રહેતા પહેલા પણ બધા અંગોથી પરિચિત હતો અને ગર્ભ રહયા પછી પણ વાકેફ છે કે છોકરો પેદા થશે કે છોકરી, તેની શકલ–સુરત કેવી હશે ? નેક હશે કે નાફરમાન? ઉમર કેટલી હશે ? કેટલી રોજી મેળવશે ? જ્ઞાની હશે કે અજ્ઞાની ? બાદશાહ બનશે કે પ્રજા ? ટુંકમાં અલ્લાહ તઆલાનો ગુણ ઈલ્મ – જ્ઞાન બધા ભાગો અને પેટા વિભાગો સાથે સંકળાયેલો છે, તેનો દસમાનો દસમો ભાગ પણ બંદાઓને નસીબ નથી.

(મિર્કાતુલ મફાતીહ : ૧ / ૬૬)

ટુંકમાં દુનિયાનો કોઈ પણ પ્રખ્યાત ડોકટર અથવા આધુનિક મશીનરી ગેબ (જેનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાને જ છે) વિશે કંઈ બતાવી શકતી નથી, માટે દરેક મુસલમાનની ફરજ છે કે તે કુર્આને કરીમમાં વર્ણવેલી પાંચ બાબતો વિશે એ પાકો અકીદો રાખે કે તેનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાને જ છે. કોઈ પીરો મુર્શિદ અથવા વલીને પણ એ બાબતોનું જ્ઞાન નથી. (જામિઉલ બયાન : ૨૦ / ૧૫૯ – ૧૬૨, ફત્હુલ કદીર : ૪ / ૨૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઈલ્મે ગૈબ અને કશ્ફ : શંકા અને જવાબ

**સવાલ (૫૦)** : "કશ્ફ" નો અર્થ ડિકશનરીમાં "ગૈબની વાતોનું જાહેર થવું" લખ્યું છે. જયારે કે ગેબનું ઈલ્મ તો માત્ર અલ્લાહ તઆલા સાથે ખાસ છે. પછી કશ્ફનો અર્થ કેવી રીતે યોગ્ય ગણાય. જયારે કે બુઝુર્ગો સાથે ઘણા કશ્ફ જોડાયેલા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈલ્મે ગૈબ અને કશ્ફમાં ઘણો તફાવત છે, અલ્લાહ તઆલાનું આલિમુલ ગૈબનો અર્થ એ છે કે તે તમામ સૃષ્ટિના હાલાતથી દરેક ઘડીએ વાકેફ છે, સૃષ્ટિની કોઈ પણ મખ્લુક તેના ઈલ્મથી બહાર નથી. અહીયા સુધી કે પાતાળમાં ચાલનારા સામાન્ય કીડાના પગના નિશાનથી પણ અલ્લાહ તઆલા વાકેફ છે અને તેની અવાજ પણ અલ્લાહ તઆલાથી છુપાએલી નથી, (સુરએ અન્આમ : ૫૯, સૂરએ તલાક : ૧૨) પછી તે આ ઈલ્મ માટે કોઈનો મોહતાજ નથી અને કયારેય તેના ઈલ્મમાં ભૂલ થતી નથી.

તેની વિરુધ્ધ કશ્ફ કોઈ સ્વતંત્ર જ્ઞાન નથી બલકે તે એક પ્રકારનું અનુમાન અને અંદાજાનું નામ છે. (કવાઈદુલ ફિકહ : ૪૪૩) એટલે કોઈ કાર્ય વિશે દિલમાં એક વાત આવી જાય, તેનો કોઈ પણ અર્થ કાઢી શકાય છે, જેમકે સપનામાં પણ થાય છે.

પછી તે તર્ક અને અંદાજામાં જો કોઈ ભૂલ ન થાય અને તેનો મતલબ સાચો સમજવામાં આવ્યો હોય, તો તેની હકીકત ખરેખર સત્ય હોય છે, નહીં તો નહી, પરંતુ એ વાત જરૂરી નથી કે દરેક કશ્ફનો મતલબ સમજમાં આવી જાય અથવા તેની હકીકત પણ ખરેખર સત્ય હોય, હઝરત અબૂબક્ર (રદિ.) થી વધારે સત્ય કોઈ હોઈ શકે છે ? પરંતુ તેમના મૃત્યુ વિશે તેમનો કશ્ફ પૂર્ણ રીતે સત્ય સાબિત ન થયો, આપ (રદિ.)એ ફરમાવ્યું હતું કે આજે સોમવારનો દિવસ છે. મને ઉમ્મીદ છે કે હું રાત સુધીમાં અલ્લાહની રહમતમાં પહોંચી જઈશ, પરંતુ મૃત્યુ મંગળવારની સાંજે થયું.

(બુખારી : ૧ / ૧૮૧)

ઉલમાએ કિરામે લખ્યું છે કે હઝરત અબૂ બક્ર (રદિ.) ને પોતાના મૃત્યુ વિશે કશ્ફ થયો, પરંતુ વખત સમજવામાં ભૂલ થઈ, તો જયારે પવિત્ર પયગમ્બરના ખલીફાના કશ્ફની આ હાલત છે તો પછી ગેર સહાબીના કશ્ફની શી હેસીયત હોઈ શકે છે ? એટલા માટે કોઈ એવો કશ્ફ, જે શરીઅતની વિરુધ્ધ હોય, વિશ્વાસપાત્ર નથી. (જલાઉલ અયનીન : ૧૨૨) કશ્ફ એક એવી છુપી સમજ છે , જે કાલ્પનિક હોવાને કારણે માનવીના જ્ઞાનની વિરુદ્ધ નથી હોતો. ભલે તે અલ્લાહ તઆલાના ઈલ્મેગેબની નજીક હોય છે. માટે મખ્લૂકના કોઈ પણ જ્ઞાન અને સમજને અલ્લાહ તઆલાની ખાસ સિફત સાથે સરખાવી શકાતી નથી. (હામિશુલ બરાહીનિલ ઈસ્લામિય્યહ : ૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શું હુઝૂર (સલ.)ને આલિમુલ ગેબ હોવાનો અકીદો રાખવો દુરુસ્ત છે ?

**સવાલ (૫૧) :** સિમલકથી પ્રકાશિત થનારા માસિક "અલ ઈસ્લાહ" માં હઝરત મવલાના ઈસ્માઈલ મનુબરી (રહ.)નો લેખ છે કે જે વ્યકિતનો અકીદો હુઝૂર (સલ.) વિશે એ હોય કે આપ (સલ.) બધી વાતો સાંભળે છે અને જાણે છે, તે કાફિર છે. જયારે કે અમારે ત્યાં ભાદી ગામની મસ્જિદમાં ૨૪ / ૫ / ૧૯૯૧ જુમ્આના દિવસે દારૂલ ઉલૂમ મરકઝે ઈસ્લામી, અંકલેશ્વરથી આવેલા એક મવલાનાએ બયાનમાં ફરમાવ્યું કે હઝરત અબૂબક્ર (રદિ.) ના મૃત્યુ પછી તેમનો જનાઝો તેમની વસિય્યત પ્રમાણે હુઝૂર (સલ.)ની કબર મુબારક પાસે મુકીને પરવાનગી માંગવામાં આવી કે હે અલ્લાહના રસૂલ (સલ.) આપના સાથી હઝરત અબૂબક્ર (રદિ.)

આપની પાસે દફન થવાની પરવાનગી માંગે છે, આ સાંભળતા જ સાંકળ તુટી ગઈ અને દરવાજો ખુલી ગયો અને અવાજ આવ્યો કે "મારા સાથીને મારી પાસે દફન થવાની પરવાનગી છે, હું તેમની રાહ જોઉં છું."

(શરીઅહ "અબૂબક્ર બિન મુહમ્મદ બિન હુસૈન : ૫ / ૨૩૮૨, કન્ઝુલ ઉમ્માલ : ૧૨ / ૫૩૮)

મવલાનાના બયાન કરેલા કિસ્સાથી માલુમ થાય છે કે આપ (સલ.) એ પોતાની કબર મુબારકમાં દફનની પરવાનગીને સાંભળ્યું અને જવાબ પણ આપ્યો, જયારે કે કિતાબ "અલ ઈસ્લાહ" માં આ પ્રકારના અકીદાને કુફ્ર કહયો છે, એવો જવાબ આપો કે એ બંને વચ્ચેનો વિરોધાભાસ દૂર થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત મવલાના ઈસ્માઈલ સાહેબ મનુબરી (રહ.) એ "અલ ઈસ્લાહ"માં જે લખ્યું છે, તેનો મતલબ એ છે કે જે વ્યકિત આપ (સલ.) વિશે એ અકીદો રાખે કે "આપ(સલ.) અલ્લાહ તઆલાની જેમ હાઝિર અને નાઝિર છે અને બધી વાતોને સાંભળે અને જાણે છે તો તે કાફિર છે." મવલાનાએ જુમ્આના બયાનમાં જે કિસ્સો બયાન કર્યો છે. તેને હદીસની રિવાયતોમાં ઈમામોએ નકાર્યો છે. (તારીખે દમિશ્ક : ૩૦ / ૪૩૬,અલ ખસાઈસુલ કુબ્રા : ૨ / ૪૯૨) જે વિશ્વાસપાત્ર નથી. અલબત્ત હદીસોમાં આ પ્રકારના મુઅજિઝાત નકલ કર્યા છે, તેનાથી કોઈને ઈન્કાર નથી, એહલે સુન્નત વલ જમાતનો અકીદો છે કે હુઝૂર (સલ.) પોતાની કબરમાં જીવતા છે (અલ્હાવી લિલ્ફતાવા : ૨ / ૧૭૮, મરાકિઉલ ફલાહ : ૨૮૩) અને ઘણાં બુઝુર્ગોને આદત વિરુધ્ધ, અલ્લાહ તઆલા તરફથી કરામત સ્વરૂપે રોઝએ અકદસ પર તેમની તરફથી સલામના જવાબમાં આવાજ પણ સંભળાઈ છે. તેને આદત વિરુધ્ધ કહેવાય છે. એટલે જો અલ્લાહ તઆલા ચાહે તો કોઈ ખાસ સમયમાં ખાસ વ્યકિતને આ અવાજ સંભળાવે છે. નહી તો સ્પષ્ટ વાત છે કે આ રીતે અનેક મણ માટીની નીચેથી અવાજ બહાર સંભળાવવી આદત પ્રમાણે શકય નથી, પરંતુ તેનાથી એ વાત સાબિત થતી નથી કે મૃત વ્યકિત જીવતા લોકોની અવાજને પોતાની મરજીથી ગમે ત્યારે સાંભળી શકે છે. માટે હઝરત મવલાના ઈસ્માઈલ સાહેબ (રહ.) ની વાત બિલકુલ સહીહ છે કે નબીએ કરીમ (સલ.) વિશે એ અકીદો રાખવો કુફ્ર છે કે આપ (સલ.) પોતાની મરજીથી જયારે ચાહે, બધા વ્યકિતઓની અવાજ સાંભળી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) આપ (સલ.) આલિમુલ ગૈબ નથી.

**સવાલ (૫૨) :** ઘણા લોકો કહે છે કે આપ (સલ.) ને ગૈબનું ઈલ્મ ન હતું અને બીજી બાજુ એ હદીસ પણ છે કે આપ (સલ.) એ સુરાકા બિન માલિકને ખુશખબરી સંભળાવી કે હું તમારા હાથોમાં કૈસર અને કિસ્રાના કંગન જોઈ રહયો છું જો આપ (સલ.)ને ગૈબનું ઈલ્મ ન હતું તો આપ (સલ.) એ આ ભવિષ્યવાણી કેવી રીતે કરી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ (સલ.)ને કેટલાક અગત્યના કાર્યોમાં અલ્પ જ્ઞાન આપી દીધું હતું. તેના આધારે રસૂલુલ્લાહ (સલ.) માટે આલિમુલ ગૈબ હોવાનો દાવો કરવો સહીહ નથી. જેમકે કોઈને કુર્આને કરીમની એક – બે સુરતો, યાદ હોય તેને હાફિઝે કુર્આન નથી કહી શકતા. એવી રીતે કેટલાક અગત્યના કાર્યોનું અલ્પજ્ઞાન હોવાથી આપ (સલ.)ને આલિમુલ ગૈબ કહેવું યોગ્ય નથી. થોડા ઈલ્મથી સંપૂર્ણ જ્ઞાન સાબિત કરવું સહીહ નથી. (શર્હે ફિકહુલ અકબર : ૮૫) ઉપરાંત રસૂલુલ્લાહ (સલ.)ની આગાહી કરવી, અલ્લાહ તઆલાનું વહી દ્વારા જાણ કરવાનું કારણ હતું માટે એહલે સુન્નત વલ જમાતનો સર્વાનુમતે અકીદો છે કે શબ્દ "આલિમુલ ગૈબ" ઉપયોગમાં લેવો અલ્લાહ સિવાય કોઈ બીજા માટે જાઈઝ નથી. ગેબની વ્યાખ્યા પણ એ જ છે કે કોઈ પણ પ્રકારના વાસ્તા વગર દરેક પ્રકારનું જ્ઞાન હોય, માટે રસૂલુલ્લાહ (સલ.) માટે ઈલ્મેગેબનો દાવો સહીહ નથી. (નબરાસ : ૩૪૩, મદારિકુત્તન્ઝીલ : ૨ / ૬૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) નબીએ કરીમ (સલ.)ને આલિમુલ ગૈબ હોવાનો દાવો કરવો

**સવાલ (૫૩) :** જો કોઈ વ્યકિત રસૂલુલ્લાહ (સલ.)ને આલિમુલ ગેબ હોવાનો અકીદો રાખતો હોય તો તે કબીરા–મોટો ગુનાહ કરનારાઓ માં શામેલ થશે કે નહી?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.) વિશે આલિમુલ ગૈબ હોવાનો દાવો કરવો મહા ગુનો છે. બલકે મુલ્લા અલી કારી (રહ.) એ શર્હે ફિકહે અકબરમાં તેનાથી વધીને ફરમાવ્યું કે અંબિયા (અલૈ.) વિશે આવો અકીદો રાખવો કુફ્ર છે. એટલા માટે કે તે કુર્આનની આયત قُلْ لَا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ ની વિરુધ્ધ છે. અને જાણી –

સમજીને કુર્આનની વિરુધ્ધ કરવું ઈન્કાર છે, અને કુર્આને કરીમનો ઈન્કાર કુફ્ર છે, માટે આ પ્રકારનો અકીદો રાખવો કુફ્ર થશે, શર્હે ફિક્હે અકબરમાં છે.

ثم اعلم ان الأنبياء لم يعلموا المغيبات من الأشياء الاما اعلمهم الله تعالى أحيانا وذكر الحنيفة تصريحا بالتفكرباعتقاد أن النبى صلى الله عليه وسلم يعلم الغيب لمعارضة وقوله تعالى :

قُلْ لَا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللهُ

ઉપરના લેખથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે આપ (સલ.) વિશે ઈલ્મે ગેબનો અકીદો રાખનારો કાફિર થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) શું હુઝૂર (સલ.) આલિમુલ ગૈબ હતા, ઈલ્મે ગૈબ કોને કહે છે ? અને તે વિશે મુસલમાનોને શું અકીદો રાખવો જોઈએ ?

**સવાલ (૫૪) :** (૧) હુઝૂર (સલ.) આલિમુલ ગૈબ હતા કે નહી ? (૨) ઈલ્મે ગૈબ એટલે શું? (૩) મુસલમાનોએ ઈલ્મે ગેબ વિશે શું અકીદો રાખવો જોઈએ ? (૪) અમારે ત્યાં એક આલિમ સાહેબનું કહેવું છે કે હુઝૂર (સલ.) આલિમુલ ગૈબ ન હતા, પરંતુ આપ (સલ.)ને ઈલ્મે ગૈબ મોટા પ્રમાણમાં મળ્યું હતું તો ઈલ્મે ગૈબ અને આલિમુલ ગૈબમાં શું તફાવત છે ? હુઝૂર (સલ.) વિશે એવું કહેવું કે આપ (સલ.) આલિમુલ ગૈબ ન હતા, પરંતુ આપ (સલ.) ને ઈલ્મે ગૈબ પ્રાપ્ત થયું હતું, હનફી અકીદા પ્રમાણે સવાલોના જવાબો આપી આભારી કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) રસૂલે કરીમ (સલ.) આલિમુલ ગૈબ ન હતા. કોઈ એ અકીદો રાખે અથવા એવું કહે કે આપ (સલ.) આલિમુલ ગૈબ હતા, તો તે ઈમાનથી નીકળી જશે, કારણ કે મુશ્રિક તેને કહે છે જે અલ્લાહ તઆલાના ખાસ ગુણો – સિફતોમાં બીજાને ભાગીદાર બનાવે. (ફવઝુલ કબીર : ૨૧) "આલિમુલ ગૈબ" માત્ર અલ્લાહ તઆલા છે. કુર્આને પાકમાં ઈર્શાદ છે.

وَعِنْدَهٗ مَفَاتِيْحُ الْغَيْبِ لَا يَعْلَمُهَا اِلَّا هُوَ

**તર્જુમો :** અને અલ્લાહની પાસે તમામ ગૈબની વસ્તુઓના ખઝાના છે.

(સૂરએ અન્આમ : ૫૯)

એટલે જે વ્યકિત આપ (સલ.) ને આલિમુલ ગૈબ માને, તે ઈમાનથી નીકળી જશે.

(૨) શર્હે અકાઈદ પાન નં. ૧૦ ઉપર લખ્યું છે કે મખ્લૂક (માનવી, ફરિશ્તા અને જિન્નાત) ની જ્ઞાન પ્રાપ્તિના ત્રણ માધ્યમો છે. (૧) બાહય ઈન્દ્રિઓ (૨) સત્ય ખબરો (૩) બુધ્ધિ : પહેલા ભાગમાં પાંચ વસ્તુઓ છે : સ્પર્શ, શ્રવણ, સ્વાદ, ગંધ, દ્રષ્ટિ

આ ઈન્દ્રિયો દરેક વ્યકિતના શરીરમાં થોડા – વધુ પ્રમાણમાં હોય છે આ ત્રણ માધ્યમો દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય છે, આ સબબ અને માધ્યમોનો દરજ્જો રાખે છે. ઈલ્મે હકીકી અલ્લાહ તઆલા તરફથી પ્રાપ્ત થાય છે.

(૩) ઈલ્મે ગૈબ : જે વાતો સુધી ઈન્દ્રિઓ, બુધ્ધિ અને દલીલની પહોંચ ન હોય અને તેનું ઈલ્મ હોય, આંખે કોઈ વસ્તુ જોઈ લીધી, અથવા કાને કંઈ સાંભળી લીધું, બુધ્ધિ દ્વારા કોઈ નતીજા સુધી પહોંચી ગયા, આ ઈલ્મે ગૈબ નથી. થર્મોમિટરની ગરમી જાણી લીધી અથવા મશીન દ્વારા જાણી લીધું કે સ્ત્રીના ગર્ભમાં બાળક અથવા બાળકી છે અથવા પવનોની દિશા અને દબાણ જોઈને વરસાદની આગાહી કરવી ઈલ્મે ગૈબ નથી.

ઈલ્મે ગૈબ તે છે જે સાધનો વગર ગૈબની વાતોનો જાણકાર હોય, સાધનોની તેને જરૂરત ન હોય, જેમકે એક આલિમને આલિમ ત્યારે કહીએ છીએ જયારે કે તે કોઈ દારૂલ ઉલૂમમાં પઢીને દીની મસાઈલ વગેરે સમજયો હોય અને કોમને સમજાવવાની શકિત પણ ધરાવતો હોય, કોઈને ડોકટર ત્યારે કહીએ છીએ કે જયારે તેને કોઈ યુનિવર્સિટી માંથી ડિગ્રી મેળવી હોય અને બિમારીના ઈલાજની શકિત પણ ધરાવતો હોય. જો કોઈ જાહિલ બેહિશ્તે ઝેવર પઢી લે, લોકો તેને આલિમ કહેતા નથી. ૨૦૦ – ૫૦૦ કાયદાઓના જાણકારને વકીલ કે જજ કહેવામાં આવતો નથી. એવી રીતે ઈલ્મે ગૈબનો ભાવાર્થ એ ઈલ્મ પ્રાપ્ત થવું છે જે ઈન્દ્રિઓ અને બુધ્ધિમાં આવી ન શકે, માટે હજારો વાતોને જાણનારો કોઈ આલિમુલ ગૈબ નહીં થાય અને તેને આલિમુલ ગૈબ કહેવું સહીહ નથી. અલબત્ત આપ (સલ.) ઈલ્મે ગૈબ જાણતા હતા, તેનો અર્થ એ છે કે અલ્લાહ તઆલાએ આપ (સલ.)ને ઘણી વાતો ભૂતકાળ અને ભવિષ્યની બતાવી છે. એ સહીહ છે, તેનો કોઈ પણ ઈન્કાર કરી શકતું નથી.

(તફસીર ઈબ્ને કસીર : ૩ / ૨૩૧)

પરંતુ આવી સુક્ષ્મ વાતો સામાન્ય લોકો સામે બયાન કરવી, ઉલમાનું પરસ્પર બહસ કરવું અને લોકોને તેની પ્રેરણા આપવી કોઈ પણ હાલતમાં જાઈઝ નથી, તેનાથી સામાન્ય લોકો ગુમરાહ થાય છે, સમય નાજુક છે, લોકો અકીદા – માન્યતાઓ વિશે અજ્ઞાન છે, હજારો લોકો ઈમાનથી નીકળી રહયા છે, એવા સમયમાં આ પ્રકારની વાતો કરવી, કોઈ દીનની ખિદમત નથી.

એટલા માટે મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) એ ફતાવા રશીદિય્યહ ભાગ : ૩ / ૩૧ માં લખ્યું છે કે કોઈ વ્યકિત આ રીતે કહે કે દરેક વસ્તુનું ઈલ્મે ગૈબ હુઝૂર (સલ.)ની વ્યકિતગત ખુબી નથી, અલ્લાહ તઆલાનું અર્પણ કરેલ છે, આ રીતે કહેવું બાતિલ, ખોટુ અને બકવાસ છે. મેદાને હશ્રમાં આપ (સલ.) અમુક લોકોને હોજે કૌષરનું પાણી પીવા માટે લાયક સમજશે, પરંતુ અલ્લાહ તઆલા તરફથી કહેવામાં આવશે કે હે મુહમ્મદ ! આપ નથી જાણતા કે આપની વફાત પછી આ લોકોએ કેવી નવી નવી વાતો દીનમાં પેદા કરી હતી. (ફતાવા રશિદિય્યહ: ૧૯૧)

તઝકિયતુલ ઈમાન પાન નંબર ૩૦૭માં લખ્યું છે કે જે શબ્દો અલ્લાહ તઆલા માટે ખાસ હોય, એવા શબ્દો અન્ય માટે વાપરવા કોઈ પણ પ્રકારના ખુલાસા વગર શિર્ક અને વહેમથી ખાલી નથી. એટલા માટે ઈલ્મે ગૈબ આપ (સલ.) જાણતા હતા, એવા શબ્દો વાપરવાથી બચવું જોઈએ. તેથી જે આલિમ ઈન્કાર કરે છે, તેમનું ઈન્કાર કરવું સહીહ છે. આવી ગુમરાહ કરે તેવી વાતોથી બચવું જરૂરી છે. નહી તો દરેક વ્યકિત જાણે છે કે આપ (સલ.) ને જે વાતોનું ઈલ્મ અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવ્યું હતું, દુનિયામાં કોઈ નબી અથવા રસૂલને આપવામાં આવ્યું નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) આપ (સલ.) વિશે એમ કહેવું કે આપ (સલ.) ઈલ્મ ગૈબ જાણતા હતા

**સવાલ (૫૫) :** ઝૈદ તાલીમ અને તકરીરમાં લોકોને સંબોધીને કહે છે કે હુઝૂર (સલ.) ઈલ્મે ગૈબ જાણતા હતા , આ રીતે કહેવું કેવું છે ? ફતાવા રશીદિય્યહમાં લખ્યું છે કે એવી વ્યકિતની પાછળ નમાઝ જાઈઝ નથી અને તેનાથી સંબંધ રાખવો પણ હરામ છે. સહીહ જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ રીતે કહેવું કે રસૂલુલ્લાહ (સલ.) ઈલ્મે ગૈબ જાણતા હતા, લોકોને

ગુમરાહ કરવા બરાબર છે. આ પ્રકારના શબ્દો તકરીર અને લખવામાં વાપરવા જાઈઝ નથી. આ પ્રકારના શબ્દો બોલનારા આલિમનો અકીદો જો એવો હોય કે અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય ઈલ્મે ગૈબ જાણતું નથી અને રસૂલુલ્લાહ (સલ.) ને ગૈબની ઘણી વાતોનું ઈલ્મ હતું, (તફસીરે કુર્તુબી : ૧૪ / ૮૨) તો તેની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે અને દરેક પ્રકારનો સંબંધ રાખવો પણ જાઈઝ છે. (ફતાવા રશિદિય્યહ : ૧૨૦) પરંતુ મસ્જિદના જિમ્મેદાર અને ટ્રસ્ટીઓની જવાબદારી છે કે આવા આલિમને તાકીદ કરે તેઓ આ પ્રકારના દબાયેલા ફિતનાને ફેલાવીને લોકોને મુસીબતમાં ન નાંખે. દીનની ખિદમતના બીજા અન્ય ક્ષેત્રો પણ છે, તે ક્ષેત્રો દ્વારા દીનની ખિદમત કરે, આ પ્રકારની સુક્ષ્મ – બારીક, નાજુક અને ઈલ્મી વાતો, જેનાથી લોકોને ફાયદો ઓછો અને નુકસાન વધારે થાય છે તેનાથી દૂર રહે. લોકોમાં આવી વાતો ફેલાવવાનું બંધ કરે અને બીજા આલિમો પણ તેમનાથી વાદ–વિવાદ કરવાનું છોડી દે અને દીનની ખિદમતમાં લાગેલા રહે. ફતાવા રશિદિય્યહથી જે વાત નકલ કરી છે તેનો હવાલો લખો. પછી જવાબ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) શું સરવરે કાઈનાત (સલ.) આલિમુલ ગૈબ હતા ?

**સવાલ (૫૬) :** નીચે આપેલા સવાલ – જવાબને અહકરે અહીંયા (દીવા) ની મસ્જિદના બોર્ડ પર લખ્યા છે. લખવાનો હેતુ એ હતો કે મેં તાલીમમાં ઈલ્મે ગૈબનો મસ્અલો બયાન કર્યો હતો. પરંતુ કેટલાક લોકો તરફથી ખોટી વાત ફેલાવવાને કારણે અહકરે નીચે આપેલા સવાલ – જવાબને બોર્ડ પર લખી દીધો છે. ગુજારિશ છે કે નીચેનો મસ્અલો સહીહ હોય તો તસ્દીક કરજો અને જો ઈસ્લાહની જરૂરત હોય તો ઈસ્લાહ ફરમાવજો.

**સવાલ :** શું સરવરે કાઈનાત (સલ.) આલિમુલ ગૈબ હતા ?

**જવાબ :** આલિમુલ ગૈબ તો માત્ર અલ્લાહ તઆલા જ છે, હુઝૂર (સલ.) અને અન્ય કોઈ પણ મખ્લૂક આલિમુલ ગૈબ નથી. અલબત્ત અલ્લાહ તઆલાએ વહી દ્વારા આપ (સલ.) ને અનેક ગૈબની વાતો બતાવી હતી. પરંતુ તેનાથી આપ (સલ.) આલિમુલ ગૈબ થઈ શકતા નથી. તે તો માત્ર અલ્લાહ તઆલાની જાત છે. કુર્આન અને હદીસથી એ જ સાબિત છે. બુઝુર્ગાને દીન, સલ્ફે સાલેહીન અને મહાન ઉસ્તાદોનો એ જ અકીદો છે. હક તઆલાથી દુઆ છે કે અલ્લાહ તઆલા મૃત્યુ સુધી

એ અકીદા પર કાયમ રાખે. આમીન ! ફકત વસ્સલામ

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરનો મસ્અલો જે કિતાબમાંથી નકલ કર્યો હોય સહીહ છે. પરંતુ આ પ્રકારની વાતો કે રસૂલુલ્લાહ (સલ.) ને વહી દ્વારા ગૈબની ઘણી વાતો બતાવવામાં આવી હતી. તેને કારણે આપ (સલ.) નું આલિમુલ ગૈબ હોવું સાબિત થતું નથી. (બુખારી : ૨ / ૧૦૯૮, હદીસ નંબર : ૭૩૮૦) તેને દરેક વ્યકિત જાણે છે. આ પ્રકારની વાતોને લોકો સમક્ષ બયાન કરવી દબાયેલા ફિતનાઓને ફેલાવવા બરાબર છે. એટલા માટે આ પ્રકારની વાતોથી બચવાની ઘણી જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يُلْقُوْنَ اَقْلَامَهُمْ اَيُّهُمْ يَكْفُلُ مَرْيَمَ، وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يَخْتَصِمُوْنَ

**તર્જુમો :** (તે વખતે) તમે તે લોકો પાસે ન હતા જ્યારે તેઓ પોતપોતાની કલમોને (આ બાબત જાણવા માટે પાણીમાં) નાખતા હતા કે તેઓમાંથી મરયમ (અલૈ.)નું પાલન–પોષણ કોણ કરે ? વળી, તે વખતે પણ તમે તેઓની પાસે ન હતા, જ્યારે તેઓ (એ વિશે પ્રથમ) માંહોમાંહે વિરુદ્ધતા કરતા હતા. (આલિ ઈમરાન :૪૪)

# હાઝિર અને નાઝિરની સમજુતી

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# હાઝિર અને નાઝિરની સમજુતી

## (૧) જે રસૂલુલ્લાહ (સલ.) ને હાઝિર અને નાઝિર માનતો નથી, તે "યા મુહમ્મદ" કહી શકે છે ?

**સવાલ (૫૭) :** હું નબીએ કરીમ (સલ.) ને હાઝિર અને નાઝિર માનતો નથી, મારો અકીદો છે કે આપ (સલ.) મદીના મુનવ્વરામાં કબરમાં આરામ ફરમાવી રહયા છે. તો હું "યા મુહમ્મદ" કહી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત શરત પ્રમાણે મુહબ્બતમાં (કાલ્પનિક રીતે) કહેવું જાઈઝ છે. (ઈમ્દાદુલ ફતવા : ૫ / ૩૮૫) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઈશાની નમાઝ પછી હુઝૂર (સલ.)ની જન્મ જયંતિનો પ્રોગ્રામ રાખવો અને સલામ પઢવી.

**સવાલ (૫૮):** કેટલા ગામોમાં રાત્રે ઈશાની નમાઝ પછી હુઝૂર (સલ.) ના જન્મ દિવસ પર પ્રોગ્રામ રાખવામાં આવે છે, તેમાં ગામના મોલવીઓ એક પછી એક ઉભા થઈને નઝમ પઢે છે, ત્યાર પછી તકરીર થાય છે અથવા કોઈ કિતાબની તાલીમ થાય છે. પછી બધા લોકો મોલવીઓ સાથે ભેગા મળીને ઉભા થઈને સલામ પઢે છે. કોઈ એક મોલવી હાજરજનોને પઢાવે છે અને તેમના કહેવા પર બીજા લોકો પઢે છે અને સલામના શબ્દો આ છે, યા નબી સલામુ અલયક, યા રસૂલ સલામુ અલયક, યા હબીબ સલામુ અલયક, સલવાતુલ્લાહિ અલયક આવી રીતે આખી સલામ પઢે છે, તેના વિશે શરીઅતમાં શું હુકમ છે ? શું આવું કહેવું જાઈઝ અથવા ના જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નબીએ કરીમ (સલ.)ની સીરતને બયાન કરવી સવાબનું કામ છે અને જેમાં આપ (સલ.)નું મુબારક નામ હોય તે બરકતવાળી મજલિસ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ /

૨૪૯) પરંતુ તેમાં ઉભા થવું અને બીજાને ઉભા થવા મજબૂર કરવા અને એવું સમજવું કે અમારી મજલિસ માં આપ (સલ.) તશરીફ લાવે છે. એ બધા નાજાઈઝ કાર્યો છે. અલબત્ત હાઝિર અને નાઝિરનો અકીદો રાખ્યા વગર મુહબ્બતમાં કયારેક યા રસૂલુલ્લાહ કહેવું જાઈઝ છે. (ફતાવા રહીમિય્યહ : ૨ / ૧૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હાઝિર અને નાઝિર કોણ છે ?

**સવાલ (૫૯):** તારીખ ૧ / ૩ / ૧૯૮૩ ના રોજ આણંદ શહેરમાં મવલાના મદની કછોલ્વી રઝાખાનીનું બયાન થયું, તેમાં તેમણે ઈસ્લામના બુનિયાદી અકીદાની વિરૂધ્ધ વાતો લોકો સામે રજૂ કરી, દા.ત. શયતાન હાઝિર અને નાઝિર છે. આપ (સલ.) હાઝિર અને નાઝિર છે, પરંતુ અલ્લાહ તઆલા હાઝિર અને નાઝિર નથી. (નઉઝૂબિલ્લાહિ મિન ઝાલિક) તેમણે પોતાની આ વાતની દલીલ બયાન કરતા કહયું કે ઉપરોકત અકીદાનું વર્ણન કુર્આનની ઘણી આયતોમાં અને હદીસોમાં છે, ઉપરાંત તેમણે ઉલમાએ દેવબંદ અને મુબલ્લિગોથી ઘણા ચેલન્જો કર્યા, તેને કારણે અહિંયાના લોકો પરેશાન થયા અને શંકામાં મુકાય ગયા, હવે આપનાથી પૂછવાનું છે કે,

શું અલ્લાહ તઆલા હાઝિર અને નાઝિર નથી ? અને શું રસૂલ અને શૈતાન હાઝિર અને નાઝિર છે ? કુર્આને પાક અને હદીસની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે સવાલમાં જે અકીદાનું વર્ણન કર્યુ છે તે બિલકુલ ખોટો અને બુનિયાદ વગરનો છે. તેના ઈન્કારમાં શરૂઆતથી જ ઘણી વાતો લખવામાં આવી રહી છે. આ વિશે હું મારુ પુસ્તક "અકાઈદે ઈસ્લામ" મોકલી રહયો છું. તેના અભ્યાસથી સ્પષ્ટ થઈ જશે, આ પુસ્તકની રોશનીમાં લોકોની ઈસ્લાહની ફિકર કરો અને તેમની ગેર સમજ દૂર કરો. ઈન્શાઅલ્લાહ ફાયદો થશે.

હાઝિર અને નાઝિરનો સહીહ મતલબ સમજો, હાઝિરનો અર્થ કોઈ જગ્યાએ અથવા મકાનમાં હાજર હોવું, આ માત્ર અલ્લાહ તઆલા માટે ખાસ છે. ઈર્શાદ છે :

نَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ حَبْلِ الْوَرِيْدِ (સૂરએ કાફ : ૧૬)

નાઝિરનો અર્થ છે જોવું અને જોઈને ઈલ્મ પ્રાપ્ત કરવું. આ પણ માત્ર અલ્લાહ તઆલાની સાથે ખાસ છે. ઈર્શાદ છે. "આલિમુલ ગૈબિ વશશહાદતિ" એક બીજી જગ્યાએ છે :

قُلْ لَا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ (સૂરએ નમ્લ : ૬૫)

એવી રીતે બીજી આયતોમાં પણ તેનું વર્ણન છે, તેની તફસીર વાંચી લો, અકાઈદે ઈસ્લામમાં વિસ્તૃત વર્ણાન કરેલ છે.

આપ (સલ.) આલિમુલ ગૈબ નથી, (શર્હે ફિકહુલ અકબર : ૧૮૫) દરેક જગ્યાએ હાઝિર અને નાઝિર નથી. (ઈખ્તિલાફે ઉમ્મત ઔર સિરાતે મુસ્તકીમ : ૧ / ૩૭) મદની સાહેબ જે પાયાહીન અને ગુમરાહ કરે એવા અકીદાને બયાન કરે છે, તેને માનવાથી વ્યકિત ઈમાનથી નીકળી જાય છે. તેમણે પોતાની વાતની દલીલમાં કહયું કે આ અકીદા પર ઘણી કુર્આનની આયતો અને હદીસો છે. તો સવાલ એ છે કે બુખારી શરીફમાં પુનરાવર્તન થયેલ હદીસો સિવાય લગભગ ત્રણ હજાર હદીસો છે, હદીસે પાકની બીજી કિતાબોમાંથી માત્ર આ જ એક કિતાબની કોઈ એક જ હદીસ રજૂ કરવામાં આવે, જેમાં ઉપરના અકીદાનું બયાન હોય, તેમનો દાવો ખોટો અને પાયાહિન છે. તેને કોઈ કુર્આનની આયતથી અથવા હદીસ શરીફથી સાબિત કરી શકતા નથી. બલકે ઘણી આયતો અને હદીસોથી એ વાત સાબિત થાય છે કે "હાઝિર અને નાઝિર" માત્ર અલ્લાહ તઆલાની જાત છે. અલ્લાહ તઆલા બધાને દીનની સમજ અતા ફરમાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.







لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُوْلِ اللهِ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللهَ وَالْيَوْمَ الْاٰخِرَ وَذَكَرَ اللهَ كَثِيْرًا

**તર્જુમો :** (હે લોકો !) ખરેખર, તમારે રસૂલુલ્લાહ (સલ.)(ના કામો)માં શુભ અનુકરણ કરવાનું હતું. (તમારે) એટલે તેને માટે કે જે અલ્લાહની તથા આખિરત (ના સવાબ) ની આશા રાખતો હોય અને અલ્લાહને વિશેષ યાદ કરતો હોય. (સૂરએ અહ્ઝાબ :૨૧)

# હુઝૂરે અકરમ (સલ.) ની સીરત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# હુઝૂરે અકરમ (સલ.) ની સીરત

## (૧) હુઝૂરે અકરમ (સલ.)ની એક કરાર-સંધિમાં હાજરી અને ગેર મુસ્લિમોથી આમ ભલાઈનો વર્તાવ

**સવાલ (૬૦) :** કેટલાક વકતાઓ કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ રિસાલતથી પહેલા એક કરાર – સમજુતીમાં હાજરી આપી હતી, તો શું તેની કોઈ અસલ છે ? અને શું ગેર મુસ્લિમોથી મોહલ્લા, ગામ અથવા દેશ માટે કોઈ પ્રકારનો કરાર જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નબીએ કરીમ (સલ.) એ પોતાની નુબુવ્વતથી પહેલા એક કરાર – સમજુતીમાં હાજરી આપી હતી, તે કરારને "હલ્ફુલ ફુઝુલ" કહેવામાં આવે છે, તે સમયે આપ(સલ.) ની ઉમર શરીફ ૨૫ વર્ષની હતી, (અલ એહસાન ફી તરકીબ સહીહ ઈબ્ને હિબ્બાન : ૧૦ / ૨૧૮, હદીસ નં. ૪૩૭૪) હઝરત તલ્હા બિન અબ્દુલ્લાહ બિન ઔફ ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : હું અબ્દુલ્લાહ બિન જદઆનના ઘરે યોજાયેલ કરાર – સમજુતીમાં હાજર હતો. મને એ કરારના બદલામાં સુર્ખ ઊંટ પણ પસંદ નથી, અને જો ઈસ્લામમાં મને બીજી વખતે આ કરારમાં બોલાવવામાં આવે તો હું જરૂર લબ્બૈક કહીશ.

(સુનને કુબરા : ૬ / ૫૯૬, હદીસ નં.૧૩૦૮૦)

એક રિવાયતમાં છે કે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે ઈસ્લામમાં જાહિલિયતના કરાર નથી, હા જે કરારો જાહિલિયતના સમયના હોય (અને તે નેકી અને ભલાઈ પર આધારિત છે) ઈસ્લામ તેને વધારે શકિત આપે છે. આપ (સલ.) એ ફરમાવ્યું : દારૂન્નદવામાં જે કરાર – સમજુતી થઈ હતી, તેને તોડવા પર મને સુર્ખ ઊંટ પણ આપવામાં આવે તો ખુશી નહી થાય. (અલ અહાદીષુલ્ મુખ્તારહ : ૧૨ / ૨૫૧, હદીસ નં. ૨૮૧)

કુર્આને કરીમમાં છેઃ

وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى، وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ

તમે એક બીજાની તકવા અને નેકીમાં મદદ કરો અને ગુનાહ અને જુલ્મના કામોમાં મદદ ન કરો. (સૂરએ માઈદહ : ૨)

કુર્આને કરીમ અને હદીસ શરીફમાં ગરીબોની મદદનો હુકમ છે અને જાતે રસૂલુલ્લાહ (સલ.)એ દારૂન્નદવાના કરાર પર ખુશી વ્યકત કરતા ફરમાવ્યું : " જો તેને તોડવા પર મને સુર્ખ ઊંટ પણ મળે તો મને એ પસંદ નથી." કારણ કે તે કરાર જાહિલિયતના એક રિવાજ પ્રમાણે ગરીબ, મોહતાજ, વિધવા અને અનાથો વિશેનો હતો અને આ વાત આપ (સલ.) નુબુવ્વત પછી ઈર્શાદ ફરમાવી રહયા છે. આ ઉપરથી જાહેર થાય છે કે જો કાફિર, મુશ્રિક, યહૂદી અથવા ખ્રિસ્તીની સાથે આ પ્રકારનો કરાર મોહલ્લા, ગામ અથવા રાષ્ટ્રીય ક્ષેત્રે કરવામાં આવે તો જાઈઝ છે. તેમાં કોઈ મનાઈ નથી. (ફત્હુલ બારીઃ ૧૦ / ૫૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) આપ (સલ.) પર જાદૂની પ્રેકટીસ કરવાનો આક્ષેપ લગાવનાર પર શરઈ હુકમ

**સવાલ (૬૧/૧ ):** એક વ્યકિતએ એવું કહયું કે આપણા નબી (સલ.) જાતે જાદુની પ્રેકટીસ કરતા હતા. એ પ્રકારનો બકવાસ કરનાર વિશે શરીઅતમાં શું હુકમ છે ?

## (૩) કુર્આની આયતોથી જાદુ શીખવાના સમર્થન કરનાર વ્યકિત વિશે હુકમ

**(સવાલ : ૬૨ / ૨):** અલ્લાહ તઆલાના પાક કલામ કુર્આને પાકમાં જાદુનું વર્ણન છે. (નઉઝુબિલ્લાહ) અને કુર્આની આયતોથી જાદુ શીખી શકાય છે. એક સનદ ધરાવતા આલિમે આ વાત કહી છે, તે વિશે શરીઅતમાં શું હુકમ છે ? આશા છે કે સંતોષકારક જવાબ આપશો.

**જવાબ (૧–૨) :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત હુઝૂર (સલ.)ને જાદુની પ્રેકટીસ કરનાર સમજે છે તે કાફિર અને ધર્મ વિમુખ છે. (અશિશફા : ૨ / ૨૧૪) ઉપરાંત જે વ્યકિત એવું કહે છે કે કુર્આને પાકમાં જાદુનું બયાન છે અને તેની આયતોથી જાદુ શીખી શકીએ છીએ. જો તેનો ભાવાર્થ એ વાકયથી એ હોય કે નઉઝુબિલ્લાહ કુર્આને પાકમાં જાદુ શીખવાના તરીકા બયાન કર્યા છે અને તેની આયતોથી જાદુ શીખી શકાય છે. તો એવું કહેનાર વ્યકિત કાફિર અને ધર્મ વિમુખ છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૬૬)

તેની પત્નીઓ પણ નિકાહથી નીકળી ગઈ, બીજી વખતે કલિમો પઢીને આ અકીદાથી તોબા કરે, પછી નિકાહ પઢે (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૮૩) અને જો તેનો ભાવાર્થ એ છે કે જાદુ વિશે બયાન છે, જેમકે કુર્આનમાં કાફિર, મુશ્રિક, મુનાફિક, ચોર વગેરેનું બયાન છે તો ઈમાનથી નહીં નીકળે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# રસૂલુલ્લાહ (સલ.)ની સીરત વિશે કેટલાક સવાલ-જવાબ

## (૪) હુઝૂર(સલ.) થી ચશ્મો પહેરવો સાબિત નથી

**સવાલ (૬૩):** શું રસૂલુલ્લાહ (સલ.) ચશ્મો પહેરતા હતા ? જો પહેરતા હતા , તો તેના વિશે માહિતી આપો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) ની મુબારક આંખો કુદરતી રીતે નુરથી ભરપુર હતી. બુખારી શરીફની રિવાયત છે, જેને "મિરકાત શર્હે મિશ્કાત" માં પણ નકલ કરી છે કે આપ (સલ.) પોતાના આંખોના નૂરથી પાછળની વસ્તુઓ પણ એવી રીતે જોતા હતા જેવી રીતે આગળનું જોતા હતા. (બુખારી : ૧ / ૫૯, હદીસ નં.૪૧૮) માટે આપ (સલ.) ને ચશ્મા વગેરેની કોઈ જરૂરત ન હતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હુઝૂર (સલ.) થી ટોપી પહેરવી સાબિત છે.

**સવાલ (૬૪):** શું રસૂલુલ્લાહ (સલ.) એ કયારેય ટોપી પહેરી છે ? જો પહેરી છે તો તેની માહિતી આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હુઝૂરે પાક (સલ.)ની તબિયતમાં અંતિમ દરજ્જાની પવિત્રતા હતી. આપ (સલ.) પોતાના માથામાં તેલ લગાવ્યા કરતા હતા. પછી તેની ઉપર પટ્ટી સમાન એક કપડું બાંધતા હતા. તે કપડાની ઉપર ટોપી અને તેની ઉપર અમામહ પહેરતા હતા. મુહદ્દિષોએ લખ્યું છે કે આપ (સલ.) વધુ પ્રમાણમાં તેલ લગાવતા હતા એટલા માટે વાળ મુબારક ઉપર કપડું બાંધી લેતા હતા. જેથી ટોપી અને અમામહ પર તેલ ન લાગે.

આ રિવાયતોથી માલૂમ થાય છે કે આપ (સલ.) ટોપી પહેરતા હતા. (શર્હુસ્સુન્નહ : ૧૨ / ૮૨, હદીસ નં. ૩૧૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) હુઝૂર (સલ.)ના કિયામ (ઊભા રહેવા) ની કેફીયત

**સવાલ (૬૫) :** શું આપ (સલ.)ના ઊભા રહેવા વિશે કોઈ માહિતી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર ઊભા રહેવું જીવનનો મકસદ નથી, મારી નજરમાં આ પ્રકારનું કોઈ વર્ણન જોવામાં આવ્યું નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) હુઝૂર (સલ.) નો ગુસ્સો

**સવાલ (૬૬) :** શું આપ (સલ.) કયારેય ગુસ્સે ભરાતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દીનની વિરુધ્ધ કોઈ પણ કામ જોતા તો આપ (સલ.) ગુસ્સે થતા, નહી તો અન્ય પરિસ્થિતિમાં આપ (સલ.) ની નરમીની એવી હાલત રહેતી કે રિવાયતથી સાબિત છે કે આપ (સલ.) એ કયારેય પોતાની જાત માટે કોઈનાથી વેર – બદલો લીધો નથી. (બુખારી : ૧ / ૫૦૩, હદીસ નં. ૩૫૬૦) કેટલાક એવા લોકો જે દીનથી અજાણ છે, ગુસ્સાને સામાન્ય રીતે એબ સમજે છે, એ ખોટુ છે. જયારે દીનના કાર્યોની જાહરેમાં ફજેતી થઈ રહી હોય અને સમાધાન કોઈ રીતે શકય ન હોય તે વખતે ગુસ્સાનું પ્રદર્શન કરવું અને પોતાની શકિત પ્રમાણે બુરાઈથી રોકવામાં પોતાની શકિત પ્રદર્શિત કરવી ઈમાનનો તકાદો છે, હદીસથી માલુમ થાય છે કે રસૂલુલ્લાહ (સલ.) જયારે ગુસ્સે થતા તો આપ (સલ.) નો ચહેરો એવો લાલ થઈ જતો કે જાણે તેની ઉપર અનારના દાણા નીચોવી દેવામાં આવ્યા હોય.

(ઈબ્ને માજહ : ૯ , હદીસ નં. ૮૫)

એક લાંબી હદીસમાં છે કે એક વખતે હઝરત ઉમર (રદિ.) આપ (સલ.) ની સામે તવરાતનો કોઈ મઝમૂન વાંચી રહયા હતા, તેનાથી આપ (સલ.) ગુસ્સે ભરાયા. હઝરત અબૂબક્ર (રદિ.) ને જાણ થઈ તો હઝરત ઉમર (રદિ.) થી ફરમાવ્યું કે હે ઉમર ! શું આપ (સલ.) ના ચહેરાને નથી જોતા કે તમારા તવરાત વાંચવાથી આપ (સલ.) પર કેવો અસર થઈ રહયો છે ? માટે હઝરત ઉમર (રદિ.) તરત જ સાવધ બન્યા અને વાંચવાનું બંધ કર્યુ. માફી સાથે અરજ કરવા લાગ્યા કે,

رَضِيْنَا بِاللّٰهِ رَبًّا وَبِ الْاِسْلَامِ دِيْنًا، وَبِمُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ نَبِيًّا۔

(અમે અલ્લાહ તઆલાને પોતાના રબ માનીને, દીને ઈસ્લામને પોતાનો દીન

માનીને અને હઝરત મુહમ્મદ (સલ.)ને પોતાના નબી માનીને ખુશ છીએ) આ સાંભળી આપ (સલ.) નો ગુસ્સો દૂર થયો. (દારમી : ૧ / ૪૦૩, હદીસ નં. ૪૪૯)

ઈમામ બુખારી (રહ.) એ કિતાબુલ ઈલ્મમાં આ વિશે એક બાબ (પ્રકરણ) કાયમ કર્યો છે અને તેમાં ત્રણ હદીસો બયાન કરીને એ સાબિત કર્યુ છે કે જયારે કોઈ ઉસ્તાદ સબક દરમિયાન કોઈ વિદ્યાર્થીની આયોગ્ય હરકત જુએ તો તેની તાકીદ માટે તેની ઉપર ગુસ્સો કરવો યોગ્ય છે. (બુખારી : ૧ / ૨૦, હદીસ નં. ૯૦, ૯૨)

તેનાથી સાબિત થાય છે કે દીની કાર્યોમાં નેક નિય્યત સાથે ગુસ્સો કરવો જોઈએ. પરંતુ સાથે આ પણ ખ્યાલ રહે કે આપ (સલ.) નો આ અમલ જે ગુસ્સાની હાલતમાં થયો હોય, તે પણ ગુસ્સાની દલીલમાં શુમાર થશે. (અબૂદાવૂદ : ૫૧૪, હદીસ નં. ૩૬૪૬) આ સ્થાન ઉમ્મતીમાં કોઈને પ્રાપ્ત નથી. માટે ફુકહાએ લખ્યું છે કે કાઝી માટે ગુસ્સાની હાલતમાં કોઈ ફેસલો કરવો જાઈઝ નથી. (ઉમ્દતુલ કારી : ૨ / ૧૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) હુઝૂર (સલ.) અને ઘડિયાળ

**સવાલ (૬૭) :** આપ (સલ.) થી ઘડિયાળ પહેરવી સાબિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘડિયાળ તે જમાનામાં ન હતી, આપ (સલ.) એ કયારેય ઘડિયાળ પહેરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) હુઝૂરે અકરમ (સલ.) અને ઈશરાકની નમાઝ

**સવાલ (૬૮) :** આપ (સલ.) ઈશરાકની કેટલી રકાતો પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈશરાકની બે અથવા ચાર રકાત પઢવી મસ્નૂન છે. (ઝાદુલ મઆદ : ૧ / ૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) હુઝૂરે અકરમ (સલ.) અને અવ્વાબીનની નમાઝ

**સવાલ (૬૯) :** આપ(સલ.) અવ્વાબીનની કેટલી રકાતો પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અવ્વાબીનની ઓછામાં ઓછી બે અને વધુમાં વધુ બાર રકાતો પઢવી સાબિત છે.

(ઝાદુલ મઆદ : ૧ / ૨૧૮)

## (૧૧) હુઝૂર (સલ.)ની ઈફતારી

**સવાલ (૭૦) :** આપ (સલ.) સહેરી અને ઈફતારીમાં શું ખાતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) સહેરી અને ઈફતારી માટે કોઈ પણ ખાસ ચીઝનો એહતિમામ અને બંદોબસ્ત ન કરતા હતા. વખત પર જે પણ ચીઝ મળતી તે ખાઈ લેતા હતા. આમ હાલતમાં પણ આપ (સલ.) ની આદત આ જ હતી. ઈમામ બુખારી (રહ.) એ સાબિત કર્યુ છે કે આપ (સલ.) પાણી અને ખજૂર દ્વારા અથવા જે કોઈ પણ ચીજ મળતી તેનાથી ઈફતારી કરી લેતા હતા. અલબત્ત ખજુર અને ખારેકને પસંદ કરતા હતા. ઉપરાંત મુસ્તદરકે હાકિમ, તિર્મિઝી શરીફ, ફત્હુલ બારી શર્હે બુખારી શરીફ અને મિશ્કાતુલ મસાબિહમાં પણ આ પ્રકારની રિવાયતો છે. તેનો ભાવાર્થ એ છે કે જો ખજુર હાજર હોય તો આપ (સલ.) તેમાંથી ત્રણ ખજુરો વડે ઈફતાર કરતા. નહીં તો એવી ચીજથી ઈફતાર કરતા જે આગ પર રાંધવામાં આવી ન હોય. (બુખારી શરીફ : ૧ / ૨૬૨, હદીસ નં. ૧૯૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) હુઝૂર (સલ.) અને નવાફિલ

**સવાલ (૭૧) :** રસૂલુલ્લાહ (સલ.) કઈ કઈ સુન્નતો અને નવાફિલ ઘરમાં પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.) ફર્ઝ નમાઝ સિવાયની બીજી બધી સુન્નતો અને નવાફિલ ઘરમાં જ પઢતા હતા અને ફરમાવતા હતા કે " તમે પોતાના ઘરોમાં પણ નમાઝો પઢતા રહો અને તેને કબ્રસ્તાન ન બનાવો. (ઝાદુલ મઆદ : ૧ / ૮૨)

એટલે કબ્રસ્તાનમાં જે રીતે મુર્દાઓ (મૃતકો) કોઈ અમલ કરતા નથી એવી રીતે પોતાના ઘરોને ઈબાદતથી ખાલી ન રાખો, બલકે નમાઝ વડે તેને આબાદ રાખો. અલબત્ત મસ્જિદમાં જ સુન્નતો અને નવાફિલ પઢવી બહેતર છે. એટલા માટે કે જો ઘરમાં પઢવા માટે કહેવામાં આવે, તો આ વાતનો ખતરો છે કે વ્યકિત ફર્ઝ નમાઝ પછી મસ્જિદથી નીકળીને દુન્યવી કામોમાં લાગી જાય અને સુન્નતો અને નવાફિલથી ગાફેલ થઈ જાય. પરિણામ એ આવે કે ન ઘરમાં પઢી શકે અને ન મસ્જિદમાં. (રદ્દુલ મહ્તાર મઅ દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૧૩) હુઝૂર (સલ.) અને મિસ્વાક

**સવાલ (૭૨) :** રસૂલુલ્લાહ (સલ.) મિસ્વાક કયારે કરતા હતા ? માત્ર સવારમાં અથવા દરેક નમાઝ વખતે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) માટે ખાસ કરીને દરેક ફર્ઝ નમાઝ માટે વુઝૂ ફર્ઝ હતું. ત્યાર પછી આપ (સલ.) માટે દરેક નમાઝથી પહેલા મિસ્વાક જરૂરી હતું. (અબૂ દાવૂદ : ૧ / ૭, હદીસ નં. ૪૮) તે સિવાય કુર્આને પાક પઢતી વખતે, સુતા પહેલા, ઊંઘમાંથી જાગીને અને ઘરમાં દાખલ થતા પણ આપ (સલ.) થી મિસ્વાક કરવું સાબિત છે. (બુખારીઃ ૧/૩૮, હદીસ નં. ૨૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) હુઝૂર (સલ.) નો નાશ્તો

**સવાલ (૭૩) :** રસૂલુલ્લાહ (સલ.) સવારે નાસ્તો કરતા હતા ? જો કરતા હતા તો તે વખતે શું ખાતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ ની મક્કી જિંદગીના તેર વર્ષ અને હિજરત પછીના સાત વર્ષ આપ (સલ.) પર ખૂબ જ તંગી અને તકલીફમાં પસાર થયા છે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે, કેટલીક વખતે ત્રણ ત્રણ મહીના પસાર થઈ જતા હતા પરંતુ ઘરમાં ચુલો સળગતો ન હતો માત્ર " અસ્વદૈન " એટલે ખજુર અને પાણી" પર આપ (સલ.) ચલાવી લેતા હતા. ઘરમાં અનાજ વગેરે કોઈ વસ્તુ ન હતી. જેને રાંધી શકાય. આપ (સલ.) ના ફક્રનો એ હાલ હતો કે જો કોઈ સહાબી (રદિ.) ખજૂર અથવા દુધ વગેરે લઈ આવતા, તો તેને ખાઈ લેતા હતા (બુખારી : ૧ / ૩૪૯, હદીસ નં. ૨૫૬૭, ૬૪૫૯) અને એ જ હાલત અઝવાજે મુતહ્હરાત (પવિત્ર પત્નીઓ)ની પણ હતી. આપ (સલ.) એ બધાને વાર્ષિક ખર્ચ જે પણ આપતા તે બધો ખર્ચ અઝવાજે મુતહ્હરાત તેને ગરીબો અને જરૂરતમંદોને વહેંચી દેતા હતા. આપ (સલ.) ની સખાવતનો દરિયો તો તેનાથી ઘણો વિશાળ હતો. એટલા માટે આપ (સલ.) ને કોઈ ચીજની સંગ્રહખોરી પસંદ ન હતી. (તિરમિઝી : ૨ / ૬૧, હદીસ નં. ૨૩૬૨) ચા અને નાસ્તો તો ઠીક, જરૂરી ખાવા – પીવા માટે પણ આપ (સલ.) કોઈ ખાસ વ્યવસ્થા

ન કરતા હતા. વખત પર જે પણ મળતું, તેને ખુશીથી ખાઈ લેતા હતા. ચાનો રિવાજ તે સમયમાં ન હતો, મારી જાણ પ્રમાણે ચા ની શોધ લગભગ બે સદી પહેલાની છે.

શૈખુલ હદીસ મવલાના ઝકરિયા (રહ.) ફરમાવ્યા કરતા હતા કે ચાની કંપનીના અધિકારી ઓ મને ચાના પેકેટ વેચવા આપતા અને ચા બનાવીને મફત પીવડાવતા હતા, હિન્દુસ્તાનમાં આવ્યે તેને સો વર્ષ થયા હશે. માટે રસૂલુલ્લાહ (સલ.) ના સમયમાં ચા નું અસ્તિત્વ ન હતું. સવારમાં પણ આપ (સલ.) તરફથી કોઈ ખાવાની વસ્તુ નકકી ન હતી. જે કઈ મળતું આપ (સલ.) ખાઈ લેતા હતા.

"મુખ્તસર શમાઈલે તિર્મિઝી" પાન નંબર ૨૭૧ પર વાંચો બધી માહિતી આપેલી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) હુઝૂર (સલ.)ના સમયનું વિભાજન

**સવાલ (૭૪) :** રસૂલુલ્લાહ (સલ.) પોતાના સમયનું વિભાજન કેવી રીતે કરતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) એ પોતાના સમયને ત્રણ ભાગમાં વહેંચ્યો હતો. એક ભાગ અલ્લાહની ઈબાદત માટે ખાસ હતો, બીજો ભાગ ઘરવાળાઓના હકોની અદાયગી માટે, તેમાં અઝવાજે મુતહ્હરાતની ખબરગીરી, તેમની સાથે ઉઠવું – બેસવું અને ઘરના બીજા કામોમાં તેમની મદદ કરતા અને ત્રીજા ભાગમાં થોડો સમય આરામ કરતા હતા અને બાકીનો વખત દીનની તબ્લીગ અને પ્રચાર માટે હતો. તેમાં આપ (સલ.) જરૂરતમંદોની જરૂરત, દીની મસાઈલ પૂછનારાઓને સંતોષ કારક જવાબ અને મુસલમાનોના દીની અને દુન્યવી અગત્યના કામોમાં સહાબા (રદિ.) થી મશ્વરો કરતા હતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) હુઝૂર (સલ.) નો ધંધો રોજગાર

**સવાલ (૭૫) :** નુબુવ્વત પછી આપ (સલ.) એ રોજી રોટી માટે શું કર્યુ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નુબુવ્વત પછી આપ (સલ.) એ રોજી રોટી માટે કોઈ ખાસ વ્યવસ્થા કરી ન હતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) હુઝૂર (સલ.) નો આનંદ

**સવાલ (૭૬) :** આપ (સલ.) આનંદ માટે કયાં તશરીફ લઈ જતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માનવીને થાક દૂર કરવા અને અકળામણ દૂર કરવા માટે હરવા – ફરવાની જરૂરત પડે છે અને હુઝૂર (સલ.) ની શાન એ હતી કે આપ (સલ.) ને એક રિવાયત પ્રમાણે ત્રીસ જન્નતી (બુખારી : ૧ / ૪૧, હદીસ નં. ૨૬૮) અને એક રિવાયત પ્રમાણે ચાળીસ જન્નતી વ્યકિતઓની તાકત આપવામાં આવી હતી (કન્ઝુલ ઉમ્માલ : ૧૧ / ૪૦૬, હદીસ નં. ૩૧૮૯૭) અને એક જન્નતીની તાકત સો સામાન્ય લોકો બરાબર છે. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૭ / ૩૩, હદીસ નં. ૩૩૯૯૪) ટુંકમાં જે હસ્તીમાં આટલી બધી તાકત હોય તેને થાક અથવા અકળામણ કેવી રીતે થાય. તો પછી હરવા – ફરવાની જરૂરત જ કેમ છે.

બીજુ એ કે આપ (સલ.) નો બધો વખત ઝિક્રે ઈલાહી અને મખ્લૂકની ખિદમતમાં લાગતો હતો. મખ્લૂકની ખિદમત પછી વખત મળતો તો આપ (સલ.) ખાલિકના ધ્યાનમાં લગાવતા હતા. તેથી આપ (સલ.) નું ફરમાન છે. جعلت قرة عيني في الصلوة એટલે નમાઝ મારી આંખોની ઠંડક છે, (અલ મુઅજમુલ કબીર : ૨૦ / ૪૨૦, હદીસ નં. ૧૦૧૨) જે ઝિક્રે ઈલાહીમાં આટલો મજા આવતો હોય તેને હરવા ફરવાની જરૂરત જ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) હૂઝૂર (સલ.) નો સફર

**સવાલ (૭૭) :** શું મદીનાની હિજરત પછી આપ (સલ.) એ કોઈ દેશનો સફર કર્યો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હિજરત પછી આપ (સલ.) એ જિહાદના સફર સિવાય અન્ય કોઈ સફર કર્યો નથી. જિહાદ માટે આપ (સલ.) એ ખૈબર (અબૂ દાવૂદ : ૩૭૦, હદીસ નં. ૨૭૦૭) અને તબુક ( બુખારી : ૧ / ૨૦૦, હદીસ નં. ૪૪૧૬) (જે સિરિયા દેશ તરફ છે) નો સફર કરવો સાબિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) હુઝૂર (સલ.) ની ઊંટ અને ખચ્ચર પર સવારી કરવી

**સવાલ (૭૮) :** શું આપ (સલ.)એ ઊંટ સિવાય ઘોડા અને ખચ્ચર પર પણ સવારી કરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) એ ઊંટ સિવાય ઘોડા અને ખચ્ચર પર પણ સવારી કરી છે. ઘોડાના રંગ અને વિશેષ્ટતાઓને લીધે તેમના નામો પણ રિવાયતોમાં આવે છે એક રિવાયતમાં દસ અને બીજી રિવાયતમાં પંદર ઘોડાઓ પર સવારીનું બયાન છે. (ઝાદુલ મઆદ : ૧ / ૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) હુઝૂર (સલ.) અને પંખો

**સવાલ (૭૯) :** શું ગરમીને કારણે આપ (સલ.) એ પંખો વાપર્યો છે ? જો વાપર્યો છે તો તે પંખો કેવો હતો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પંખા વિશે હદીસ શરીફમાં કોઈ વર્ણન નથી. અલબત્ત આપ (સલ.) એ ફરમાવ્યું :

مَا بَيْنَ بَيْتِيْ وَمِنْبَرِيْ رَوْضَةٌ مِّنْ رِّيَاضِ الجنة

**તર્જુમો :** મારા ઘર અને મિમ્બર વચ્ચેની જગ્યા જન્નતના બાગનો એક ટુકડો છે. (બુખારી : ૧ / ૧૫૯, હદીસ નં. ૧૧૯૫) હવે વિચાર કરો કે જયારે જન્નતમાં ગરમી નથી તો તે જગ્યાએ પણ ગરમી ન થઈ શકે. માટે પંખાની કોઈ જરૂરત ન હતી.

બીજું કારણ એ છે કે આપ (સલ.) માસુમ (એટલે ગુનાહોથી પાક) હતા. ઉલમાએ કિરામે લખ્યું છે કે આપ (સલ.) ને માસુમ હોવાને કારણે જન્નતી વ્યકિતની જેમ દુનિયામાં મોકલવામાં આવ્યા હતા અને જન્નતમાં જન્નતીને કોઈ તકલીફ થતી નથી.

ત્રીજું કારણ એ છે કે આપ (સલ.)નું જીવન ખુબ જ સાદું હતું, જે ઉમ્મત માટે સાદગીનો નમૂનો હતો. આપ (સલ.) એ એવી સાદગી સાથે જીવન વિતાવ્યું કે રિવાયતમાં છે કે સખત ખરબચડા પાથરણાના અસરને લીધે આપ (સલ.)ના બદન ઉપર નિશાન નજર આવતા હતા. (બુખારી : ૨ / ૭૩, હદીસ નં. ૪૯૧૩) પરંતુ આપ (સલ.)એ કયારેય નરમ ગાદલા, તકિયા વગેરેનો ઉપયોગ કર્યો ન હતો. માટે પંખાના ઉપયોગનો સવાલ જ પેદા થતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) હુઝૂર (સલ.)નું ગરમ પાણી વાપરવું

**સવાલ ૮૦ :** શું આપ (સલ.) એ કયારેય ગરમ પાણીથી ગુસલ કર્યુ છે ? અને તે

ગરમ પાણી કેટલું હતું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરમ પાણીની સ્પષ્ટતા મારી નજરમાં નથી આવી. અલબત્ત આપ (સલ.) વુઝૂમાં બે રતલ (લગભગ ૯૧૦ ગ્રામ) પાણી વાપરતા હતા. (અબૂદાવુદ : ૧/ ૧૩, હદીસ નં. ૯૫, તિર્મિઝીઃ૧ / ૯) અને ગુસલમાં આઠ રતલ પાણી વાપરતા હતા. (અબૂ દાઉદ :૧/૧૩, બુખારીઃ ૧/૩૯, તિર્મિઝી : ૧/૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) હુઝૂર (સલ.) અને શિકાર

**સવાલ (૮૧) :** શું રસૂલુલ્લાહ (સલ.) એ કયારેય કોઈ જાનવરનો શિકાર કર્યો હતો? જો કર્યો હતો તો કયા હથિયારથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શિકાર વિશે રિવાયતમાં કોઈ સુબુત મળતો નથી. અલબત્ત આપ (સલ.)એ પોતાના હાથોથી ઊંટની કુરબાની કરી છે. (મુસ્લિમઃ ૧/૩૯૯, હદીસ નં. ૧૪૭–૧૨૧૮) (ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) હુઝૂરે અકદસ (સલ.) ઘરેથી વુઝૂ કરીને મસ્જિદે જતા હતા

**સવાલ (૮૨) :** રસૂલુલ્લાહ (સલ.) ઘરેથી વુઝૂ કરીને મસ્જિદમાં જતા હતા અથવા મસ્જિદમાં વુઝૂ કરતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.) હંમેશા ઘરેથી વુઝૂ કરીને મસ્જિદમાં તશરીફ લાવતા હતા. તે વખતે મસ્જિદોમાં અથવા મસ્જિદે નબવીમાં વુઝૂ માટે કોઈ બંદોબસ્ત ન હતો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) હુઝૂરે અકરમ (સલ.) એ બયાન માટે કોઈ વખત નક્કી રાખ્યો ન હતો.

**સવાલ (૮૩) :** શું રસૂલુલ્લાહ (સલ.) એ વઅઝ – નસીહત (બયાન) માટે કોઈ વખત નક્કી કર્યો હતો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વઅઝ – નસીહત માટે આપ (સલ.) તરફથી કઈ વખત નક્કી ન હતો.

ઈમામ બુખારી (રહ.) એ કિતાબુલ ઈલ્મમાં તેના વિશે બે બાબ (પ્રકરણો) કાયમ ફરમાવ્યા છે.

(1) باب ما كان النبی ﷺ يتخولهم بالموعظة والعلم، كی لا ينفروا۔ (બુખારી : ૧ / ૧૬)

(2) باب من جعل لاهل العلم أياما معلومة (બુખારી : ૧ / ૧૬)

પહેલા પ્રકરણમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) અને બીજા સહાબા (રદિ.) થી વિવિધ રિવાયતો નકલ કરી છે તેનો ભાવાર્થ એ છે કે રસૂલુલ્લાહ (સલ.) સહાબએ કિરામ (રદિ.) ના ઉત્સાહનો ખ્યાલ રાખીને અમુક દિવસો છોડી દેતા હતા અને અમુક દિવસે નસીહત કરતા હતા. (બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૬૮)

બીજા પ્રકરણમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ની રિવાયત છે કે તેમનાથી એક તાલીબે ઈલ્મએ વિનંતી કરી કે અમે ઈચ્છીએ છીએ કે આપથી દરરોજ નસીહત સાંભળીએ. તો આપ (રદિ.) એ ફરમાવ્યું કે હું તમારા ઉત્સાહનો ખ્યાલ રાખીને કોઈ દિવસ છોડી દઉં છું. જેમકે આપ (સલ.) પણ એવી રીતે અમારા ઉત્સાહનો ખ્યાલ રાખીને કયારેક કયારેક નસીહત કરતા હતા. (બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) હુઝૂર (સલ.)નું બનિયાન પહેરવું સાબિત નથી.

**સવાલ (૮૪) :** શું આપ (સલ.) બનિયાન પહેરતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બનિયાન પહેરવું આપ (સલ.) થી સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) હુઝૂર (સલ.) થી લંગોટ પહેરવી સાબિત નથી.

**સવાલ (૮૫) :** શું આપ (સલ.) ચડ્ડી અથવા લંગોટ પહેરતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચડ્ડી અથવા લંગોટ પહેરવી પણ સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) હુઝૂર (સલ.) નું બેસીને નમાઝ પઢવું.

**સવાલ (૮૬) :** રસૂલુલ્લાહ (સલ.) કઈ નફિલ નમાઝ બેસીને પઢતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ (સલ.) એ બિમારીની હાલતમાં ફર્ઝ નમાઝ બેસીને પઢી છે, ઉપરાંત હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે જયારે રસૂલુલ્લાહ (સલ.) કમજોર થઈ ગયા હતા, તો બેસીને નવાફિલ પઢતા હતા. (બુખારી શરીફ : ૧ / ૯૫, હદીસ નં. ૬૮૮)

આપ (સલ.) એ ફરમાવ્યું કે બેસીને નમાઝ પઢવાથી અર્ધો સવાબ મળે છે, (બુખારી : ૧ / ૧૫૦, હદીસ નં. ૧૧૧૬) પરંતુ ઉમ્મતની તા'લીમ માટે બેસીને પણ નમાઝ પઢી છે. માટે આપ (સલ.) ને તે નમાઝનો પૂરો સવાબ મળશે. (મરાકિયુલ ફલાહ : ૪૦૩) વિત્ર પછીની બે રકાત વિશે કેટલાક ઉલમાએ કિરામે ફરમાવ્યું છે કે તેને જો કોઈ એ નિય્યતથી બેસીને પઢે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ આ રીતે પઢી છે, તો તેને પૂરો સવાબ મળશે. (ફતાવા રહીમિય્યહ : ૫ / ૨૨૪) અને કેટલાક કહે છે કે તેને અર્ધો સવાબ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) શું નબીએ પાક (સલ.)નો પડછાયો ન હતો

**સવાલ (૮૭) :** શું આપ (સલ.) નો પડછાયો હતો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) નો પડછાયો ન હતો તે વિશે કોઈ સહીહ રિવાયત સાબિત નથી અને જે રિવાયતથી સાબિત છે તે ઝઈફ છે, વધુ માહિતી માટે વાંચો. (ફતાવા દારૂલ ઉલૂમ : ૫ – ૬ / ૧૦૫ –૧૦૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) શું આપ (સલ.)નો પડછાયો જમીન પર પડતો હતો ?

**સવાલ (૮૮) :** હુઝૂર (સલ.) નો પડછાયો જમીન પર પડતો ન હતો, શું એ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સીરતની કિતાબોમાં લખ્યું છે કે આપ (સલ.)ના મોઅજિઝાઓ અને આપની ખુસૂસિયાતમાં એ છે કે તાપ અને ચાંદની રાતમાં આપનો પડછાયો ન પડતો હતો. હઝરત શેખ અબ્દુલહક મુહદ્દિષ દહેલ્વી (રહ.) એ પોતાની કિતાબ "મદારિજુન્નુબુવ્વહ : ૧ / ૨૬ "માં, અલ્લામા જલાલુદ્દીન સુયુતી (રહ.) એ પોતાની કિતાબ ખસાઈસે કુબ્રા"માં અને મુલ્લા અલી કારી (રહ.) એ પોતાની કિતાબ " શર્હે

શિફા"માં લખ્યું છે. તેમના લખાણનો આધાર બે હદીસો પર છે. તેમાં એક રિવાયત હકીમ તિર્મિઝીની છે. તેમની આ રિવાયતમાં એક રાવી (અબ્દુલ મલિક બિન અબ્દુલ્લાહ બિન વલીદ) ના વિશે "નવ અદરૂલ ઉલૂમ" માં લખ્યું છે કે તેઓ અપરિચિત છે અને બીજા રાવી (અબ્દુર્રહમાન બિન કૈસ) (અલ કામિલ ફી ઝુઅફાઈર્રિજાલ : ૫ / ૪૭૪) બદનામ (જેમના દીની કાર્યો ઠીક ન હોય) છે. બીજી રિવાયત હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ની સનદથી છે. તેને અલ્લામા ખિફાજીએ "શર્હે શિફા" માં નકલ કરી છે, પરંતુ તેની સનદ વિશે જાણ ન થઈ શકી.

(કિફાયતુલ મુફતી : ૧ / ૭૬)

એટલા માટે આ મસ્અલામાં સહીહ હદીસ ન હોવાને કારણે શંકા પેદા થઈ ગઈ છે. જો ઉપરોકત વાત સહીહ હોય, તો આપ (સલ.)ના ઘણા સહાબા તેને બયાન કરતા. માટે આ મસ્અલામાં વધારે વિવાદ કરવો યોગ્ય નથી. જો કોઈ કહે છે કે "આપ (સલ.) નો પડછાયો હતો" તો ઝઈફ રિવાયત પ્રમાણે હશે અને જો કોઈ ઈન્કાર કરે છે તો કુફ્ર લાગુ પડશે નહીં. કારણ કે આ સહીહ હદીસથી સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) વાળ મુબારકની ઝિયારત કરવી.

**સવાલ (૮૯) :** ઘણાં લોકો વાળ મુબારકની ઝિયારત કરે છે, તેમનું આ કાર્ય કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એ વાત સાબિત થઈ જાય કે આ વાળ હકીકતમાં હુઝૂર (સલ.) ના છે અને સનદ પણ સહીહ હોય, તો ઝિયારત કરવી જાઈઝ છે. નબીએ કરીમ (સલ.) એ હજના સમયે હલક કરાવીને એક ભાગના વાળ હઝરત તલ્હા (રદિ.) ને આપ્યા હતા અને તેમણે હઝરત અનસ (રદિ.) ને આપ્યા હતા અને તેમનાથી હઝરત ઈબ્ને સીરીન (રહ.) સુધી પહોંચ્યા હતા અને બીજા ભાગના વાળ બીજા અનેક સહાબા (રદિ.)માં વહેંચ્યા હતા. (બુખારી શરીફ : ૧ / ૨૯, હદીસ નં. ૧૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) અબૂજહલ આપ(સલ.) ના કાકા ન હતા.

**સવાલ (૯૦) :** શું અબૂ જહલ આપ (સલ.) ના હકીકી (સગા) કાકા હતા કે આપ (સલ.) ના ખાનદાનમાં હોવાને કારણે કોઈ દૂરના રિશ્તાથી કાકા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અબૂલહબ તો નબીએ કરીમ (સલ.)ના હકીકી કાકા હતા, પરંતુ અબૂજહલ કાકા ન હતા. તેમની પેઢી નબીએ કરીમ (સલ.) ના પરદાદાના ઉપરથી મળે છે. (અલ ઈસ્તિઆબ ફી મઆરિફતિલ્ અસ્હાબ : ૩ / ૧૦૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) "નામે અહમદ તો વો નામ હે" આ અશ્આરને પઢવું કેવું છે ?

**સવાલ (૯૧) :** અમારે ત્યાં એક મદરસાના જલ્સામાં એક નઅત પઢવામાં આવે છે. તેના કેટલાક અશ્આરમાં ભવિષ્યનું વર્ણન છે, જે આપ (સલ.) વિશે છે, તેથી આ અશ્આરને પઢવું કેવું છે ?

| | |
|---|---|
| નામે અહમદ તો વો નામ હે અગર | બે ઈરાદા ભી મુંહસે નિકલ જાએગા |
| રાહકે સંગ રેઝે બિખર જાએંગે | એહલે બેદાદકા દિલ પિઘલ જાએગા |
| આમિનાકી ગોદ ઝરા ભરને તો દો | સારી દુનિયાકા નકશા બદલ જાએગા |
| સુનતે હી આયતે બુત શિકનકી ખબર | કુફ્ર ઈમાન કે સાચે મેં ઢલ જાએગા |

આગળ નઅત ખૂબ જ લાંબી છે, તેમાં રેખા કરેલ શઅર ભવિષ્યનું વર્ણન કરે છે, હાલાંકે આપ (સલ.) ની પેદાઈશ થઈ ચુકી છે તેમાં નુબુવ્વતના ઈન્કારની શંકા તો નથી. માટે આ અશ્આર પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરના શેઅરમાં નુબુવ્વતના ઈન્કારની શંકા નથી. એટલા માટે તે હકીકત બની ગઈ છે અને શાયરે નબી (સલ.) ની શાનના અભ્યાસ પરથી જે તવરાત અને ઈન્જીલમાં લખ્યું છે તે બંને જમાના (જાહિલિયતનો યુગ અને હુઝૂર (સલ.) ના જન્મ પછીનો યુગ) નો નકશો ખેંચ્યો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩)શું આપ (સલ.)ના ઘરમાં વર્ષભરના જવ હતા ?

**સવાલ (૯૨):** શું હુઝૂર (સલ.)ના ઘરમાં આખા વર્ષના જવ ભરેલા હતા કે નહી ? એક વ્યકિતએ એવું બયાન કર્યુ કે હુઝૂર (સલ.) ના ઘરમાં કોઈ વખતે આખા વર્ષનું અનાજ ભરેલું હતું, માટે તેનો જવાબ આપશો. તે વ્યકિતએ હદીસ બયાન કરી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.)ના ઘરમાં વર્ષનું નહીં, મહીનાનું નહી, અઠવાડિયાનું નહી

અહીયા સુધી કે સાંજે ખાવા માટેનું અનાજ ન રહેતું હતું. (બુખારી : ૧ / ૨૭૮, હદીસ નં. ૨૦૬૯) વખત પર અલ્લાહ તઆલા જે આપતા હતા તેને ખાઈને અલ્લાહનો શુક્ર અદા કરતા હતા અથવા ભુખ્યા રહેતા હતા. અલબત્ત અઝવાજે મુતહ્હરાતનો ખર્ચ આપ (સલ.) ના જિમ્મે ફર્ઝ હતો. એટલા માટે દરેક પત્નીને તેમનો વર્ષભરનો ખર્ચ આપી દેતા હતા. પરંતુ તેઓ પણ આપ (સલ.) ની પવિત્ર જાતની બરકતથી સંપૂર્ણ માલ સદકો કરી દેતા હતા. માટે સાબિત થયું કે આપ (સલ.) એ કયારેય સંગ્રહ કર્યો નથી. બલકે જે કંઈ આવતું તેને પણ આપ (સલ.) સદકો – ખૈરાત કરી દેતા હતા. (મુસ્લિમ : ૨ / ૮૯, હદીસ નં. ૪૮ – ૧૭૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) રસૂલુલ્લાહ (સલ.) એ માનવોની બધી જરૂરીયાતોના તરીકા બયાન કર્યા છે.

**સવાલ (૯૩) :** ઘણાં ઉલમાએ કિરામથી સાંભળ્યું છે કે આપ (સલ.) એ પોતાની ઉમ્મત માટે જીવન ગુજારવાના દરેક ક્ષેત્રના અમલો બતાવ્યા છે, અહીં સુધી કે જાજરે જવાનો તરીકો પણ બતાવ્યો છે, તો હવે સવાલ એ છે કે ઠંડી અથવા ગરમીમાં પેશાબ કઈ રીતે કરવામાં આવે ? તેનો તરીકો બયાન ફરમાવી દો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.)એ પોતાની ઉમ્મતને જીવન ગુજારવાના દરેક ક્ષેત્રોનો તરીકો બતાવ્યો છે, પરંતુ જો પેશાબનો તરીકો આપ (સલ.) અમલ કરીને બતાવતા તો નાજાઈઝ કાર્ય થતું, એટલા માટે કે તેમાં સતર ખોલવું છે અને એ હરામ છે અને જો મોઢાથી બયાન કરતા તો તેને સમજવું મુશ્કેલ હતું. માટે આપ (સલ.) એ ઉસૂલ બતાવી દીધો કે ગરમી હોય કે ઠંડી દરેક મોસમમાં એ જ તરીકા પર પેશાબ કરવામાં આવે કે તેના છાંટા શરીર પર અથવા કપડા પર ન ઉડે, જેમકે મિશ્કાતની રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એક દિવસે કુદરતી હાજત માટે તશરીફ લઈ ગયા અને નરમ જમીન પર હાજત પૂરી કરી, પછી કુદરતી હાજતથી પરત ફર્યા. તો પછી ફરમાવ્યું જયારે તમારામાંથી કોઈ કુદરતી હાજત માટે જાય તો આવી જ જગ્યા પસંદ કરે, (અબૂ દાવૂદ : ૨, હદીસ નં. ૩) ઉપરની હદીસથી સાબિત થયું કે પેશાબ એવી જગ્યાએ કરવામાં આવે કે પોતાના બદન અથવા કપડા પર છાંટા ન ઉડે. માટે આપ(સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : استنزهوا من البول فإن عامة عذاب القبر منه (દારે કુત્ની : ૧ / ૨૩૨, હદીસ નં. ૪૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ مِنْهُمْ مَّنْ قَصَصْنَا عَلَيْكَ وَمِنْهُمْ مَنْ لَمْ نَقْصُصْ عَلَيْكَ

તર્જુમો : અને અલબત્ત, અમે આપના પહેલાં ઘણાંય રસૂલોને મોકલ્યા હતા, તેઓ માંહેના કેટલાક એવા છે કે તેમના કિસ્સા આપને વર્ણવી દીધા અને કેટલાક એવા છે કે (હજુ) આપને તેમના કિસ્સા વર્ણન કર્યા નથી.

(સૂરએ ગાફિર : ૭૮)

# અંબિયા (અલૈ.) અને તેમના અનુયાયીઓ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# અંબિયા (અલૈ.) અને તેમના અનુયાયીઓ

## (૧) શું હિંદુ ધર્મગુરૂ રામ અને લક્ષ્મણ નબી હતા ?

**સવાલ (૯૪) :** હિંદુ ધર્મના ધર્મગુરૂ "શ્રી રામચંદ્રજી" અને "શ્રી લક્ષ્મણ" નબી હતા ? જો હતા તો કયા યુગમાં હતા ? અમુક લોકો તેમને નબી માનવા પર આગ્રહ કરે છે. એ વિશે આપણે કયો અકીદો રાખવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને કરીમ અને હદીસોથી તેમનું નબી હોવું સાબિત નથી, પરંતુ રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે કે "એક લાખ ચોવીસ હજાર અંબિયા માનવીઓની હિદાયત માટે આવ્યા" (મુસ્નદે અહમદ : ૩૬ / ૬૧૯, હદીસ નં. ૨૨૨૮૮) કુર્આને કરીમમાં છે " અને અમે જેટલા રસૂલો મોકલ્યા છે તે બધા તેમની કોમની જ ભાષા બોલનાર હતા. " (સૂરએ ઈબ્રાહીમ : ૪)

હવે કુર્આને કરીમ અને હદીસોની રોશનીમાં વિચાર કરવાથી એ સવાલ પેદા થાય છે કે ભારત જેવા વિશાળ દેશમાં લોકોની હિદાયત માટે શું અંબિયાએ કિરામ (અલૈ.) આવ્યા હતા ? એ વિશે ઉલમાએ કિરામ ફરમાવે છે કે હિંદુ લોકો જેને બુઝુર્ગ માને છે તેમની તાલીમ પણ સત્ય, હમદર્દી અને અલ્લાહની ઈબાદતની છે અને કુર્આને કરીમમાં છે કે પાછલી કોમોએ પોતાના નબીઓની તાલીમને બદલી નાંખી. (સૂરએ નિસાઅ : ૪૬) એટલા માટે બની શકે કે તે લોકો પણ નબી હોય, પરંતુ યકીની તૌર પર તેમની નુબુવ્વતનો સુબુત નથી. માટે તેમના વિશે કોઈ પણ પ્રકારની ચર્ચા કરવાથી પરહેજ કરવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## (૨) શું શ્રીકૃષ્ણ અને ગૌતમ બુધ્ધ નબી હતા ?

**સવાલ (૯૫) :** કુર્આને કરીમમાં ઈર્શાદ છે : વલિકુલ્લિ ઉમ્મતિર્રસૂલ" દરેક કોમમાં અલ્લાહ તઆલાએ પયગમ્બર મોકલ્યા છે. (સૂરએ યુનૂસ : ૪૭)

બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَمَاۤ اَرۡسَلۡنَا مِنۡ رَّسُوۡلٍ اِلَّا بِلِسَانِ قَوۡمِهٖ لِيُبَيِّنَ لَهُمۡ

"અને અમે જેટલા રસૂલો મોકલ્યા તે બધા તેમની કોમની જ ભાષા બોલનાર હતા, જેથી તેઓને (અલ્લાહના હુકમો ખૂબ) સમજાવે." (સૂરએ ઈબ્રાહીમ : ૪)

ઉપરની આયતો પરથી માલુમ થાય છે કે ભારત જેવા વિશાળ દેશમાં પણ કોઈ ન કોઈ નબી તશરીફ લાવ્યા હશે અને આ દેશમાં તૌહીદની તાલીમ આપી હશે.

એટલા માટે શકય છે કે શ્રીકૃષ્ણ અને ગૌતમ બુધ્ધ (ઝુલકિફ્લ) પયગમ્બર હોય.

મવલાના અબૂ મુહમ્મદ ઈમામુદીન રામનગરી પોતાના પુસ્તક " શ્રી વૈદક દર્શન" ના પાન નં. ૬ પર લખે છે : " દિલ્લીમાં એક વલી શાહ અબ્દુલ અઝીઝ થયા છે. તેમણે લખ્યું છે કે શ્રી રામ ચંદ્રજી અને શ્રી કૃષ્ણજી પણ પયગમ્બર હતા. અમારા જમાનામાં મવલાના આઝાદ સુબ્હાનીએ અમને બતાવ્યું હતું કે તેમને (મવલાના સુબ્હાનીને) કશ્ફ (દિવ્ય શકિત) દ્વારા શ્રીકૃષ્ણને જોયા છે, જે સૂર્યની જેમ રોશન છે. સવાલ એ છે કે શું એ બંને નબી છે કે નહીં ? શું તેમને નબી માની શકાય છે ?

હિંદુઓના ધાર્મિક પુસ્તકોમાં મૂર્તિપૂજાનો વિરોધ અને એકેશ્વર વાદની ઘણી બાબતો લખેલી છે અને ચારે વેદોમાં એ ભવિષ્યવાણી કરેલી છે કે "નબી (સલ.) આ ધરતી ઉપર સમગ્ર કોમના એક મહાન માર્ગદર્શક બનીને તશરીફ લાવશે અને આપ (સલ.)નો પયગામ દરેક ઘરમાં પહોંચશે. આપ (સલ.)ના ખાસ દસ સહાબા હશે, ત્રણસો તેર આપના પસંદગી પામેલા વફાદાર ફોજી હશે. આપની બાર પત્નીઓ હશે. આપનો રણ પ્રદેશમાં જન્મ થશે, ઊંટ ઉપર સવારી કરશે." આ પ્રકારની ભવિષ્યવાણી ચારે વેદોમાં છે. માટે શકય છે કે એ વૈદ પણ કોઈ ભારતમાં જન્મેલા સંસ્કૃત ભાષાવાળા નબીનું કથન હોય, તો વૈદની એવી વાતો જે ઈસ્લામની નજીક – સામ્ય હોય, શું તેની તાલીમ આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ વાત તો સહીહ છે કે દરેક દેશ અને કોમમાં પયગમ્બર આવ્યા, લગભગ એક લાખ ચોવીસ હજાર પયગમ્બર દુનિયા માં આવ્યા, તેમાંથી ત્રણસો તેર રિસાલતના દરજ્જા પર નિયુકત હતા. (મુસ્નદે અહમદઃ ૩૬ / ૬૧૯, હદીસ નં. ૨૨૨૮૮)

કુર્આન અને હદીસમાં તેમાંથી માત્ર અમુકના નામોનું વર્ણન છે, કેટલાકનું નામ અને સ્થળ બતાવવામાં આવ્યું નથી. (સૂરએ નિસાઅઃ ૧૬૩ – ૧૬૫)

પરંતુ કોઈને અલ્લાહના નબી કે પયગમ્બર કહી દેવા ખૂબ જ મોટી જવાબદારી છે, માટે કોઈ વ્યકિતને ત્યાં સુધી નબી કે પયગમ્બર માનવો યોગ્ય નથી જયાં સુધી કુર્આન અને હદીસથી તેમની નુબુવ્વત અને પયગમ્બરી સાબિત ન થઈ જાય. કારણ કે જયારે હલાલ, હરામ અને દીનના બીજા અકીદાઓ સહીહ દલીલ વગર સ્વીકારવા યોગ્ય નથી તો નુબુવ્વત જેવા અગત્યના અકીદાને સુબુત વગર અને સહીહ દલીલ વગર કેવી રીતે કબૂલ કરી શકાય. (મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮)

માટે એટલું કાફી છે કે હું અલ્લાહના બધા પયગમ્બરો પર ઈમાન લાવું છું, કોઈ ખાસ વ્યકિત માટે નુબુવ્વત સાબિત કરવાની કોઈ જરૂરત નથી અને ન દલીલ વગર તેની ઈજાઝત છે. માટે કોઈ ખાસ વ્યકિતથી વિશ્વાસ સાથે નુબુવ્વતનો ઈન્કાર કરવાની પણ જરૂરત નથી. હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.) વગેરેના હવાલા તમે જે આપ્યા છે તે સહીહ છે, તેનાથી ઈન્કાર નથી, તે સિવાય પણ એક હવાલો છે, તે એ છે કે હઝરત મવલાના યાકુબ નાનોત્વી સાહેબ (રહ.) અને બીજા બુઝુર્ગોનો કશ્ફ છે કે ગંગા નદી જયાંથી નીકળે છે, ત્યાં કોઈ નબીની કબર છે અને ત્યાં પાણીમાં તેમની બરકતો અનુભવાય છે.

શકય છે કે હિંદુઓમાં ગંગાનું પાણી પવિત્ર હોવાનો જે અકીદો છે, તેનો સંબંધ પણ આ હકીકત સાથે હોય. ઉપરાંત હઝરત મિરઝા જાનેજાનાં (રહ.)એ પોતાના પત્રમાં વ્યકિતગત ખ્યાલ રજૂ કર્યો છે કે હિંદુઓને પણ એહલે કિતાબ કહી શકાય છે. જો કે હકીકતમાં એહલે કિતાબ તો માત્ર તવરાત, ઝબૂર અને ઈન્જીલવાળા જ છે.

ઉપરોકત વિવરણ પરથી માલૂમ થયું કે શ્રીકૃષ્ણ, ગૌતમ બુધ્ધ અને જર્થોષ્ટની નુબુવ્વતનો આપણે સ્પષ્ટ ઈન્કાર પણ કરી શકતા નથી અને નુબુવ્વતનો ફેસલો પણ કરી શકતા નથી. બુઝુર્ગોનો કશ્ફ મજબૂત દલીલ નથી કે જેનાથી કોઈની નુબુવ્વત સાબિત કરવામાં આવે, હા કશ્ફ થનારને પોતાના કશ્ફ પ્રમાણે અમલ કરવાની ગુંજાઈશ છે, પરંતુ બીજા લોકો માટે કશ્ફ શરઈ દલીલ નથી. વેદ વિશે પણ એટલું કાફી છે કે આપણે બધી આસ્માની કિતાબો પર ઈમાન રાખીએ છીએ. વેદ પણ જો તેમાંથી હોય તો તેની સત્ય વાતો પર આપણું ઈમાન છે, માટે ન તો આદરની જરૂરત છે ન અનાદરની. (શર્હે અકાઈદુન્નસફિય્યહ : ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હઝરત મુસા (અલૈ.) વિશે એક વાકિઅહની તહકીક

**સવાલ (૯૬) :** તબ્લીગી જમાતના એક સાથીએ નીચેનો વાકિયો બયાન કર્યો છે, એક વખતે હઝરત મુસા (અલૈ.) અલ્લાહના દરબારમાં તશરીફ લઈ જઈ રહયા હતા, તો એક બિમારે કહયું આપ અલ્લાહ તઆલા પાસે જઈ રહયા છો, તેમની ખિદમતમાં મારો સલામ પેશ કરી દેજો અને કહી દેજો કે "તે મને મૃત્યુ આપી દે."

મુસા(અલૈ.) ગયા અને અલ્લાહને તે બીમાર માણસનો પયગામ પહોંચાડયો, તો અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "તે બિમારથી કહો કે હજુ તારી શાદી બાકી છે, જયારે તારી શાદી થઈ જશે ત્યારે તારી મોત આવશે અને પહેલી રાતમાં જ તારી પત્ની વિધવા થઈ જશે, તું શાદીથી પહેલા નહીં મરે."

પછી હઝરત મુસા (અલૈ.) એ એલાન કર્યુ કે કોણ છે, જે આ દર્દીને પોતાની છોકરી આપે ? પરંતુ યાદ રાખો કે તે પહેલી રાતમાં જ વિધવા બની જશે. એક છોકરી તૈયાર થઈ ગઈ, છોકરીના પિતાએ ઈન્કાર કર્યો, તો છોકરીએ કહયું કે મુસા (અલૈ.) પયગામ લઈને આવ્યા છે, એટલા માટે ઈન્કારની ગુંજાઈશ નથી. મજબુર થઈને છોકરીના પિતા તૈયાર થઈ ગયા, પછી છોકરીની શાદી થઈ ગઈ. છોકરી પતિની ખિદમત કરી રહી હતી કે એક ફકીર આવ્યો, તેણે અવાજ લગાવી, માટે છોકરી પોતાનો હાર આપવા ગઈ, ફકીરે પૂછયું કે કેમ ઉદાસ છો ? છોકરીએ જવાબ આપ્યો કે "મારી આજે શાદી થઈ છે અને આજે રાત્રે જ હું વિધવા થઈ જઈશ." તે ફકીરે દુઆ કરી, તેના કારણે તેનો બિમાર પતિ તંદુરસ્ત થઈ ગયો.

શું આ વાકિયો સહીહ છે ? તબ્લીગી સાથીઓ ઘણી વખતે આવી વાતો કરે છે, તો વિરોધીઓને આક્ષેપ અને વિરોધ કરવાનો મોકો મળે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવું લાગે છે કે ઈસ્રાઈલી વાકિયો છે, ભરોસા પાત્ર નથી. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે "યહૂદીઓએ તવરાતની ઘણી વાતોને બદલી નાંખી છે. (સૂરએ નિસાઅ : ૪૬) એટલા માટે આપણે ન તો તેને સત્ય માનીશું અને ન અસત્ય.

ઉપરના કિસ્સાથી તકદીર પર શંકા થાય છે, તકદીર બદલાતી નથી. (ઉમ્દતુલ કારી : ૨૩ / ૧૫૦) ફકીર તો મુસા (અલૈ.) થી પણ વધી ગયો. તે સિવાય પણ બીજી અન્ય કેટલીક ખરાબીઓ છે, એટલા માટે માનવા લાયક નથી. આપનું લખવું સહીહ છે કે કેટલાક લોકો આધાર વગરના કિસ્સાઓ બયાન કરે છે, જેને કારણે તબ્લીગી

લોકોને આક્ષેપોનો સામનો કરવો પડે છે. લોકોને તે તરફ મુતવજ્જેહ કરવાની જરૂરત છે, તેમના મગજમાં એ વાત બેસાડી દેવામાં આવે કે લોકોની પ્રેરણા માટે કુર્આને કરીમ અને હદીસ શરીફની તાલીમ કાફી છે. માત્ર તેને જ બયાન કરવામાં આવે અને આધાર વગરના કિસ્સાઓને બયાન કરવામાં ન આવે કે તેનાથી અસત્ય વાતને રસ્તો મળે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હઝરત દાવૂદ (અલૈ.) પર અયોગ્ય ટિપ્પણી

**સવાલ (૯૭) :** ઉલમાએ કિરામ તે વ્યકિત વિશે શું ફરમાવે છે, જે હઝરત દાવૂદ (અલૈ.) વિશે એ અકીદો રાખે છે કે "તેમની કસોટી અસલમાં એ વાતની હતી કે તેમણે એક દિવસ ઈબાદત માટે એવી રીતે ખાસ કરી લીધો હતો કે તે દિવસે તેઓ મખ્લૂકથી બે તઅલ્લુક થઈ જતા હતા. એક સુફી – ઝાહિદ માટે આવી એકલતા અને સન્યાસ તો યોગ્ય સમજવામાં આવે છે પરંતુ એક ખલીફા અને મુસલમાનોના રાજકીય વડા માટે આવી એકલતા અને તે પણ આખો એક દિવસ, કોઈ પણ રીતે યોગ્ય કહી શકાય નહી." એવી વ્યકિત વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૂરએ સોદ ની આયત

(وَهَلْ اَتٰكَ نَبَؤُا الْخَصْمِ ، اِذْ تَسَوَّرُوا الْمِحْرَابَ)

ની તફસીર રૂહુલ મઆની : ૨૩ / ૧૬૨ માં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) થી નકલ કરે છે, જે આપે ટૂંકમાં બયાન કર્યુ છે (કસસુલ્ કુર્આન : ૨ / ૮૯, ૯૦) અને તેમનો અકીદો બતાવ્યો છે. પરંતુ સમયના વિભાજનને કારણે મખ્લૂકથી કપાઈ જવા પર જયારે હઝરત દાવૂદ (અલૈ.) ને અલ્લાહ તઆલા તરફથી તાકીદ કરવામાં આવી તો બારગાહે ઈલાહીમાં સિજદામાં પડી ગયા અને ઈસ્તિગ્ફાર કરી, જે અલ્લાહ તઆલાએ કબૂલ કરીને તેમની જવાબદારી યાદ અપાવી, તેથી ઈર્શાદ ફરમાવ્યો :

(اِنَّا جَعَلْنٰكَ خَلِيْفَةً فِى الْاَرْضِ)

ત્યાર પછી હઝરત દાવુદ (અલૈ.) એ પોતાની જવાબદારીને સારી રીતે અદા કરી, આ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નું કથન છે. તે કુફ્ર નથી.

(કસસુલ્ કુર્આન : ૨૦ / ૮૮ – ૯૦)

પરંતુ વિચારવા જેવું છે કે ઉમ્મતી હોવાની હેસીયતથી અંબિયાએ કિરામ (અલૈ.)ની પવિત્ર જિંદગી વિરૂધ્ધ આ પ્રકારનો અકીદો રાખવો, જે ટીકાપાત્ર છે. શું આપણને શોભા દે છે ? માટે આપણા માટે બિલ્કુલ જાઈઝ નથી કે કોઈ નબી અથવા રસૂલને એક સામાન્ય માનવીનો દરજ્જો આપવામાં આવે અને તેમને માત્ર ખલીફા અને રાજકીય વડાની હેસિયતથી લખવામાં આવે આ બિલ્કુલ ખોટું છે, બલકે આપણા જેવા અયોગ્ય (જે સવાર–સાંજ ગુનાહોમાં સપડાયેલા છે. સુન્નતના અનુસરણથી ઘણો દૂર અને ફાસિક – ફાજિરની જેમ જિંદગી પસાર કરે છે) ને બિલ્કુલ શોભા દેતુ નથી કે કાઝી, મુફતી અને મેજીસ્ટ્રેટ બનીને અંબિયા (અલૈ.)ની પવિત્ર જિંદગી પર અયોગ્ય ટિપ્પણી કરવામાં આવે. અલ્ અયાઝુ બિલ્લાહ ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હઝરત હુસૈન (રદિ.) વિશે ખોટો અકીદો રાખવો અને શાદીમાં નાચગાનને જાઈઝ બતાવવું.

**સવાલ (૯૮) :** એક વ્યકિત આગ્રહ સાથે એ કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)ના નવાસા હઝરત હુસૈન (રદિ.) બાળપણમાં કુર્આન શરીફ પર બેસી ગયા હતા તેમના આ અમલ પર હુઝૂર (સલ.)એ કોઈ ઠપકો ન આપ્યો. જયારે સહાબા (રદિ.) એ આ સિલસિલામાં પૂછયું, તો આપ (સલ.) એ ફરમાવ્યું કે એ જાતે જ કુર્આન છે. (માટે તેમના કુર્આન પર બેસવાથી કુર્આનની બે અદબી નહીં થાય.)

આ વ્યકિત આ પ્રકારની ખોટી રિવાયત બયાન કરીને લોકોના અકીદા ખરાબ કરે છે, તેનો એક અકીદો એ પણ છે કે શાદીમાં નાચવું – ગાવું બધું જાઈઝ છે. તેની ઉપર તે હદીસથી દલીલ રજૂ કરે છે કે હુઝૂર (સલ.) મક્કાથી મદીના આવ્યા તો ડફલી વગાડીને છોકરીઓએ આપનું સ્વાગત કર્યુ હતું. તેનાથી માલુમ થયું કે ડફલી વગાડવી, નાચવું અને ગાવું, બધું જાઈઝ છે.

એવા વ્યકિત વિશે શરીઅતમાં શું હુકમ છે ? અને ડફલી વગાડવાની રિવાયતની હકીકત શું છે ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે લોકોના અકીદાની બુનિયાદ " મનેચ્છાઓ – ખ્વાહિશાત" હોય એ બુનિયાદ વગર લોકોને ગુમરાહ કરવાની કોશિશમાં લાગેલા રહે છે, તેમની સુધારણા ખૂબ જ મુશ્કેલ છે, માટે મારો મશ્વરો છે કે એવા લોકોથી ઝઘડો કરવાની જરૂરત

નથી.

૧ : નબીએ કરીમ (સલ.)ની મદીના મુનવ્વરા તશરીફ લાવવા પર ખુશીમાં ડફલી વગાડવી અને અશઆર પઢવા સાબિત છે, (ફત્હુલ બારી : ૭ / ૨૬૧) ઉપરાંત શાદીના મોકા પર પણ ડફલી વગાડવી સહીહ રિવાયતથી સાબિત છે.

(બુખારી : ૨ / ૭૭૩, હદીસ નં. ૫૧૪૭)

એટલા માટે ઉલમાએ કિરામે લખ્યું છે કે શાદી – વિવાહ અને ખુશીના મોકા પર ડફલી વગાડવાની ગુંજાઈશ છે, (બહરુર્રાઈક : ૭ /૮૮) અલબત્ત ડાન્સ અને નાચવું દરેક હાલતમાં હરામ છે. (રદ્દુલ મુહતાર : ૬ /૩૯૫)

નબીએ કરીમ (સલ.) ની મદીના તશરીફ લાવવાના સમયે અને હઝરત રબિઅ બિન્તે મુઅવ્વિઝ ઈબ્ને અફ્રાની શાદીના મોકા પર ડફલી વગાડવામાં આવી હતી, પરંતુ આ રિવાયતોથી બાલિગ–પુખ્તવયની છોકરીઓના ગાવા અને નાચવા પર કેવી રીતે તર્ક યોગ્ય હોય શકે છે ? (ઈમ્દાદુલ ફતાવા : ૨ /૨૪૮)

૨ : એ કહેવું કે હઝરત હુસૈન (રદિ.) કુર્આન શરીફ પર બેસી ગયા હતા, બિલ્કુલ આક્ષેપ અને દોષ છે. કારણ કે આ વાત કયાંય સાબિત નથી અને એવું કેવી રીતે હોય શકે છે કે કુર્આન શરીફનો આધુનિક નુસ્ખો (પ્રતો) તો હઝરત ઉસ્માન (રદિ.) ના જમાનામાં આવ્યો અને તે પણ અમુક જ નુસ્ખાઓ. (ફત્હુલ બારી : ૯ / ૨૦)

અસલમાં નબી (સલ.) ના જમાનામાં કુર્આને કરીમની મોટા ભાગની આયતો ચામડા પર, પથ્થરો પર, ખજૂરની ડાળીઓ પર, વાંસના ટુકડાઓ પર, વૃક્ષના પાંદડા પર અને પશુઓના હાડકા પર લખવામાં આવતી હતી. એવું ભાગ્યે જ હતું કે તેને કાગળ પર લખવામાં આવે, કારણ કે અરબમાં કાગળનું ઉત્પાદન ઓછું થતું હતું. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે હઝરત અબુબક્ર (રદિ.)ને કે તેમણે હઝરત ઉમર (રદિ.)ની ચળવળ પર કુર્આનને એકત્ર કર્યું (બુખારી : ૨ / ૭૪૫, હદીસ નં. ૪૯૮૬) અને હઝરત ઉસ્માન (રદિ.) એ પોતાના ખિલાફતકાળમાં એક ખાસ હેતુ માટે તેના વિવિધ નુસ્ખા તૈયાર કરાવ્યા.

(બુખારી : ૨ / ૭૪૬, હદીસ નં. ૪૯૮૭)

એવા લોકો (જેમના અકીદાઓની બુનિયાદ ખ્વાહિશ – મનેચ્છાઓ છે) અસત્ય અને ખોટા કિસ્સા બયાન કરે છે, જે કોઈ પણ રીતે ભરોસાપાત્ર નથી. આ પ્રકારના કિસ્સા બયાન કરીને હકીકતમાં 'દીન' અને "કુર્આને કરીમ"ની બેઅદબી

પર લોકોને ઉશ્કેરવા હોય છે. મુસલમાનોએ ખૂબ જ હોંશિયાર રહેવું જોઈએ. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) હઝરત અલી (રદિ.)ની કબરની જગ્યા કયા છે ?

**સવાલ (૯૯) :** મુસ્લિમ સમાજમાં એ વાત પ્રચલિત છે કે હઝરત અલી (રદિ.) ની કબર આ દુનિયામાં નથી. તેમની લાશ ઊંટણી પર કયાંક ગાયબ થઈ ગઈ હતી. જેની આજ સુધી કોઈ માહિતી મળી નથી. તો શું આ વાત સાચી છે અને જો તેમની કબર છે તો કયાં છે ? જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તારીખની પ્રખ્યાત કિતાબ "અલ્ બિદાયા વન્નિહાયા" માં હઝરત અલી (રદિ.) ની કબર વિશે લખ્યું છે કે હઝરત હસન (રદિ.) એ જનાઝાની નમાઝ પઢાવી. કુફા શહેર (જે તે વખતે રાજધાની હતી) માં દફન કરવામાં આવ્યા. આ મશ્હૂર છે, (અલ બિદાયહ વન્નિહાયહ : ૭ / ૩૬૫) તે સિવાય પણ કેટલાક મંતવ્યો છે. દા.ત. હઝરત જાફર સાદિક ફરમાવે છે કે " રાતના સમયે કુફાની જામા મસ્જિદની નજીક દફન કરવામાં આવ્યા હતા." હઝરત અબૂ જઅફર ફરમાવે છે કે " રાતના સમયે કુફામાં દફન કરવામાં આવ્યા હતા, પરંતુ જગ્યા યાદ રહી નથી." અલ્લામા વાકદી ફરમાવે છે કે "મશ્હૂર એ છે કે દારૂલ ઈમરહમાં આપ (રદિ.)ને દફન કરવામાં આવ્યા. ખતીબ બગદાદી (રહ.)ના કથન પ્રમાણે આપને હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન(રદિ.) એ મદીના મુનવ્વરામાં હઝરત ફાતિમા (રદિ.)ની બાજુમાં દફન કરવામાં આવ્યા. એક રિવાયતમાં છે કે "ઊંટણી પર આપ (રદિ.)ની લાશને મુકવામાં આવી, બાદમાં તે ઊંટણી ગુમ થઈ ગઈ" જો કે આ રિવાયત પર ટીકા કરતા ઈબ્ને કષીર દમિશ્કી (રહ.) એ ફરમાવ્યું કે " આ અકલ અને નકલની વિરુધ્ધ છે, એટલા માટે સ્વીકારવા પાત્ર નથી. (અલ બિદાયહ વન્નિહાયહ: ૭ / ૩૬૫–૩૬૬) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કુર્આને કરીમમાં માત્ર અમુક જ અંબિયાએ કિરામ (અલૈ.)નું વર્ણન કેમ ?

**સવાલ : (૧૦૦) :** એ વાત મશ્હૂર છે કે અંબિયાએ કિરામ (અલૈ.)ની સંખ્યા એક લાખ ચોવીસ હજાર જેટલી છે. પરંતુ કુર્આને કરીમમાં માત્ર અમુક જ અંબિયાએ

કિરામ (અલૈ.) નું વર્ણન છે, તે સિવાયનું વર્ણન કેમ નથી ? અંગ્રેજ અને યહૂદી લોકો કહે છે કે વેટર, સેમ્યુઅલ અને જોન વગેરે અમારા નબી હતા. મુર્તિપૂજક હિંદુઓ કહે છે કે રામ અને કૃષ્ણ અમારા નબી હતા. એવી રીતે અગ્નિ પૂજકો કહે છે કે જરથુસ્ત અમારા નબી હતા, તો તે લોકોના ઈન્કારમાં આપણી પાસે કોઈ દલીલો છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક લાખ ચોવીસ હજાર અંબિયાએ કિરામ (અલૈ.) નું બયાન કુર્આને પાકમાં હોત તો કુર્આને પાક કિસ્સા અને કહાનીઓની કિતાબ બનીને રહી જતી, જયારે કે અલ્લાહ તઆલા તરફથી કુર્આને પાક હિદાયતની કિતાબ તરીકે ઉતારવામાં આવી છે, (સૂરએ બકરહ : ૧૮૫) માટે તેમાં મહાન અંબિયાએ કિરામનું વર્ણન કર્યુ છે અને બીજા ઘણા નબીઓનું વર્ણન કર્યુ નથી. તેને એક ઉદાહરણ દ્વારા સમજીએ કે "વહોરા સોસાયટી" ની પાયાવિધિ દા.ત. ૧૯૬૪માં નાંખવામાં આવી, હવે બાદમાં જયારે પણ તારીખ લખાશે તો તેમાં તેના પ્રમુખ અને ખાસ લોકોનું જ વર્ણન થશે. સામાન્ય લોકોનું વર્ણન નહી થાય. એવી રીતે અલ્લાહ તઆલાએ બંદાઓની હિદાયત માટે જે અંબિયાએ કિરામ (અલૈ.)નું વર્ણન જરૂરી સમજયું તેને બયાન કર્યુ. તેથી અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ مِنْهُمْ مَّنْ قَصَصْنَا عَلَيْكَ وَمِنْهُمْ مَنْ لَمْ نَقْصُصْ عَلَيْكَ

આ આયતમાં અલ્લાહના રસૂલ (સલ.)ને કહેવામાં આવ્યું કે કેટલાક અંબિયાએ કિરામ (અલૈ.)નો અહેવાલ આપની સામે બયાન કરવામાં આવ્યો નથી.

તેની હિકમત તો માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે, એટલા માટે અંબિયાએ કિરામ (અલૈ.) ની સંખ્યા વિશે ટુંકમાં ઈમાન જ કાફી છે, કોઈ એક ખાસ સંખ્યાનું વર્ણન કરવું સહીહ નથી. ઘણા બિન મુસ્લિમો જેમને નબી માને છે, શકય છે કે તે નબી હોય, પરંતુ તે વિશે કોઈ સ્પષ્ટ માહિતી નથી એટલા માટે આપણે ન તો તેને સત્ય માનીશું અને ન તો અસત્ય. બલકે તેમાં તો ખામોશી બહેતર છે.

(મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮)

અલ્લાહ તઆલાએ બધા આકાશી ધર્મોમાં બુનિયાદી અકાઈદ એટલે તૌહીદ, રિસાલત અને મૃત્યુ પછીનું જીવન વગેરે જેવી બાબતો પર ઈમાન લાવવું જરૂરી

ગણાવ્યું છે. ઉપરાંત આકાશી ધર્મોમાં પરસ્પરના સંબંધો અને અખ્લાકની પાબંદી પણ જરૂરી હોય છે. ટુંકમાં આકાશી ધર્મોની તાલીમ સારી હોય છે, એ તાલીમ આગલી ઉમ્મતોને જે નબીઓ દ્વારા પહોંચી, જમાનાના વળાંકની સાથે તે અંબિયા અને નેક લોકો વિશે તેમની ઉમ્મતોનો અકીદો મધ્યમ માર્ગ પર ન રહયો. તેથી નસારાએ પોતાના નબી હઝરત ઈસા (અલૈ.) ને અલ્લાહનો પુત્ર કહી દીધા (સૂરએ તવબહ: ૩૦) અને કેટલાક નસારા તેમને અલ્લાહ જ માની બેઠા. (સૂરએ માઈદહ: ૧૭)

એવી રીતે યહૂદીઓએ હઝરત ઉઝૈર (અલૈ.) વિશે હદથી વટીને તેમને અલ્લાહનો પુત્ર કહેવા લાગ્યા. (સૂરએ તવબહ : ૩૦) ટુંકમાં કોઈ પણ ઉમ્મત પોતાના અસલ અકીદા પર કાયમ ન રહી. બધાએ પોતાના નબીની તાલીમને બદલી નાંખી. (સૂરએ નિસાઅ : ૪૬) માટે તેમના અકીદાનો કોઈ ભરોસો નથી. હિંદુઓનું પોતાના નેક લોકો વિશે કહેવું છે કે તેઓ નબી હતા, તેની કોઈ અસલ નથી. બલકે તેમના વિશે જે ચમત્કારો બયાન કરે છે તેનાથી એ માલુમ થાય છે કે તેઓ જિન્નાત હશે. (તફસીરે મઝહરી : ૩ / ૨૮૯ – ૯૦, સૂરએ અન્આમ : ૧૩૦)એવી રીતે યહૂદીઓ અને નસારાઓ જેમના વિશે નબી હોવાનો દાવો કરે છે અને તેનું સ્પષ્ટ વર્ણન ન હોય, આપણે તેના ઈન્કારથી ગુનેહગાર નહીં થઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## (૮) હઝરત આદમ(અલૈ.) નો જન્મ કયારે થયો હતો ?

**સવાલ** (૧૦૧): હઝરત આદમ (અલૈ.)ના જન્મને કેટલા વર્ષો થયા હશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ સિલસિલામાં કોઈ આયત અથવા હદીસ નથી, માટે ચોક્કસ રીતે કંઈ કહી શકતા નથી કે હઝરત આદમ (અલૈ.)નો જન્મ કયારે થયો હતો. (મુસ્તદરક : ૨ / ૬૫૪, હદીસ નં. ૪૧૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈસ્લામથી પહેલા દરેક દેશ માટે અલગથી નબીની જરૂરત હતી ?

**સવાલ**(૧૦૨) : પહેલાના જમાનામાં એક વખતમાં વિવિધ વિસ્તારોમાં અલગ અલગ નબીઓ આવતા હતા. દા.ત. સિરિયા, ઈરાક, મિસર, યમન અને હિજાઝ વગેરેમાં અલગ અલગ નબીઓ હતા. તો સવાલ એ છે કે શું તે વખતે એ દેશો સિવાય બીજા દેશોમાં પણ નબીની જરૂરત હતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુનિયામાં જુદા જુદા વિસ્તારોમાં અલ્લાહ તઆલાએ માનવીઓની હિદાયત માટે જરૂરત પ્રમાણે અંબિયાએ કિરામ (અલૈ.) ને મોકલ્યા હતા, અલ્લાહ તઆલા માનવીઓની જરૂરતથી વધારે વાકેફ છે. માટે વિવિધ વિસ્તારોમાં નબીઓ અને રસૂલોને મોકલવાની તેમજ આકાશી પુસ્તકો ઉતારવાની પણ હિકમતો હતી. ભલે આપણી અધુરી અકલ તે હિકમતો સુધી ન પહોંચી શકે. (સૂરએ નિસાઅ : ૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કુર્આને પાકમાં કેટલા અંબિયા (અલૈ.)નું વર્ણન છે? અને તેમના નામો કયા છે ?

**સવાલ (૧૦૩):** કુર્આને પાકમાં કેટલા અંબિયાએ કિરામનું વર્ણન છે ? અને તેમના નામો કયા છે ? તે સિવાય બીજા અંબિયાએ કિરામ (અલૈ.) વિશે માહિતી મેળવવાનો તરીકો કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને પાકમાં નીચે દર્શાવેલ અંબિયાએ કિરામનું વર્ણન મળે છે. હઝરત આદમ, હઝરત ઈદરીસ, હઝરત નૂહ, હઝરત હૂદ, હઝરત સાલેહ, હઝરત ઈબ્રાહીમ, હઝરત લુત, હઝરત ઈસ્માઈલ, હઝરત ઈસ્હાક, હઝરત યાકુબ, હઝરત યુસૂફ, હઝરત ઐયુબ, હઝરત શોએબ, હઝરત મુસા, હઝરત હારૂન, હઝરત યુનુસ, હઝરત દાવૂદ, હઝરત સુલેમાન, હઝરત ઈલ્યાસ, હઝરત યસ્અ, હઝરત ઝકરિયા, હઝરત યહયા, હઝરત ઈસા, હઝરત ઝુલકિફ્લ (અલૈ.) અને સરદારે દો આલમ મુહમ્મદ (સલ.). (તફસીરે ઈબ્ને કષીર : ૧ /૫૮૫, સૂરએ નિસાઅ : ૧૬૩)

નુબુવ્વત અને રિસાલત ખુદા તરફથી મળેલ ભેટ છે. અલ્લાહ તઆલા પોતાના બંદાઓમાંથી જેને ચાહે પોતાના ફઝલથી નબી બનાવે છે. (સૂરએ ઈબ્રાહીમ : ૧૧) તેમાં બંદાની કોઈ લાયકાતનો દખલ નથી. એટલે બંદો જેવી રીતે પોતાના હુનર અને ઈખ્તિયારથી ઈબાદત અને રિયાઝત કરીને અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરી શકે છે, એવી રીતે પોતાના હુનર અને ઈખ્તિયારથી ઉચ્ચ દરજ્જાની મહેનત અને રિયાઝત છતાં નબી બની શકતો નથી. નબી બનાવવામાં માત્ર અને માત્ર અલ્લાહ તઆલાની હિકમત અને દખલ છે. તે જેને ચાહે નબી બનાવે. જો કે

નુબુવ્વત સંપૂર્ણ રીતે કુદરતી હુકમ છે. એટલે કોઈ વ્યકિત નબી છે કે નહીં, તેનું ઈલ્મ કુર્આન અને હદીસ સિવાય અન્ય કોઈ રીતે પ્રાપ્ત થઈ શકતું નથી. માટે કુર્આને કરીમ અને હદીસે પાકમાં જે અંબિયા (અલૈ.)નું વર્ણન છે, તે સિવાય બીજા કોઈને નબી માની શકતા નથી. એટલા માટે તમામ અંબિયાએ કિરામ (અલૈ.)ની સંખ્યા વિશે ટુંકમાં ઈમાન લાવવું જરૂરી છે. (મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮) નહીં તો નબી સિવાયને નબી અને નબીની નુબુવ્વતનો ઈન્કાર થઈ જશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કુર્આને પાકમાં વર્ણન થયેલા સિવાયના બીજા નબીઓના હાલાત કેવી રીતે જાણી શકાય ?

**સવાલ(૧૦૪) :** કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે અલ્લાહે દરેક કૌમમાં નબી મોકલ્યા છે. કુર્આને પાકમાં જે નબીઓનું વર્ણન છે તેમાંથી મોટા ભાગના પૂર્વ મધ્યના દેશોમાં આવ્યા હતા, તો તે સિવાય બીજા દેશોમાં અવતરેલા નબીઓના હાલાત કેવી રીતે જાણી શકાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસોના આધારે એ વાત જાણી શકાય છે કે દુનિયામાં લગભગ એક લાખ ચોવીસ હજાર અંબિયાએ કિરામ (અલૈ.) આવ્યા. (મુસ્નદે અહમદ : ૩૬/૬૧૯, હદીસ નં. ૨૨૨૮૮) પરંતુ તેમાંથી બધા વિશે વિગતવાર માહિતી નથી કે તેઓ કયાં અને કયારે અને કઈ કોમમાં આવ્યા. અલબત્ત કેટલાક અંબિયાએ કિરામ (અલૈ.) વિશે કેટલીક માહિતી કુર્આને પાક અને કેટલીક માહિતી હદીસે પાકમાં મળે છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા જાતે નબીએ કરીમ (સલ.) ને સંબોધીને ફરમાવે છે કે આપની સામે કેટલાક નબીઓની માહિતી પેશ કરવામાં આવી નથી. (સૂરએ ગાફિર : ૭૮) માટે તેમની માહિતી મેળવવાની જરૂરત પણ નથી. બધા અંબિયાએ કિરામ (અલૈ.) પર ઈમાન લાવવું કાફી છે. જો માહિતી જરૂરી હોત તો અલ્લાહ તઆલા જાતે બયાન ફરમાવી દેતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ગેર મુસ્લિમો જેમને પોતાના નબી માને છે. તેમના વિશે આપણો અકીદો કેવો હોવો જોઈએ ?

**સવાલ (૧૦૫) :** કેટલાક ગેર મુસ્લિમોમાં પોતાના કોમી વડાઓ વિશે એ અકીદો

છે કે તેઓ નબી હતા, દા.ત. પારસીઓનો અકીદો જરથોસ્તી વિશે, ચીની લોકોનો અકીદો કન્ફ્યુશિયસ વિશે, હિંદુઓનો અકીદો રામ અને કૃષ્ણ વિશે, જૈન લોકોનો અકીદો મહાવીર વિશે અને બોદ્ધ લોકોનો અકીદો ગૌતમ બુધ્ધ વિશે એ છે કે તેઓ નબી હતા. તો શરીઅત પ્રમાણે તેમના વિશે આપણો કેવો અકીદો હોવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ વાત સત્ય છે કે પહેલી ઘણી કોમોમાં અલ્લાહ તઆલા એ અંબિયા (અલૈ.)ને મોકલ્યા હતા. તેમની ઉપર કિતાબો અને સહીફા પણ નાઝિલ થયા હતા. પરંતુ પછીથી આવનારા લોકોએ તેમાં ફેરફાર કરી નાંખ્યો. જેમકે કુર્આને પાકમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે યહૂદ અને નસારાએ પોતાની આકાશી કિતાબો : તવરાત અને ઈન્જીલમાં ફેરફાર કરી દીધો (સૂરએ નિસાઅ : ૪૬) અને અસલ નબવી તાલીમથી દૂર થઈ ગયા. તેને કારણે તેમના અકીદા, ઈબાદત, મામલાત વગેરેમાં એવો ફસાદ આવી ગયો કે તેમના અસલ દીન અને બનાવટી દીનમાં કોઈ ફરક જ ન રહયો. આટલા ફેરફારોને કારણે તેમની કોઈ પણ રિવાયત અને ખબરને કેવી રીતે સત્ય માની શકાય ? માટે જે અંબિયાએ કિરામ (અલૈ.)નું કુર્આન અને હદીસમાં વર્ણન છે તે સિવાય બીજા તમામ નબીઓ વિશે આપણું ઈમાન એ રીતે હોવું જોઈએ કે " હું અલ્લાહ તઆલાએ મોકલેલ તમામ નબીઓ અને રસૂલો પર ઈમાન લાવું છું" (મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮) જેથી કોઈ નબીની નુબુવ્વતનો ઈન્કાર પણ ન થાય અને કોઈ નબી સિવાયને નબી માનવાનું પણ ન થાય, ઉપરાંત આપને તેમના એ બુઝૂર્ગોની નિંદા પણ ન કરવી જોઈએ, કારણ કે શકય છે કે તે ખરેખર નબી હોય. (તફસીરે મઝહરી : ૩ / ૨૮૯, ૨૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) અંબિયાએ કિરામ (અલૈ.)ને તેમના મૃત્યુ પહેલા તેમને ઈખ્તિયાર આપવામાં આવે છે.

**સવાલ (૧૦૬) :** હઝરત મુફતી અહમદ બેમાત સાહેબની ગુજરાતી કિતાબ "મોત, કબર અને આખિરતના અહેવાલ"માં હઝરત ઈદરીસ (અલૈ.) વિશે લખ્યું છે કે તેમનું મૃત્યુ એક ફરિશ્તાની પાંખો – પરોમાં આકાશમાં આવ્યું.

એવી રીતે હઝરત સુલેમાન (અલૈ.), હઝરત ઝકરિયા (અલૈ.) અને હઝરત યહયા (અલૈ.)ને પણ છુટ આપવામાં આવી નહીં, જયારે કે એક કિતાબ "મોતકા મંઝર"માં બુખારી શરીફના હવાલાથી એક હદીસ બયાન કરી છે કે હઝરત આઈશા

(રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે તમામ અંબિયાએ કિરામ (અલૈ.)ને તેમના મૃત્યુ થી પહેલા ઈખ્તિયાર આપવામાં આવે છે કે જો તેઓ ચાહે તો દુનિયામાં રહેવાનું પસંદ કરે અથવા મૃત્યુને પસંદ કરે. સવાલ એ છે કે હઝરત મુફતી સાહેબની કિતાબમાં ઉપરોકત ચારેય અંબિયાના કિસ્સામાં તેમને ઈખ્તિયાર કેમ ન આપવામાં આવ્યો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કિતાબ "મોતકા મંઝર"માં જે હદીસ લખી છે, તે બિલ્કુલ સહીહ છે. બુખારી શરીફમાં હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.) તંદુરસ્તીની હાલતમાં ફરમાવ્યા કરતા હતા કે કોઈ પણ નબીની મોત ત્યાં સુધી આવતી નથી જયાં સુધી તે જન્નતમાં પોતાનું ઠેકાણું ન જોઈ લે. ત્યાર પછી નબીને ઈખ્તિયાર આપવામાં આવે છે કે જો તેઓ ચાહે તો દુનિયામાં રહેવાનું પસંદ કરે અથવા આખિરતને પસંદ કરે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે પછી જયારે આપ (સલ.) પર જિંદગીમાં છેલ્લી ઘડીએ બેહોશી થઈ. તે વખતે આપ (સલ.)નું માથુ મુબારક મારા ખોળામાં હતું. આપ (સલ.) જયારે ભાનમાં આવ્યા તો છત ઉપર ચહેરો કરીને આ દુઆ કરી. "અલ્લાહુમ્મ રફીકિલ્ આ'લા" હે બુલંદ મરતબા વાળા અલ્લાહ ! હું તારી પાસે રહેવાનું પસંદ કરૂં છું. હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે હું આ દુઆ સાંભળીને સમજી ગઈ કે હવે હુઝૂરે અકરમ (સલ.) અમારી સાથે રહેવાનું પસંદ નહી કરે. અને આ તે જ વાત છે જે આપ (સલ.) પોતાની જિંદગીમાં તંદુરસ્તીમાં ફરમાવ્યા કરતા હતા. આ દુઆ હુઝૂર (સલ.)ના મુખેથી નિકળેલા અંતિમ કલિમા હતા. (બુખારી : ૨ / ૬૪૧, હદીસ નં. ૪૪૬૩)

"મૃત્યું, કબર અને બરઝખના અહેવાલ" નામની ગુજરાતી કિતાબમાં જે કિસ્સો બયાન કર્યો છે. તેનું કારણ એ હોય શકે છે કે રૂહ કબ્ઝ કરવા માટે ફરિશ્તો આવ્યો ત્યારે છૂટ આપવામાં આવી નથી. અલબત્ત તેના પહેલા વિકલ્પ આપવામાં આવ્યો હતો અને આ વિકલ્પના મોકા પર કોઈ પણ નબીએ દુનિયામાં રહેવાનું પસંદ ન કર્યુ અને તેમની રૂહ કબ્ઝ થઈ ગઈ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શું સ્ત્રી નબી હોય શકે છે ? હઝરત મરયમ(અલૈ.) નબી હતા કે નહી ?

**સવાલ (૧૦૭) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ નીચેના

પ્રશ્નો વિશે.

(૧) શું સ્ત્રી નબી હોય શકે છે ?

(૨) શું હઝરત મરયમ (અલૈ.) નબી હતા ?

(૩) શું ઈબ્ને હઝમ (રહ.) સ્ત્રીઓના નબી હોવાનો દાવો કરતા હતા ? એ વિશે જમ્હૂર ઉલમાનો શું મત છે ?

(૪) કોઈ સ્ત્રી પાસે વહી આવી હોય તો તેનાથી તેની નુબુવ્વત સાબિત થાય છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) હઝરત મરયમ (અલૈ.) નબી હતા કે નહી તે વિશેનો વાદવિવાદ સહાબા (રદિ.) અને તાબેઈન (રહ.)ના જમાના પછી થયો. (અલ ફસ્લ ફીલ્ મિલાલિ વલ્ નહ્લ : ૫ / ૧૨) મુફસ્સિરો અને મુહદ્દિષોમાં મતભેદ રહયો છે, કેટલાક લોકો હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતનું સમર્થન કરે છે.

હઝરત ઈમામ નવવી (રહ.) અને મુલ્લા અલી કારી (રહ.) એ કેટલાક ઉલમાથી હઝરત મરયમ (અલૈ.) ની નુબુવ્વતનો ઈન્કાર આવે છે, (અલ મિન્હાજ શર્હે મુસ્લિમ : ૨ / ૨૮૪, હદીસ નં. ૨૪૩૧) પરંતુ બીજા મુફસ્સિરો અને હદીસના તશરીહકારોએ તેમાં શંકા વ્યકત કરી છે. (અર્રુસુલુ વર્રિસાલત : ૮૬)

ટુંકમાં હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતના સમર્થનકારો દલીલ રૂપે નીચેની આયત રજૂ કરે છે.

وَإِذْ قَالَتِ الْمَلَٰٓئِكَةُ يَٰمَرْيَمُ إِنَّ اللَّهَ اصْطَفَٰكِ وَطَهَّرَكِ وَاصْطَفَٰكِ عَلَىٰ نِسَآءِ الْعَٰلَمِينَ ﴿٤٢﴾

(સૂરએ આલિ ઈમરાન : ૪૨)

આ આયતે કરીમાથી સાબિત થાય છે કે હઝરત મરયમ (અલૈ.) પર વહી આવી છે અને એ નુબુવ્વતની દલીલ છે.

(૨) તે હઝરાતની બીજી દલીલ આ હદીસે પાક છે :

عن أبي موسى رضى الله عنه قال : قال رسول الله ﷺ : " اكمل من الرجال كثير، ولم يكمل من النساء : إلا آسية امرأة فرعون، ومريم بنت عمران، وإن فضل عائشة على النساء كفضل الثريد على سائر الطعام

હઝરત મુસા અશ્અરી (રદિ.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યોકે પુરુષોમાં ઘણા લોકો દરજએ કમાલ સુધી પહોંચ્યા અને સ્ત્રીઓમાં ફિરઔનની પત્ની આસિયા અને હઝરત ઈમરાનની પુત્રી હઝરત મરયમ

સિવાય કોઈ કમાલ સુધી નથી પહોંચી અને હઝરત આયશા (રદિ.) ની ફઝીલત તમામ સ્ત્રીઓ પર એવી છે જેવી કે ષરીદની ફઝીલત બીજા ભોજનો પર.

(સહીહ બુખારી :૧ / ૪૮૪, હદીસ નં. ૩૪૧૧, ૩૪૩૩)

હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતના સમર્થનમાં અલ્લામા અબુ અબ્દુલ્લાહ કુર્તુબી (રહ.) (તફસીરે કુર્તુબીના સંપાદક) આગળ આગળ છે. તે સિવાય અબુ મુહમ્મદ અલી બિન અહમદ અલ કુર્તુબી ઈબ્ને હઝમ ઝાહિરી (રહ.) પણ આ જ ખ્યાલ રાખે છે. અલ્લામા કુર્તુબી (રહ.)નું આગળ હોવાનું કારણ ફત્હુલ બારી શર્હે બુખારીથી માલુમ થાય છે કે આ મસ્અલો તે જમાનામાં જાહેર થયો (ફત્હુલ બારી : ૬ /૪૪૭) અને ઈબ્ને હઝમનો ખ્યાલ પણ નુબુવ્વતનો છે. (અર્રુસુલુ વલ્ રિસાલત :૮૬)

અલ્લામાં કુર્તુબી (રહ.) ફરમાવે છે કે સહીહ એ છે કે સુર ફુંકતા સુધી એટલે કયામત સુધી તમામ સ્ત્રીઓ પર હઝરત મરયમ (અલૈ.)ને શ્રેષ્ઠ બનાવ્યા, પછી ઉપરની હદીસ બયાન કરીને લખે છે કે "કમાલનો અર્થ કોઈ વસ્તુનું પોતાની મહાનતા અને હદ સુધી પહોંચી જવું છે. " કમાલ – પૂર્ણતા તો અલ્લાહ તઆલા માટે જ સાબિત છે. પરંતુ તેમાં શંકા નથી કે માનવીઓમાં સંપૂર્ણ અંબિયા (અલૈ.) પછી અવલિયા પછી સિદ્દીકીન, શુહદા અને નેક લોકો છે. તો હદીસ શરીફમાં હઝરત મરયમ (અલૈ.) વિશે કમાલનો શબ્દો છે, તેનાથી નુબુવ્વત તરફ ઈશારો છે અને સહીહ એ છે કે હઝરત મરયમ (અલૈ.) નબીય્યહ છે. એટલા માટે અલ્લાહ તઆલાએ ફરિશ્તા દ્વારા તેમના સુધી વહી પહોંચાડી જેવી રીતે અન્ય નબીઓ પર વહી મોકલી. (તફસીરે કુર્તુબી : ૪ / ૮૨ –૮૪, આલિ ઈમરાન : ૪૨ – ૪૩)

અલ્લામા કુર્તુબી (રહ.)એ ઉપરોક્ત રિવાયત સિવાય પણ કેટલીક રિવાયતો હઝરત મરયમ (અલૈ.) ની ફઝીલતમાં લખી છે. તેમાંથી એક રિવાયત એ પણ છે, જે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) થી નકલ કરી છે.

سيدات نساء اهل الجنة، بعد مريم ابنة عمران :فاطمة وخديجة، ثم آسية امرأة فرعون

(અલમુઅજમુલ્ અવસત : ૨ / ૨૩, હદીસ નં. ૧૧૦૭)

માટે કુર્આન અને હદીસનો તકાદો એ છે કે હઝરત મરયમ (અલૈ.), હઝરત હવ્વા (અલૈ.) થી લઈને કયામત સુધી આવનારી તમામ સ્ત્રીઓથી ઉત્તમ છે. એટલા માટે અલ્લાહ તઆલાની વહી, નમાઝનો હુકમ યા મરયમુક્નુતી લિરબ્બિક અને ખુશખબરીઓ બીજા અંબિયા(અલૈ.) ની જેમ આપ સુધી પહોંચાડી છે. માટે

આપ નબિય્યહ છે અને દુનિયાની તમામ સ્ત્રીઓથી ઉત્તમ છે. ત્યાર પછી સય્યિદહ ફાતિમા (રદિ.), પછી હઝરત ખદીજા (રદિ.), પછી હઝરત આસિયહ (રદિ.) નું સ્થાન છે.

عن ابن عباس قال قال رسول الله ﷺ سيدة نساء أهل الجنة مريم بنت عمران، ثم فاطمة، ثم خديجة، ثم آسيا امرأة فرعون (તારીખે દમિશ્ક : ૭૦ /૧૦૭)

અલ્લામા કુર્તુબી આગળ ફરમાવે છે કે માનવોમાં કોઈ એવી સ્ત્રી નથી જેને હઝરત મરયમ (અલૈ.) જેવો ઉચ્ચ મરતબો હાસિલ હોય. ઉપરાંત એ કે અંબિયા અને રસૂલોની કેટેગરીમાં જન્નતમાં દાખલ થશે. ટુંકમાં તેમને હદીસ શરીફ વગેરેથી આ વાત પર તર્ક કર્યુ છે કે હઝરત મરયમ (અલૈ.) નબિયહ છે.

(અર્રસુલ વર્રિસાલહ : ૮૬)

અલ્લામાં કુર્તુબી (રહ.)ના સમર્થકોમાં હઝરત હાફિઝ અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની (રહ.) પણ છે. તેઓ અલ્લામાં કુર્તુબી (રહ.) ની દલીલથી પ્રભાવિત છે. બલકે ઉપરની હદીસ પર તેમને એક વાત એવી લખી છે તેને કારણે તેઓ અલ્લામા કુર્તુબીથી પણ આગળ માલૂમ થાય છે કે નુબુવ્વતની દલીલ એવી રીતે થઈ રહી છે કે હદીસ શરીફમાં ઉપર વર્ણન કરેલી સ્ત્રીઓ સિવાય કોઈ અન્ય કમાલ સુધી ન પહોંચ્યું, તેનાથી નુબુવ્વતના સ્થાન પર ન પહોંચવું છે. કારણ કે જો તેનાથી સિદ્દીકીયત અથવા વિલાયતના બીજા પ્રકાર મુરાદ હોત તો હદીસ શરીફની સમજુતીથી એ જરૂરી બને છે કે ઉપર વર્ણન કરેલી સ્ત્રીઓ સિવાય અન્ય કોઈ પણ સ્ત્રી સિદ્દીકીયત અને વિલાયતના સ્થાન પર નથી પહોંચી, હાલાંકે અનેક સ્ત્રીઓ આ સ્થાન પર પહોંચી છે. તેનાથી માલુમ થયું કે અહીયા 'કમાલ'થી નુબુવ્વત મુરાદ છે, ત્યાર પછી તે જ રિવાયત રજૂ કરી છે જે અલ્લામા કુર્તુબી (રહ.) એ બયાન કરી છે. આ તમામ રિવાયતો હઝરત મરયમ (અલૈ.), હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત ખદીજા (રહ.) ની ફઝીલત બયાન કરે છે. ત્યાર પછી હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) એ સ્ત્રીઓ માટે નુબુવ્વતનો ઈન્કારના સમર્થકો માટે એક દલીલ વર્ણન કરીને તેમનો નકાર કર્યો છે.

અંતમાં હાફિઝ (રહ.)એ અલ્લામાં ઈબ્ને હઝમ (રહ.) નું આ કથન નકલ કર્યુ છે કે હઝરત મરયમ (અલૈ.) અને હઝરત મુસા (અલૈ.)ની વાલિદાની નુબુવ્વત

વિશે સ્પષ્ટ દલીલ એ છે કે હઝરત મુસા (અલૈ.)ની વાલિદાએ ચિંતા વગર એ બાળકને વહીની બુનિયાદ પર દરિયામાં નાંખી દીધુ અને હઝરત મરયમ (અલૈ.)નું અંબિયા (અલૈ.)ની સાથે વર્ણન કર્યુ. "ઉલાઈકલ્લઝીન અન્અમલ્લાહુ અલયહિમ્ મિનન્નબિય્યીન" ફરમાવ્યું તેમાં હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વત પર દલીલ એ રીતે છે કે શબ્દ "ઉલાઈક"માં હઝરત મરયમ પણ દાખલ છે.

(ઈબ્ને હઝ્મ અઝ્ઝાહિરી : ૫ / ૧૩)

ટુંકમાં હાફિઝ ઈબ્ને હજર (રહ.) એ નુબુવ્વતના અસમર્થકોના પક્ષમાં કઈ કહયું નથી. તેનાથી માલુમ થાય છે કે તેમનું મંતવ્ય પણ અલ્લામા કુર્તુબી (રહ.) અને ઈબ્ને હઝમ (રહ.) ના કથન તરફ છે, જો કે એ કહેવું અશકય છે કે તેઓ જમ્હુરના વિરુધ્ધ છે. બલકે એ કહી શકાય છે કે તેઓ આ મસ્અલામાં છૂટછાટને પસંદ કરે છે. (ફત્હુલ બારી : ૬ / ૪૪૭)

હઝરત અલ્લામા બખ્રુદ્દીન અયની (રહ.) એ હાફિઝ ઈબ્ને હજર (રહ.)ની દલીલને રદ ફરમાવી છે અને ફરમાવ્યું છે કે કમાલનો અર્થ તો એ જ છે જે અલ્લામા કુર્તુબી (રહ.) અને ઈબ્ને હજર (રહ.) એ બયાન કર્યો છે. પરંતુ તેનાથી નુબુવ્વતનો અર્થ કરવો જરૂરી નથી. એટલા માટે કે દરેક વસ્તુનો કમાલ તેના પ્રમાણે હોય છે. એટલા માટે આ વાકય(كمل من النساء الخ) થી ઓરતો સાથે જે ખાસ કમાલાત છે તેના ઉચ્ચ સ્થાન પર પહોંચવું છે. (અને નબી હોવું તે કમાલાતમાંથી નથી જે સ્ત્રીઓ પ્રમાણે હોય) તેની આનાથી નુબુવ્વત મુરાદ નથી. સ્પષ્ટ છે કે અહીયા એ અર્થ નથી, એટલે અલ્લામા અયની (રહ.)ની ઉપરોકત દલીલને ઠોસ માની શકાય નહી.

(કવાઈદુલ ફિકહ : ૪૮૯)

અલ્લામા અયની (રહ.)એ પણ ઈમામ અબૂલ હસન અશ્અરી (રહ.) અને અલ્લામા કુર્તુબી (રહ.)ના કથનો પર સંતોષ માન્યો છે. તેમનો પુરજોશ ઈન્કાર કર્યો નથી. અલબત્ત તેમને હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત ખદીજા (રદિ.)નું સ્ત્રીઓમાં શ્રેષ્ઠ હોવું અનેક રિવાયતોથી સાબિત કર્યુ છે. પરંતુ અંતમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ની જે નીચે પ્રમાણેની હદીસ નકલ કરી છે.

فاطمة سيدة نساء اهل الجنة، الا ما كان من مريم بنت عمران

કે હઝરત ફાતિમા (રદિ.) હઝરત મરયમ (અલૈ.) સિવાયની તમામ જન્નતી સ્ત્રીઓની સરદાર છે. (મુસ્નદે અહમદ)

ત્યાર પછી તેમણે લખ્યું છે કે તેનાથી હઝરત મરયમ (અલૈ.) સાથે હઝરત ફાતિમા (રદિ.)ની બરાબરી સાબિત થાય છે. આગળ ફરમાવે છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતની સનદ સાબિત થઈ જાય તો પછી હઝરત મરયમ (અલૈ.)ની ફઝીલત હઝરત ફાતિમા (રદિ.) પર નકકી થાય છે, પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ની જ આ રિવાયત વાવે અતફથી મરવી છે, જે નીચે પ્રમાણે છે.

سيدة نساء اهل الجنة، مريم بن عمران و فاطمة وخديجة وآسية امرأة فرعون

એટલા માટે હઝરત મરયમ (અલૈ.)ની ફઝીલત નક્કી કરવી શંકાશીલ થઈ જાય છે. નિર્ણાયક વાત ફરમાવી નથી. કદાચ તેઓ પણ છૂટછાટને પસંદ કરે છે.

(અયની : ૧૫ / ૩૦૯, હદીસ નં. ૧૧૪૩)

નુબુવ્વતના ઈન્કારમાં હઝરત ઈમામ નવવી (રહ.) પણ છે. તેથી આપ (રહ.) કાઝી અયાઝ (રહ.)ના નુબુવ્વતના કથનને નકલ કરીને ફરમાવે છે. غريب) (ضعيف આગળ ફરમાવે છે કે હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતના ઈન્કારમાં એક જમાતનો એકમત નકલ કર્યો છે..

અલ્લામા સય્યિદ મહમૂદ આલુસી બગદાદી (રહ.) (તફસીરે રૂહુલ મઆની) એ આ વાતને નકારી છે કે હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વત પર એકમત છે. બલકે તેમને વર્ણન કર્યુ છે કે હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતનું કથન પ્રખ્યાત છે અને શેખ તકીયુદ્દીન સુબુકી અને ઈબ્ને સય્યિદુન્નાસે પણ આ કથનને પસંદ કર્યુ છે. (રૂહુલ મઆની : ૨ / ૧૪૯, આલિ ઈમરાન : ૪૨) અલબત્ત હઝરત મરયમ (અલૈ.)ના નુબુવ્વતના કથનનો ઈન્કાર કર્યો છે અને અલ્લકાનીનું કથન નકલ કર્યુ છે કે નબી સિવાયથી ફરિશ્તાઓનું કલામ સાબિત છે. અને જે વ્યકિત આ દાવો કરે છે કે માત્ર ફરિશ્તાના કલામથી અથવા માત્ર વહીને કારણે નુબુવ્વત સાબિત થઈ જાય છે તો તે સીધા માર્ગથી હટેલો છે. (રૂહુલ મઆની : ૨ / ૧૪૮ – ૧૪૯)

પછી રૂહુલ મઆનીના લેખક (રહ.) એ રિવાયતો પર ચર્ચા કરી છે જે અલ્લામા કુર્તુબી (રહ.), ઈબ્ને હજર (રહ.) અને અલ્લામા અયની (રહ.) એ હઝરત મરયમ (અલૈ.)ની ફઝીલત હઝરત ફાતિમા (રદિ.) પર. પરંતુ તે રિવાયતો સાથે ઈબ્ને અસાકિર (રહ.)ની એ રિવાયત રજૂ કરી છે, જે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી મરવી છે. અને તેમાં હઝરત ફાતિમા (રદિ.)ની ફઝીલત છે.

أربع نسوة سادات عالمهن، مريم بنت عمران، وآسية بن مزاحم، وخديجة بنت خويلد ، وفاطمة بنت محمد، وأفضلهن عالمافاطمة(રૂહુલ મઆની : ૨ / ૧૪૯)

ત્યાર પછી 'રૂહુલ મઆની'ના લેખક (રહ.) એ હારિસ બિન ઉસામાની રિવાયત મુરસલ લખી છે કે અબૂ જાફર અઈમ્મએ એહલે બૈતમાંથી મશ્હૂર હતા. તેમનો મઝહબ એ જ છે કે હઝરત મરયમ (અલૈ.) પોતાના જમાનાની સ્ત્રીઓમાંથી શ્રેષ્ઠ છે.

હુરૂલ મઆની (રહ.) આગળ લખે છે કે હઝરત ફાતિમા (રદિ.) આગલી અને પાછલી તમામ સ્ત્રીઓથી ઉત્તમ છે, અહીંયા સુધી કે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)થી પણ ઉત્તમ છે, એટલા માટે કે તે સરવરે કાઈનાત (સલ.)ના બદનનો ટુકડો છે, બલકે તે 'બિઝઅતુ ર઼સૂલ" હોવાના કારણે હઝરત મરયમ (અલૈ.) થી પણ શ્રેષ્ઠ છે, જો હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વતને માની લેવામાં આવે તો પણ હેસિયતને કારણે હઝરત ફાતિમા(રદિ.)ની ફઝીલત સાબિત થાય છે.

અંતે આપ (રહ.) હઝરત મરયમ (અલૈ.)ની હઝરત ફાતિમા (રદિ.)ની ફઝીલત વિશે લખે છે કે હઝરત મરયમ (અલૈ.) અને હઝરત ફાતિમા (રદિ.) ની ફઝીલતમાં શ્રેષ્ઠતા વિશે મૌન ધારણ કર્યુ છે. તે વિશે કાઝી અબૂ જાફર અને ઈબ્ને જીમાઆ પણ મૌન સેવે છે, બલકે ઈબ્ને જિમાઆથી આ કથનને ઉત્તમ ગણ્યું છે.

(રૂહુલ મઆની : ૨ / ૧૫૦)

## નિર્ણાયક મત

અલબત્ત ઈમાદુદ્દીન ઈસ્માઈલ ઈબ્ને કષીર (રહ.) આ સિલસિલામાં નિર્ણાયક વાત લખે છે કે આયતે કરીમા :

"وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا---الخ"

થી સાબિત થાય છે કે માત્ર પુરૂષોને જ અલ્લાહ તઆલાએ રસૂલ બનાવીને મોકલ્યા છે. સ્ત્રીઓમાંથી કોઈને નુબુવ્વત નથી મળી, અને આ જ જમહૂર ઈમામોનો મતલબ છે. કારણ કે આયતે કરીમાનો સંદર્ભ આ જ તકાદો કરે છે.

કેટલાક લોકોએ હઝરત સારા ઉમ્મે મુસા (અલૈ.) અને હઝરત ઈમરાન (અલૈ.)ની પુત્રી મરયમને નબિય્યહ કહી છે અને ફરિશ્તાઓના કથન, સલામ,

ખુશખબરી અને વહીની દલીલ રજૂ કરી છે, પરંતુ એ બધી વસ્તુઓ એ સ્ત્રીઓને પ્રાપ્ત થવાથી તેમનું નબી હોવું જરૂરી આવતું નથી. જો નુબુવ્વતથી મુરાદ નુબુવ્વતના સમર્થકોનું માનવું છે કે માત્ર એક–બે વખતે ફરિશતાઓ સાથે વાતચીત થઈ તો શું તેનાથી નુબુવ્વત મળી ગઈ ?

ઈબ્ને કષીર (રહ.) ફરમાવે છે કે એહલે સુન્નત વલ જમાઅતનો મસ્લક છે કે સ્ત્રીઓમાં કોઈ નબિય્યહ નથી, તેઓ શેખ અબૂલ હસન અલી બિન ઈસ્માઈલ અશ્અરી (રહ.)થી નકલ કરે છે :

أنه ليس فى النساء نبية، وإنمافيهن صديقات، كماقال تعالى مخبرا عن أشرف فهن مريم بنت عمران حيث قال: (ما الْمَسِيحُ ابْنُ مَرْيَمَ إِلَّا رَسُولٌ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ وَأُمُّهُ صِدِّيقَةٌ كَانَا يَأْكُلَانِ الطَّعَامَ) (المائدة :٧٥) فوصفها فى أشرف مقاماتها بالصديقية، فلوكانت نبيةلذكرذلک فى مقام التشريف والإعظام ، فهى صيدقة بنص القرآن

કે સ્ત્રીઓમાં કોઈ નબી નથી. તેમાં માત્ર સિદ્દીક છે. માટે તે સ્ત્રીઓમાંથી જેમના વિશે નુબુવ્વતનો ખ્યાલ છે, તેમાં સૌથી ઉચ્ચ સ્થાન હઝરત મરયમ (અલૈ.)નું છે. તેમને કુર્આને કરીમે સિદ્દીકહના ઉપનામથી નવાજયા, તેથી અલ્લાહ તઆલા ફરમાવે છે કે મસીહ ઈબ્ને મરયમ માત્ર નબી છે. તેમના પહેલા ઘણાં નબીઓ આવ્યા છે. અને તેમની મા સિદ્દીકહ છે. બંને સામાન્ય લોકોની જેમ ભોજન કરતા હતા. તો આ ઉચ્ચ સ્થાનમાં હઝરત મરયમ (અલૈ) નો જે મરતબો બયાન કર્યો તે એ છે કે હઝરત મરયમ (અલૈ.) સિદ્દીકા છે. જો તે નબિય્યહ હોત તો તે પ્રશંસાપાત્ર જગ્યાએ તેમને જરૂર નબી કહેતા. માટે કુર્આન પ્રમાણે તેઓ સિદ્દીકહ છે.

(તફસીરે કુર્આને અઝીમ – અલ કુરૈશી : ૪ / ૩૬૨)

બંદાના ખ્યાલમાં અલ્લામા ઈબ્ને કષીર (રહ.)ની એ વાત સોનાના પાણીથી લખવા જેવી છે અને નિર્ણાયક વાત છે કે તેઓ નબિય્યહ નથી. તેમની વર્ણન કરેલી વાત પરથી માલુમ થાય છે કે કોઈ સ્ત્રીને કયારેય નુબુવ્વત મળી નથી. જો માત્ર ફરિશતાની વાતચીતનું નામ નુબુવ્વત છે, તો ભલે તેને નુબુવ્વત કહેવામાં આવે પરંતુ તેનાથી શરઈ નુબુવ્વત મુરાદ નથી. અને ન તો કોઈ સ્ત્રી માટે તેનો સુબુત છે. નુબુવ્વતના સમર્થકો રૂહુલ મઆની, હાફિઝ ઈબ્ને હજર (રહ.) અને અલ્લામા

કુર્તુબી (રહ.) એ ઉપરોકત આયતથી સ્ત્રીઓનું નબિય્યહ હોવાની જે દલીલ રજૂ કરી છે તેને અન્ય લોકો આયતમાં રિસાલતને પરુષો સાથે ખાસ કરે છે અને સ્ત્રીઓની રિસાલતને નકારે છે. (રૂહુલ મઆની : ૨ / ૧૪૯)

પરંતુ આયતે કરીમાને રિસાલતના મુકાબલામાં નુબુવ્વતનો અર્થ લઈને નુબુવ્વતને "અર્‌સલ્ના" ના ભાવાર્થની કોઈ દલીલ નથી. શું કુર્આને કરીમમાં જયાં "અર્‌સલ્ના" નો શબ્દ આવ્યો છે ત્યાં માત્ર રસૂલનો મતલબ લેવામાં આવ્યો છે ? નબીનો મતલબ લેવામાં આવ્યો નથી. એવું બિલ્કુલ નથી.

તેથી આયતે કરીમા :

وَرُسُلًا قَدْ قَصَصْنٰهُمْ عَلَيْكَ مِنْ قَبْلُ وَرُسُلًا لَّمْ نَقْصُصْهُمْ عَلَيْكَ ۚ وَكَلَّمَ اللّٰهُ مُوْسٰى تَكْلِيْمًا ﴿١٦٤﴾ رُسُلًا مُّبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ لِئَلَّا يَكُوْنَ لِلنَّاسِ عَلَى اللّٰهِ حُجَّةٌ بَعْدَ الرُّسُلِ ۚ وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ﴿١٦٥﴾

અને કેટલાક એવા રસૂલો મોકલ્યા જેઓનું વૃત્તાંત (હાલત) અમે આપ (સલ.)ને પ્રથમ સંભળાવ્યું. તેમ (કેટલાક) એવા રસૂલો (પણ મોકલ્યા કે) જેઓનો હાલ (અત્યાર સુધી) અમે આપને સંભળાવ્યો નથી. (તે સૌના જ ઉપર વહી મોકલી) અને અલ્લાહે મુસા (અલૈ.) સાથે પોતે બોલાવી વાતો કરી. એ સૌ નબીઓને (નજાતની) ખુશખબર આપનાર અને (અઝાબનો) ડર સંભળાવનાર (બનાવીને) મોકલ્યા કે જેથી લોકોને આ રસૂલોના (આગમન) પછી અલ્લાહની સમક્ષ દલીલ કરવાનો મોકો ન રહે અને અલ્લાહ જોરાવર અને હિકમતવાળો છે.

(સૂરએ નિસાઅ : ૧૬૪,૧૬૫)

તો શું જેમનું વર્ણન કુર્આને કરીમ અને હદીસમાં આવ્યું છે તે બધા રસૂલ હતા? શું તેમાંથી કોઈ માત્ર નબી ન હતા. શું યસ્આ અને હઝરત યહયા (અલૈ.) રસૂલ છે ? ઝુલ્કિફલ (અલૈ.) રસૂલ છે. એ સ્પષ્ટ છે કે રસૂલની સમજુતિમાં મતભેદ છે. અને આ હઝરાત એ અર્થમાં રસૂલ નથી, (શર્હે અકાઈદે નસફી : ૧૬) ત્યાર પછી રુસૂલમ્ માં એ પણ દાખલ છે, જેમનું બયાન આપ (સલ.)ની સામે નથી આવ્યું, જાહેરી વાત છે કે એક લાખ ચોવીસ હજારમાંથી જેમનું બયાન નથી આવ્યું તે બધા રસૂલ છે, બિલકુલ નહી.

"રુસુલમ્ મુબશ્શિરીન વ મુન્ઝિરીન" પણ ખાસ રસૂલ મુરાદ નથી. માટે

કુર્આને કરીમમાં "રુસુલમ્" શબ્દમાં અંબિયા અને રસૂલ બધા આવળી લેવામાં આવી શકે છે. તો પછી "અરસલ્ના" ના સૈગામાં નુબુવ્વતના નકાર પર કોઈ દલીલ હોવી જોઈએ. માત્ર અનુમાન પર અંબિયાને "અરસલ્ના"ના સૈગાથી કેમ બહાર કાઢી શકાય છે ?

એવી રીતે અલ્લામા ઈબ્ને હઝમ (રહ.) ની દલીલ કે અલ્લાહ તઆલાએ અંબિયા અને રસૂલોના બનાવો સુરએ મરયમમાં બયાન કર્યા છે.

فَأُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ

આ આયતમાં " ઉલાઈક" શબ્દથી હઝરત મરયમ (અલૈ.) પણ દાખલ છે અને અંબિયા (અલૈ.) સાથેનું વર્ણન તેમની નુબુવ્વતની દલીલ છે.

(અલ્ ફસ્લ ફીલ્ મલાલ વલ્ નહ્‌ય : ૫ / ૧૩)

ઈબ્ને હઝમ (રહ.)નું એ કહેવું છે કે આ આયતમાં હઝરત મરયમ (અલૈ.) પણ દાખલ છે, તો અરજ છે કે આમાં સામાન્ય ઈશારો છે. નુબુવ્વતમાં આવો કમજોર ઈશારો કાફી નથી. ન તો ફરિશ્તાઓએ હઝરત મરયમ (અલૈ.) ને કહયું કે આપ નબિય્યહ છો. ન તો હઝરત ઈસા (અલૈ.) એ, હઝરત ઈસા (અલૈ.)એ ઘોડિયામાં પણ જાતે નબી હોવાની ખબર આપી છે, (સૂરએ મરયમ : ૩૦) પરંતુ તેમની માતાના નબી હોવા વિશે કંઈ કહયું નથી. ન તો તે જમાનાના લોકોએ જાણ્યું કે હઝરત મરયમ (અલૈ.) નબિય્યહ છે. નહી તો તે લોકો હઝરત મરયમ (અલૈ.) પર આક્ષેપો કેમ લગાવતા ? ઉપરાંત સૂરએ મરયમમાં જયારે અંબિયા (અલે.)નું વર્ણન આવ્યું તો અલ્લાહ તઆલાએ

(وَاذْكُرْ فِي الْكِتٰبِ اِبْرٰهِيْمَ اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا)

એવી રીતે દરેક પયગમ્બર વિશે તેમના નબી કે રસૂલ હોવાની સ્પષ્ટતા કરી છે. પરંતુ સંદર્ભમાં

(وَاذْكُرْ فِي الْكِتٰبِ مَرْيَمَ اِنَّهَا كَانَتْ نَبِيَّةً)

નો મોકો હોવા છતાં કેમ આ પ્રકારનું વર્ણન ન કર્યુ ? માલુમ થયું કે તે નબિય્યહ ન હતા. અમારી દલીલ ઈબ્ને હઝમ (રહ.) ના ઈશારાથી મજબૂત દલીલ છે.

(ઈબ્ને કષીર : ૪ / ૩૬૨, સૂરએ યુસૂફ ૯)

બીજી દલીલ અલ્લામા ઈબ્ને હઝમ (રહ.)ની એ છે કે હઝરત મરયમ

(અલૈ.)ની વાલિદાએ ફરિશ્તાની વહી પર પોતાના બાળકને દરિયામાં નાંખી દીધું. આ તેમની નબિય્યહ હોવાની દલીલ છે. (અલ ફસ્લુ ફીલ્ મિલાલી વલ્ નહ્‌ય : ૧ / ૧૭)

પ્રથમ તો વહીનો પ્રકાર જાણી લેવો જરૂરી છે કે તે ફરિશ્તા દ્વારા હતી કે ઈલ્હામ – દિવ્યવાણી હતી. જો ઈલ્હામની સુરતમાં હતી અને એ જ સ્પષ્ટ છે. (તફસીર હાતિમ રાઝી : ૯ /૨૯૪૧, હદીસ નં. ૧૬૬૮૧) તો તેનો મતલબ એ છે કે હઝરત મુસા (અલૈ.)ની વાલિદાના દિલમાં એ વાત મજબૂત કરી દીધી કે આ જ મારો પુત્ર નબી હશે. તેની ચિંતામાં સેંકડો બાળકો કતલ કરવામાં આવ્યા. બાળકની શકલો સુરત, તેની તંદુરસ્તી અને ખામી વગરનું હોવું, જે નબીની શાન હોય છે, જોઈને હઝરત મુસા (અલૈ.)ની વાલિદાને દિલમાં આ વાત મજબુત થઈ ગઈ કે આ જ રસૂલ છે. અને જયારે આ રસૂલ છે તો ખરેખર અલ્લાહ તઆલા તેની રક્ષા કરશે અને તે બરબાદ નહીં થાય, એટલા માટે ફિરઔનના હાથે કતલ થવાને બદલે યુકિત માટે તેને દરિયામાં નાંખી દેવો યોગ્ય ગણાશે. બસ આ વાત અલ્લાહ તઆલા તરફથી તેમના દિલમાં આવી. એટલા માટે ખૂબ જ ધૈર્ય સાથે બાળકને તેમણે દરિયામાં નાંખી દીધું. ફિરઔનના ડરને લીધે કોઈ અયોગ્ય હરકત ન થઈ જાય, એટલા માટે હઝરત મુસા (અલૈ.)ની વાલિદાના દિલમાં સંતોષ પેદા થઈ ગયો હતો.

અને જો ફરિશ્તાએ વાતચીત કરી હતી, (તફસીર હાતિમ રાઝી : ૯ / ૨૯૪૧) તો પણ ધૈર્ય આ વહી દ્વારા હતી, બંને રીતે નુબુવ્વત સાબિત થતી નથી. જેમકે ઈબ્ને કષીર (રહ.) એ ફરમાવ્યું કે માત્ર આટલી વહીથી કોઈ નબીની યાદીમાં આવી જતું નથી. (ઈબ્ને કષીર : ૪ / ૩૬૨)

અને જો નબી માનવામાં આવે તો આ નુબુવ્વત અસ્થાયી હશે, જેમકે કેટલાક હઝરાત માને છે કે હઝરત ખિઝર (અલૈ.)ની નુબુવ્વત અસ્થાયી હતી, (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૧૪૭) માટે હઝરત મુસા (અલૈ.)ની વાલિદાની વહી અસ્થાયી હતી કે બાળકને દરિયામાં નાંખી દેવામાં આવે., જેમકે હઝરત ખિઝર (અલૈ.)ની વહી નાવડીને તોડી નાંખવામાં આવે. રમતા બાળકને કતલ કરી દેવામાં આવે. એવી રીતે હઝરત મરયમ (અલૈ.) ની વહી પણ અસ્થાયી છે કે અલ્લાહ તઆલાએ તમને ઉચ્ચ સ્થાન આપ્યું છે, તમારા પેટથી શાદી વગર બાળકનો જન્મ થશે આ અજીબ હાલતને કારણે પોતાને કોઈ આફત કે મુસીબત ન સમજવું. ગર્ભ, ફરિશ્તાનું દમ કરવું વગેરે હાલાત બધુ અસ્થાયી રૂપે છે. પરંતુ એ કહી શકતા નથી કે એક બે વખતે આ પ્રકારની

વહી અથવા દિવ્યવાણીથી તે સ્થાન મળી જાય જે હઝરત ખિઝર(અલૈ.)નું છે.

અલ્લામાં કુર્તુબી (રહ.) અને જે હઝરાતે હદીસ

كمل من الرجال كثير، ولم يكمل من النساء إلا مريم بنت عمران

وآسية امرأة فرعون-----الخ

થી નુબુવ્વત પર દલીલ રજૂ કરી છે તેઓ આસિયા ફિરઓનના પત્નીની નુબુવ્વતના સમર્થકો નથી. તેથી અલ્લામા કુર્તુબી (રહ.) ફરમાવે છે કે આસિયાની નુબુવ્વતનું સમર્થન જરૂરી નથી અને તેઓ નબિય્યહ નથી. (તફસીરે કુર્તુબી : ૪ / ૮૩)

તો હવે અરજ છે કે ઉપરોકત હદીસમાં જયારે હઝરત આસિયા (રદિ.)ની નુબુવ્વતથી ઈન્કાર થઈ ગયો, તો આસિયા માટે કયો કમાલ સાબિત થઈ ગયો. તે સિવાય અન્ય કઈ કહી શકાતું નથી કે તેમના માટે કમાલે સિદ્દીકીયત અથવા વિલાયત સાબિત થઈ. માટે હઝરત મરયમ (અલૈ.) માટે કમાલે નુબુવ્વત મુરાદ લેવા માટે ઉપરોકત હદીસને પુરતી ન સમજવી. બલકે ફરિશ્તાની વાતચીતને ધ્યાનમાં રાખીને કમાલે નુબુવ્વત મુરાદ લેવામાં આવ્યો તો પછી દલીલનો આધાર "આયતે કરીમા" અને "વહીનું આવવું" બની ગયું. આયતે કરીમા વિશે રૂહુલ મઆનીની ચર્ચા આવી ગઈ છે કે નિસાઉલ આલમીન નો મતલબ હઝરત મરયમ (અલૈ.) ના જમાનાની સ્ત્રીઓ છે. (રૂહુલ મઆની : ૨ / ૧૪૯) અને જો સમગ્ર વિશ્વની સ્ત્રીઓનો મતલબ કરવામાં આવે તો ચોક્કસપણે સય્યિદુલ મુરસલીન હોવાથી હઝરત ફાતિમા (રદિ.)ને અગ્રતા આપવામાં આવશે. (રૂહુલ મઆની : ૨ / ૧૪૯)

પરંતુ જેવી રીતે સમગ્ર ચર્ચાથી માલુમ થયું કે જો હઝરત મરયમ (અલૈ.) પોતાના ખાસ સ્થાન પર હઝરત ફાતિમા (રદિ.)થી શ્રેષ્ઠ હોય તો શ્રેષ્ઠતા કમાલે સિદ્દીકીયતને કારણે છે. તેનાથી હઝરત મરયમ (અલૈ.)ની નુબુવ્વત સાબિત થતી નથી. હાલાંકે સામાન્ય રીતે મુહદ્દિષીન અને મુફસ્સિરીન બંનેમાંથી એકને શ્રેષ્ઠ ગણવામાં મૌન ધારણ કરે છે અને આ જ અસલ છે. તો દલીલનો આધાર માત્ર વહી અને વાતચીત રહી જાય છે. અને તેનો ઈન્કાર જાહેર છે કે કુર્આને પાક જયારે તેમને સિદ્દીકા કહે છે તો તેનાથી અર્થ સ્પષ્ટ થાય છે કે મકામે સિદ્દીકીયત જ મુરાદ છે.

ટુંકમાં ચર્ચાનો હેતુ વહી, ફરિશ્તાની વાતચીત અને ઉચ્ચ સ્થાનથી નુબુવ્વત સાબિત થતી નથી માત્ર તર્ક છે અને આયતે કરીમા "વ ઉમ્મુહૂ સિદ્દીકહ"

ચોક્કસપણે છે એટલા માટે ચોક્કસ દલીલને ધ્યાનમાં રાખવામાં આવશે.

ઉપરાંત કોઈ આયત અથવા હદીસમાં જયારે મરયમ (અલૈ.)ની નુબુવ્વતની સ્પષ્ટતા નથી તો નુબુવ્વત જેવા ચોક્કસ અને અગત્યના હોદ્દાનું સમર્થન આ રીતે કોઈ વ્યકિત વિશે નહી કરવામાં આવે. નુબુવ્વત માટે જરૂરી છે કે કુર્આન અને હદીસ શરીફથી ચોક્કસપણે સાબિત હોય, અથવા સર્વસંમતિ હોય. નુબુવ્વતને અંદાજથી સાબિત કરવામાં આવશે નહી. વિલાયત તો એક પેદા કરેલો કમાલ છે, પરંતુ નુબુવ્વત કુદરત તરફથી મળેલ કમાલ છે. (સૂરએ અન્આમ : ૧૨૪) તેને સ્વપ્રયત્ન સાથે શું સંબંધ ? અને કુદરત તરફથી મળેલ કમાલાત નુબુવ્વત વિશે જયાં સુધી અલ્લાહ તઆલા તરફથી પોતાના કલામ અથવા નબીના દાવાનું સમર્થન મોઅજિઝહ દ્વારા ન થઈ જાય, ત્યાં સુધી કોઈની નુબુવ્વત સાબિત થઈ શકતી નથી.

અંતમાં સ્ત્રીનું નબિય્યહ ન હોવા પર અરજ છે કે સ્ત્રી હાકેમ અને ખિલાફતને લાયક નથી. (શર્હે અકાઈદુન્નસફીય્યહ : ૧૫૮) તેની ઉપર ઉમ્મતનો એકમત છે. કારણ કે સ્ત્રીની વિલાયત અધુરી છે. એટલે એક સ્ત્રીની ગવાહી પણ કાફી નથી. ઉપરાંત સ્ત્રીની બુધ્ધિ પણ અધુરી છે, જેમકે સહીહ હદીસથી સાબિત છે. (મુસ્લિમ : ૧ / ૬૦, હદીસ નં. ૧૩૨) તો મકામે નુબુવ્વત અને વિલાયત એક બીજા સાથે જોડાયેલી છે. પછી સંપૂર્ણ વિલાયત વગર નુબુવ્વત કેવી રીતે પ્રાપ્ત થઈ શકે ? સરદારી અને ખિલાફત તો નુબુવ્વતની શાખા છે. નબી માટે અલ્લાહ તઆલા શારીરિક ખામી પસંદ કરતા નથી કે દરેક નબી સહીહ અને ખામી વગરના હોય છે. તો અધુરી વિલાયત અને અધુરી બુધ્ધિ જેવી ખામી નુબુવ્વતમાં કેવી રીતે હોઈ શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) હક્કાની સાહેબ પર દેવબંદથી કુફ્રના ફતવાનો ખુલાસો

**સવાલ (૧૦૮) :** પાલન હક્કાની સાહેબ પર દારૂલ ઉલૂમ દેવબંદના મુફતી સય્યિદ અહમદ અલી સઈદ (નાયબ મોહતમીમ દારૂલ ઉલૂમ દેવબંદ) અને સય્યિદ મુફતી મેહદી હસન સાહેબ (સદર મુફતી દારૂલ ઉલૂમ દેવબંદ)એ કુફ્રનો ફતવો આપ્યો છે, એવું લોકો કહે છે, શું આ વાત સાચી છે ? તેનો જવાબ આપી એહસાન કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દેવબંદના કોઈ પણ મુફતી સાહેબે તેમની ઉપર કુફ્રનો ફતવો લગાવ્યો નથી

અને ગુજરાતના તમામ મુફતીયાને કિરામે પણ બયાન આપ્યું છે, તેમાં હું પણ શરીક હતો. તેમની કિતાબમાં કોઈ પણ લેખ કુફ્ર અને શિર્કને લગતો નથી એવી રીતે તેમાં અવલિયાએ કિરામની બેઈજ્જતીનો કોઈ ઉલ્લેખ નથી કે લેખક પર કુફ્રનો ફતવો લગાવવામાં આવે. ઉપરોકત બધા જુઠા આક્ષેપો એહલે બિદઅત તરફથી લગાવવામાં આવે છે. જેથી તેના દ્વારા તેમને અને તેમની કિતાબને બદનામ કરવામાં આવે અને તેમની કિતાબથી લોકો ફાયદો ન ઉઠાવે, એટલા માટે ઉપરોકત બધી બાબતો જુઠી છે માટે તે તરફ ધ્યાન આપવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) હઝરત નુહ (અલૈ.)નું દીનના પ્રચાર પ્રસારમાં તકલીફ બરદાશ્ત કરવાની હકીકત

**સવાલ (૧૦૯) :** હઝરત નુહ (અલૈ.)એ દીનના પ્રચાર પ્રસારમાં અને તેની તબ્લીગ માટે ઘણી તકલીફો બરદાશ્ત કરી. આ તો પોતાની જગ્યાએ ઠીક છે અને એ પણ સાંભળવામાં આવ્યું છે કે તેમને તેમની કૌમ એટલી બધી તકલીફ પહોંચાડતી હતી અને એટલા પથ્થર મારતી હતી કે હઝરત નુહ (અલૈ.) પથ્થરોની નીચે ઢંકાઈ જતા હતા. અને જિબ્રઈલ (અલૈ.) આવીને પથ્થર હટાવતા હતા. પછી ભાનમાં આવવાથી આપ બીજી વખતે દીનનું કામ શરૂ કરી દેતા. શું આ હકીકત છે ? કુર્આન અને હદીસ તેમજ બુઝુર્ગોના કથનોથી સાબિત છે ? ફરિશ્તાઓનું આવવું અને પથ્થરોનું હટાવવું, આ કયાં સુધી સત્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત નૂહ (અલૈ.)ને પથ્થરથી મારવાની ઉપરોકત રિવાયત કયાંય નજરમાં આવી નથી. અલબત્ત કુર્આની આયતો અને સહીહ રિવાયતથી એટલી વાત સાબિત થાય છે કે તેમની કોમ તેમને ઘણી સતાવતી હતી અને પથ્થરોથી મારતી હતી. (બુખારી શરીફ : ૨ / ૧૦૨૪, હદીસ નં. ૬૯૨૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) જન્નતમાં હઝરત ઈબ્રાહીમ(અલૈ.) અને આદમ(અલૈ.)ની દાઢી.

**સવાલ (૧૧૦) :** એક સાહેબ કહે છે કે જન્નતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત આદમ (અલૈ.)ની દાઢી હશે, શું આ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસ શરીફમાં છે કે જયારે જન્નતી જન્નતમાં દાખલ થશે, તો હઝરત આદમ (અલૈ.)ની ઊંચાઈ જેટલી ઊંચાઈ હશે એટલે સાઈઠ ઝિરાઅ ( ૯૦ ફૂટ) હશે. સૌંદર્ય હઝરત યુસૂફ (અલૈ.) જેવું હશે અને ઉમર ૩૩ વર્ષની હશે. (એટલી જ ઉમરમાં હઝરત ઈસા (અલૈ.) ને નુબુવ્વત મળી હતી. અને ભાષા આપણા પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ની એટલે અરબી હશે. બધા વાળ વગરના હશે, માથાના વાળ સિવાય, શરીર પર કયાંય વાળ હશે નહીં અને આંખો પહોંળી હશે. માટે એ વાત કે હઝરત ઈબ્રાહીમ(અલૈ.) અને હઝરત આદમ (અલૈ.) ની દાઢી હશે. સહીહ નથી. (તફસીર ઈબ્ને કષીરઃ ૮ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) હઝરત શીશ (અલૈ.) કયાં દફન છે ?

**સવાલ (૧૧૧) :** હઝરત શીશ (અલૈ.) કયાં દફન છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત શીશ (અલૈ.) હઝરત આદમના પુત્ર અને તેમની વફાત પછી તેમના જાનશીન હતા. પોતે હઝરત આદમ (અલૈ.) વિશે ઉલમાએ કિરામમાં મતભેદ છે. કેટલાકે હિન્દુસ્તાનમાં તેમને દફન થવાનું બતાવ્યું છે. કેટલાકે મક્કામાં જબલે અબી કબીસમાં અને કેટલાકે કહયું કે હઝરત નૂહ (અલૈ.) એ હઝરત આદમ (અલૈ.)ના શરીરને હોડીમાં સવાર કર્યું અને તોફાન પછી બયતુલ મુકદસમાં દફન કર્યા. (અલ બિદાયા : ૧ / ૧૦૮)

તારીખથી તો એટલું માલુમ થાય છે કે હઝરત આદમ (અલૈ.)નું મૃત્યુ હિન્દુસ્તાનના નજીકના વિસ્તારમાં થયું છે. હઝરત શીશ (અલૈ.) એ તેમની નમાઝે જનાઝા પઢાવી છે. એટલા માટે હઝરત શીશ (અલૈ.) નું રહેઠાણ પણ ત્યાં જ હશે. તેમના દફન વિશે કોઈ રિવાયત નથી. એટલા માટે કોઈ નિર્ણય લઈ શકાય નહી. ટુંકમાં હિન્દુસ્તાન અથવા આસપાસના વિસ્તારમાં દફન છે.

(તારીખે તબરી : ૧ / ૧૬૧, ૧૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) હઝરત આદમ (અલૈ.)ની દાઢી હતી કે નહી ?

**સવાલ (૧૧૨) :** એક જમાત ઓસ્ટ્રેલિયા ગઈ હતી, ત્યાં ત્રણ મસ્જિદમાં ઈમામ સાહેબની દાઢી નજરે ન આવી તો જમાતના અમીર સાહેબે ઈમામ સાહેબને પૂછયું કે તમે દાઢી કેમ નથી રાખતા ? તો તેમણે જવાબ આપ્યો કે હઝરત આદમ

(અલૈ.)ની દાઢી ન હતી. એટલા માટે હું દાઢી નથી રાખતો, જો કે આ જવાબ યોગ્ય ન હતો, કારણ કે હઝરત આદમ (અલૈ.)ની શરીઅત તેમના જમાના સુધી અમલ પાત્ર હતી. હુઝૂર (સલ.)ના ઉમ્મતી પર ઈસ્લામી શરીઅત પર અમલ કરવો જરૂરી છે. પરંતુ એ વિશે એ પૂછવું છે કે હઝરત આદમની દાઢી હતી કે નહી ? એક જગ્યાએ વાંચ્યું હતું કે ચાર વસ્તુઓ તમામ અંબિયા (અલૈ.)ની સુન્નત રહી છે. (૧) દાઢી (૨) મિસ્વાક (૩) ખુશ્બૂ (૪) નિકાહ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત આદમ (અલૈ.)ની પેદાઈશ જન્નતમાં થઈ હતી. તેઓ જન્નતી હતા એટલા માટે તેમની દાઢી આવી (ઉગી) જ ન હતી. જે અંબિયા અને રસૂલોની દાઢી ઉટી હતી. તેમનો તરીકો દાઢી રાખવાનો હતો. (તબ્કાતે ઈબ્ને સઅદ : ૨ / ૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને આગમાં નાખવા કથા નહી, હકીકત છે.

**સવાલ (૧૧૩) :** ઝેદનું કહેવું છે કે હિંદુ ધર્મના 'પ્રહલાદ' ના પિતા "કશ્યપ" પોતાને ભગવાન કહેતા હતા અને પોતાની પૂજા કરાવતા હતા. તો તેમના પુત્ર પ્રહલાદે તેનો વિરોધ કર્યો. તેને નષ્ટ કરવાની કોશિશ કરવામાં આવી. પરંતુ તેમાં પ્રહલાદનો બચાવ થયો . તે કથાને મળતી આવતી ઈસ્લામી એક કથા છે કે આઝર પોતાને ખુદા કહેતા હતા એટલે તેમના પુત્ર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ તેમનો વિરોધ કર્યો. તેને કારણે આઝરે પોતાના પુત્ર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને આગમાં નંખાવી દીધા. પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) નો અજીબ રીતે બચાવ થયો. તે પણ દસમી મોહર્રમનો દિવસ હતો. તો સવાલ એ છે કે ઝેદની આ વાત સહીહ છે કે ખોટી? હઝરત ઈબ્રાહીમ (અલૈ.) નો વાકિયો એક કથા છે કે હકીકત ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો કિસ્સો એક હકીકત છે, કથા નથી. (સૂરએ અંબિયા : ૬૮, ૬૯) શકય છે કે પ્રહલાદ વગેરેની કહાની હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વાકિઆથી બનાવવામાં આવી હોય, અથવા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પ્રહલાદના રૂપમાં બતાવવામાં આવ્યા હોય અને બાદમાં આ કિસ્સાને બદલીને એક કથા બનાવવામાં આવી હોય, કોઈ ધર્મમાં કોઈ વાત ઈસ્લામને મળતી નજરે પડે, તો

તેનાથી તેનું હક હોવું સાબિત થતું નથી. જયાં સુધી કે ઈસ્લામના બધા અકીદાઓ કબૂલ ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) કોઈનું વર્ણન કુર્આને કરીમમાં ન હોવું, તેના નબી ન હોવાની દલીલ નથી.

**સવાલ (૧૧૪) :** કુર્આને કરીમમાં કેટલીક જગ્યાએ આસમાની કિતાબો : તૌરાત, ઝબુર અને ઈન્જીલનું વર્ણન કરવામાં આવ્યું છે. કેટલાક અંબિયા અને રસૂલોનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. સાથે જ આસ્માની સહીફા. (નાની કિતાબો) વિશે પણ બતાવવામાં આવ્યું છે . કુર્આને કરીમમાં આવ્યું છે : " યા અય્યુહલ્લઝીન આમનૂ !" (હે ઈમાનવાળાઓ !) એટલે ઉમૂમી રીતે સંબોધન છે. યાસીન, મુદષ્ષિર, મુઝ્ઝમ્મીલ વગેરે શબ્દોથી આપ (સલ.) ને સંબોધન કરવામાં આવ્યા છે. સૂરએ રહમાનમાં પણ માનવી અને જિન્નાતને સંબોધવામાં આવ્યા છે.. (ટૂંકમાં ખૂબ જ વિશાળતા સાથે કુર્આને કરીમે વિવિધ ચીજોનું વર્ણન કર્યુ છે.) તો પછી તેમાં ગીતા જેવી કિતાબ અને શ્રીકૃષ્ણ જેવા પયગમ્બરનું વર્ણન કેમ ન કર્યુ ?

અને જો ગીતા અલ્લાહ તઆલાની આસ્માની કિતાબ છે તો તૌરાત, ઝબુર, ઈન્જીલ અને કુર્આને કરીમમાં ઉપરોકત નબી અને રસૂલનું અને આસ્માની કિતાબનું વર્ણન કેમ નથી ? શ્રીકૃષ્ણે ગીતામાં માત્ર અર્જુનને જ કેમ નસીહત કરી ? કુર્આને કરીમની જેમ સમગ્ર મખ્લૂકને કેમ સંબોધન ન કર્યુ ? ગીતા અર્જુન માટે છે અથવા સમગ્ર મખ્લૂક માટે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગીતા કોના માટે છે એ તો અલ્લાહ વધુ જાણે છે. પરંતુ કોઈનું વર્ણન કુર્આને કરીમમાં ન હોવું એ વાતની દલીલ નથી કે તે નબી નથી. આ કોઈ નિયમ નથી. ઘણાં પયગમ્બરો અને સહીફાઓના નામો કુર્આને કરીમ અને હદીસ શરીફમાં નથી. હાલાંકે તેમની નુબુવ્વત સાબિત છે. (સૂરએ ગાફિર : ૭૮) અલબત્ત જેમની નુબુવ્વત દલીલથી સાબિત ન હોય, તેમને નબી માનવા યોગ્ય નથી. માત્ર ટૂંકમાં ઈમાન લાવવું કાફી છે કે હું તમામ અંબિયાએ કિરામ (અલૈ.) પર ઈમાન લાવું છું.

(મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮)

કુર્આને કરીમ સમગ્ર વિશ્વ માટે હિદાયતની કિતાબ છે. એટલા માટે તેમાં ઉમુમી સંબોધન છે. ગીતામાં કેમ નથી ? જો તેને આસ્માની કિતાબ માની લેવામાં

આવે તો તેનું કારણ અલ્લાહ જ જાણે છે. જો કે સહીહ વાત એ છે કે કોઈ કિતાબને આસ્માની કિતાબ માનવા માટે સ્પષ્ટ સુબુત અને મજબૂત દલીલ જરૂરી છે. ગીતા આસ્માની કિતાબ છે. તેવી કોઈ દલીલ નથી. તેની કોઈ વાતને કુર્આન સાથે સરખાવવી જરૂરી નથી. તેની કોઈ વાત કુર્આને કરીમની કોઈ આયત જેવી હોવી , તે આસ્માની કિતાબ હોવાની દલીલ કાફી નથી. એટલા માટે આસ્માની કિતાબો પર ટુંકમાં ઈમાનની સાથે કોઈ પણ કિતાબ (જેના વિશે દાવો કરવામાં આવે કે આ આસ્માની કિતાબ છે.) ના અનુસંધાનમાં મૌન રહેવું જરૂરી છે. (મિરકાતુલ મફાતિહ : ૧ / ૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) હઝરત નૂહ (અલૈ.)નું અસલ નામ "જબ્બાર" ન હતું.

**સવાલ (૧૧૫) :** એક વ્યકિતનું કહેવું છે કે હઝરત નૂહ (અલૈ.)નું અસલ નામ જબ્બાર હતું. પરંતુ આપ (અલૈ.) પોતાની ઉમ્મત માટે રાતભર રડતા હતા. (નોહા કરતા) તેને કારણે તેમનું સિફાતી નામ "નૂહ" પડી ગયું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જબ્બાર તો અલ્લાહ તઆલાની સિફત અને તેમનું નામ છે, (સૂરએ હશ્ર : ૨૨) માટે એ કોઈ નબીનું નામ નથી હોઈ શકતું. હઝરત નૂહ (અલૈ.)નું જે નામ કુર્આન અને હદીસથી સાબિત છે તે નૂહ જ છે. કોઈ બીજી ભાષામાં બીજુ નામ હોય શકે છે. પરંતુ તેમનું નામ "જબ્બાર" ન હોય શકે. અબ્દુલ જબ્બાર કહી શકીએ છીએ. પરંતુ કોઈ પણ ભરોસાપાત્ર ઈતિહાસથી એ સાબિત નથી કે તેમનું નામ નૂહ ન હતું. વિશ્વાસુ ઈતિહાસકારો તેમના પેઢીનામાંમાં તેમના બાપ – દાદાના નામ સાથે પણ નૂહ જ લખે છે. માટે આધારભૂત એ જ છે કે નૂહ નામ તેમનું પહેલાથી જ હતું. (અલ બિદાયા : ૧ / ૧૦૧, ઈબ્ને સઅદ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.) વગેરેના નામની પહેલા ઈમામ લખવું.

**સવાલ (૧૧૬):** ફિરકા અષનાએ અશરિય્યા ઈમામી શિયાના ધાર્મિક પુસ્તકોમાં તેમના ઈમામોની રિવાયતો છે. તેમાં ઈમામ જઅફર સાદિક, ઈમામ બાકિર, ઈમામ હસન (રદિ.)ની રિવાયાત વગેરે શું એહલે સુન્નત વલ જમાઅત તેમના નામોની સાથે 'ઈમામ' અથવા "રદિયલ્લાહુ" અથવા "રહમતુલ્લાહિ અલયૂહિ" જેવા

ખિતાબોનો વધારો કરી શકે છે. સામાન્ય રીતે સુન્ની મુસલમાનોની કિતાબોમાં ઈમામ હસન (રદિ.) અને ઈમામ હુસૈન (રદિ.)ના શબ્દો વપરાય છે તો શું આ પ્રમાણે લખી શકે છે ?

કેટલી પેઢી સુધી આલે રસૂલને એહલે બૈતમાં શુમાર કરી શકે છે ? અષ્ના અશરિય્યા શિયા બાર ઈમામોને એહલે બૈતમાં શુમાર કરે છે. બારમાં ઈમામ મેહદી (અલૈ.) ગાયબ ઈમામ છે. આ તેમનો ધાર્મિક અકીદો છે. તેના વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત હસ્તીઓ મહાન છે, હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.) તો સહાબી છે અને બીજા તાબેઈન છે. માટે તેમના નામોની સાથે "રદિયલ્લાહુ અન્હૂ" અને રહમતુલ્લાહિ અલયહિ" લખવું જોઈએ. બલકે મુસ્તહબ છે, (અલ–અઝ્કાર : ૧૧૯) અને તેમની સાથે સારા સારા ખિતાબોમાં વધારો કરવો બહેતર છે. શબ્દ "ઈમામ" પણ એક ખિતાબ છે. પરંતુ 'ઈમામ' શબ્દ ઉપરની હસ્તીઓ માટે શિયા લોકો એક ખાસ મતલબ સામે રાખીને બોલે છે અને આ શિયાઓની એક ખાસ નિશાની છે. એટલે એહલે સુન્નત વલ જમાઅતે 'ઈમામ' શબ્દ વાપરવો ન જોઈએ. કારણ કે શિયાઓ સાથે એકરૂપતા થઈ જાય છે અને તે યોગ્ય નથી. આલે રસૂલ (સલ.) ની ફઝીલત તેની જગ્યાએ છે. અને એહલે બૈતનો શબ્દ ખાસ કરીને આપ (સલ.) ની પુત્રી હઝરત ફાતિમા (રદિ.) અને હઝરત અલી (રદિ.) અને તેમની અવલાદ માટે બોલવામાં આવે છે અને આપ (સલ.)ની તમામ પેઢીઓને આલે નબી કહેવામાં આવે છે (રદ્દુલ મુહ્તાર : ૧ / ૧૩) અને એહલે બૈત માત્ર પેહલી પેઢીને કહેવામાં આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.) દુનિયામાં કઈ જગ્યાએ ઉતર્યા હતા ?

**સવાલ (૧૧૭) :** હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.) દુનિયામાં કઈ જગ્યાએ ઉતર્યા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત આદમ (અલૈ.) હિન્દુસ્તાન (શ્રીલંકા) સરાંદ્રીપના પહાડોમાં એક પહાડ " જબલે નુઝ" પર ઉતર્યા હતા અને હઝરત હવ્વા "જિદ્દા"માં ઉતર્યા હતા.

(તબકાતે કુબ્રા : ૧ / ૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) હઝરત અલી (રદિ.)ની દફનવિધી ઈરાકમાં કેમ થઈ ?

**સવાલ (૧૧૮) :** ઈસ્લામના ચોથા ખલીફા હઝરત અલી (રદિ.)ની દફનવિધી મદીનાથી આટલી દૂર ઈરાકમાં કેમ થઈ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત ઉસ્માન (રદિ.)ની શહાદત પછી જે ફિતનો ઉઠયો, તો મદીનાની ધરતી પર જંગ અને લોહીની નદીઓ ન વહે, તે માટે અને બીજા કેટલાક રાજકીય કારણોસર હઝરત અલી (રદિ.) એ પોતાની રાજધાની કુફાને બનાવી લીધી હતી. તેમની શહાદત ત્યાં થઈ હતી. એટલે ત્યાં જ દફન કરવામાં આવ્યા. (અલ–બિદાયહ વન્નિહાયહ : ૭ /૩૨૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) શું હઝરત દાઉદ (અલૈ.)ની એક સૌંદર્યવાન સ્ત્રી સાથે શાદી કરવી હદીસથી સાબિત છે ?

**સવાલ (૧૧૯) :** શું હઝરત દાઉદ (અલૈ.)એ એક સૌંદર્યવાન સ્ત્રીને જોઈને તેની સાથે નિકાહ પઢી લીધા હતા. આ વાત સહીહ હદીસથી સાબિત છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત દાઉદ (અલૈ.) વિશે આપે જે પૂછયું તે સહીહ નથી. કારણ કે એહલે સુન્નત વલ જમાતનો અકીદો છે કે અંબિયા (અલૈ.) નાના – મોટા તમામ પ્રકારના ગુનાહોથી પાક હોય છે. આ ઈસ્રાઈલી રિવાયત છે. જે સ્વીકારવા લાયક નથી. ઈમામ રાઝી (રહ.) અને બીજા મુફસ્સિરોનું કહેવું છે કે "આ બધુ જુઠ છે અને આપ (સલ.) થી સાબિત નથી. (તફસીરે કબીર : ૨૬ / ૩૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



مَاكَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَیْءٍ عَلِيْمًا

**તર્જુમો :** મુહમ્મદ (સલ.) તમારા પુરુષોમાંથી કોઈના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ અને નબીઓની મહોર છે અને અલ્લાહ સઘળી વસ્તુઓ(ની હિકમત)ને ખૂબ જાણનાર છે. (સૂરએ અહઝાબ : ૪૦)

# નુબુવ્વતની સમજુતી

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# નુબુવ્વતની સમજુતી

## (૧) નુબુવ્વતનો દાવો અને ખત્મે નુબુવ્વતના ઈન્કારનો હુકમ

**સવાલ (૧૨૦) :** સલામ મસ્નૂન, બાદ અરજ કે ભાવનગરમાં યાકુબ નામનો એક વ્યકિત રહે છે, ઘાંચી જાતિના છે. પાંચ વખતની નમાઝના પાબંદ છે. જાહેરમાં શરીઅતના પાબંદ છે. પરંતુ તેઓ કહે છે કે હું મુહમ્મદ છું અને જે પહેલા ગુજરી ગયા છે, તે અહમદ મુસ્તફા (સલ.) હતા. એટલે જેમને આપણે મુહમ્મદ (સલ.) કહીએ છીએ તેમને યાકુબભાઈ અહમદ મુસ્તફા (સલ.) કહે છે. ઉપરાંત યાકુબભાઈનું કહેવું છે કે તે (મુહમ્મદે અરબી સલ.) માત્ર અરબ દેશના નબી હતા. અને હું આખી દુનિયા માટે નબી બનાવીને મોકલવામાં આવ્યો છું.

તેઓ મુસ્લિમ અને ગેરમુસ્લિમ બધાને પોતાની ઉપર ઈમાન લાવવાની દાવત આપી રહયા છે અને એ પણ કહે છે કે મારી ઉપર ઈમાન ન લાવનારા પરેશાન થશે. ટૂંકમાં આ પ્રકારની ખોટી વાતો તેના મગજ પર સવાર છે. એવા વ્યકિત વિશે શું હુકમ છે. વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉમ્મતે મુસ્લિમાનો અકીદો છે કે મુહમ્મદ (સલ.) સમગ્ર વિશ્વના નબી અને રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા છે. (સૂરએ સબા : ૨૮) આપ (સલ.) પછી કોઈ નબી અને રસૂલ કયામત સુધી આવનાર નથી. (તફસીર ઈબ્ને કસીર : ૬ /૪૩૦) હઝરત મુહમ્મદ (સલ.)ની રિસાલત પર એકરાર કર્યા વગર કોઈ વ્યકિત ઈસ્લામની અંદર દાખલ થઈ શકતો નથી. (મુસ્લિમ શરીફ : ૧ / ૨૭) જે વ્યકિત હુઝૂર (સલ.) ને રસૂલ ન માને, અથવા રસૂલ તો માને પરંતુ અંતિમ રસૂલ ન માને, તો તે કાફિર છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૬૩) એવી રીતે જે વ્યકિત મુહમ્મદ (સલ.)ને સમગ્ર વિશ્વ માટે રસૂલ ન માને, માત્ર અરબ દેશ માટે જ તેમની રિસાલત કબૂલ કરે. તે પણ મુસલમાન નથી. કાફિર છે. જે વ્યકિત પોતાને રસૂલ હોવાનો દાવો કરે છે, તે નબીએ કરીમ (સલ.) ને અંતિમ રસૂલ નથી માનતો, એટલા માટે તેના ધર્મ વિમુખ અને કાફિર હોવામાં કોઈ

શંકા નથી. ઉલમાએ ઉમ્મતની આ વાત પર સહમતી છે કે નબીએ કરીમ (સલ.) ની રિસાલત પછી જે વ્યકિત નુબુવ્વતનો દાવો કરે, તે કાફિર છે. (શર્હે ફિકહુલ અકબર : ૪ / ૨૦૨) મુસલમાનો જેમને મુહમ્મદ (સલ.)ના નામથી ઓળખે છે. અને જેમનું અંતિમ નબી હોવા પર ઈમાન છે. કુર્આને કરીમમાં તેમને " મુહમ્મદ"(સલ.) ના નામથી પુકારવામાં આવ્યા છે. સૂરએ અહ્ઝાબમાં છે :

مَاكَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ

મુહમ્મદ (સલ.) તમારા પુરુષોમાંથી કોઈના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ અને નબીઓની મહોર છે. (ખાતમુન્નબિય્યીન છે.) (સૂરએ અહઝાબ : ૪૦)

ઉપરની આયતમાં આપ (સલ.)ને "મુહમ્મદ" કહેવામાં આવ્યા છે અને રસૂલ અને ખાતમુન્નબિય્યીન પણ.

ખાતિમનો અર્થ થાય છે અંતિમ, હઝરત મુહમ્મદ (સલ.) નુબુવ્વતના સિલસિલાને ખતમ કરનારા છે. તમામ નબીઓના અંતમાં તશરીફ લાવનારા છે. આપ (સલ.) પછી કોઈ નબી આવનાર નથી. હુઝૂર (સલ.) ના અવસાન પછી જે લોકો (દા.ત. અસવદ ઉન્સી અને મુસયલિમા કઝ્ઝાબ વગેરે) એ નુબુવ્વતનો દાવો કર્યો. સહાબા (રદિ.) એ તેમને કાફિર અને ધર્મ ભ્રષ્ટ ગણીને તેમની સાથે જિહાદ કર્યો. (ફત્હુલ બારી : ૬ /૬૧૭) ખત્મે નુબુવ્વતના અકીદા વિશે સહાબએ કિરામ (રદિ.)માં કોઈ મતભેદ નથી. એટલા માટે કુર્આને કરીમ અને હદીસે પાકની રોશનીમાં સમગ્ર ઉમ્મતનો મજબૂત અકીદો છે કે હુઝૂર (સલ.) પછી કોઈ નબી અને રસૂલ આવનાર નથી.

કુર્આને કરીમની આ આયત પર વિચાર કરો :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا

**તર્જુમો :** આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે. અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે. (સૂરએ માઈદહ : ૩)

ઉપરની બંને આયતોથી માલુમ થાય છે કે આ ઉમ્મત કયામત સુધી રહેશે અને તેની હિદાયત માટે મુહમ્મદે અરબી (સલ.) જ નબી છે. બીજો કોઈ નબી આવનાર નથી. પેહલી ઉમ્મતો માટે આ પ્રકારની કોઈ ખુશખબરી અને દીનની પૂર્ણતાની કોઈ ખુશખબરી ન હતી. તેમનો દીન અધુરો હતો, જયારે કે ઈસ્લામ

સંપૂર્ણ છે અને આ દીન ત્યારે પૂર્ણ થશે જયારે કે આપ (સલ.) પછી કોઈ નબી ન આવે. રસૂલુલ્લાહ (સલ.) ની અહાદીષે મુબારકામાં ખત્મે નુબુવ્વતના અકીદાને બિલ્કુલ સ્પષ્ટ કરી દીધો છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે મારી મિષાલ પહેલા અંબિયા (અલૈ.) ના મુકાબલા માં એવી છે જેવી રીતે કોઈ વ્યકિતએ કોઈ મકાન બનાવ્યું અને તેનું બાંધકામ ખૂબ જ સારી રીતે કરાવ્યું. અલબત્ત તેના એક ખૂણામાં માત્ર એક ઈંટ જેટલી જગ્યા છોડી દીધી. લોકોએ ચક્કર લગાવીને તે જોયું અને કહયું કે અહીયાં એક ઈંટ જેટલી જગ્યા કેમ છોડી દીધી ? રસૂલુલ્લાહ (સલ.)એ તે મિષાલ બયાન કરતા ફરમાવ્યું કે તે છેલ્લી ઈંટ હું છું. મને ખાતમુન્નબિય્યીન બનાવીને મોકલવામાં આવ્યો છે. મારા પછી કોઈ નબી આવનાર નથી.

(બુખારી શરીફ:૧/૫૦૧, હદીસ નં. ૩૫૩૫)

એક બીજી હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે હું મુહમ્મદ છું, હું માહી છું, મારા દ્વારા અલ્લાહ તઆલા કુફ્રને ખતમ કરશે, હું હાશીર છું, લોકો મારા ઉઠયા પછી ઉઠશે. હું આકિબ છું મારા પછી કોઈ નબી આવનાર નથી.

(બુખારી શરીફ : ૧ / ૫૦૧, હદીસ નં. ૩૫૩૨)

ટુંકમાં ખત્મે નુબુવ્વતના અકીદામાં અહાદીસ ક્રમાનુસાર છે, તેનાથી યકીનમાં વધારો થાય છે. (નુખ્બતુલ ફિક્ર : ૭૨૧)

રસૂલુલ્લાહ (સલ.)ના અનેક મુબારક નામો છે તે નામોમાં મુહમ્મદ અને અહમદ પણ છે અને ખાતિમુન્નબિય્યીન પણ. માટે યાકુબ નામનો વ્યકિત લોકોને ધોકો આપી રહયો છે તે કાફિર અને ધર્મ વિમુખ છે. તેનાથી જાતે પણ દૂર રહો અને બીજાઓને પણ દૂર રહેવાની તાકીદ કરો.

તિરમિઝી શરીફની રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે નુબુવ્વત અને રિસાલત ખતમ થઈ ગઈ. મારા પછી કોઈ નબી અને રસૂલ આવનાર નથી. (તિરમિઝી : હદીસ નં. ૨૨૧૯)

યાદ રહે કે જે લોકો મિર્ઝા ગુલામ અહમદ કાદયાનીને પયગમ્બર માને છે. તેઓ પણ કાફિર અને ધર્મ વિમુખ છે. તેના વિશે વિવિધ દેશોના વિશ્વાસુ ઉલમાએ કિરામે બે વર્ષ પહેલા આ જ ફત્વો આપ્યો છે. આ વ્યકિત (યાકુબ) નો પણ એવો જ હાલ છે. એટલા માટે તે જાતે પણ ધર્મ વિમુખ છે અને તેને માનનાર લોકો પણ કાફિર અને ધર્મ વિમુખ છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا اتَّقُوا اللّٰهَ وَابْتَغُوْٓا اِلَيْهِ الْوَسِيْلَةَ۔

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને (બંદગી વડે) અલ્લાહની નજદીકી શોધો. (સૂરએ માઈદહ : ૩૫)

# વસીલાથી દુઆ માંગવી

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# વસીલાથી દુઆ માંગવી

## (૧) આપ (સલ.)ના વસીલાથી દુઆનો હુકમ

**સવાલ (૧૨૧):** દુઆમાં હુઝૂર (સલ.)નો વસીલો માંગી શકાય કે નહી ? એટલે દુઆમાં એ કહેવું કે "હે અલ્લાહ ! હૂઝૂર (સલ.) ના વસીલા અને આપ (સલ.)ના સદકામાં તું અમારી દુઆ કબૂલ ફરમાવ." કારણ કે કેટલાક લોકોનું કહેવું છે કે કુર્આને પાકમાં વસીલા વિશે જે આયત નાઝિલ થઈ છે. તેમાં વસીલાથી મુરાદ "નેક આમાલનો વસીલો છે. "એટલા માટે હઝૂર (સલ.) ના વસીલાથી દુઆ કરવી જાઈઝ નથી. તો શું આ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.)ના વસીલાથી દુઆ કરવી જાઈઝ છે.

قال العلامة السبكی : يحسن التوسل بالنبی صلی الی ربہ ولم ينكره أحد من السلف والخلف إلا ابن تيمية (શામી : ૫ / ૩૫૦)

અને અલ્લાહ તઆલાનું ફરમાન છે : (وَابْتَغُوْا إِلَيْهِ الْوَسِيْلَةَ)ની તફસીરમાં મુફસ્સીરો લખે છે કે તેનો મતલબ આદાબે દુઆ છે. (રૂહુલ મઆની : ૩ / ૨૯૪) દુઆમાં અલ્લાહના નેક અને પરહેઝગાર બંદાઓનો પણ વસીલો માંગવો જાઈઝ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૬૩૨૭) હઝરત અનસ (રદિ.) થી રિવાયત છે કે હઝરત ઉમર (રદિ.) દુષ્કાળના જમાનામાં આપ (સલ.) ના કાકા હઝરત અબ્બાસ (રદિ.)ના વસીલાથી દુઆ કરતા હતાં અને વરસાદ શરૂ થઈ જતો.

(બુખારી શરીફ : ૧ / ૧૩૭, હદીસ નં. ૧૦૧૦)

અલ્લામાં અયની (રહ.) એ લખ્યું છે : અલ્લાહના રસૂલ(સલ.) ના કુટુંબના નેક પરહેજગાર અને મુત્તકી લોકોનો દુઆમાં વસીલો માંગવો જાઈઝ છે.

(ઉમ્દતુલ કારી : ૨ / ૩૩)

ઉપરની ચર્ચાથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે દુઆમાં વસીલો માંગવો જાઈઝ છે. માટે કેટલાક લોકોનું એવું કહેવું બિલ્કુલ ખોટુ છે કે દુઆમાં વસીલો માંગવો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) અલ્લાહના વલીના વસીલાથી દુઆ માંગવી.

**સવાલ** (૧૨૨) : શું અવલિયાની કબરો પર આવી રીતે દુઆ કરી શકીએ છીએ : ' હે અલ્લાહ ! તુ પોતાના દોસ્તની બુઝુર્ગી અને તેમના આમાલની બરકતથી અમારી દુઆ કુબૂલ ફરમાવ. અથવા કબરવાળા થી એ કહેવું કે હે અલ્લાહના વલી ! આપ અમારા માટે દુઆ કરી દો કે અલ્લાહ અમારી ફલાણી ફલાણી દુઆ કબૂલ કરી લે. આ રીતે દુઆ માંગવી જાઈઝ છે કે નહીં ? સવાલની જરૂરત એટલા માટે પેશ આવી કે તેમાં અલ્લાહના ગૈર (સિવાય) થી મદદ માંગવી થાય છે. હાલાંકે અલ્લાહના ગૈરથી મદદ માંગવી મના છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરની બંને સુરતો જાઈઝ છે. પેહલી સુરતની જેમ બીજી સુરતમાં પણ દુઆ કરનારો અલ્લાહથી જ દુઆ માંગે છે અને પોતાની દુઆ અલ્લાહની બારગાહમાં જ પેશ કરે છે અને કબૂલ થવા માટે અલ્લાહના વલીનો વસીલો માંગે છે. કબરવાળા અલ્લાહના વલી કબરમાં જીવંત છે. અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે કે જે લોકો અલ્લાહના માર્ગમાં જિહાદ, દીનની ખિદમત, અલ્લાહ તઆલાની યાદ અને ઝિક્ર વગેરેમાં કુરબાન થાય છે, તેમને મૃત ન કહો, બલકે તેઓ જીવંત છે. (સૂરએ બકરહ : ૧૫૪)

એટલા માટે અલ્લાહના વલીથી કહેવું આપ અમારી અલ્લાહથી સિફારિશ – ભલામણ કરો કે અલ્લાહ અમારી ફલાણી ફલાણી દુઆ કબૂલ કરે, એ જાઈઝ છે. (ફત્હુલ બારી : ૨ / ૪૯૭) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن انس بن مالك قال: قال رسول الله ﷺ: ان من اشراط الساعة: ان

يرفع العلم ويثبت الجهل، ويشرب الخمر، ويظهر الزنا۔

**તર્જુમો :** હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : કયામતની નિશાનીઓમાંથી એ છે કે, (દીની) ઈલ્મ ઉઠી જશે અને દીનથી જહાલત વધી જશે અને જાહેરમાં દારૂ પીવામાં આવશે અને ઝિના – વ્યભિચાર ફેલાય જશે.

(બુખારી શરીફ : ૮૦)

# કિયામતની નિશાનીઓ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કિયામતની નિશાનીઓ

## (૧) હઝરત મહેદી (રહ.)નું આગમન : સુબુત અને નિશાનીઓ

**સવાલ** (૧૨૩) સાંભળ્યું છે કે હઝરત ઈમામ મેહદી (રહ.) દુનિયામાં આવવાના છે, તો શું આ વાત સહીહ છે ? અને જો આ વાત સહીહ છે તો, તેમના આગમનની નિશાનીઓ કઈ છે ? કિતાબના હવાલા સાથે લખવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત અબૂ સઈદ (રદિ.) ફરમાવે છે કે અમને ખતરો થયો કે એવું ન થાય કે આપ (સલ.) પછી કોઈ બિદઅત શરૂ થઈ જાય. એટલા માટે અમે રસૂલુલ્લાહ (સલ.) થી (આ વિશે) પૂછયું, તો આપ (સલ.) એ ફરમાવ્યું : મારી ઉમ્મતમાં એક મહેદી આવશે. જે પાંચ, સાત અથવા નવ વર્ષ સુધી હુકૂમત કરશે, ત્યાર પછી એક વ્યકિત આવશે અને કહેશે : હે મહેદી ! મને આપો, મને આપો, માટે તેઓ એટલા દિનાર આપશે જેટલા તેનામાં ઉઠાવવાની શકિત હશે.

(તિરમિઝી શરીફ : ૨ / ૪૬, હદીસ નં. ૨૨૩૨)

"લમ્આત" માં શેખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી (રહ.) લખે છે કે હઝરત ફાતિમા (રદિ.) ની અવલાદમાંથી હશે. (અબૂ દાવૂદ : હદીસ નં. ૫૮૮) કેટલાક ઉલમાએ લખ્યું છે કે હસની (હઝરત હસન રદિ. ની નસલમાંથી) હશે. કેટલાકે લખ્યું છે કે હુસૈની (હઝરત હુસૈન (રદિ.)ની નસલમાંથી) હશે.

(હાશિયા : ૪, તિરમિઝી શરીફ : ૨ / ૪૭, અબ્વાબુલ ફિતન)

જયારે દુનિયા ફિસ્ક, ગુનાહ અને પરેશાનીઓથી ભરાઈ જશે, તે વખતે તેમનું આગમન થશે. (મુસ્નદે અહમદ : હદીસ નં. ૧૩૧૩) લોકો તેમને પોતાના હાથ પર ખિલાફતની બયઅત કરવા પર મજબૂર કરશે. તેઓ જાતે લોકોને બયઅત પર મજબૂર નહી કરે. (અબૂ દાવૂદ : હદીસ નં. ૪૨૮૬) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જુઠનું આમ થઈ જવું, કયામતની નિશાનીઓમાંથી છે.

**સવાલ** (૧૨૪) : અહીયા કેટલા દિવસોથી એક ખબર લોકોમાં ફેલાઈ રહી છે કે

કુર્આને પાકના પૃષ્ઠોમાંથી વાળ નીકળી રહયા છે અને મુંબઈમાં એક દાઢીવાળા બાળકનો જન્મ થયો. તેણે કહયું કે કુર્આને પાકમાંથી વાળ નિકળશે. પછી ત્રણ દિવસમાં તેનું મૃત્યુ થઈ ગયું. એવી ભ્રામક ખબરો વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કયામતની નિશાનીઓમાંથી એ પણ છે કે લોકો એવી જુઠી વાતો ફેલાવશે. જે નેક લોકોએ કયારેય ન સાંભળી હશે. (મુસ્લિમ : ૧ / ૯) આ પ્રકારની ખબરો માત્ર શયતાની ધોકો છે. બાળકનો દાઢી સાથે જન્મ થવો એક અયોગ્ય (અશકય) વાત તો છે જ, ઉપરાંત જયારે તેના વાળ કુર્આને પાકમાંથી નિકળ્યા તો તે દાઢી વગર મરણ પામ્યો અને આવો વ્યકિત કયારેય વલી નથી હોઈ શકતો. તે સિવાય મૃત માનવીના વાળ ઈમામ શાફઈ (રહ.) ના મસલક પ્રમાણે નાપાક છે. (ફિકહે ઈસ્લામી : ૧ / ૨૫૧) તો નાપાક વસ્તુ કુર્આને પાકમાં કેવી રીતે આવી શકે છે ? આ પ્રકારની ખબરો ઈ.સ. ૧૯૪૫માં પણ પ્રકાશિત થઈ હતી. જે બિલ્કુલ સ્વીકારવા પાત્ર નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) પશ્ચિમ દિશા નકકી કરવી.

(કયામતની નજીક સૂર્ય પશ્ચિમમાંથી નીકળશે, તો શું એ જ પશ્ચિમ દિશા છે જે આપણાં દિમાગમાં છે ?)

**સવાલ** (૧૨૫) : કયામતના દિવસે સુર્ય પશ્ચિમ દિશામાંથી નીકળશે. લોકો એવું સમજે છે કે વૈજ્ઞાનિક સંશોધનો પ્રમાણે જે દિશાઓ નકકી છે. તે જ પૂર્વ અને પશ્ચિમ છે. એ જ દિશા આપણા મગજમાં બેસી ગઈ છે તો હવે હું પૂછવા માંગું છું કે કયામતના દિવસે શું આ જ પશ્ચિમ દિશામાંથી સૂર્ય નીકળશે અથવા પશ્ચિમથી કોઈ બીજી દિશા છે ? હદીસની રોશનીમાં પૂર્વ અને પશ્ચિમનો અર્થ અને તેની હકીકત સ્પષ્ટ કરવા વિનંતી છે..

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂર્વ અને પશ્ચિમની હકીકત તે જ છે જે આપણા મગજમાં છે. પૂર્વ એટલે સૂર્ય નીકળવાની દિશા અને પશ્ચિમ એટલે સૂર્ય આથમવાની દિશા. આ સિવાય કોઈ અન્ય અર્થ નથી. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ એક જગ્યાએ "રબ્બુલ મશ્રિકી વલ મગ્રિબિ", બીજી જગ્યાએ "રબ્બુલ મશ્રિકૈનિ વ રબ્બુલ મગ્રિબૈનિ" અને ત્રીજી જગ્યાએ "રબ્બુલ મશારિકિ વલ મગારિબિ" ફરમાવ્યું છે. આ બધી આયતોથી આ જ અર્થ થાય છે. ઉપરાંત રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે

કયામતની નજીક સૂર્ય પશ્ચિમથી નીકળશે તેનો અર્થ પણ આ જ છે. (મુખ્તસર તફસીરે બગવી : ૫ / ૮૯૧)

તમને કદાચ આ વાતની શંકા હશે જે હદીસમાં આવ્યું છે કે "કયામતના દિવસે સૂર્ય પશ્ચિમમાંથી નીકળશે" યાદ રહે કે સૂર્ય કયામતના દિવસે પશ્ચિમમાંથી નહી નીકળે. બલકે કયામતની નજીક આથમીને તરત જ ખુદાના હુકમથી પશ્ચિમમાંથી નીકળશે. પશ્ચિમ દિશામાંથી સૂર્ય નીકળ્યા પછી તૌબા, ઈસ્લામ અને ઈમાનનો દરવાજો બંધ થઈ જશે. પછી ન કોઈ બંદાની તૌબા કબૂલ થશે ન ઈમાન અને ઈસ્લામ. જેમકે બુખારી શરીફની એક લાંબી હદીસમાં તેનું વર્ણન છે. તેનો એક ટુકડો અહીયા રજૂ કરું છું.

حتى تطلع الشمس من مغربها فاذا طلعت ورأها الناس امنوا اجمعين، فذلك حين لا ينفع نفسا ايمانها لم تكن أمنت من قبل، أو سكبت فِيْ اِيْمَانِها خَيْرًا

(મિશ્કાતુલ મસાબિહ : ૪૯૫)

عن ابى هريرة رضى الله عنه قال : قال رسول الله ﷺ: بادروا بلأعمال ستا، والدجال الدخان، ودابة الأرض، وطلوع الشمس من مغربها

(મુસ્લિમ શરીફ : ૨ / ૪૦૬)

હશ્રના મેદાનમાં સૂર્યના નીકળવાની અને આથમવાની દિશા બયાન કરી નથી. બલકે સૂર્યનું નજીક હોવાનું બયાન કર્યુ છે કે સૂર્ય માઈલ જેટલો દૂર હશે, તેની ગરમીથી ખૂબ જ તડકો લાગશે, અને લોકો પોતાના ગુનાહો પ્રમાણે પરસેવામાં ડૂબેલા હશે.

عن المقداد قال سمعت رسول الله ﷺ يقول تدنى الشمس يوم القيامة من الخلق، حتى تكون منهم كمقدار ميل فيكون الناس على قدر اعمالهم فى العرق، فمنهم من يكون الى كعبيه، ومنهم من يكون الى ركبتيه ومنهم من يكون الى حقويه ومنهم من يلجمهم العرق إلجاما، وأشار رسول الله ﷺ بيده الى فيه رواه مسلم (مشكوةشريف: ٢٨٣، باب الحشر)

હશ્રના મેદાનમાં કયામતના દિવસે સૂર્ય નજીક હશે. તેને રસૂલુલ્લાહ (સલ.)

એ બયાન ફરમાવ્યું છે. નીકળવાનું અને આથમવાનું બયાન નથી ફરમાવ્યું. માટે પશ્ચિમ દિશાએથી નિકળવાને કયામતની નિશાનીઓમાં આપ (સલ.) એ બયાન ફરમાવી છે. અને તે કયામતની અંતિમ નિશાનીઓમાંથી મોટી નિશાની હશે. તેની ઉપર તૌબા, ઈમાન અને ઈસ્લામની કબૂલિયત બંધ થઈ જશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શું કયામતની મોટી નિશાનીઓ આવતા પહેલા કયામત કાયમ થઈ શકે છે ?

**સવાલ** (૧૨૬) : આજે ગુનાહ પોતાની હદો વટાવી ચુકયા છે. રોજ બરોજ ગુનાહ ચોરી, વ્યભિચાર, નગ્નતા, નિર્લજ્જતા અને બેશરમી વધી રહી છે. એવી રીતે દીનના હુકમો જાહેરમાં તોડવામાં આવી રહયા છે અને દીનનો મઝાક ઉડાવવામાં આવી રહયો છે. તો શું કયામતની મોટી નિશાનીઓ, યાજુજ માજુજનું નીકળવું, હઝરત ઈસા (અલૈ.)નું આસ્માનથી ઉતરવું, હઝરત ઈમામ મહેદી (રહ.)નું આગમન વગેરેના જાહેર થતા પહેલા પણ અલ્લાહ તઆલા કયામત કાયમ કરી શકે છે ?

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા આ વાત પર કુદરત રાખે છે કે આજે કયામત લાવી દે, પરંતુ અલ્લાહ તઆલાએ પહેલાથી નકકી કરી દીધું છે કે આ બધું જાહેર થયા પછી કયામત કાયમ થશે અને અલ્લાહ તઆલા જાણે છે કે ખૂબ ગુનાહ અને નાફરમાની થશે એટલે જે નકકી છે તે થઈને રહેશે. ત્યાર પછી કયામત કાયમ થશે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ اِلَّا عَلَيْهَا وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰ

**તર્જુમો :** અને જે કોઈ બુરું કામ કરે છે તો (તેનો વબાલ) તેના જ ઉપર (પડે) છે અને કોઈ પણ માણસ બીજા(ના ગુનાહ)નો બોજો ઉઠાવશે નહિ. (સૂરએ અન્આમ : ૧૬૪)

# ઈમાન અને સજા જન્નત અને તેની નેઅમતોનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઈમાન અને સજા

## (૧) શું એક વ્યકિતના ગુનાહોની સજા બીજી વ્યકિતને થઈ શકે છે ?

**સવાલ (૧૨૭) :** એક વ્યકિતના ગુનાહોની સજા તેના સિવાય બીજી વ્યકિતને થઈ શકે છે કે તેને જ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત ગુનાહ કરે છે અથવા કોઈ ગુનાહનું કારણ બને છે, તો તેનો ગુનોહ તેને થશે. તેના ગુનાહની સજા બીજા કોઈને નહી થાય. અલ્લાહ તઆલા કુર્આને પાકમાં ઈર્શાદ ફરમાવે છે :

وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ إِلَّا عَلَيْهَا وَلَا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ

**તર્જુમો :** અને જે કોઈ બુરૂ કામ કરે છે તો (તેનો વબાલ) તેના જ ઉપર પડે છે અને કોઈ પણ માણસ બીજા (ના ગુનાહ) નો બોજો ઉઠાવશે નહી. (સૂરએ અન્આમ : ૧૬૪) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ના બાલિગ બાળકના ગુનાહ પર અઝાબનો હુકમ

**સવાલ (૧૨૮) :** ના બાલિગ બાળક જો કોઈ ગુનાહનું કામ અજાણતામાં અને ભૂલમાં કરી લે તો તેને કોઈ અઝાબ થશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ના બાલિગ જો અજાણતામાં કોઈ ગુનાહનું કામ કરી લે તો, તેની ઉપર કોઈ સજા નહી થાય, અલ્લાહ તઆલા તેને અઝાબ નહી આપે. (અબૂ દાવૂદ : ૪૪૦૩) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શું માતા-પિતાના ગુનાહને કારણે અવલાદની પકડ થશે ?

**સવાલ (૧૨૯) :** કોઈ વ્યકિતને તેના માતા પિતાના ગુનાહની સજા આપવામાં આવી શકે છે કે નહી ? જો કોઈ સ્ત્રી – પુરુષે ઝિના કર્યો, તેના કારણે બાળકનો જન્મ થયો. તો તેનો શું હુકમ છે ? શું તેને ઈમામતના હોદ્દા પર નિમી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માતા – પિતાના ગુનાહને કારણે અવલાદને કોઈ સજા આપવામાં નહી આવે. છોકરો જો બાલિગ, અકલમંદ, હાફિઝે કુર્આન અને આલિમ છે. ઉપરાંત સહીહ કુર્આન શરીફ પઢી શકે છે તો તેને ઈમામત કરવી પણ જાઈઝ છે. (જયારે કે તેને સમાજમાં તુચ્છ સમજવામાં ન આવતો હોય) અને તેના નેક અમલો પણ અલ્લાહને ત્યાં કબૂલ થશે. (બહરુર્રાઈક : ૧ / ૩૭૧) (ઈન્શાઅલ્લાહ) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગુનાહમાં હિલો કરવાનો હુકમ

**સવાલ (૧૩૦) :** "હિલા" વખતે ઘઉં, રૂપિયા અને કુર્આને કરીમ મુકવામાં કુર્આને કરીમ ન હોય તો તેનો હદિયો લે છે. શું આ જાઈઝ છે ? ( હિલો, ગુનાહની માફીનો એક તરીકો છે. તેમાં ગુનાહ કરનારો કોઈને ઘઉં, રૂપિયા અને કુર્આને કરીમ આપે છે. જેથી તેના ગુનાહનો તે જિમ્મેદાર બની જાય અને તેનો બોજ પોતાના માથા પર લઈ લે.)

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરની રીત નાજાઈઝ છે. હરામ છે, એવું કરનારો ગુનેહગાર થશે. હિલો કરવાથી કોઈના ગુનાહ પોતાના જિમ્મે લઈ શકાતા નથી. જે કરશે તે ભોગવશે. એવી રીતે હિલો કરવો, કરાવવો, કુર્આની હુકમ વિરુધ્ધ છે.

કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ أُخْرٰى

માટે આ હરામ કામથી બચવું જરૂરી છે. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# જન્નત અને તેની નેઅમતોનું બયાન

## (૧) શું જન્નતમાં પહેલી પત્ની સાથે મુલાકાત થશે ?

**સવાલ (૧૩૧) :** મારી પહેલી પત્નીનું મૃત્યુ થઈ ગયું. હવે જો હું બીજી શાદી કરું તો જન્નતમાં મારી પહેલી પત્ની સાથે મુલાકાત થઈ શકે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે ગભરાવવાની જરૂરત નથી. જન્નતમાં એવી એવી નેઅમતો મળશે, જેનો હું અને તમે વિચાર કરી શકતા નથી. એક હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે દરેક જન્નતીને જન્નતમાં ચાર હજાર કુંવારી, આઠ હજાર પૈબહ (એવી ઔરત જે કુંવારી ન હોય) અને સો મોટી આંખોવાળી હુરો મળશે. (ابونعیم فی الحلیۃ) (તરગીબ : ૬ / ૩૧૧, હદીસ નં. ૫૬૬૭)

બયહકીની એક રિવાયતમાં છે કે ચાર હજાર કુંવારી, આઠ હજાર બિન કુંવારી અને પાંચ સો હુરો મળશે. (બયહકી : ૧ / ૨૨૪, હદીસ નં. ૩૭૩)

એક રિવાયતમાં છે કે અલ્લાહ તઆલા ૭૨ હુરોને ખાસ પૈદા કરશે અને દુનિયાની સ્ત્રીઓમાંથી બે સ્ત્રીઓ જન્નતીને મળશે અને આ બંને સ્ત્રીઓ પોતાના હુસ્નો જમાલ અને ઈબાદતને કારણે હુરે ઐન પર પણ શ્રેષ્ઠતા ધરાવતી હશે.

(તરગીબ તરહીબ : ૬ / ૫૩૪, હદીસ નં. ૫૬૫૬)

એટલા માટે જો આપ બીજી શાદી કરશો તો પણ ઈન્શાઅલ્લાહ આપની મુલાકાત તમારી પત્ની સાથે થશે. માટે બીજી શાદી જરૂર કરો. જેથી ઉમ્મતે મુહમ્મદિય્યહમાં વધારો થાય. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જન્નતમાં નેક સ્ત્રીને કઈ વસ્તુ મળશે ?

**સવાલ (૧૩૨):** નેક પુરુષોને જન્નતમાં હુરો મળશે તો નેક સ્ત્રીને કઈ વસ્તુ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નેક સ્ત્રી જન્નતમાં પોતાના પતિની સાથે રહેશે અને પતિને પ્રાપ્ત થનારી હુરોની સરદાર હશે. પુરુષો વિશે એ વાત આવે છે કે હુરો અને બે-બે સ્ત્રીઓ મળશે. (ફત્હુલ બારી શર્હે બુખારી : ૭ / ૮૩૩)

تفرقت اليهود على إحدى وسبعين أو اثنتين وسبعين فرقة، والنصارى مثل ذلک ، وتفترق أمتى على ثلاث وسبعين فرقة

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : યહૂદી ૭૧ અથવા ૭૨ ફિરકાઓમાં વહેંચાયા અને નસારા પણ એટલા જ ફિરકાઓમાં વહેંચાયા હતા અને મારી ઉમ્મત ૭૩ ફિરકાઓમાં વહેંચાય જશે. (તિરમિઝી : ૨૬૪૦)

# બાતિલ ફિરકાઓના ખાસ કાર્યો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# બાતિલ ફિરકાઓના ખાસ કાર્યો

## (૧) કાદયાની અને હિંદુને દિલથી ચાહવા.

**સવાલ** (૧૩૩) : કાદયાની અથવા હિંદુમાંથી કોઈને દિલથી સારો સમજવો શરીઅતમાં કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાદયાની અને હિંદુ બંને કાફિર છે. અલબત્ત મુસલમાનો માટે કાદયાની હિંદુના મુકાબલામાં વધારે સખત છે. એટલા માટે હિંદુને તો દરેક વ્યકિત કાફિર સમજે છે અને તેનાથી દૂર રહેવાનું પસંદ કરે છે. જયારે કે કાદયાની ઈસ્લામનો પોશાક પહેરીને મુસલમાનોને ધોકો આપે છે. કેટલીક વખતે ભોળા મુસલમાનો તેમના ધોકામાં આવી જાય છે. તેમાંથી કોઈને પણ અકીદાના લિહાજથી સારો સમજવો જાઈઝ નથી. જો કોઈ વ્યકિત કોઈ કાફિર ભલે તે કાદયાની હોય અથવા હિંદુ કે કોઈ, દિલથી સારો સમજે અને તેના કુફ્રથી દિલમાં કોઈ પ્રકારની નફરત મહેસૂસ ન કરે, તો આ તેના માટે બિલ્કુલ નાજાઈઝ છે. એટલા માટે કે તેઓ અલ્લાહ અને તેના રસૂલના દુશ્મન છે. તેમનાથી દિલી મિત્રતા ખૂબ જ ખતરનાક છે. (સૂરએ નિસાઅ : ૧૪૪, સૂરએ માઈદહ : ૫૭) હા ! જો તેના કુફ્રને દિલથી બુરૂ સમજે, પરંતુ દેશ અથવા જાતિને કારણે તેમની સાથે સારો વર્તાવ કરે, તો શરીઅતમાં જાઈઝ છે. તેમાં કઈ ક્ષતિ નથી. પરંતુ એ કે તે મુસલમાનો ને નુકસાન પહોંચાડવામાં મદદ ન કરતો હોય. (સૂરએ મુમ્તહિનહ : ૮) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તાજિયા કાઢવા અને તેમાં નાચ-ગાનની મજલિસ લગાવવી.

**સવાલ** (૧૩૪) : અમારે ત્યાં મુહર્રમ મહીનામાં તાજિયાનું જુલૂસ કાઢવામાં આવે છે. તેમાં મોટે ભાગે ભેડિયા, રીંછ અને વાંદરાઓના નાચ સાથે ઢોલ પણ વગાડવામાં આવે છે. માલૂમ કરવું છે કે એવું કરવું સહીહ છે અથવા નહી ? લોકોનું કહેવું છે કે હઝરત હુસૈન (રદિ.)ના જમાનામાં પણ આ રમત રમવામાં આવતી હતી. માટે તેમાં કોઈ વાંધો નથી. ઉપરાંત તેમાં મદદ કરવી કેવું છે ? આપ દલીલો

સાથે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.)ના જમાનામાં તાજિયા ન હતા. આ તો બાદમાં લોકોએ રીત રિવાજ પ્રમાણે દીનમાં દાખલ કરી દીધું છે. (તારીખે ઈસ્લામ : ૨ / ૫૧૯) એ લોકો હકીકતમાં ઈસ્લામના દુશ્મન છે. જે ઈસ્લામને બદનામ કરી રહયા છે. માટે એવી કોઈ પણ બિદઅત યોગ્ય નથી. ઉપરાંત તેમાં જાની અને માલી કોઈ પણ પ્રકારની મદદ કરવી હરામ છે. (તફસીરે મઝહરી : ૨ / ૫૧૨) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) સહાબએ કિરામ (રદિ.) આદરપાત્ર છે.

**સવાલ (૧૩૫) :** સહાબએ કિરામ (રદિ.) વિશે આપણો અકીદો કેવો હોવો જોઈએ ? હઝરત અલી (રદિ.) અને હઝરત મુઆવિયા (રદિ.) વચ્ચે જે લડાઈ થઈ, તેને શું સમજવામાં આવે અને મૌદુદી સાહેબે ઘણાં સહાબએ કિરામ (રદિ.) વિશે ગુસ્તાખાના શબ્દોનો ઉપયોગ કર્યો છે. તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહલે સુન્નત વલ જમાઅતનો અકીદો છે કે સહાબએ કિરામ (રદિ.), અંબિયાએ કિરામ (અલૈ.) ની જેમ માસુમ તો નથી. પરંતુ નબીએ કરીમ (સલ.) ની સોહબતની બરકતથી અને આપ (સલ.)ની પવિત્ર તાલીમ – તરબિયતથી તેમની અંદર એવી સફાઈ આવી ગઈ હતી કે તેઓ નેક કામોમાં પહેલ કરતા હતા અને ખરાબ કાર્યોથી દૂર રહેતા હતા.

તેમનું કોઈ કામ જો આપણે જાહેરમાં ગુનોહ માલૂમ થતું હોય, તો આપણે એવું સમજવું કે તેમણે જાણીજોઈને આ કામ નથી કર્યુ. બલકે તેઓ શરીઅતના કાનૂનોના જાણકાર હતા અને કોશિશમાં તેમનાથી ભૂલ થઈ ગઈ છે અને રસૂલુલ્લાહ (સલ)નું ફરમાન છે કે શરીઅતના કાનૂનોનો જાણકાર કયારેક ભૂલો કરે છે, તો કયારેક સાચા રસ્તે ચાલે છે અને ભૂલમાં તેમને સવાબ મળે છે. (બુખારી : હદીસ નંબર : ૬૮૦૫) માટે હઝરત મુઆવિયા (રદિ.) અને હઝરત અલી (રદિ.) વચ્ચે જે લડાઈ થઈ તેને પ્રયત્નોમાં ભૂલ સમજવામાં આવશે.

ઈમામ નવવી (રહ.) એ અલ્લામા માઝરી (રહ.)ના હવાલાથી લખ્યું છે કે માસુમ – નિર્દોષ માત્ર અંબિયા(અલૈ.) છે. પરંતુ આપણને સહાબા (રદિ.) સાથે

સહીહ અને સારો ગુમાન રાખવાની જરૂરત છે કે સહાબા (રદિ.) તમામ ખરાબીઓ અને બુરાઈઓથી સુરક્ષિત હતા. જો કોઈ રિવાયત એવી હોય જેમાં સહાબા (રદિ.) ની કોઈ બુરાઈ સાબિત થાય તો તેનું સહીહ અર્થઘટન કરવામાં આવશે અને તેનો સારો અર્થ કાઢવામાં આવશે. જો અર્થઘટન ન થઈ શકે તો તે રિવાયત ઈન્કાર પાત્ર ગણાશે. (નવવી શર્હે મુસ્લિમ : ૧ / ૯૦)

વિચાર કરો ! ઈમામ નવવી (રહ.) એ લખ્યું છે કે સહાબએ કિરામ (રદિ.) સાથે સહીહ અકીદો રાખવાનો આપણને હુકમ આપવામાં આવ્યો છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે. " મારા દરેક સહાબા તારાઓની જેમ છે." (અલ ઈબાનતુલ કુબ્રા : ૨ / ૫૬૩, હદીસ નં. ૭૦૧, ૭૦૨) એક રિવાયતમાં છે કે "મારા સહાબા (રદિ.) થી બદગુમાની અને તેમની નિંદાથી બચો, (બુખારી : ૧ / ૫૧૮, હદીસ નં. ૩૬૭૩) ઉપરાંત સહીહ હદીસથી સાબિત છે કે ઘણાં સહાબએ કિરામ (રદિ.) ને દુનિયામાં જ જન્નતની ખુશખબરી સંભળાવવામાં આવી હતી. અન્ય ઘણી રિવાયતો સહાબએ કિરામ (રદિ.)ના ફઝાઈલમાં આવી છે. (તિરમિઝી : ૨ / ૨૨૫, હદીસ નં. ૩૮૬૨) ( આ બધી વિગતોને ધ્યાનમાં રાખીને વિચારો કે ઉમ્મતને સહાબએ કિરામ (રદિ.) વિશે કેવો અકીદો રાખવો જોઈએ.

સહાબએ કિરામ (રદિ.) એ પોતાની જાન, માલ, ઈજ્જત, આબરૂ અને વતન બધું રસૂલુલ્લાહ (સલ.) પર કુરબાન કર્યુ હતું અને દીનની મદદ કરી હતી. તેમણે પ્રત્યક્ષ રીતે હુઝૂર (સલ.) થી તાલીમ અને તરબિયત મેળવી હતી. શું પૂર્ણ અને જ્ઞાની ઉસ્તાદના ગુણો તેમની અંદર ન પડયા હશે ?

ઉપરાંત એ પણ વિચારો ! કે સહાબએ કિરામ (રદિ.) પરસ્પર એક બીજાની કેવી કદર કરતા હતા. હઝરત ઉમર ફારૂક (રદિ.) મોટે ભાગે રસૂલુલ્લાહ (સલ.) પછી હઝરત અબૂબક્ર (રદિ.) નું નામ લઈને બયાન કરતા હતા કે તેમણે આ કામ કર્યુ. ફલાણું કામ કર્યુ વગેરે. (હાલાંકે જાતે પણ તે કામમાં બરાબર શરીક રહેતા હતા. પરંતુ ઉચ્ચ કક્ષાનો અદબ હતો કે પોતાને તેમના મુકાબલામાં છુપાવતા હતા) અને તેમના કામની કદર કરતા હતા. હઝરત ઉમર (રદિ.) ની શહાદત પછી હઝરત ઉસ્માન (રદિ.) થી શૈખેન (હઝરત અબૂ બક્ર (રદિ.) અને હઝરત ઉમર રદિ.) ના તરીકા પર હુકૂમત કરવાની બયઅત લેવામાં આવી હતી.

(બુખારી : ૨ / ૧૦૭૦, હદીસ નં. ૭૨૦૭)

વિચાર કરો કે સહાબએ કિરામ (રદિ.) હુઝૂર (સલ.)ના સિફાતમાં કેવા રંગાયેલા હતા. તેમનો તકવો, પરહેઝગારી, સંયમ વગેરેના કિસ્સાઓ સીરતની કિતાબોમાં જોવાથી માલૂમ થાય છે. માટે સહાબએ કિરામ (રદિ.) વિશે એ અકીદો રાખવો જોઈએ કે તેઓ દરેક પ્રકારની બુરાઈથી દૂર રહેતા હતા. જે લોકો સહાબએ કિરામ (રદિ.) ની નિંદા કરે છે. અથવા તેમને પરેશાન કરતા હતા. તેમનો કેવો હશ્ર થયો ? બે – ત્રણ નમુનાઓ રજૂ કરું છું.

હઝરત સઅદ (રદિ.) પર આક્ષેપ લગાવનારાનો કેવો હાલ થયો ? તેની ઉપર હઝરત સઅદ (રદિ.) એ બદદુઆ કરી હતી. (જુઓઃ બુખારી શરીફ : ૧ / ૧૦૪) એવી રીતે હઝરત સઈદ બિન ઝૈદ બિન નવફલ પર જુઠો દાવો કરનાર સ્ત્રીનો કેવો હશ્ર થયો. (જૂઓઃ મુસ્લિમ શરીફ : ૨ / ૩૩) અલ્લામા બદરૂદ્દીન અયની (રહ.) ફરમાવે છે કે મેં ભરોસાપાત્ર લોકોથી સાંભળ્યું છે કે કેટલા શીયા લોકો સહાબા (રદિ.)ની નિંદા કરતા હતા. અલ્લાહ તઆલાએ મૃત્યુ પહેલા તેમના ચહેરા ગધેડા અને ભૂંડ જેવા બનાવી દીધા હતા. આગળ લખે છે જે લોકો માતા–પિતાની નાફરમાની કરે છે અને તેમને ગધેડા, ભૂંડ અથવા કુતરા કહે છે. તેમનો ચહેરો પણ અલ્લાહ તઆલા ગધેડા જેવો બનાવી દે છે. (ઉમ્દતુલ કારી : ૫ / ૨૨૪) હઝરત અલ્લામા અનવર શાહ કશ્મીરી (રહ.) લખે છે. જે લોકો હઝરત ઉસ્માન (રદિ.) થી દુશ્મની રાખે છે. તેમને કબરમાં દજ્જાલના ફિતનામાં સંડોવવામાં આવે છે. (ફયઝુલ બારી : ૨ / ૩૧૩) તેનાથી માલુમ થયું કે સહાબએ કિરામ (રદિ.) થી દુશ્મની, દ્વેષ અને તેમના વિશે ખોટા વિચારોનો અસર કબર સુધી પહોંચે છે.

આ કિસ્સાઓની અંદાજો લગાવો કે સહાબએ કિરામ (રદિ.) વિશે ગુસ્તાખાના શબ્દો કોઈ પણ રીતે યોગ્ય નથી. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઈસ્માઈલી ફિરકો અને તેના માનનારાઓ વિશે શરઈ હુકમ

**સવાલ (૧૩૬) :** અમારે ત્યાં ઈસ્માઈલી ફિરકાના એક વ્યકિતનું અવસાન થયું. તેમની જનાઝાની નમાઝ પઢવામાં આવી નથી. હિંદુ ધર્મના લોકો હાજર થયા, રામ અને લક્ષ્મણના નામના ભજનો ગાવામાં આવ્યા. પછી તેને કબરની પાસે લઈ ગયા. કબરની પાસે બે મોટા ટબ લાવવામાં આવ્યા. એક ખાલી હતો અને બીજામાં માટી ભરેલી હતી. ત્યાં હાજરજનોએ માટી પર દમ કર્યો અને તેને ખાલી ટબમાં નાંખી

દીધી. પછી તે માટીને લોકોએ કબરમાં નાંખી. ત્યાં હાજર હિંદુ ભાઈઓએ એક વાસણમાં પાણી લઈને કબર પર માથાથી પગ સુધી નાંખ્યું. હું પણ ત્યાં હાજર હતો. પરંતુ મેં એ બધા કામોમાં ભાગ લીધો નથી. મારા આ કામમાં ભાગ ન લેવાને કારણે તેઓ નારાજ પણ થઈ ગયા. શું આ ફિરકો મુસલમાન કહેવાશે ? ઉમ્મીદ છે કે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્માઈલી ફિરકો પોતાને મુસલમાન સમજે છે. પરંતુ તેમના અકીદા, ઈસ્લામી અકીદાથી બિલકુલ અલગ છે. (તોહફએ ઈષ્ના અશરિય્યહ : ૧૭૮) જો તે લોકો રામ અને લક્ષ્મણના નામો લેતા હોય. (જેમકે આપે લખ્યું છે) તેમને ખુદાના અવતાર માને છે તો તે મુસલમાન નથી. એવી રીતે તે લોકો પોતાના ઈમામને પણ ખુદાનો દરજ્જો આપે છે કે જો અમારો ઈમામ કોઈના માટે અલ્લાહના નામ પર એક પત્ર લખી દે અને સર્ટિફિકેટ આપી દે તો અલ્લાહ તઆલા તેને બખ્શી દે. અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ તેનાથી કોઈ સવાલ નહીં કરે. જો આ લોકો આ પ્રકારનો અકીદો ધરાવે છે તો મુસલમાન નથી.

(સૂરએ બુરૂજ : ૧૬, તફસીરે બગવી : ૫ / ૨૩૭)

ઈસ્માઈલી અને આગાખાની ફિરકાવાળા પણ નબીએ કરીમ (સલ.)ને માનતા નથી. એટલા માટે એ લોકો પણ મુસલમાન નથી. ઈસ્માઈલી ફિરકા ઈસ્માઈલ બિન જાફરને પોતાના ઈમામ માને છે અને તેમના વિશે એ અકીદો રાખે છે કે તેમનું મૃત્યુ થયું નથી. તેમને આસ્માન પર ઉઠાવી લેવામાં આવ્યા છે. આ ફિરકો "બાતિલ ફિરકાની એક શાખ છે." ઉલમાએ લખ્યું છે કે આ ફિરકો યહુદી, નસારા અને પારસીઓ કરતા પણ મુસલમાનો માટે વધારે નુકસાન કારક સાબિત થયો છે. (અલ્ ફર્કુ બય્નલ ફર્કિ વ બયાનુલ ફિરકતિન્નાજિયહ : ૨૬૫)

એટલા માટે આપે જે પણ કર્યુ, એટલે ત્યાંથી અલગ રહયા અને દફન કરતી વખતે માટી પર દમ કરવામાં આપે હિસ્સો ન લીધો, એ સારુ કામ કર્યુ. અને હવે પછી પણ એવા કામોમાં બિલકુલ શરીક ન થાઓ. ઈજ્જત અને ઝિલ્લતનો માલિક અલ્લાહ તઆલા છે તેના સિવાય કોઈ નુકસાન પહોંચાડી શકતું નથી.

મય્યિતને દફન કર્યા પછી કબર પર પાણી છાંટવું સુન્નત છે. (મુસ્નદે ઈમામ શાફઈ : ૧ / ૨૧૫) અલબત્ત એક જ વ્યકિત ઘડો – બેઘડા પાણી નાંખી દે. તેનાથી નેક ફાલી લેવામાં આવે છે કે પાણી અલ્લાહ તઆલાની રહમત છે. તેનાથી અલ્લાહ

તઆલા એ મય્યિત પર પોતાની રહેમત નાઝિલ કરશે.

ઉપરાંત પાણી નાંખવાથી માટી પણ સખત થઈ જશે. તેને કારણે કોઈ જાનવર પણ કબર ખોદી શકશે નહી. દરેક વ્યકિતનું પાણી છાંટવું ઈસ્લામી તરીકાની વિરૂધ્ધ છે. અલ્લાહ તઆલા બધાને ઈમાન સાથે, દીનની સહીહ સમજ અતા ફરમાવે. અને બધાનું ઈમાન મજબૂત બનાવે. કફત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ગેર મુકલ્લિદોના કેટલાક આક્ષેપો અને તેના જવાબો

**સવાલ (૧૩૭) :** હઝરત મુફતી સાહેબ ! હમણાં હું આપની ખિદમતમાં "મજમુઆ ફતાવા"ના કેટલાક મસાઈલ એટલા માટે મોકલી રહયો છું કે આપ ફુરસદના સમયે તેની ઉપર નજર કરી લેશો.

"મજમુઆ ફતાવા"ના પાન નંબર ૬ અને પાન નં. ૩૬ના મસાઈલના નીચે લીટી ખેંચી દીધી છે. જેથી જોવામાં આસાની રહે. આ જગ્યા સિવાય પણ આખી કિતાબમાં હનફી મસ્લક પર આક્ષેપો કરવામાં આવ્યા છે. કિરાઅતે ફાતિહા ઈમામની પાછળ પઢવાના મસ્અલામાં પણ અમારા અકાબિર ; દા.ત. હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) અને હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.) વગેરે તરફ ઈશારો કરીને લખ્યું છે કે તેમણે મુકતદીને ઈમામની પાછળ સુરએ ફાતિહા પઢવાની ઈજાઝત આપી છે.

તે લોકો એ પણ કહે છે કે "પિતાના મુકાબલામાં પુત્ર પહેલાં" એટલે હુઝૂર (સલ.)ના મુકાબલામાં ઈમામ અબૂ હનીફા (રહ.)ની વાત મુકલ્લિદીન હઝરાત વધારે માને છે અને મોટા ભાગના મસ્અલાઓમાં સહીહ હદીસ છોડીને "ઝઈફ હદીસ" થી દલીલ રજૂ કરે છે. આ પ્રકારની બીજી પણ અનેક વાતો કહે છે., તેની હકીકતથી કોઈ સંબંધ નથી. સવાલ એ છે કે શું અમારા દેવબંદી ઉલમાએ કિરામ તેમના જવાબ આપવા પર કુદરત ધરાવતા નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફતાવામાં બતાવેલા તમામ આક્ષેપોના જવાબો વિવિધ અંદાજોથી આપવામાં આવ્યા છે. (અરમુગાને હક : ૧ /૧૧, તજલ્લિયાતે સફદર : ૧ / ૧૦૭, ૧૬૯) એટલા માટે હવે તેની જરૂરત નથી કે તે આક્ષેપોના જવાબો આપવામાં આવે. કારણ કે ગેર મુકલ્લિદો રાત – દિવસ એ જ નકામા કામોમાં લાગ્યા રહે છે. એટલા માટે તેઓ આ

પ્રકારની વાતો કર્યા કરે છે. તેમના અમલો તેમની સાથે રહેશે. આપ તે વાતો પાછળ ન પડો. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મુહર્રમના તાજિયાની જાઈઝ હોવાની એક દલીલની છણાવટ

**સવાલ (૧૩૮) :** એ વાત અમે પણ માનીએ છીએ કે મુહર્રમના રિવાજો ત્યાગપાત્ર છે. તેની ઉપર અમલ કરવો જાઈઝ નથી. અલબત્ત એક વાત સમજમાં આવતી નથી કે મુહર્રમના દસ દિવસોમાં જે લોકો તાજિયા બનાવે છે અને કેટલીક રમતો રમે છે. દા.ત. એક વ્યકિત બીજી વ્યકિત પર તલવારથી હુમલો કરે છે અને તેનો હુમલો ખાલી જતો નથી, પરંતુ સામેવાળાને કંઈ થતું નથી. બલકે કેટલીક વખતે તો એવું પણ જોવામાં આવ્યું છે કે તાજિયા મનાવનારા લોકો, આગની અંદર ચાલે છે. અને શરીરથી ગરદનને પણ અલગ કરી દે છે. તેમ છતાં તેમને કશું થતું નથી. આ પ્રકારની સ્થિતિ પણ માત્ર મુહર્રમના મહીનામાં જ થાય છે. અન્ય મહીનાઓમાં બિલકુલ થતું નથી. બલકે એવી હાલત થાય છે કે જો એ મહિનાઓમાં જરા પણ ચોટ લાગે છે તો જાન નીકળી જાય છે આ બધી વિગતો પરથી એ વાત સ્પષ્ટ થાય છે કે મુહર્રમ મનાવવી અને તાજિયા વગેરે કરવા જાઈઝ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ કામના જાઈઝ કે નાજાઈઝ હોવા માટે શરઈ દલીલ હોવી જરૂરી છે. દલીલ કિતાબુલ્લાહથી અથવા સુન્નતથી અથવા ઉમ્મતના સર્વમતથી હોય અથવા અનુમાનથી. (નુરૂલ અન્વાર : ૭)

ચારેય દલીલોમાંથી કોઈએ તાજિયા બનાવ્યા હોય અથવા મુહર્રમ મનાવી હોય તેની સાબિતી મળતી નથી. (કિતાબુલ મુફતી : ૧ / ૨૪૦) તાજિયા બનાવવા અને મુહર્રમ મનાવનારાની તલવાર, ચપ્પુ, ભાલાનો અસર ન થવો, તે સત્ય હોવાની દલીલ નથી. હદીસની કિતાબો ઉઠાવીને જોઈ લો. દજ્જાલ કયામતની નજીક આવશે. તેની પાસે રોટલીઓનો પહાડ હશે. (મુસ્લિમ : ૨ / ૨૧૦, હદીસ નં. ૨૧૫૨) જન્નત અને જહન્નમ બતાવશે. (મુસ્લિમ શરીફ : ૨ / ૪૦૦, હદીસ નં. ૧૦૪, ૧૦૫) મૃત લોકોને જીવંત કરવાનો દાવો કરશે અને શયતાનો મૃત લોકોની શકલમાં જીવતા થઈને આવશે. તો શું એ બધી બાબતો પરથી માની લેવામાં આવશે કે દજ્જાલ હક પર છે ?

એવી રીતે હાથનો ખેલ બતાવનારા લોકો પોતાના હાથ પર સેક્રિન (એક પ્રકારની મીઠાશ છે) લગાવીને શરબત બનાવવાનો દાવો કરે છે. એવી રીતે હાથ – પગ પર એક ખાસ પ્રકારનો મસાલો લગાવીને આગમાં ચાલવાનો કેટલાક લોકો દાવો કરે છે. તો શું એ બધા લોકો સાચા છે ? શું આપ તેમને સત્ય સમજશો ? ના બિલ્કુલ નહીં.

એવી રીતે મુહર્રમમાં કરવામાં આવતા બધા ખેલ, જાદુ, નઝરબંદી, હાથની ચાલાકી અને શયતાની ધોકો હોય છે. તેનાથી કોઈ પણ રીતે તેમનું સત્ય હોવા પર નિર્દેશ કરી શકાય નહીં. આજે પણ અવલિયાના મઝારો (જે દારૂ, નાચગાન, ઝિનાકારી અને સંગીતના અડ્ડાઓ બની ગયા છે.) પર જે ઢોંગ થાય છે. શું તે (કબરવાળા) ની કરામત છે ? ના બિલ્કુલ નહીં. આ બધો શયતાની ધોકો છે. માનવીઓએ જે ખોટા અકીદાઓને પોતાના તરફથી ઘડી લીધા છે. શયતાન એવું ઈચ્છે છે કે માનવી તેમાં બરાબર ફસાયેલો રહે. એટલા માટે તે (શયતાન) હંમેશા કોશિશ કરે છે. એવું જ છે જેવું કે ગેર મુસ્લિમોને ત્યાં કોઈના અવસાન પછી તેમના ખોટા અકીદાની બુનિયાદ પર રિવાજો થાય છે. જે હકીકતમાં શયતાની ફંદા છે. કેટલાક આવા ફંદાઓમાં શયતાન મુસલમાનોને ફસાવે છે.

એ કાર્યોમાં (જેમાં શયતાનનું માર્ગદર્શન અને તેની પુરી મહેનત હોય છે.) અવલિયાની કબરો પર ભરાતા ઉર્સ છે. તાજિયા બનાવનારા અને તેમનો આદર કરનારા પણ તે જ લોકોમાંથી છે જેમને શયતાને ગુમરાહ કરવા માટે પોતાની જાળ ફેલાવી રાખી છે. તેને તે લોકો પોતાના ખોટા અકીદાની બુનિયાદ પર સહીહ સમજે છે. એટલા માટે તાજિયા બનાવવા અને મુહર્રમ મનાવવાથી પોતાને બચાવવા ખૂબ જ જરૂરી છે. શયતાની કસબ કરનારાને નુકસાન ન પહોંચવાને કારણે, તેને જાઈઝ સમજવું સહીહ નથી. હરામ છે. અને તાજિયા વિશે કેટલાક અકીદાઓથી ઈમાનથી પણ નીકળી જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) મુહર્રમમાં રમવામાં આવતા તલવારના કસબની હકીકત

**સવાલ (૧૩૯) :** બીજી વાત એ છે કે અમે આ વિશે અનેક ઉલમાએ કિરામથી પૂછયું તો તેમણે જવાબ આપ્યો કે એ લોકો આ પ્રકારનું કાર્ય નજરબંદીથી કરે છે. પરંતુ આ પ્રકારના જવાબથી દિલને સંતોષ ન થયો. કારણ કે જો આ નજરબંદી અને જાદુનો અસર હોત તો આ કામ બધા ન કરી શકતા, બલકે અમુક જ લોકો કરી

શકતા. એટલા માટે કે જાદુ અને નજરબંદી દરેક માણસ જાણતો નથી. જયારે કે આ અનુભવની વિરૂધ્ધ છે. મોટા તો ઠીક પણ નાના છોકરાઓ પણ તલવારથી ખેલ કરે છે . એક બીજા પર તલવાર ચલાવે છે. પરંતુ તેમને કંઈ થતું નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો દાવો છે કે નાના, મોટા તમામ આ કાર્ય કરે છે, તો આપ પણ મુહર્રમના દિવસોમાં શયતાની યુકિત અપનાવ્યા વગર તાજિયાની મજલિસમાં હાજર રહો અને પોતાના હાથ – પગ પર મસાલો અને એવી બીજી દવા વાપર્યા વગર આગમાં ચાલીને પોતાનો અનુભવ કરી લો અને પછી મને પત્ર લખશો.

આપનું આ લખવું બિલ્કુલ ખોટું છે કે આ પ્રકારનું કાર્ય બધા કરી શકે છે અને બધા કરે છે. જયારે આપ જાતે તે વિશે જાણકારી મેળવશો અને તેની ઊંડાઈમાં ઉતરશો તો માલૂમ પડશે કે આ પ્રકારના કાર્ય કરનારા મુહર્રમનો ચાંદ નજર આવતા જ પોતાના નાપાક જ્ઞાનની બુનિયાદ પર પોતાનો અમલ શરૂ કરી દે છે. શયાતીનને રાજી કરવા માટે તેમના નામોના વઝીફા પઢવામાં આવે છે. વસ્તુઓ ચઢાવવામાં આવે છે. નાપાક જીનને ખવડાવવામાં આવે છે. ટુંકમાં દરેક પ્રકારના સુરક્ષાના સાધનોથી સજ્જ થઈને આ કાર્યમાં ઉતરે છે. માટે આ કહેવું સહીહ નથી કે દરેક નાનો મોટો તલવારના કસબ બતાવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) આ દસ દિવસો સાથે જ તેમનો આ ખાસ અમલ કેમ છે ?

**સવાલ (૧૪૦) :** ત્રીજી વાત એ છે કે જો એ લોકો નજરબંદી અને જાદુથી જ આ પ્રકારના કાર્યો કરે છે, તો મુહર્રમના દસ દિવસો સાથે જ ખાસ કેમ છે ? બીજા દિવસોમાં પણ તલવાર અને ચપ્પુ વગેરેના કસબ બતાવી શકે છે ? પરંતુ સામાન્ય રીતે તેઓ અન્ય દિવસોમાં તે કળા બતાવી શકતા નથી. બલકે આ પ્રકારે રમવાથી ઝખ્મી થઈ જાય છે. એટલા માટે એ વાત સાબિત થઈ કે તાજિયા બનાવવા અને મુહર્રમના પહેલા અશરામાં માતમ કરવું જાઈઝ છે. ગુનાહનું કામ નથી. નહીં તો અલ્લાહ તઆલા તરફથી તેમની મદદ ન થતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તાજિયા અને માતમ પર આપની દલીલ સહીહ નથી. કારણ કે તે લોકો પોતાનું નાપાક જ્ઞાન માત્ર આ જ દિવસોમાં તાજુ કરે છે. હદીસની રોશનીમાં એ

વાત પણ કહી શકાય છે કે કેટલીક વખતે અને કેટલાક દિવસોમાં શયતાની અસર ઉચ્ચ કક્ષાએ પહોંચી જાય છે. શયતાન એ દિવસોમાં પોતાનો અસર વધારે બતાવે છે, એટલા માટે જ સૂર્ય નીકળતી વખતે, ડુબતી વખતે અને ઝવાલના વખતે નમાઝ પઢવી મકરૂહ છે. (તિરમિઝી : ૧ / ૨૦૦, હદીસ નં. ૧૦૩૦) એવી રીતે આપ (સલ.) એ ફરમાવ્યું કે તમે બયતુલ ખલામાં જતી વખતે દુઆ પઢી લો. કારણ કે એ જગ્યાએ શયાતીન રહે છે. કયાંક એવું ન થાય કે એ તમને નુકસાન પહોંચાડે.

(અબૂદાવૂદ : ૧ / ૫, હદીસ નં. ૬)

ઉપરની વિગતો પરથી એ સાબિત થયું કે કેટલાક દિવસોમાં અને કેટલીક જગ્યાએ શયાતીનનું જોર વધારે રહે છે. અને શયતાની જ્ઞાનના સમર્થકો એ દિવસોમાં શયતાની અસર જાહેર થવાને કારણે શયતાની કાર્યો કરે છે. બીજા દિવસોમાં શયતાની અસર જાહેર થતો નથી એટલે એ દિવસોમાં આ પ્રકારના કાર્યો પર તેઓ શકિત ધરાવતા નથી. જો કે અહીંયા એ સવાલ રહી ગયો કે આ જ દિવસોમાં શયતાની અસર કેમ જાહેર થાય છે ? તો તેનો જવાબ એ છે કે શયતાની જ્ઞાન શિખનારા પોતાના શયતાની જ્ઞાનની મદદથી તે અસર જાહેર કરવા માટે આ જ દિવસોને પસંદ કરે છે.

ટુંકમાં તાજિયાના જાઈઝ હોવાની જેટલી બૌધ્ધિક દલીલો આપે વર્ણન કરી તેમાંથી કોઈ દલીલમાં આ વાત સાબિત થતી નથી કે તાજિયા બનાવવા અને મુહર્રમ મનાવવી જાઈઝ છે. માટે તાજિયા બનાવવા તેમાં મદદ કરવી, તેના માટે ચંદો કરવો અને તેમાં શિર્કત કરવી બિલકુલ હરામ છે. (સૂરએ માઈદહ : ૨ ) ઉપરાંત તાજિયા બનાવવાનો દિલથી અકીદો રાખનારો ઈમાનથી પણ નીકળી જાય છે. (કિતાબુલ મુફતી : ૧ / ૨૪૦, કરાંચી) માટે તેનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) એહલે સુન્નત વલ જમાતનો અકીદો છોડીને શિઈયત (શિયા પંથ) અપનાવવી.

**સવાલ (૧૪૧) :** મારા મોટા ભાઈ પેહલા એહલે સુન્નત વલ જમાતના એટલે દેવબંદી હતા. પરંતુ હમણાં તેમણે મને એક પત્ર દ્વારા જાણ કરી કે હવે મેં શિયા પંથ સ્વીકારી લીધો છે. અને ઈરાનમાં આયતુલ્લાહ ખમીનીવાળા અષ્ના અશરી જાફરી પંથમાં જોડાય ગયો છું અને તે પંથનો પ્રચારક બની ગયો છું, તેમની આ સ્થિતિને ધ્યાનમાં રાખીને નીચેના સવાલોના જવાબો મેળવવા છે :

(૧) આવી વ્યકિતનો સમાજમાંથી બહિષ્કાર કરવો જરૂરી છે ?

(૨) જો આવી વ્યકિત બીમાર પડે તો તેની બિમારપૂર્સી માટે અથવા મરી જાય તો તાઝિયત માટે તેના ઘરે જઈ શકાય કે નહી ?

(૩) આવી વ્યકિત સાથે સંપૂર્ણ વ્યવહાર બંધ કરવો જરૂરી છે ?

(૪) આવી વ્યકિત મરી જાય અને તેને વસિયત કરી હોય કે મને એહલે સુન્નત વલ જમાતના કબ્રસ્તાનમાં દફનાવો, તો શું તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે ? જો તેને દફન વિશે કોઈ વસિયત ન કરી હોય તો શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત એહલે સુન્નત વલ જમાતનો અકીદો છોડીને અષ્ના અશરી બની ગયો હોય તે મોટો પાપી છે. અને તેના કુફનો અંદેશો છે, જો તે વ્યકિત સહાબએ કિરામ (રદિ.) ને બુરૂ – ભલુ કહે છે અથવા હઝરત આયશા (રદિ.) ની શાનમાં ગુસ્તાખી કરે, તેમની ઈજજત અને પવિત્રતાનો સમર્થક ન હોય, તો તે ઈસ્લામથી નીકળેલ છે. એવી વ્યકિતથી સંબંધ કાપી નાખવો અને તેનો સામાજિક બહિષ્કાર કરવો જાઈઝ છે. (શામી : ૬ /૩૪૮)

(૨) જો આવી વ્યકિત બીમાર હોય તો તેની બિમારપૂર્સી કરવી જાઈઝ છે. ઈસ્લામ ઉત્તમ અખ્લાકની તાલીમ આપે છે. સારો વ્યવહાર કરવાની ભલામણ કરે છે. પરંતુ કોઈ ધાર્મિક વડાએ તેની બિમાર પૂર્સી માટે ન જવું જોઈએ કે તેમાં પાપીનો આદર છે અને અંદેશો છે કે સામાન્ય લોકોનો અકીદો ખરાબ ન થઈ જાય. લોકો એ સમજતા રહેશે કે આ વ્યકિતનો અકીદો સહીહ છે એટલે તો આટલા મોટા આલિમ તેની સાથે સંબંધ રાખે છે. માટે તેનાથી પરહેજ કરવો જોઈએ.

(દુર્રે મુખ્તાર : ૬ / ૩૮૮)

(૩) એવી વ્યકિતનો સમાજમાંથી સંપૂર્ણ બહિષ્કાર કરવો જાઈઝ છે.

(૪) એવી વ્યકિતએ જો મૃત્યુ પછી શિયાના કબ્રસ્તાનમાં દફન કરવાની વસિયત કરી છે. તો તેમને જ સોંપી દેવામાં આવે. અને જો કોઈ વસિયત ન કરી હોય, તો પછી તેનો અહેવાલ જોવામાં આવશે કે જો અંતિમ ઘડી સુધી શિયા પંથ પર કાયમ રહયો હતો અને તૌબા ન કરી હતી તો મુસલમાનોના કબ્રસ્તાનમાં ન દફન કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) બોહરાઓના હાથે ઝબહ કરેલ ખાવાની દાવતનો હુકમ

**સવાલ (૧૪૨) :** બોહરા લોકોના હાથથી ઝબહ કરેલુ જાનવર ખાવું યોગ્ય છે કે નહી ? જયારે કે તેમણે "બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર" કહીને ઝબહ કર્યુ છે. મેં એક વખતે તેમનાથી પૂછયું હતું કે તમે શું પઢીને ઝબહ કરો છો ? તેમણે કહયું કે અમે ઝબહ કરતી વખતે " બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર" પઢીએ છીએ. અકીદામાં તે લોકો શિયાથી પણ વધારે ખરાબ છે. ઉપરાંત તેમની દાવત કબૂલ કરવી અને તેમને સલામ કરવામાં પહેલ કરવી જોઈએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ વ્યકિત અથવા ફિરકા વિશે એ વિશ્વાસ સાથે માલૂમ થઈ જાય કે એ દીનના ખાસ અમલોનો ઈન્કાર કરે છે તો તે વ્યકિત ઈસ્લામથી બહાર ગણાશે. તેની સાથે એવો જ વ્યવહાર કરવામાં આવશે જે કાફિરો સાથે કરવામાં આવે છે. દીનના ખાસ અમલો આ છે. : કુર્આને કરીમનું સંપૂર્ણ સહીહ હોવું. રસૂલુલ્લાહ (સલ.)નું ખાતિમુન્ન બિય્યીન હોવું, હઝરત આઈશા (રદિ.) ની પાકદામની અને પવિત્રતા નો વિશ્વાસ રાખવો, એ વાત માનવી કે કોઈ વ્યકિત દિવ્યતા – ખુદાના દરજ્જા સુધી પહોંચી શકતો નથી. હવે જો કોઈ તેની વિરૂધ્ધ અકીદો રાખે તો તેને ખાસ દીનનો ઈન્કાર કરનારો કહેવામાં આવશે અને એવી વ્યકિત ઈમાનથી નીકળી જશે. દા.ત. કુર્આન વિકૃત થવાનો અકીદો, હઝરાતે શૈખેન (રદિ.)ની ખિલાફતનો ઈન્કાર, હઝરત આઈશા (રદિ.) પર (નઉઝૂબિલ્લાહ) બદકારીનો આક્ષેપ, હઝરત અલી (રદિ.) વિશે દિવ્યતા – ખુદાઈનો અકીદો, અથવા હઝરત જિબ્રઈલ (અલૈ.) એ વહી લાવવામાં ભૂલ કરી. (રદુલ મુહ્તાર : ૩ / ૪૬)

શિયા લોકોના ૨૨ ફિરકા – પંથો છે. (મઝાહિરે હક : ૧ / ૮૭) તેમાંથી એક અથવા બે જ મુસલમાન છે. બાકી ઉપરોકત વાતોને કારણે ઈમાનથી બહાર છે. તેમની સાથે પણ તે જ વ્યવહાર કરવામાં આવશે જે ધર્મ વિમુખ અને કાફિરો સાથે કરવામાં આવે છે. "આલમગીરી"માં છે.

"وهؤلاء القوم خارجون عن الاسلام، واحكامهم أحكام المرتدين۔"

(ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૬૪)

માટે તેમની સાથે મુલાકાત વખતે સલામમાં પહેલ ન કરવામાં આવે, (તિરમિઝી : ૧ / ૨૮૯, હદીસ નં. ૧૬૦૨) અને જવાબમાં પણ જરૂરત પ્રમાણે મામલો

કરવો જોઈએ. સલામ સિવાય કોઈ કાર્ય આદર માટે તે કરે તો તેના સંબંધમાં નિયમ પ્રમાણે કરવું, ન કે તેમનું ઝબહ હલાલ છે, ભલે 'બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર" પઢીને ઝબહ કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૬ / ૨૯૮) ન તેમની જનાઝાની નમાઝ પઢવામાં આવે અને ન તેમનાથી નિકાહ કરવામાં આવે. (સૂરએ બકરહ : ૨૨૧)

એવી જ રીતે બિમારપૂર્સી, તાઝિયત, પ્રશંસા, મુબારકબાદી અને દાવત કબૂલ કરવામાં માત્ર એટલો જ સંબંધ અને બરાબરીનો ખ્યાલ કરવામાં આવે, જેટલી શરીઅતે ઈજાઝત આપી છે. આ જ હુકમ સામાન્ય કાફિરો માટે પણ છે અને આ જ હુકમ ખવારિજ અને નવાસિબ વિશે પણ છે. શામીમાં છે :

لا شک فی تکفیر من قذف السیدة عائشة رضی اللہ عنہا۔ او انکر صحبة الصدیق، أو اعتقد الألوهیة فی علی أو أن اجبریل غلط فی الوحی، أو نحو ذلک من الکفر الصریح المخالف للقران

ઉપરાંત "આલમગીરી"માં છે.

الرافضی اذا کان یسب الشیخین ویلعنهما والعیاذ باللہ، فهو کافر، وإن کان یفضل علیا کرم اللہ تعالی وجهه۔ علی ابی بکر رضی اللہ عنہ، لا یکون کافر الا انه مبتدع ـــ ولو قذف عائشة رضی اللہ تعالی عنها، بالزنا کفر باللہ من انکر امامة ابی بکر الصدیق رضی اللہ عنه فهو کافر، وعلی قول بعضهم هو مبتدع ولیس بکافر والصحیح انه کافر، وکذلک و انکر خلافة عمر رضی اللہ عنہ فی اصح الأقوال۔ (اکثرها نقلا عن جواهر الفقه: ۱/ ۲۰)(فتاوی عزیزیه: ۳۱۹)

## (૧૧) રિફાઈ ફિરકા - પંથની હકીકત

**સવાલ** (૧૪૩) અમારે ત્યાં "દુનિયાદાર ફકીર " મુસ્લિમ જાતિની એક જમાત વસે છે, તેઓ પોતાને રિફાઈ પંથના ગણે છે અને રિફાઈ પંથમાં દાખલ થનારા માટે માથાથી લઈને પગ સુધી શરીરના બધા જ વાળ કાઢી નાંખવાના હોય છે અહીંયા સુધી કે ભવોના વાળ પણ ખેંચી લેવાના હોય છે, હાલાંકે ભવોના વાળ ખેંચવા શરઈ દ્રષ્ટિએ હરામ છે, તેની હકીકત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત શૈખ રિફાઈ (રહ.) અલ્લાહના વલી છે, હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ના જમાનામાં થયા છે. ઉમરમાં હઝરત ગૌષે આઝમ (રહ.)થી મોટા

હતા. હઝરત ગૌષે આઝમ (રહ.) પણ તેમનો આદર કરતા હતા. એક વખતે હઝરત શેખ રિફાઈ (રહ.) એ મદીના મુનવ્વરામાં રોઝએ અકદસ પર સલામ પઢીને કહયું કે હે અલ્લાહના રસૂલ! મને આપના હાથનો બોસો લેવાની ઈચ્છા છે. તો પવિત્ર કબરથી એક નુરાની હાથ બહાર આવ્યો અને હઝરત શૈખ (રહ.) એ તેનો બોસો લીધો. તે વખતે હાજર બધા લોકોએ આ દ્રશ્ય જોયું. ગૌષે આઝમ (રહ.) પણ હાજર હતા. જાતે તેમણે આ વાકિયો બયાન કર્યો. (અલ હાવી લિલ્ ફતાવા : ૨ / ૩૧૪)

જે લોકોનું પેઢીનામું એ બુઝુર્ગથી સહીહ રીતે સાબિત છે અથવા જે લોકો તેમનાથી બયઅત છે તેમને રિફાઈ કહેવામાં આવે છે. પરંતુ આજે તેમની અવલાદ અને સિલસિલા વાળા સીધા માર્ગે કાયમ રહયા નથી અને જેવું કે કુર્આને પાકમાં પહેલાના અંબિયા અને અવલિયાની પ્રશંસા કર્યા પછી અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો :

فَخَلَفَ مِنْ بَعْدِهِمْ خَلْفٌ اَضَاعُوا الصَّلٰوةَ وَاتَّبَعُوا الشَّهَوَاتِ فَسَوْفَ يَلْقَوْنَ غَيًّا۔

પછી તેમની પાછળ (કેટલાક) એવા નાલાયકો પૈદા થયા જેમણે નમાઝને બરબાદ કરી અને (નાજાઈઝ) મનેચ્છાઓની પાછળ પડી ગયા તો એ લોકો આગળ (આખિરતમાં) ગુમરાહી (ની સજા) ને જોઈ લેશે." (સૂરએ મરયમ : ૫૯)

એવું જ એ લોકોએ પણ કર્યુ. માટે ઉપરોકત ફિરકો – પંથ તેનો અકીદો ઉપર બયાન કર્યો છે. તે સીધા માર્ગે નથી. અને આ પ્રકારના વાળ કઢાવવાનો તરીકો રિફાઈ સિલસિલાનો નથી અને આવું કરવું જાઈઝ પણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) શિયા અને સુન્નીની સ્પષ્ટતા

**સવાલ (૧૪૪) :** શિયા અને સુન્નીની સ્પષ્ટતા કરવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**સુન્ની :** તે જમાત છે જે નબીએ કરીમ (સલ.)ના તરીકા પર અને આપના પછી આપના સહાબા (રદિ.)ના તરીકા પર ચાલે.

(તિરમિઝી : ૨ / ૯૨, હદીસ નં. ૨૬૪૧)

**શિયા :** તે ફિરકો – પંથ છે જે સહાબાને નબીએ કરીમ (સલ.) ના તરીકા પર માનતા નથી. ખાસ કરીને ખુલફાએ રાશિદીન, નબીએ કરીમ (સલ.) ના ખાસ

સહાબા અને જાનશીન ચાર સહાબા (રદિ.) માંથી ત્રણને જાનશીન નથી માનતા અને કહે છે કે હઝરત અબૂબક (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) એ ખિલાફતનો હક હઝરત અલી (રદિ.) થી છીનવી લીધો. ખિલાફતે બિલા ફસ્લના અસલ હકદાર હઝરત અલી (રદિ.) હતા. (નિબ્રાસ શર્હે અકાઈદ : ૩૦૨) આ શિયા લોકોની પાયાની માન્યતા છે. પછી તેમના ઘણા ફિરકા છે, દરેકના અકીદા અલગ અલગ છે. (મઝાહિરે હક : ૨૩૨) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ولا يخرج العبد بالايمان الا بجحود ماادخله فيه

**તર્જુમો :** માણસ ઈમાનથી ત્યાં સુધી નીકળતો નથી, જયાં સુધી કે તે માણસ એવી વસ્તુને નકારે નહી કે જે વસ્તુથી તે ઈમાનમાં દાખલ થયો છે. (એટલે કે કલિમએ તૌહિદ) (અકીદતુત્તહાવી : ૬૧)

# કુફ્ર અને શિર્કના આમાલ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# કુફ્ર અને શિર્કના આમાલ

## (૧) મુસલમાને રાખડી બંધાવવી અને તિલક (ચાંદલો) કરાવવું.

**સવાલ (૧૪૫) :** હિંદુઓનો "રક્ષાબંધન" નામનો તહેવાર હોય છે. તેમાં બહેન પોતાના ભાઈના હાથમાં રાખડી બાંધે છે. અચાનક આ તહેવારમાં એક મુસલમાન પોતાના હિંદુ મિત્રને ત્યાં ગયો. તો તેની પત્નીએ એ મુસલમાનના હાથમાં રાખડી બાંધી દીધી અને સાથે તેના કપાળ પર હિંદુ રિવાજ પ્રમાણે સિંદૂરનું એક તિલક પણ લગાવી દીધું અને કહયું કે મારો ભાઈ ઘણો દૂર છે, એટલા માટે હું તમને મારા ભાઈની હેસીયતથી રાખડી બાંધું છું. એ મુસલમાને માથાના તિલકને તો પંદર મિનિટમાં કાઢી નાંખ્યું. પરંતુ રાખડીને સાત– આઠ કલાક સુધી બાંધી રાખી, પછી કાઢી નાંખી, હાલાંકે એ મુસલમાને આનાથી પહેલા (જયારે કે એ હિંદુ કુટુંબ તેના મોહલ્લામાં રહેતું હતું) કયારેય આ પ્રકારનું કાર્ય કર્યુ ન હતું. તો હવે સવાલ એ છે કે આ કાર્યથી તે મુસલમાન ઈમાનથી નિકળી જશે ? આ વિશે શરીઅતનો શું હુકમ છે? દલીલો સાથે સમજુતી આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વ્યકિતના મુસલમાન હોવા માટે અસલ ચીજ અલ્લાહ તઆલાનું એક હોવાનો એકરાર અને દિલથી યકીન રાખવું. (બહ્રુર્રાઈક : ૮ /૨૦૫) પછી અલ્લાહ અને તેના રસૂલ(સલ.) એ જે હુકમો બતાવ્યા છે તેની ઉપર અમલ કરે, હરામ કાર્યોથી બચે અને કાફિરો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ના કાર્યોથી દૂર રહે. ખાસ કરીને જે ચીજો તેમના ધર્મની ઓળખ બની ગઈ છે. તેનાથી બિલ્કુલ પરહેઝ કરવામાં આવે. જો કોઈ મુસલમાન આવા કાર્યો કરે, દા.ત. એવો પોશાક પહેરે, જે અન્ય કોમનો ખાસ હોય (એટલે તેમનો ધાર્મિક પોશાક છે. ) અને તે પોશાક તેની ઓળખ છે તો તે ઈમાનથી નીકળી જશે. જેમકે પારસીઓની ટોપી, કાફિરોની જનોઈ, એવી રીતે યહૂદીઓ અને ખ્રિસ્તીઓનો ખાસ પોશાક (ધાર્મિક પોશાક) તો ઈમાનથી નીકળી જશે. (શર્હે ફિકહે અકબર : ૨૨૭, ૨૨૮)

શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે મુસલમાને પારસીઓની ટોપી પહેરી અથવા પીળો દોરો બાંધ્યો અને એ ચીજ તે લોકોની ધાર્મિક ઓળખ છે તો તેનાથી તે મુશ્રિક થઈ જશે. (પાન નંબર : ૨૨૭) એવી રીતે યહૂદીઓ અને ખ્રિસ્તીઓની (ધાર્મિક) શકલ અપનાવે, ભલે મજાકમાં હોય (જેમકે હીરો કરે છે) તો પણ કાફિર થઈ જશે, હાં શરત એ છે કે એ કામ પોતાની ખુશીથી કર્યુ હોય, જો બળજબરીથી પોતાની જાન બચાવવા માટે અણગમા સાથે કર્યુ હોય તો તે કાફિર થશે નહીં.

(પાન નંબર : ૨૨૮)

માટે જો એ વ્યકિતએ પોતાની ખુશીથી માથા પર તિલક કરાવ્યું અને હાથ પર રાખડી બંધાવી તો આ હિંદુઓની ઓળખ છે એટલે તે ઈમાનથી નીકળી જશે.

(શર્હે ફિકહે અકબર : ૨૨૭, ૨૨૮)

રાજપુર (એમ.પી) થી પણ આ પ્રકારનો સવાલ આવ્યો છે. તેમાં લખ્યું છે કે એક થાળમાં સળગતો દીવો, નારિયેલ, કંકુ અને રાખડી લઈને હિંદુ સ્ત્રી આવે છે અને સૌથી પહેલા રાખડી બાંધે છે, પછી કંકુથી માથા પર તિલક કરે છે, ત્યાર પછી હાથમાં નારિયેલ પકડાવે છે. તેનાથી બંને ભાઈ– બહેન બની જાય છે. તો જાણવું જરૂરી છે કે આ બધા કાર્યો કાફિરોના છે. જો કોઈ મુસલમાન પોતાની ખુશીથી કરશે, જયારે કે જાનનો કોઈ ખતરો ન હોય તો ઈમાનથી નીકળી જશે (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૪૮) અને મુશ્રિક બની જશે. તેની પત્ની નિકાહથી નીકળી જશે. પછી કલિમો પઢીને તૌબા કરીને ફરીથી તે સ્ત્રીથી નિકાહ પઢશે ત્યારે તે પુરુષ પર હલાલ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૭ / ૧૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હિન્દુ – મુસ્લિમ એકતા માટે મુસલમાનોએ રાખડી બંધાવવી અને માથે તિલક – ચાંદલો કરવો.

**સવાલ (૧૪૬):** શું ફરમાવે છે ઉલમાએ દીન, હિંદુસ્તાનમાં હિંદુ કોમમાં રાખડી બાંધવાનો તહેવાર (રક્ષાબંધન) મનાવવામાં આવે છે, તેમાં કેટલીક હિંદુ સ્ત્રીઓ મુસલમાનોને પણ રાખડી બાંધે છે અને ભાઈ બનાવે છે. રાખડી બાંધવાનો તરીકો એ હોય છે કે એક થાળ હોય છે. તે થાળીમાં એક નારિયેળ, રાખડી, સળગતો દીવો અને તિલક કરવા માટે લાલ રંગનું કંકુ હોય છે. તે સ્ત્રી પહેલા રાખડી બાંધે છે. પછી માથા પર તિલક કરે છે, ત્યાર પછી નારિયેળ હાથમાં આપે છે. ત્યાર પછી

મુસલમાન (રાખડી બંધાવનારો) તે થાળીમાં રૂપિયા નાંખે છે. એ રીતે તે હિંદુ સ્ત્રી અને મુસલમાન જેને રાખડી બાંધવામાં આવી છે, ભાઈ – બહેન બની જાય છે. હિન્દુ – મુસ્લિમ એકતા કાયમ રાખવા માટે આવું કરવામાં આવે છે. તો શું આવું કરવું જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મોમિનની શાન એ છે કે અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ની ફરમાંબરદારી કરે, જાન, (સૂરએ અન્ફાલ : ૨૦) માલ ઈજ્જત અને આબરૂ, નફો અને નુકસાનનો માલિક અલ્લાહને માને, (સૂરએ આલિ ઈમરાન : ૨૬) તેનો અકીદો હોય કે અલ્લાહ તઆલાના હુકમ વગર એક પાંદડું પણ હરકત કરી શકતું નથી, (સૂરએ અન્આમ : ૫૯) ટુંકમાં મુસલમાને દરેક સ્થિતિમાં અલ્લાહ પાક પર ભરોસો રાખવો જોઈએ.

મુસલમાન કુફ્ર અથવા કુફ્રની ઓળખ (એટલે જેનાથી કાફિરની ઓળખ થાય છે, જેમકે જનોઈ બાંધવી, રાખડી બંધાવવી, કપાળ અથવા માથે ટીલું કરવું, માથે ચોટલી રાખવી વગેરે) ખુશીથી અપનાવે, તો ઈમાનથી નીકળી જશે, શર્હે ફિક્હે અકબરમાં લખ્યું છે પારસીઓની ટોપી અથવા જનોઈ (જે ધાર્મિક ઓળખ છે.) પહેરશે તો ઈમાનથી નીકળી જશે. હાં, જો મજબૂરી હોય અથવા જાનનો ખતરો હોય તો આ વસ્તુઓ અપનાવી લે, તો ઈમાનથી નહીં નીકળે. (શર્હે ફિક્હે અકબર :૨૨૭)

માટે જે મુસલમાનોએ આ કાર્ય કર્યુ છે તેઓ ઈમાનથી નીકળી જશે. તેમના માટે જરૂરી છે કે ઈમાનને તાજુ કરી લે અને નિકાહ ફરી પઢી લે, કારણ કે ઈમાનથી નીકળી જવાથી "નિકાહ" તૂટી જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩૩૭) માટે નિકાહ ફરી પઢવા જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મસ્લિહતને કારણે કોઈ બિન મુસ્લિમના અંતિમ સંસ્કારમાં હાજર રહેવાથી કુફ્ર લાગી જશે ?

**સવાલ (૧૪૭) :** અમારો દેશ દક્ષિણ આફ્રિકા અત્યારે રાજકીય અને આર્થિક રીતે ખૂબ જ ગંભીર પરિસ્થિતિમાંથી પસાર થઈ રહયો છે. દેશની મોટા ભાગની વસ્તી હબ્શીઓની છે, જે લગભગ ૯૩ ટકા છે. લગભગ ૪૦૦ વર્ષ સુધી ગોરાઓની હુકૂમત રહી અને હબ્શીઓ પર ખૂબ જ અત્યાચાર કર્યો. ગોરાઓએ એક કાનૂન બનાવ્યો હતો. તેને લીધે ગોરાઓ જ હુકૂમત કરી શકતા હતા. હબ્શીઓના મતાધિકાર પણ છીનવી લીધા હતા. શાળા કોલેજોમાં પણ કાળા–ગોરાનો ભેદભાવ

કરવામાં આવતો હતો, દેશના મોટા મોટા શહેરો અને વિકસિત શહેરો ગોરાઓ માટે ખાસ હતા. બિચારા કાળા લોકોને ત્યાં સ્થાયી થવાની તો દૂરની વાત રાત રોકાવવાની પણ પરવાનગી ન હતી.

ટુંકમાં હમણાં દેશ કટોકટીમાંથી પસાર થઈ રહયો છે, આજની સ્થિતિ એક નવી ક્રાંતિની આગાહી કરી રહી છે અને આશા છે કે નજીકમાં જ સામાન્ય ચૂંટણીઓ પણ યોજાય, તેમાં દેશની દરેક જાતિને સમાન અધિકારો મળે. સામાન્ય ચૂંટણીઓમાં ભાગ લેનાર પાર્ટીઓમાં એક પાર્ટી ઈ. એન. સી. છે. ભવિષ્ય જોતા દેશના કેટલાક ઉલમાએ કિરામ આ પાર્ટીને સમર્થન કરે છે. આઝાદીની ચળવળ ચલાવવાની સજામાં ગોરાઓએ આ પાર્ટીના એક નેતાની હત્યા પણ કરી નાંખી છે. તેને કારણે દેશમાં એક હંગામો શરૂ થઈ ગયો છે, તેના અંતિમ સંસ્કારમાં કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર બધાને આમંત્રણ આપવામાં આવ્યું, મસ્લિહતને કારણે કેટલા ઉલમાએ કિરામે પણ તેમાં હાજરી આપી. તેથી જો ભવિષ્યમાં તેમની સરકાર બને, જેથી હાલાતથી એવી આશા દેખાય છે, તો મુસલમાનોને દુશ્મન સમજીને કોઈ તકલીફ ન પહોંચાડે, જયારે દેશના અન્ય ઉલમાએ કિરામ બિન મુસ્લિમના આ અંતિમ સંસ્કારમાં ઉલમાએ કિરામની હાજરીથી નારાજ છે. તેમનું કહેવું છે કે બિન મુસ્લિમોના જનાઝામાં હાજરી આપવી હરામ અને કુફ્ર છે, જે લોકો જનાઝામાં હાજર રહયા તેમને પોતાના ઈમાન અને નિકાહ અંગેનું પુનરાવર્તન કરવું જોઈએ. કુર્આને કરીમનો સ્પષ્ટ હુકમ છે.

مَاكَانَ لِلنَّبِيِّ وَالَّذِيْنَ اٰمَنُوْا اَنْ يَّسْتَغْفِرُوْا لِلْمُشْرِكِيْنَ وَلَوْ كَانُوْا اُولِىْ قُرْبٰى مِنْ بَعْدِ
مَاتَبَيَّنَ لَهُمْ اَنَّهُمْ اَصْحٰبُ الْجَحِيْمِ۔

"નબી અને મુસલમાનોને યોગ્ય નથી કે મુશરિકો માટે ભલે ને તેઓ સગા સંબંધીઓ હોય (તો પણ) બખ્શિશ ચાહે. એ પછી તેઓ પર આ વાત જાહેર થઈ ગઈ હોય કે તેઓ જહન્નમી છે. (સૂરએ તવબહ :૧૧૩)

ટુંકમાં આ પ્રશ્નમાં અહીયા મુસલમાનોમાં ખૂબ જ પરેશાની છે કે ઉલમાએ કિરામનું કયું જુથ સત્ય પર છે ? કયા જૂથની વાત માનવામાં આવે ? સંતોષકારક જવાબ આપવા નમ્ર અરજ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સમજવા માટે પ્રસ્તાવના રૂપે બે પ્રકારના ઉસૂલ સમજવા જરૂરી છે (૧) الیقین لا یزول بالشک એટલે જેની સાબિતી યકીની અને નિર્ણાયક દલીલથી હોય. તેને માત્ર શંકાની બુનિયાદ પર દાબી દેવામાં નહી આવે. (૨) الاسلام یعلو ولا یعلی ઈસ્લામ વિજયી જ રહે છે. (દારે કુત્ની : ૪ / ૩૭૧, હદીસ નં. ૩૬૨૦) તેની ઉપર કોઈ વસ્તુ વિજયી બની શકતી નથી.

ઉપરોકત બંને ઉસૂલોની બુનિયાદ પર એ વાત સ્પષ્ટ થાય છે કે જે લોકોએ બિન મુસ્લિમ નેતાના જનાઝામાં હાજરી આપી છે. તેમનું તેમાં હાજર રહેવું સામાજિક મસ્લિહતને કારણે માની લો, જો કોઈ મસ્લિહત ન પણ હોય તો પણ તેમના આ કાર્યથી ઉપરોકત ઉસૂલ પ્રમાણે ગુનાહનું કાર્ય તો જરૂર ગણાશે પરંતુ તેમને કાફિર ગણવામાં નહી આવે. એટલા માટે તેમનું ઈમાન નિશ્ચિત પણે બાકી છે. અને કાફિરના જનાઝામાં શરીક થવાના ઘણા કારણો છે અને માત્ર શંકાને કારણે કોઈ યકીની દલીલને છોડી ન શકાય, الیقین لا یزول بالشک કારણ કે કુફ્ર મહાપાપ છે અને તેનાથી મોટો કોઈ ગુનોહ નથી જેમકે આ ગુનાહની સજા સૌથી મોટી છે અને મહાન ગુનાહની તપાસ માત્ર શંકાને કારણે નહી થાય.

એવી રીતે એ વાત પણ યાદ રહે કે કુફ્રનો મામલો ખૂબ જ નાજુક છે, જો કોઈની અંદર ૯૯ કુફ્રની શકયતાઓ જોવામાં આવે અને એક જ શકયતા ઈમાનની હોય તો પણ તેને મોમિન સમજવામાં આવશે, એટલા માટે કે الاسلام یعلو ولا یعلی ઈસ્લામ વિજયી જ રહે છે. તેની ઉપર કોઈ વસ્તુ વિજયી બની શકતી નથી.

હાલાંકે તે ઉલમાએ કિરામે બિન મુસ્લિમ નેતાની અંતિમ ધાર્મિક વિધિમાં સામાજિક લાભ ખાતર હાજરી આપી છે, તેમનો હેતુ પણ નેક છે તે એ કે મુસલમાનોને નુકસાનથી બચાવવામાં આવે અને તેમના જાન અને માલની સુરક્ષા માટે યોગ્ય યુકિત અપનાવવામાં આવે. શરીઅતમાં નફરત – ધૃણા સમયે કલિમએ કુફ્ર અને આમાલે કુફ્રની પણ પરવાનગી આપી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૭ / ૧૭૫) શરત એ છે કે દિલ ઈમાનથી ખુશ હોય, માટે તે લોકો માટે બિન મુસ્લિમની "અંતિમ ધાર્મિક વિધિ"માં હાજર રહેવાની ગુંજાઈશ છે. મનાઈ નથી, તેમાં હાજર રહેવાને કુફ્ર ગણવામાં નહી આવે.

હવે વધુમાં વધુ હદીષે પાક من کثر سواد قوم فهو منهم અને من تشبه بقوم فهو منهم (અબૂ દાવૂદ : ૨ / ૫૫૯, હદીસ નં. ૪૦૩૧) થી વિરોધ કરી શકાય છે. કે પેહલી

હદીસમાં હુઝૂર (સલ.) એ ફરમાવ્યું : જે માણસ મેળો કરે જેની ધર્મમાં કોઈ અસલ ન હોય, તે તેમનામાંથી જ છે. બીજી હદીસમાં આપ (સલ.) એ ફરમાવ્યું : જે માણસ કોઈ કોમની એકરૂપતા અપનાવશે, તે તેમનામાંથી જ છે, આ બંને હદીસોથી માલૂમ થયું કે જે પણ કોઈ મેળાનું કારણ બને અથવા તેમની એકરૂપતા અપનાવે, તેનો સમાવેશ તેમનામાં જ થશે. બિન મુસ્લિમની અંતિમ ધાર્મિક વિધિમાં હાજરી તેમની સંખ્યામાં વધારાનું કારણ છે અને સાથે જ તેમની એકરૂપતા પણ છે, માટે એવા લોકોનો તેમનામાં જ સમાવેશ થવો જોઈએ.

આ આક્ષેપનો જવાબ એ છે કે આ પ્રકારની મનાઈ જરૂર વખતે અને કોઈ નેક કાર્યના હેતુ માટે પ્રિય બની જાય છે, જેમકે ફિકહનો એક ઉસૂલ છે" الضرورات تبيح المحظورات "એટલે જરૂરતને કારણે કેટલીક મનાઈ કરેલી બાબતો પ્રિય બની જાય છે, બીજો એક ઉસૂલ છે. الأمور بمقاصدها એટલે કેટલાક કાર્યોનો જાઈઝ અને નાજાઈઝ હોવાનો સંબંધ તેના હેતુ સાથે છે. (અલ આશબહ વલ નઝાઈર : ૨૩) જો હેતુ નેક છે તો તે કાર્ય પણ જાઈઝ અને યોગ્ય છે અને મકસદ સહીહ નથી તો તે કાર્ય પણ જાઈઝ નથી.

આયતે પાક

مَا كَانَ لِلنَّبِيِّ وَالَّذِينَ آمَنُوا أَنْ يَسْتَغْفِرُوا لِلْمُشْرِكِينَ وَلَوْ كَانُوا أُولِي قُرْبَىٰ مِنْ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمْ أَنَّهُمْ أَصْحَابُ الْجَحِيمِ ﴿١١٣﴾ (સૂરઅ તવબહ : ૧૧૩)

માં જે મનાઈ આવી છે તે મનાઈ હકીકતમાં કાફિરો માટે દુઆ અને ઈસ્તિગ્ફારની કરવામાં આવી છે. એટલે એક મુસલમાન માટે જાઈઝ નથી કે તે કાફિર માટે દુઆ અને ઈસ્તિગ્ફાર કરે.

જયાં સુધી કાફિરોની કબરો પર જવાનો અને ઝિયારતનો મસ્અલો છે, તો એ વિશે ઉલમાએ કિરામમાં મતભેદ છે, માટે તેનું કરવું કુફ્ર કઈ રીતે હોઈ શકે ? સાહિબે રૂહુલ મઆની અલ્લામા આલૂસી લખે છે " સાવચેતીનો તકાદો એ છે કે કાફિરની કબરની ઝિયારત ન કરે." (રૂહુલ મઆની : ૫ / ૩૪૩)

ખુલાસો એ છે કે જે ઉલમાએ કિરામે બિન મુસ્લિમ નેતાની અંતિમ ધાર્મિક વિધિમાં હાજરી આપી છે, તેમને દીની અને સામાજિક તકાદાને ધ્યાનમાં રાખીને આ કાર્ય કર્યુ છે, તેમનું હાજર થવું શરીઅતમાં જાઈઝ છે, કારણ વગર તેમના ઉપર

કુફ્રનો અને ફિસકનો ફતવો લગાવવો નાજાઈઝ છે, તેનાથી બિલકુલ પરહેજ કરવામાં આવે. કફત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કુફ્રની નિશાનીઓની જાહેરાત કરવી જાઈઝ નથી

**સવાલ (૧૪૮) :** મારો એક મિત્ર છે, તેની દુકાન છે, તે દર વર્ષે કેલેન્ડર છપાવીને પોતાના ગ્રાહકોને મફતમાં વહેંચે છે, ગ્રાહકોમાં હિંદુ અને મુસ્લિમ બંને હોય છે, મુસલમાનોને ઈસ્લામી ચિહ્નો – નિશાનીઓ : કાબા, મસ્જિદ વગેરેના ફોટાવાળા કેલેન્ડર આપે છે. જયારે કે હિંદુઓને હિંદુઓના ચિહ્નો–નિશાનીઓ દા.ત. મંદિર, ગણપતિ, સાઈબાબા અને બીજી મુર્તિઓના ફોટાવાળા કેલેન્ડર આપે છે. તો તેમનું આ કાર્ય શરીઅતમાં કેવું છે ? જાઈઝ અથવા નાજાઈઝ ? જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાજાઈઝ છે, કુફ્ર અને કુફ્રની ઓળખ – ચિહ્નોની જાહેરાત પણ હરામ છે. (ફયઝુલ કદીર : ૬ / ૧૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## (૫) ગાયનની પ્રશંસા કરવી.

**સવાલ (૧૪૯) :** રેડિયો પર ગાયન – ગીત આવી રહયું હતું, એક વ્યકિતએ કહયું" વાહ ! કેટલું સરસ છે, દિલ ખુશ થઈ ગયું !" આ પ્રકારે ગાયન – ગીતની પ્રશંસા કરવી કે કોઈ પણ ગુનાહના કાર્યની પ્રશંસા કરવી શરીઅતમાં કેવું છે ? તેનાથી ઈમાનમાં કોઈ ખરાબી તો નહીં આવે ? સંતોષ કારક જવાબ આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુનાહિત કામોની પ્રશંસા કરવી ગુનોહ છે અને એહલે સુન્નત વલ જમાઅતનો અકીદો એ છે કે વ્યકિત ગુનાહને કારણે ઈમાનથી નીકળી જતો નથી. માટે પૂછેલી સૂરતમાં તે વ્યકિત ઈમાનથી નીકળી નહીં જાય, ઈમાન તો ખૂબ જ મજબૂત વસ્તુ છે. જો કોઈ માણસ નાના ગુનાહ કરે કે મોટા ગુનાહ કરે, ગુનોહ અને હરામ સમજીને કરે તો તે ઈસ્લામના ડાયરામાંથી નીકળી નહીં જાય. (અકીદતુત્તહાવી : ૨૧) અલબત્ત ગુનાહો કરવા ઘણી ખરાબ વસ્તુ છે, અલ્લાહની નારાજીને દાવત આપનારી વસ્તુ છે, તેનાથી બચવું ખૂબ જ જરૂરી છે, જો કયારેક ગુનોહ થઈ જાય તો તરત જ માફી માંગી લેવી જોઈએ. (ઈબ્ને માજહ : ૩૧૩, હદીસ નં. ૫૨૫૧) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કુંડલી કાઢવી અને તેના તકાઝા પર અમલ કરવો.

**સવાલ (૧૫૦) :** એક ઘરમાં ખૂશીનો મોકો હતો, સગા – સંબંધીઓ અને આસપાસના ઘણાં લોકો એકત્ર થઈ ગયા, તે વખતે ઘરમાંથી એક વસ્તુની ચોરી થઈ ગઈ, ઘરવાળાઓએ ચોરનું નામ જાણવા જન્માક્ષર કઢાવી, તેમાં બે વ્યકિતઓના નામ આવ્યા, તે બંને કહે છે કે અમે ચોરી નથી કરી, ઘરના સભ્યો કહે છે કે અમે તમને દરગાહ પર લઈ જઈને કડું પહેરાવીશું જો તમારી વાત સત્ય અને સાચી હશે તો કડું ખુલી જશે, નહી તો આ કડું તમારા માસ સાથે ફીટ થઈ જશે. તો હવે પ્રશ્ન એ છે કે શું આ પ્રમાણે અકીદો રાખવો અને જન્માક્ષર – કુંડળી કઢાવવી અને તેના ઉપર અમલ કરવો શરીઅતમાં જાઈઝ છે ? આ અકીદો લોકોમાં ખૂબ જ પ્રચલિત છે. શું તેનાથી ઈમાન અને નિકાહમાં કોઈ ફરક પડશે ? વિસ્તૃત જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જન્માક્ષર – જન્મ કૂંડલી જોવી અને બતાવવી હરામ છે અને તેની વાતને સત્ય માનવી જાઈઝ નથી., અજ્ઞાનતાના યુગમાં, ભવિષ્યવાણી, જ્યોતિષ શાસ્ત્ર અને જન્મ કુંડલીઓનું જ્ઞાન સામાન્ય હતું, રસૂલુલ્લાહ (સલ.) એ આ વિશે હિદાયત આપી કે આ જ્ઞાન વિશ્વાસ પાત્ર નથી અને આ વસ્તુઓ પણ વિશ્વાસ કરનારો મુહમ્મદ (સલ.) ના લાવેલા દીનનો ઈન્કાર કરનાર છે.

(મુસ્નદે અબૂ યઅલા : ૯ / ૨૮૦, હદીસ નં. ૫૪૦૯)

ભવિષ્યવાણી એટલે શયતાનની મદદથી ભવિષ્યમાં થનારી વસ્તુઓ બતાવવી અને જયોતિષ એટલે તારાઓ અને ગ્રહોની ગતિ જોઈને ભવિષ્યમાં થનારી વસ્તુઓ જાણવી અને બીજાઓને બતાવવી, જન્મ કુંડલી પરથી ભાગ્ય બતાવનાર એટલે ભૂતકાળમાં થયેલા બનાવો જાણવા માટેનું જ્ઞાન મેળવવું કે કોણે ચોરી કરી હતી ? ફલાણી વસ્તુ ખોવાઈ ગઈ છે તે કોની પાસે છે ? નાસી છૂટેલો છોકરો કયા છે ? વગેરે, ટુંકમાં આ પ્રકારની વસ્તુઓ જાણવા માટે શયતાની જ્ઞાન મેળવવું. આ પ્રકારના જ્ઞાનને રસૂલુલ્લાહ(સલ.) એ નાજાઈઝ કહયું છે. (નનવી : ૧ / ૨૦૩)

જન્મ કુંડલીનો સંબંધ શુકન – અપશુકન સાથે છે. શુકન – અપશુકન બતાવનારો ભૂતકાળમાં થનારી કોઈ પણ ઘટના (દા.ત. ચોરી કરનાર કોણ છે ?

ફલાંણો છોકરો કયા નાસી ગયો ? વગેરે) ને શયતાનની મદદથી બતાવે છે અને તે હરામ છે કારણ કે શયતાન ગૈબની વાતોને નથી જાણતો, (સૂરએ નમ્લ : ૬૫) શયતાન કેવી રીતે બતાવી શકે છે કે ચોરી કરનાર કોણ છે ? જેને નસીબ જોનારા પાસે જઈને કોઈ વસ્તુ જાણવાની કોશિશ કરી ( તેને કોઈ વસ્તુ વિશે વિસ્તૃત માહિતી પૂછી) તો તેની ચાલીસ દિવસની નમાઝો કબૂલ નહીં થાય (મુસ્લિમ શરીફ : ૨ / ૩૯૩)

હઝરત અબૂ હુરયરહ(રદિ.)થી રિવાયત છે કે જે માણસ જ્યોતિષ કે શુકન–અપ શુકન બતાવનારા પાસે ગયો અને તેને બતાવેલી વાતોને સત્ય માની, તો તેણે હઝરત મુહમ્મદ (સલ.) પર ઉતારવામાં આવેલા હુકમોનો ઈન્કાર કર્યો.

(મિશ્કાત : ૧ / ૧૭)

માટે ઉપરોકત હદીસને કારણે જન્મ કુંડળી કાઢનારા પાસે જઈને તેને કહેલી વાતોને સત્ય માનવી હરામ છે. તેણે બતાવેલી વાતો પર વિશ્વાસ કરવાને લીધે તેની ચાલીસ દિવસની નમાઝો કબૂલ નહીં થાય, અને જે કોઈ વ્યકિતએ તેને સત્ય માની તો ઈસ્લામમાંથી નીકળી જવાનો પણ ભય છે.

જન્મ કુંડળી બતાવનારની વાતોને સત્ય માનવી એટલા માટે હરામ છે કે કોઈ પણ ચોરીનો ગુનોહ સાબિત કરવા માટે દાવો કરનારે બે ગવાહો રજૂ કરવા જરૂરી છે જયારે કોઈ ગવાહ નથી તો શરઈ દલીલ વગર કોઈને ચોર કહેવો અને તેના ઉપર ચોરીનો આક્ષેપ લગાવવો, હકીકતમાં તેની ઈજ્જત પર હાથ મારવો છે, જે હરામ અને નાજાઈઝ છે.

ઉપરાંત શયતાન અથવા જન્મ કુંડળી કાઢનારની વાતને સત્ય હોવાનો વિશ્વાસ કરવો તો વધારે ખતરનાક છે, તેનું ઈમાન નીકળી જવાનો વધુ ખતરો રહેલો છે. (શરહે અકાઈદે નસફી : ૧૭૦)

પછી તેની જન્મકુડળીને કારણે બીજા ગુનાહો પણ થવાનો ભય રહે છે. જેમકે સંબંધિત વ્યકિતને દરગાહ પર એ નિય્યતે લઈ જવો કે કબરવાળો તેના ચોર હોવાની જાણ કરશે. હાલાંકે અવલિયા ગૈબની વાતોને નથી જાણતા. (સૂરએ નમ્લ : ૬૫) જો કે દરગાહ પર એ નિય્યતથી લઈ જવા પણ હરામ છે. આ કામ શયતાન તરફથી છે, જે માનવીનો ખુલ્લો દુશ્મન છે. શયતાન ઘણી પાયા વગરની વાતોને ફેલાવીને લોકોના ઈમાનને બરબાદ કરે છે. માટે કડું પહેરાવીને ચોરીની હકીકત જાણવી બિલ્કુલ જાઈઝ નથી.

"કડું પહેરાવીને ચોરને જાણવાનો તરીકો" રસૂલુલ્લાહ (સલ.) એ નથી બતાવ્યો બલકે તે નબવી તાલીમ વિરુધ્ધ છે.

ઉપરોકત તરીકામાં ચોરને ઓળખવા માટે વલીને આલિમુલ ગૈબ સમજવું જરૂરી બને છે અને કોઈ વલીને આલિમુલ ગૈબ સમજવું ઈમાનથી નીકળી જવાનું કારણ છે અને કોઈ ઈમાનથી નીકળી જાય (ધર્મ વિમુખ બની જાય) તો તેની પત્ની પણ નિકાહથી નીકળી જશે અને બીજી વખતે ઈમાનનો કલિમો પઢી ઈમાનમાં દાખલ થઈ નિકાહ ફરી પઢવા જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૪ / ૨૪૬)

ઘણી કબરો પર જે બુરાઈઓ અને ચમત્કારી કાર્યો થાય છે, તે શયતાની કાર્યો હોય છે અથવા હાથની કળા હોય છે. શયતાન માનવીને ગુમરાહ કરવા અને તેના ઈમાનને બરબાદ કરવા વિવિધ દાવ અજમાવે છે, માટે કડું પહેરાવીને ચોરીની તપાસ કરવી હરામ છે.

આજકાલ કબરો ઉપર જે શિર્કિય્યહ અને કુફિયહ ખરાબીઓ થાય છે તે જોઈને આ પ્રકારની ચમત્કારી વસ્તુઓ જોઈને અવલિયાની કરામત કહેવી ઘણી મુશ્કેલ છે. આ તો શયતાની ખેલ છે, તેનાથી તે માનવીઓને ગુમરાહ કરે છે, માટે આ વસ્તુઓથી બિલ્કુલ દૂર રહેવાની જરૂરત છે. નહી તો ઈમાન બરબાદ થઈ જવાનો ખતરો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોંધ :** આ સિલસિલામાં વિસ્તૃત માહિતી માટે મારુ પુસ્તક "અકાઈદે ઈસ્લામ"નું વાંચન કરો.

## (૭) શુકન-અપશુકન માલૂમ કરવું જાઈઝ છે કે નહી ?

**સવાલ (૧૫૧) :** આજે જે લોકો જન્મ કુંડળી બતાવે છે (શુકન અપશુકન) ભલે તે મુસલમાન હોય કે બિન મુસ્લિમ, જન્મ કુંડળી બતાવવી જાઈઝ છે કે નહી ? જેમકે બિન મુસ્લિમો અનાજના દાણા પર જન્મકુંડળી લે છે. એવી રીતે મુસલમાનો પણ આવું કાર્ય કરે છે અને કેટલાક મુસલમાનો નાના બાળકોને બેસાડીને લોહીમાં જુએ છે, અથવા એ પ્રકારનો કાચ રાખે છે. જેમાં ચોરી કરનારાની અથવા ભાગી જનારાનું ચિત્ર બતાવે છે, આ વસ્તુઓની શી હકીકત છે ? શરીઅતમાં તેની હકીકત છે કે નહી? અને ન માનવાના કયા ફાયદા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સવાલમાં નીચે આપેલા ત્રણ (પ્રકારના) લોકો શામેલ છે, આ બધા

કાર્યો હરામ છે અને કેટલાક કાર્યો એવા છે જેનાથી વ્યકિત ઈમાનથી નીકળી જાય છે. આ પ્રકારના લોકોના સહવાસમાં રહેવાથી ઘણાં ભોળા લોકો પોતાનું ઈમાન બરબાદ કરી નાંખે છે.

**(૧) જયોતિષ :** ચંદ્ર અને તારાઓની ગતિ અને ગ્રહોથી વાતો બતાવે છે. વરસાદની આગાહી કરે છે. અનાજના ભાવોની વધઘટ બતાવે છે, જો તે લોકોનો એ અકીદો હોય કે આ બધું ચંદ્ર અને તારાઓની અસરને કારણે જ થાય છે તો આ પ્રકારનો અકીદો રાખનારો મુસલમાન ઈમાનથી નીકળી જાય છે. તે વિશે નીચેની હદીસો બયાન કરવામાં આવે છે.

અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે જયારે અલ્લાહ તઆલા આકાશથી વરસાદ વરસાવે છે તો કેટલા લોકો કાફિર બની જાય છે, જે લોકોનું કહેવું હોય છે કે ફલાંણો તારો ફલાણી રાશિમાં હતો. એટલા માટે વરસાદ થયો.

(મુસ્લિમ શરીફ : ૧ / ૫૯, હદીસ નં. ૭૨)

બીજી હદીસમાં છે કે હુદૈબિયા સ્થળે ફજરની નમાઝ પછી આપ (સલ.) એ ફરમાવ્યું કે શું તમે જાણો છો કે તમારા પાલનહારે શું કહયું ? સહાબા(રદિ.)એ જવાબ આપ્યો કે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) વધારે જાણે છે. તેની ઉપર આપ (સલ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે મારા કેટલાક બંદાઓ મુસલમાન રહયા અને કેટલાક કાફિર થયા, જે લોકોએ કહયું કે અલ્લાહના હુકમ અને ફઝલથી વરસાદ થયો, તો તે લોકો મારા ઉપર ઈમાન લાવ્યા અને તારાઓનો ઈન્કાર કર્યો અને જે લોકોએ કહયું કે તારાઓને કારણે વરસાદ થયો, તો તે લોકો ગ્રહો ઉપર ઈમાન લાવ્યા અને મારો ઈન્કાર કર્યો. (બુખારી શરીફ : ૧ / ૧૧૭, ૮૪૬)

એક રિવાયતમાં આપ (સલ.) નું ફરમાન છે કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓથી પાંચ વર્ષ માટે વરસાદ રોકી રાખે. પછી વરસાદ થાય તો કેટલાક લોકો કાફિર થઈ જશે. કારણ કે તેઓ એવું કહે છે કે ફલાણાં ગ્રહના લીધે આવું થયું.

(નસાઈ : ૩ / ૧૬૫, હદીસ નં. ૧૫૨૬)

ઉપરની હદીસોથી સાબિત થાય છે કે જે લોકો અલ્લાહ તઆલાની શકિત અને કુદરતનો ઈન્કાર કરીને એ અકીદો રાખે છે કે ગ્રહોના લીધે દુનિયામાં વરસાદ થાય છે, એવી જ રીતે દુષ્કાળ, ઠંડી, ગરમી અથવા ભાવોમાં વધઘટ તારાઓના અસરને લીધે થાય છે, તો એ લોકો અલ્લાહ તઆલાની કુદરતનો ઈન્કાર કરે છે અને તેની કુદરત અને શકિતમાં બીજાને ભાગીદાર બનાવે છે. તેનાથી તેમનું ઈમાન બાકી

રહેતું નથી અને તેઓ ઈમાનથી નીકળી જાય છે.

**(૨) શુકન – અપશુકન :** આ લોકો શયતાન અને જિન્નાતથી સંબંધ રાખીને તેમની બતાવેલી વાતો લોકોને બતાવે છ, એ પણ હરામ છે, રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે લોકો ભવિષ્ય બતાવનારાઓ પાસે જઈને તેમની વાતો સાંભળે છે અને માને છે, તે લોકો અલ્લાહ તઆલા તરફથી જે હુકમો રસૂલુલ્લાહ (સલ.) પણ ઉતર્યા છે તેનો ઈન્કાર કરનારા છે.

(અહમદ : ૧૫ / ૩૩૧, હદીસ નં. ૯૫૩૬, અબૂ દાવુદ : ૨ / ૫૪૫ , હદીસ નં. ૩૯૦૪)

માટે જે લોકો એ અકીદો રાખે છે કે જિન્નાતોએ આ પ્રકારે બતાવ્યું છે, માટે આવું જ થશે, તો તેઓ અલ્લાહ તઆલાની કુદરતના ઈન્કારને કારણે ઈસ્લામથી નીકળી જશે.

**(૩) અરીફ :** ત્રીજો પ્રકાર તે લોકોનો છે જે દાણાઓ કે નખમાં જોઈને ચોરની નિશાની આપે છે અથવા બિમારીનો ઈલાજ કરે છે. ઉપરાંત તેના દ્વારા ભૂત, પ્રેત, વગરે દૂર કરે છે આ બધી વસ્તુઓ પણ હરામ છે, તે લોકોને "અરીફ" કહે છે. શરીઅતમાં કોઈને ચોર સાબિત કરવા માટે ગવાહોનું હોવું જરૂરી છે.

(નવવી : ૧૦ / ૨૩૨)

દાણા જોઈને બતાવવામાં ઘણાં સારા લોકો પર પણ શંકા જાય છે. તેના કારણે બદગુમાની, ફિત્ના, દુશ્મની વગેરે પેદા થાય છે, રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે જે વ્યકિત અરીફ પાસે ગયો અને તેનાથી કોઈ વાતમાં સવાલ કર્યો, તેની ચાલીસ દિવસની નમાઝ કબૂલ નહી થાય.

(મુસ્લિમ શરીફ : ૨ / ૨૩૩, હદીસ નં.૧૨૫ – ૨૨૩૦)

ટુંકમાં આ પ્રકારના લોકો પાસે જવું અને ભવિષ્ય જાણવું અથવા પોતાની હાજત તેમનાથી પૂરી કરાવવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) સુફીની સુફીયત પર મઝાક કરવો.

**સવાલ (૧૫૨) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે ઝૈદ નમાઝ અને રોઝાનો પાબંદ છે. અમામો બાંધે છે અને હાથમાં અસો પણ રાખે છે, ખાલિદ હંમેશા તેની ઉપર હંસે છે અને કહે છે કે માશાઅલ્લાહ ! આપ તો સુફી સાહેબ છો, ખૂબ જ આબિદ અને પરહેજગાર છો. લાગે છે કે આપ મેઅરાજના સફરથી આવ્યા છો, સવાલ એ છે કે આ પ્રકારના શબ્દો કહેવા જાઈઝ છે કે નહી ? એવા શબ્દો

બોલાનાર વિશે શરીઅત શું કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સૂરતમાં એ જોવામાં કે આવશે કે આ શબ્દો કહેવાનો હેતુ ઝૈદનો મઝાક કરવાનો છે અથવા તેની પ્રશંસા. અસો, અમામો અને દીનને તુચ્છ સમજવું છે અથવા બીજો કોઈ ? જો ઝૈદનો મઝાક કરવાનો હેતુ છે, તો આ નાજાઈઝ છે. કુર્આને કરીમે ફરમાવ્યું કે "એક કૌમ બીજી કોમની મઝાક ન ઉડાવે. બની શકે છે કે તેમની મઝાક ઉડાવવામાં આવી રહી છે તે મઝાક ઉડાવનારાઓથી ઉત્તમ હોય."

(સૂરએ હુજૂરાત : ૧૧)

આ આયતના સંદર્ભમાં સાહિબે રૂહુલ મઆની લખે છે કે "જેની મઝાક ઉડાવવામાં આવી રહી છે તેને ધૃણાની નજરોએ જોવો પણ જાઈઝ નથી, અને અલ્લામા કુર્તુબીનું કથન નકલ કર્યુ છે કે મઝાકનો મતલબ તેને તુચ્છ સમજવો છે. એટલે જેની મઝાક ઉડાવવામાં આવી રહી છે તેની ખામી અથવા તેની શકલ પર હસવું અથવા કથનથી, કાર્યથી, ઈશારાથી તેને તકલીફ આપવી છે અને આ બધું ના જાઈઝ છે. (રૂહુલ મઆની : ૧૩ / ૩૩૦) કુર્આની હુકમોમાંથી છે કે મુસલમાનને તકલીફ પહોંચાડવી ફિસક છે અને ફિસક નાજાઈઝ છે.

وأذية المسلم فسوق وذلك لايجوز

(અહ્કામુલ કુર્આન : ૪ / ૧૫૫) માટે આવી વ્યકિત ફાસિક અને ગુનેહગાર છે. તેને આ કાર્યથી તોબા કરવી જોઈએ.

અને જો અસો, અમામો અને દીનની મઝાક કરવાનો હેતુ છે, તો એ કુફ્ર છે, મુલ્લા અલી કારી (રહ.) એ ઝહરીયાથી નકલ ફરમાવ્યું છે :

من قال لفقيه أخذ شاربه ما أعجب قبحًا أو أشد قبحًا أخذ الشارب ولف طرف العمامة تحت الذقن يكفر يعنى وهو مستلزم لاستخفاف الانبياء لان العلماء ورثة الانبياء وقص الشارب من سنن الانبياء فتقبيحه كفر بلا اختلاف بين العلماء (شرح الفقه الاكبر۔ ملاعلى القارى ( م: ۱۰۱۴ھ) ۲۱۳ فصل فى العلم والعلماء)

આ કથન પરથી માલૂમ થયું કે અંબિયા (અલૈ.)ની સુન્નતોમાંથી કોઈ પણ સુન્નતને તુચ્છ સમજવી કુફ્ર છે અને અસો, અમામો વગેરે હુઝૂર (સલ.) ની સુન્નત છે માટે તેને તુચ્છ સમજવું પણ કુફ્ર છે. મસાયરહમાં છે.

ولاعتبار التعظيم المنافى للاستخفاف كفر الحنفية بألفاظ كثيرة وأفعال تصدر من المتهتكين لدلالتها على بسبب أنه إنما فعلها النبى ﷺ زيادة أواستقباحها كمن استقبح من آخر جعل بعض العمامة تحت حلقه أو إخفاءٔ شاربه (البحر الرائق : ٥ /١١٩، باب أحكام المرتدين، ط: دار الكتاب الإسلامى)

આ કથનથી માલૂમ થયું કે સુન્નતને ખરાબ સમજવી કુફ્ર છે, ઉમ્દતુલ ફિકહમાં છે કે "અમારા ઈમામ અબૂ હનીફા (રહ.)ની નજીક આ (કુફ્ર અને કુફ્રના કાર્યો) નો નિયમ એ છે કે સુન્નત, હદીસે કૌલી અને ફેઅલી અથવા હુઝૂર (સલ.) ની કોઈ હાલતને કોઈ તુચ્છ અથવા તેનો ઈન્કાર કરે તો કાફિર થઈ જાય છે. " એક બીજી જગ્યાએ લખે છે : કોઈ નબીને તુચ્છ સમજવું દા.ત. તેમની કોઈ વાત પર ખામી કાઢવી અથવા તેમના કોઈ કાર્ય પર હસવું વગેરે , આ બધા કાર્યોમાં કાફિર થઈ ગયો. (ઉમ્દતુલ ફિકહ : ૧ / ૫૯) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) બિદઅતો ફેલાવનારા અને દેવબંદના અકાબિરને કાફિર કહેનારા ઈમામનો હુકમ

**સવાલ (૧૫૩)** : અમારા બરોડાની જામેઅ મસ્જિદમાં એક આલિમ જુમ્આ અને ઈદૈનના ખતીબ અને ઈમામ છે. ઉપરાંત તેઓ પોતાની મોહલ્લાની મસ્જિદમાં પાંચ વખતના ઈમામ પણ છે. પરંતુ તેમનો અકીદો એહલે સુન્નત વલ જમાતના અકીદાની વિરુધ્ધ છે.

ઈ.સ. ૧૯૭૧માં બરોડામાં જયારે પહેલી વખતે જમાતે ઈસ્લામીનો જલસો થયો, તો તે ઈમામ સાહેબે તેમાં આગળ પડતો ભાગ ભજવ્યો અને મહેમાનોમાં તેમનું નામ પણ હતું અને તેમાં તેઓ હાજર પણ રહયા. નવેમ્બર ૧૯૮૩ માં જમાતે ઈસ્લામીએ એક કોન્ફરન્સ યોજી હતી, તેમાં પણ તેમને દાવત આપવામાં આવી હતી. તેમના મોહલ્લામાં જ જમાતે ઈસ્લામીનો પ્રોગ્રામ હતો. વકતાઓમાં તેમનું નામ પણ હતું, પણ કોઈ કારણસર તેઓ તેમાં હાજર ન રહયા અને પોતાની જગ્યાએ પોતાના એક પુત્રને મોકલ્યો, માટે તેમના પુત્રએ પોતાના પિતાની જગ્યાએ પ્રવચન આપ્યું.

ગુજરાતના ઉલમાએ કિરામે જમાતે ઈસ્લામીના અકીદા વિશે જે ફેસલો કર્યો

છે, ઉપરોક્ત ઈમામ તેને માનવા તૈયાર નથી. ઉપરાંત જે વસ્તુઓને ઉલમાએ કિરામ, દલીલોની રોશનીમાં બિદઅત કહે છે, તેને આ વ્યકિત જાઈઝ સમજે છે અને પોતાની તકરીરોમાં પણ ઘણી બિદઅતોને બયાન કરીને તેને ફેલાવવાની કોશિશ કરે છે. હઝરત ગંગોહી (રહ.), હઝરત નાનોત્વી (રહ.), હઝરત થાનવી (રહ.) અને મવલાના ખલીલ અહમદ સહારનપુરી (રહ.) વગેરે બુઝુર્ગોને જાહેરમાં કાફિર કહે છે અને તેમના કુફ્ર વિશે અનેક વખતે ફતવો પણ આપી ચુકયા છે. અમારી પાસે ગવાહી પણ છે. એ બધા અહેવાલોને કારણે નીચેના સવાલોના જવાબ જરૂરી છે.

(૧) ઉપરોકત ગુણો ધરાવતો વ્યકિત પાંચ વખતની નમાઝ અને જુમ્આ અને ઈદૈનની ઈમામત કરાવે છે, તો તેની ઈમામત વિશે શું હુકમ છે ?

(૨) જો કોઈ વ્યકિત આ બધી હાલતોને કારણે તેમની પાછળ નમાઝ ન પઢે અને બીજી મસ્જિદમાં કોઈ સહીહ અકીદાવાળા ઈમામની પાછળ નમાઝ પઢે, તો શું કોઈ વાંધો છે ?

(૩) મસ્અલો જાણીને પણ જો કોઈ વ્યકિત તેમની પાછળ નમાઝ પઢે, તો ગુનેહગાર થશે કે નહી ? અને તેના માટે (તેમની પાછળ પઢેલી બધી) નમાઝો દોહરાવવી જરૂરી છે ?

(૪) સ્થાનિક ઉલમાએ કિરામ અને દીનદાર લોકો ઉપરોકત ઈમામની ઈમામતથી ખુશ નથી. એવી હાલતમાં તેમનું ઈમામ બનવું શરીઅતમાં કેવું છે ?

(૫) પરહેજગાર, મુત્તકી અને સુન્નતના પાબંદ આલિમને કાફિર કહેવું કેવું છે ? આ વિશે શરીઅતની હદ કેટલી છે ? સંતોષકારક જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિતનો અકીદો એહલે સુન્નત વલ જમાતના અકીદાની વિરુધ્ધ હોય અને એવી જમાતનો સમર્થક હોય, જેનો સિધ્ધાંત ما انا عليه واصحابي થી વિરુધ્ધ હોય. એ જમાતના જલસામાં શરીક થઈને પ્રવચન કરતો હોય અને બિન ઈસ્લામી હુકમોને સહીહ જાણતો હોય, તો તે ફિકહની વ્યાખ્યા મુજબ બિદઅતી છે.

(બહરુર્રાઈક : ૧ / ૩૭૦)

જે વાત કુર્આને કરીમ, અહાદીસે નબવી અને તે યુગ જે ઉત્તમ હોવાની ખુશખબરી જાતે નબીએ કરીમ(સલ.) એ આપી હોય, તેનાથી સાબિત ન હોય, તેનો પ્રચાર કરનારો બિદઅતી જ હોઈ શકે છે. અને બિદઅતી પાછળ નમાઝ પઢવી

મકરૂહે તહરીમી છે. માટે બીજી મસ્જિદમાં જઈને જુમ્આ અને ઈદૈનની નમાઝ પઢવી જોઈએ. એવા ઈમામની પાછળ નમાઝ પઢવી અને તેનું અનુસરણ કરવું ; હકીકતમાં તેની ઈજ્જત કરવી છે. જયારે કે બિદઅતીની ઈજ્જત કરવાની મનાઈ છે. (આલમગીરી : ૧ / ૧૦૮, ઉમ્દતુલ ફિકહ : ૨૦૧)

(૨) સુન્નતના પાબંદ ઈમામની પાછળ નમાઝ પઢવાથી સવાબ વધુ મળશે માટે એવી મસ્જિદમાં નમાઝ પઢવી જોઈએ જેનો ઈમામ સહીહ અકીદો ધરાવતો હોય.

(૩) જે નમાઝ મકરૂહે તહરીમી સાથે અદા કરવામાં આવી હોય, તેને બીજી વખત અદા કરવી જોઈએ. (ઉમ્દતુલ ફિકહ : ૧ / ૨૦૧) ફાસિકની પાછળ પઢવામાં આવેલી નમાઝ ફરી પઢવી વાજિબ છે, હાં જો વખત નીકળી ગયો હોય, તો ફરી પઢવી વાજિબ નથી અને બિદઅતી તો ફાસિકથી પણ વધારે ગુનેહગાર છે. માટે તેની પાછળ પઢેલી નમાઝનો જો વખત બાકી હોય તો દોહરાવવી જરૂરી છે, જો બીજી મસ્જિદ છે તો ત્યાં પઢે. જો બીજી મસ્જિદ ન હોય તો તેની પાછળ પઢી લે. મુકતદીઓને જમાતનો સવાબ મળી જશે. (ઉમ્દતુલ ફિકહ : ૨ / ૫૬) મસ્જિદના આયોજકો માટે જરૂરી છે કે તેઓ સુન્નતના પાબંદ અને સહીહ અકીદાવાળા ઈમામની પસંદગી કરે અને ગલત અકીદા વાળા ઈમામને ઈમામતમાંથી છૂટો કરી દે, અલબત્ત તેનાથી ફિતનો થવાનો ભય હોય તો આયોજકો અને કમિટીના સભ્યો ગુનેહગાર થશે નહી. જો કે ઘરમાં નમાઝ પઢવાને બદલે મસ્જિદમાં ઈમામની પાછળ નમાજ પઢવામાં આવે, જેથી જમાઅતના સવાબથી વંચિત ન રહે. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૧ / ૫૬૨)

(૪) જે ઈમામમાં દીની એતેબારથી કોઈ ખામી હોય અને લોકો તેનાથી નારાજ હોય, તો તેની જવાબદારી છે કે ઈમામતથી રાજીનામું આપી દે. રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો, ત્રણ વ્યકિતઓની નમાઝ કબૂલ થતી નથી, એક તે માણસ જે ઈમામત કરાવે અને લોકો તેના (દીની એતિબાર)થી નારાજ હોય.

(અબૂદાવૂદ શરીફ : ૮૮, હદીસ નં. ૫૯૩)

બીજી હદીસમાં છે કે ત્રણ વ્યકિતઓની નમાઝ તેના માથાની ઉપર જતી નથી એક તે વ્યકિત છે જે ઈમામત કરાવે અને લોકો તેની કોઈ દીની વાત પર નારાજ હોય. (ઈબ્ને માજહ : ૬૯, હદીસ નં. ૯૭૧) માટે એવા ઈમામ માટે જરૂરી છે કે

ઈમામતથી રાજીનામું આપી દે, જો તે રાજીનામુ આપતો નથી તો કમિટીના સભ્યો તેને છુટો કરી દે, અલબત્ત તેનો ખ્યાલ રાખે કે ફિતનો પેદા ન થાય.

(ફતાવા રહિમીય્યહ : ૨ / ૧૩૯, ૧૪૦)

(૫) કોઈ મુસલમાનને કાફિર કહેવો જાઈઝ નથી, હરામ છે, જયાં સુધી તે કોઈ દીની અકીદા અથવા દીનના કોઈ ભાગનો ઈન્કાર ન કરે અને મુત્તકી પરહેજગાર અને સુન્નતના પાબંદ આલિમ પર, જેણે પોતાની જિંદગી દીનની ખિદમત માટે વકફ કરી દીધી હોય, તેમની વાતોમાં ફેરફાર કરીને કુફ્રનો ફતવો લગાવવો તો સખત હરામ છે, બલકે એવો ફતવો લગાવનારા માટે ઈમાનનો ખતરો છે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે માણસ કોઈ મુસલમાનને કાફિર કહે, તો કુફ્રનો શબ્દ બન્નેમાંથી કોઈ એક તરફ ફરશે, જો જેને કહેવામાં આવ્યો તેની તરફ (જયારે કે તે ખરેખર કાફિર હોય) અને જો તે કાફિર ન હોય તો કહેનારની તરફ (કે તેણે એક મુસલમાનને કાફિર કહયો.) (મુસ્લિમ શરીફ : ૧ / ૫૭, હદીસ નં. ૬૦) એટલા માટે કોઈ મુસલમાન પર કુફ્રનો ફતવો લગાવવો હરામ છે, અને તેમાં જાતે ફતવો આપનારા માટે કુફ્રનો ખતરો છે.

શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે જો કોઈ મુસલમાન એવો શબ્દ બોલે, જેમાં કુફ્ર અને ગેર કુફ્ર બંનેની શકયતા હોય તો તેને મુસલમાન જ માનવામાં આવશે કે એક હજાર કાફિરને કુફ્ર પર બાકી રાખવા આસાન છે, તેના મુકાબલામાં કે એક મુસલમાન પર કારણ વગર કુફ્રનો હુકમ લગાવવામાં આવે.

ઉલમાએ દેવબંદ, જેનું સવાલમાં વર્ણન કરવામાં આવ્યું છે, રાત – દિવસ અલ્લાહ તઆલાની યાદમાં રહેતા હતા, અલ્લાહના હુકમોના પાબંદ અને સુન્નતના પાબંદ હતા. આપ (સલ.) સાથે સંપૂર્ણ સંબંધ અને આપ (સલ.) ના એક એક કથન અને અમલ પર પૂરી દુનિયા કુર્બાન કરનારા હતા, જેમકે તેમની લખેલી કુર્આને કરીમની તફસીરો, અહાદીસની શરહો (ગાઈડો) અને વિવિધ ક્ષેત્રોના સંપાદનો સાક્ષી છે. તેમના વિશે કુફ્રનો ફતવો લગાવનારા પર કુફ્રનો અંદેશો છે.

શર્હે મુસ્લિમમાં લખ્યું છે કે તમે જાહેરના મુકલ્લફ છો અને દિલની વાતો અલ્લાહ તઆલા જાણે છે માટે વ્યકિત જે બોલે, તેના ઉપર વિશ્વાસ કરી લો અને જે કલિમો પઢી લે, તેની ઉપર મુસલમાન હોવાનો હુકમ લગાવી દો.

(નવવી : ૧ / ૬૮, ૬૯)

માટે ઉપરોકત વર્ણન કરેલા બુઝુર્ગોની કિતાબોના લેખોને બદલીને ખોટા

આક્ષેપો કરવા અને તેમની ઉપર કુફ્રનો ફતવો લગાવવો હરામ છે, જે ઈમામ એવું કરે તેની પાછળ નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કોઈને માત્ર ઉર્દૂ જાણકાર હોવાને કારણે "મુફતીએ સુખન" નો ખિતાબ આપવો.

**સવાલ (૧૫૪)** : "અંજૂમને તરક્કી ઉર્દૂ" સુરત તરફથી ૧૭ ઓગષ્ટ ૧૯૭૫ માં યોજાયેલા મુશાયરામાં મને "મુફતીએ સુખન" નો ખિતાબ આપવામાં આવ્યો. અહીયા વિરોધીઓ "મુફતી" શબ્દનો શાબ્દિક અર્થનો સહારો લઈને આક્ષેપ કરે છે કે અંજુમનના સભ્યોએ મુફતી સાથે "સુખન" શબ્દનો વધારો કર્યો છે કે આપ દીની મામલામાં ફેસલો કરનારા નથી, બલકે માત્ર શઅર અને શાયરીના મામલામાં ફેસલો કરનાર છો, એટલા માટે ઈચ્છા છે કે નીચે આપેલા પ્રશ્નોના વિસ્તૃત જવાબ આપવા મહેરબાની કરશો.

પ્રશ્ન એ છે કે કોઈ શાયરને માત્ર તેના ક્ષેત્રની માહિતીને આધારે "મુફતીએ સુખન"નો ખિતાબ આપી શકાય છે કે નહી ? "મુફતીએ સુખન"થી સુખન એટલે શઅર અને શાયરીમાં ફેસલો કરનારો અર્થ છે. એવો ખિતાબ મેળવવાથી અથવા આપવાથી ઈમાન પર કોઈ અસર પડી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ શાયરને માત્ર તેના હુનરના જ્ઞાનને આધારે "મુફતીએ સુખન" નો ખિતાબ આપવામાં આવે છે તો તેનાથી ન તો ખિતાબ આપનારના ઈમાનમાં કોઈ ફર્ક આવશે અને ન શાયરના ઈમાન પર. અલબત્ત "મુફતી" શરીઅતની પરિભાષા માં એક ખાસ કાર્ય માટે વપરાય છે, (શરહે મુહઝ્ઝબ : ૧ / ૪૧) માટે આ પ્રકારના શબ્દોને "સુખન" સાથે ન જોડવામાં આવે. તેનાથી બચવાની જરૂરત છે. નહી તો આપ ગભરાવો નહી. આપે અને આપના સાથીઓએ કોઈ ગુનાહનું કાર્ય કર્યુ નથી. જેનાથી આપનું અથવા આપના સાથીઓના ઈમાનમાં કોઈ નુકસાન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સંપૂર્ણ માલ -મિલ્કત પર એક જ વ્યકિત કબ્જો જમાવી લે તો તે કાફિર છે ?

**સવાલ (૧૫૫)** : એવું સાંભળવામાં આવ્યું છે કે અનેક વારસદારોની હાજરીમાં

એક જ વારસદાર સંપૂર્ણ માલ–મિલ્કત ઉપર સંપૂર્ણ કબજો જમાવી લે અને બીજા વારસદારોને તેમના હકો આપવાથી ઈન્કાર કરે તો તે કાફિર થઈ જશે. શું એ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવો વ્યકિત કાફિર તો નહી થાય. (અકીદતુત્તહાવી : ૬૧) અલબત્ત આ પ્રકારના હરામ કાર્યો કરવાથી, દીનની બેઈજ્જતી કરવાથી અને રાત – દિવસ એ જ ચિંતામાં રહેવાને કારણે ખતરો છે કે તે ઈમાનથી નીકળી ન જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) બિન મુસ્લિમોની એકરૂપતા અપનાવનાર માટે શરઈ હુકમ

**સવાલ (૧૫૬) :** અમારા ગામમાં એક બહુરૂપિયો (નકલ કરનાર) છે. જે બિન મુસ્લિમોના બધા કાર્યો અને તેમના રીત રિવાજો વગેરે કરે છે અને તેમનો પોશાક પણ પહેરે છે. સવાલ એ છે કે તે મુસલમાન રહેશે ? જો તેના ઘરે કોઈનું મૃત્યુ થઈ જાય તો તાઝિયત માટે જવું , તેની મય્યિતને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવી અને તેની જનાઝાની નમાઝ પઢવી કેવી છે ? કેટલાક લોકોનું કહેવું એવું છે કે તેને ત્યાં મય્યિતમાં જવું જોઈએ નહી, મારી જાણમાં એ વાત આવી છે કે જે વ્યકિત જે કોમની એકરૂપતા અપનાવે, કયામતના દિવસે તેમની સાથે જ ઉઠાવવામાં આવશે. આ વિશે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ મુસલમાન પોતાની મરજીથી બિન મુસ્લિમોનો પોશાક પહેરે, બિન મુસ્લિમોની એકરૂપતા અપનાવે અને તેમના જેવા કાર્યો કરે, તો તે ઈસ્લામથી નીકળી જશે. (બહરુર્રાઈક : ૫ / ૧૩૩)

તેની પત્ની તેના નિકાહમાંથી નીકળી જશે. તે એ બધા કાર્યોથી તૌબા કરે અને બીજી વખતે કલિમો પઢે તો ઈસ્લામમાં દાખલ થશે અને ફરી નિકાહ પઢશે તો પત્ની બીજી વખતે નિકાહમાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૮૩)

શર્હે ફિકહે અકબરમાં છે કે જો કોઈ મુસલમાન મઝાકમાં અથવા લોકોને હસાવવા માટે યહૂદીઓ અને ખ્રિસ્તીઓનો પોશાક પહેરે, તો તે કાફિર થઈ જશે. એવી રીતે તે પારસીઓની ટોપી પહેરે તો પણ કાફિર થઈ જશે અને કાફિરોની

જનોઈ બાંધે તો પણ તે કાફિર થઈ જશે. (શરહે ફિકહે અકબર : ૨૨૭, ૨૨૮)

એટલા માટે ઉપર વર્ણન કરેલ વ્યકિત કાફિરો જેવા કાર્યો કરવાથી ઈસ્લામથી નીકળી ગયો. તેના ઘરે જો કોઈનું મૃત્યુ થયું અને તે લોકો કાફિરો જેવા કાર્યો ન કરતા હતા, તો તેઓ ઈસ્લામ પર બાકી રહેશે. એવી રીતે તેની પત્ની અને બાળકો જો આ પ્રકારના કાર્યો ન કરતા હતા તો તેઓ પણ ઈસ્લામથી નહીં નીકળે. નાના સગીર વયના બાળકો પોતાના માતા – પિતામાંથી જેનો ધર્મ ઉત્તમ હશે તેનું અનુકરણ કરનાર સમજવામાં આવશે. (રદ્દુલ મુહતાર : ૨ / ૨૨૯) માટે તેમને મુસલમાન સમજીને તેમની સાથે મુસલમાન જેવો વ્યવહાર કરવામાં આવશે. તેમના મૃત્યુ પછી તેમને મુસલમાનોના તરીકા મુજબ ગુસલ પણ આપવામાં આવશે, કફન પણ પહેરાવવા માં આવશે અને મુસલમાનોના કબ્રસ્તાનમાં પણ દફન કરવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ધાર્મિક તહેવારમાં બિન મુસ્લિમને કુર્આન શરીફ આપવું

**સવાલ (૧૫૭) :** "હસન મોટરવાલા" નામના એક મુસલમાને કુર્આન શરીફ એક બિન મુસ્લિમને આપ્યું, તેનો હેતુ એ હતો કે જન્માષ્ટમી અને ગણેશ ચતુર્થીના તહેવારમાં જયારે જુલૂસ નીકળે તો તેની કઠિયા (જેની ઉપર મુર્તિ મુકવામાં આવે છે) માં કુર્આને કરીમ મૂકી દે. તો તે વ્યકિત પોતાના આ કાર્યને લીધે મુસલમાન રહેશે કે ઈમાનથી નીકળી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે બિન મુસ્લિમ કુર્આન શરીફ, ઈસ્લામી અકીદા અને દીનના હુકમોની તાલીમ મેળવવા માંગતો હોય, તેને કુર્આન શરીફ એ શરત પર આપવું કે તે તેની બેઅદબી અને બેઈજ્જતી નહીં કરે, તેનો આદર કરશે. તેને આમ તેમ નહીં ફેંકે.

(તકમિલતુ ફત્હે મુલ્હિમ : ૩ / ૩૮૬)

પરંતુ જે મુસલમાન કુર્આન શરીફની જાતે બે અદબી કરે અથવા બીજાઓથી બે અદબી કરાવે (દા.ત. તે કાર્યો જેનું વર્ણન આપે સવાલમાં કર્યુ છે) તો તે ઈમાનથી નીકળી જશે. (શરહે ફિકહે અકબર : ૨૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) જુઠા આમિલો (બાપુ લોકો) અને પીરોને માનવા અને તેમની વાતો પર અમલ કરવો

**સવાલ (૧૫૮) :** અમારા વડવાઓએ બાપુઓ અને પીરોની વાતોને માની અને

તેના ઉપર અમલ કર્યો છે. શું અમારા માટે પણ જાઈઝ છે કે અમે પણ તેમની વાતોને માનીએ અને તેના ઉપર અમલ કરીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ બાપુઓ, પીરો અને સાધુઓ બધાથી તમે સંપૂર્ણ દૂર રહો, કારણ કે એ લોકો નાજાઈઝ અને હરામ કાર્યો તરફ દોરે છે. આ વિશે વિસ્તૃત માહિતી માટે મારી કિતાબ "અકાઈદે ઈસ્લામ" જો મળે તો જરૂર વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) મંદિરના બાપુ, યોગી અને સાધુ - સંતોથી ઈલાજ કરાવવો જાઈઝ છે ?

**સવાલ (૧૫૯) :** એક જગ્યાએ એક ભગત (બિન મુસ્લિમ બાપુ) અનેક બિમારીઓનો ઈલાજ કરે છે. ઘણાં મુસલમાનો પણ તેમની પાસે ઈલાજ માટે જાય છે. તે બાપુ તેમને પઢીને કંઈક દાણા આપે છે અને મંદિરમાં હિંદુ રીત રિવાજ પ્રમાણે અમલ કરાવે છે. જેમકે નારિયેળ અને રૂપિયા મુકાવે છે અને તે સિવાય પણ ઘણી વસ્તુઓ તેમનાથી મુકાવે છે. જે મુસલમાન ઈલાજ માટે જાય છે તેઓ મંદિરના બાપુને રૂપિયા પણ આપે છે તો શું તેનાથી એ મુસલમાનનું ઈમાન સુરક્ષિત રહેશે ? જો ના તો બીજી વખતે ઈમાનમાં દાખલ થવા માટે તેમને કલિમો પઢવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ભગત દોરા અને પાણી પર ફૂંક મારીને આપે છે અને મુસલમાન કંઈ પણ કરતા નથી, તો તેઓ ઈમાનથી નીકળશે નહી. એટલે તેમને બીજી વખતે કલિમો પઢવાની કોઈ જરૂરત નથી, (રદુલ મુહ્તાર : ૨ / ૪૨૩) પરંતુ એક મુસલમાનનું મંદિરમાં જઈને બિન ઈસ્લામી અને શિર્કિયા કામો કરવા, દા.ત. ત્યાં જઈને નારિયેળ ચઢાવવા અથવા મંદિરમાં રૂપિયા આપવા નાજાઈઝ છે. તેનાથી ઈમાનનો ખતરો છે. આ કામોથી એ મુસલમાને બચવું જરૂરી છે. (રુહુલ મઆની : ૩ / ૧૨૦, સૂરએ આલિ ઈમરાન : ૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) અયોગ્ય કલિમાનું અચાનક મોઢાથી નીકળી જવું.

## (૧૭) મોહર્રમના મહીનામાં શાદી કરવાનો હુકમ

## (૧૮) તાજિયા બનાવવા

**સવાલ (૧૬૦) :** કાઠિયાવાડમાં શિર્ક અને બિદઅતના ઈલાકામાં એક મવલાના સાહેબ શિર્ક – બિદઅત સામે બયાન આપી રહયા હતા. બયાનનો વિષય " હઝરત હુસૈન (રદિ.)ની સીરત" હતો. પોતાના બયાનમાં મવલાના સાહેબ યઝીદના દરબારમાં અબ્દુલ્લાહ બિન ઝિયાદના મોઢાથી સાપ નીકળવાનો વાકિયો બયાન કરી રહયા હતા. તો તેમના મોઢાથી ભૂલમાં આ વાત નીકળી ગઈ કે સાપ હઝરત હુસૈન (રદિ.) ના મોઢાથી નીકળ્યો, એક જવાબદાર વ્યકિતએ ઊભા થઈને એલાન કર્યુ કે હઝરત હુસૈન (રદિ.)ના મોઢાથી બિલ્કુલ ન નીકળી શકે. ત્યાર પછી એ જવાબદાર વ્યકિતએ મવલાના સાહેબથી પોતાના એલાનના સમર્થનમાં પૂછયું કે શું આ સત્ય છે કે નહી ? તો જવાબમાં મવલાનાએ કહયું બિલ્કુલ સાચું છે. સાથે એ પણ કહયું કે હવે પછીના બયાનમાં તેનું એલાન થશે અને વધારાની વાતો થશે, ઈન્શાઅલ્લાહ !

બીજા દિવસે બયાનમાં મોલવી સાહેબે જાતે એલાન કર્યુ કે "સાપ હઝરત હુસૈન (રદિ.)ના મોઢાથી નીકળ્યો નથી બલકે સાપ અબ્દુલ્લાહ બિન ઝિયાદના મોઢાથી નીકળ્યો હતો." આ વાત તેમણે ત્રણ વખતે કહી.

ઉપરોકત મોલવી સાહેબે કયારેય કોઈ સહાબી, વલી, બુઝુર્ગ કે હઝરત હુસૈન (રદિ.) ની શાનમાં ગુસ્તાખી કરી નથી. તેમ છતાં કેટલાક લોકો તેમને ફાસિક અને ફાજિર કહે છે અને કહે છે કે " તેમની પાછળ નમાઝ થતી નથી." આપનાથી વિનંતી છે કે ઉપરોકત બાબતોને ધ્યાનમાં રાખીને નીચેના સવાલોના જવાબો આપશો.

(૧) શું વર્ણન કરેલ મોલવી શરઈ હેસીયતથી ફાસિક અને ફાજિર છે ?

(૨) જો ફાસિક અને કાફિર નથી તો શું તેમની પાછળ નમાઝ થશે ?

(૩) કોઈ મુસલમાનને કાફિર કહેવાનો શું હુકમ છે ? મોહર્રમના પહેલા અશરહ (દસ દિવસ)માં શાદી કરવી કેવું છે ? હરામ કે જાઈઝ ?

(૪) તાજિયા વગેરે બનાવવા કેવા છે ? તેને જોવા અને તેની મન્નત માનવી વગેરે જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના ઉપરના સવાલોને વાંચીને દુ:ખ થયું કે આખરે મુસ્લિમ કોમ કયારે અજ્ઞાનતા અંધકારમાંથી નીકળીને સુન્નત અને હિદાયતના માર્ગે આવશે.

ઉપરોકત સવાલોના જવાબ લખતા પહેલા કેટલીક બુનિયાદી વાતો લખું છે.

(૧) વ્યકિત પર કુફ્રનો ફતવો લગાવવા માટે માત્ર અટકળ, અંદાજો અને અકલથી કામ લે અને મુફતીઓએ જે શરતો લખી છે. તેનો ખ્યાલ ન રાખે એ બિલ્કુલ જાઈઝ નથી. હરામ છે. રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : કોઈએ પોતાના ભાઈને કહયું કે હે કાફિર ! તો આ શબ્દ બંનેમાંથી કોઈ એક તરફ આવશે.

(મુસ્લિમ શરીફ : ૧ / ૫૭, હદીસ નં. ૧૧૧)

એટલે જેના માટે કુફ્રનો શબ્દ વાપર્યો છે. જો તે ખરેખર કાફિર છે તો ઠીક, નહી તો તે કહેનારા તરફ પાછો આવશે, એટલે જે લોકો ખાસ શબ્દ કાફિર બનાવી લે છે અને નાની નાની વાતોમાં કુફ્રનો ફતવો લગાવી દે છે એવા લોકોએ હદીસમાં બયાન કરેલી વઈદ – ધમકીથી ડરવું જોઈએ. કારણ કે તેણે જેના માટે કુફ્રનો શબ્દ વાપર્યો છે, જો તેણે કુફિયા કામ નથી કર્યુ તો કહેનારા તરફ તે શબ્દ પરત આવશે, માટે ફુકહા લખે છે કે કોઈએ કોઈ એવો શબ્દ વાપર્યો તેમાં નવ્વાણું કુફ્રની શંકાઓ છે અને માત્ર એક જ ઈમાનની તો એ સ્થિતિમાં પણ તેના મુસલમાન હોવાનો હુકમ લગાવવામાં આવશે, અકાઈદની કિતાબ "શર્હે ફિકહે અકબર" માં લખ્યું છે કે એક હજાર કાફિરોને કુફ્ર પર બાકી રાખવા આસાન છે તેના મુકાબલામાં એક મુસલમાન પર કારણ વગર કુફ્રનો હુકમ લગાવવામાં આવે, (શરહે ફિકહે અકબર : ૧૯૯) માટે કોઈ મુસલમાનને કાફિર કહેવું ઘણી ખરાબ બાબત છે. જયાં સુધી કુફ્રની સહીહ અને સ્પષ્ટ દલીલ ન હોય, કોઈને કાફિર નથી કહી શકતા.

(૨) હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ(સલ.) એ ફરમાવ્યું : મારી ઉમ્મતથી ગલતી અને ભૂલ ઉઠાવી લેવામાં આવી છે. (ઈબ્ને માજહ : ૧૪૭, હદીસ નં. ૨૦૪૩, બયહકી, મિશ્કાત)

ભૂલ – ગલતી : વ્યકિત બોલવા કંઈક માંગે અને મોઢેથી કંઈક બીજુ નીકળી જાય, (શરહે અત્તલ્વીહ અલત્તવઝીહ : ૨ / ૩૮૮) દા.ત. અહીયા કહેવાનો ઈરાદો હતો કે સાપ અબ્દુલ્લાહ બિન ઝિયાદના મોઢાથી નીકળ્યો, પરંતુ અચાનક મોઢાથી હઝરત હુસૈન (રદિ.)નું નામ નીકળી ગયું, તો તેને ભૂલ કહીશું, તેની ઉપર અલ્લાહ તઆલાને ત્યાં પકડ નથી.

માનવી કમઝોર અને ભૂલોની પ્રતિમા છે, કયારેક અચાનક તેના મોઢેથી એવા શબ્દો નીકળી જાય છે. તેની ઉપર ગુનોહ નથી.

(૩) વ્યકિતથી ભૂલ થાય છે, મવલાના સાહેબે જાણી જોઈને કહયું નથી, દલીલ તેની એ છે કે મવલાના સાહેબે બાદમાં એલાન કરીને પોતાની ભૂલનો

એકરાર કર્યો. માટે લોકોએ તેમની વાત કબૂલ કરી લેવી જોઈએ. મવલાના વિશે ખોટી શંકા કરવી અને તેમના માટે કુફ અને ફિસક જેવા શબ્દો વાપરવા બિલ્કુલ યોગ્ય નથી, હરામ છે.

(૧) સવાલમાં પૂછેલી સૂરતમાં મવલાના સાહેબ ગુનેહગાર નહી થાય, તેમને ભૂલનો એકરાર કર્યો છે, લોકો માટે તેને કબૂલ કરવું જરૂરી છે. ફાસિક અને ગુનેહગાર તો તે લોકો ગણાશે જે મવલાના સાહેબ પર કુફ્રનો ફતવો લગાવે છે.

(૨) મવલાનાની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે, ઉપરોકત સ્પષ્ટીકરણ પ્રમાણે તેમને કોઈ ગુનોહ કર્યો નથી. તેમ છતાં કેટલાક લોકો તેને ગુનોહ સમજે છે. હાલાંકે તે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની નજીક ગુનોહ નથી. તો લોકોની આ સમજનો કોઈ વિશ્વાસ નહીં કરાય.

(૩) કોઈ શરઈ કારણ વગર અને મજબૂત દલીલ વગર કોઈને કાફિર કહેવો હરામ છે. જે જે લોકોએ મવલાના માટે આવા શબ્દો ઉચ્ચાર્યા છે તેમના માટે મવલાનાથી માફી માંગવી જરૂરી છે.

(૪) મુહર્રમના પહેલા અશરામાં શાદી કરવી જાઈઝ છે, (મુસ્લિમ : ૧ / ૪૮૬, હદીસ નં.૧૪૮૬) આજકાલ લોકો મુહર્રમના પહેલા અશરહમાં શાદી કરવાને ખરાબ સમજે છે અને તેને હઝરત હુસૈન (રદિ.) થી મુહબ્બતની વિરુધ્ધ સમજે છે, માટે જે વ્યકિત આ મહીનાના પહેલા અશરહમાં શાદી કરીને ઉપરોકત રિવાજને ખતમ કરશે અને ઈસ્લામની સાચી હકીકત લોકો સામે રજૂ કરશે, તે અલ્લાહ તઆલાને ત્યાં વધુ સવાબનો હકદાર બનશે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે વ્યકિત મારી ઉમ્મતના ફસાદ અને બગાડના જમાનામાં મારી એક સુન્નત જીવંત કરશે તો તેને સો શહીદોનો સવાબ મળશે. (અલ ઈબાનતુલ કુબ્રા ઈબ્ને બત્તહ : ૧ / ૩૪૨)

(૫) તાજિયા બનાવવા, તેના માટે ચંદો એકત્ર કરવો, અને તાજિયા જોવા બધુ નાજાઈઝ અને હરામ છે. (તફસીરે કુર્તુબી : ૧૫ / ૯૬, સૂરએ સાફ્ફાત : ૯૫)

હઝરત હુસૈન (રદિ.) ની મન્નત માનવી, તાજિયા વગેરેની નીચેથી નીકળવું અને તેને અસરકારક સમજવું, ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. દરેક મુસલમાન માટે જરૂરી છે કે તે એ અકીદો રાખે કે નફો અને નુકસાન, ઈજ્જત અને ઝિલ્લત, બિમારી અને તંદુરસ્તી, અવલાદ આપવી વગેરે બધું કરનારી જાત માત્ર અલ્લાહની જ છે. કોઈ વલીને અધિકાર નથી, કોઈ પણ વસ્તુ આપવાની તાકત તેમનામાં નથી

માટે તેમનાથી મન્નતો માંગવી, ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. માટે જે લોકો ઉપરોકત અકીદાની વિરુધ્ધ હઝરત હુસૈન (રદિ.) અને બીજા વલીઓથી નફો અને નુકસાનનો વિશ્વાસ રાખી મન્નતો માંગશે તો તે ઈમાનથી નીકળી જશે, એટલા માટે ફરી વખતે કલિમો પઢીને ઈમાનમાં દાખલ થવું જરૂરી છે અને ઈમાનથી નીકળી જવાથી નિકાહ પણ તુટી જશે એટલે ફરી વખતે પોતાની પત્નીથી નિકાહ પઢવો જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૩ / ૧૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) વ્યાજુ બેન્કનું ઉદ્‌ઘાટન કુર્આન ખ્વાનીથી કરવું

**સવાલ (૧૬૧) :** અમારા ઈમામ સાહેબે મદ્રસાના સમયમાં એક વ્યાજુ બેંકનું ઉદ્‌ઘાટન કુર્આન ખ્વાનીથી કરાવ્યું, શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ સાહેબનું ઉપરોકત કાર્ય હરામ છે, અને જો કુર્આન ખ્વાની એ નિય્યતે કરાવી કે વ્યાજુ બેંકમાં બરકત થશે, તો તેને કારણે ઈમાનથી પણ નીકળી જવાનો ખતરો છે. શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે કોઈ વ્યકિત બિસ્મિલ્લાહ પઢીને જુગાર રમે અથવા દારૂ પીએ અથવા ઝિના કરે, તો તે કાફિર થઈ જશે. (શર્હે ફિકહે અકબર : પાન નંબર : ૨૦૮) એવી રીતે ઢોલ, સંગીત વગેરે સાથે કુર્આને કરીમની તિલાવત કરવામાં આવે, તો પણ કાફિર થઈ જશે. ઉપરાંત કોઈ વ્યકિત અલ્લાહના ઝિક્ર વખતે તાળીઓ પાડે, તો તેને કારણે પણ ઈસ્લામથી નીકળી જશે.

(શર્હે ફિકહે અકબર : પાન નં: ૨૦૫)

બિન ઈસ્લામી બેંક જેનો સવારથી લઈ સાંજ સુધીનો સંપૂર્ણ વ્યવહાર વ્યાજ આધારિત હોય છે, તેની ઉપર અલ્લાહના રસૂલ (સલ.) એ લાનત ફરમાવી છે, (મુસ્લિમ : ૨ / ૨૭, હદીસ નં. ૧૦૬ – ૧૫૯૮) એવી રીતે વ્યાજ લેનાર અને આપનાર અને તેમાં મદદ કરનાર પર પણ લાનત ફરમાવી છે એવી રીતે હરામ કામોના ઉદ્‌ઘાટનના પ્રસંગે કુર્આન ખ્વાની રાખવી હરામ થશે.

ઈમામ સાહેબે આ કાર્ય કરીને મોટો ગુનોહ કર્યો છે અને હરામ કાર્ય કરવા માટે તેમણે પોતાની જવાબદારી પણ અદા ન કરી, તેને કારણે માસૂમ બાળકોની તાલીમને નુકસાન પહોંચ્યુ છે, માટે તૌબા ઈસ્તિગ્ફાર કરવી જરૂરી છે. અલબત્ત તેમની ઉપર કુફ્રનો ફતવો લગાડવામાં નહી આવે, શામીમાં લખ્યું છે કે કોઈ વ્યકિત અજ્ઞાનતાના કારણે કુફ્રનો કલિમો બોલે, તો એ વિશે ઉલમાએ કિરામમાં મતભેદ

છે, કેટલાકના મતે કાફિર નહી થાય અને કેટલાકની નજીક કાફિર થઈ જશે.

(રદ્દુલ મુહ્તાર : ૪ / ૨૨૪)

અલ્લામા શામીના ઉપરોકત લખાણ અને ઉલમાએ કિરામની આ સ્પષ્ટતા કે કોઈ વ્યકિત એક કલિમો બોલે, તેમાં કુફ્રની ૯૯ શકયતાઓ હોય અને કુફ્ર ન હોવાની માત્ર એક શકયતા હોય, તો પણ તેને કાફિર નહી કહેવામાં આવે. માટે ઈમામ સાહેબ પર કુફ્રનો ફતવો લગાવવામાં નહી આવે, (રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૨૨૪) પરંતુ જો કે હરામ કામ કર્યુ છે એટલે તૌબા ઈસ્તિગ્ફાર કરવું જરૂરી છે. ઉપરાંત જે લોકો તેમાં હાજર હતા, તેઓ પણ ગુનેહગાર થશે. તેમણે પણ તૌબા ઈસ્તિગ્ફાર કરવી જોઈએ. (બહ્રુર્રાઈક : ૮ / ૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મુર્તિપૂજા કરવી અને મૂર્તિઓના નામ પર ખર્ચ કરનાર માટે હુકમ

**સવાલ (૧૬૨) :** ઝૈદ મુસલમાન હોવાનો દાવો કરે છે, હાલાંકે તેણે ગણપતિ (કાફિરોની મૂર્તિ)ની પૂજા કરી, પછી તે મૂર્તિ પર કંઈક દાન પણ કર્યુ. તો એવું કરનારા વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત બિન મુસ્લિમની જેમ કોઈ પણ શિર્ક અને કુફ્રનું કાર્ય જાણીજોઈને કરે અથવા તેવા કાર્યો જાણી જોઈને કરે જે કુફ્ર અને શિર્કની ઓળખ માનવામાં આવે છે એટલે જે કાર્યો દ્વારા કોઈ ખાસ કોમ અથવા જાતિની ઓળખ થતી હોય, તો એવી વ્યકિત ઈમાન અને ઈસ્લામથી નીકળી જશે. (શર્હે ફિકહે અકબર : ૨૨૭) તેની પત્ની પણ તેના નિકાહમાંથી નીકળી જશે, ભલે તે કુફ્ર અને શિર્કનું કાર્ય તેને દેખાડા માટે અથવા વાસ્તવિક રીતે કર્યુ હોય, જબરદસ્તી સિવાય બધી સ્થિતિમાં કુફ્ર અને શિર્ક લાગુ પડશે. માટે એવી વ્યકિતએ કલિમો પઢવો જોઈએ અને નિકાહ પણ ફરી પઢી લે અને તૌબા કરે.

ثم قال فى البحر والحاصل : أن من تكلم بكلمة للكفر هازلا، أولاعباكفر عند الكل، ولا اعتبار باعتقاده، كماصرح به فى الخانية، ومن تكلم بها مخطئا، أو مكرها، لايكفر عند الكل ،ومن تكلم بها عامدا

علما كفر عند الكل، ومن تكلم بها اختيارا، جاهلا بأنها كفر، ففيه اختلاف اه (રદ્દુલ્ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૨૪)

## (૨૧) માલ–સામાનના લાભ માટે ઈસ્લામી નામ બદલવું અને અવલાદને ઈસ્લામી તાલીમથી રોકવો

**સવાલ (૧૬૩) :** એક ખ્રિસ્તીએ ઈસ્લામ કબૂલ કર્યો. પાંચ વર્ષ પછી એક મુસલમાને તેનાથી પ્રભાવિત થઈને પોતાની છોકરી તેને નિકાહમાં આપી. દસ – બાર વર્ષના સમયગાળા દરમિયાન તેમને ત્યાં એક છોકરી અને બે છોકરા જન્મ્યા. હાલમાં મોટી છોકરીની ઉમર ૧૧ વર્ષની અને નાના છોકરાની ઉમર સાત – આઠ વર્ષની છે, પહેલા તેઓ એ બાળકોને દીની તાલીમ માટે મદ્રસામાં મોકલતા હતા, પરંતુ બે ત્રણ વર્ષથી તેમને મદ્રસામાં મોકલવાનું બંધ કરી દીધું છે અને બાળકોના નામ બદલીને તેમને ખ્રિસ્તી શાળામાં મોકલવાનું શરૂ કરી દીધું છે. પૂછવા પર એવું કહે છે કે હું પોતાના પ્રાઈવેટ ફંડ (PF) અને વારસાઈ હક મેળવવા માટે માત્ર દેખાડવા માટે આવું કરી રહયો છું, વધુ પૂછપરછ કરવા પર એ પણ માલૂમ થયું કે હોસ્પિટલ જેવી ઘણી જગ્યાઓ પર જયાં પત્નીનું નામ લખાવવું પડે છે, પોતાના તરફથી ખ્રિસ્તી નામ લખાવું છું ઉપરાંત તેના ખ્રિસ્તી સગા – સંબંધીઓ તરફથી અનેક વખતે એ માંગણી થઈ કે તારા બાળકોને અમે પોતાના ધર્મમાં સમાવવા તૈયાર છે. માટે તુ પણ ખ્રિસ્તી બની જા. તેના જવાબમાં કયારેય આ વ્યકિત રદિયો આપતો નથી, એવી રીતે અનેક વખતે ઘરેલુ ઝઘડાઓ વખતે કુફ્રિયા કલિમાત પણ બોલે છે.

આ માહિતીને ધ્યાનમાં રાખીને તેનો ઈસ્લામી નિકાહ બાકી રહેશે ? અવલાદના ઈસ્લામી નામ બદલીને બિન ઈસ્લામી નામ રાખવા વિશે શરઈ હુકમ કયો છે ? નિકાહ તુટી જવાને કારણે જો હુકૂમત અવલાદને પિતાને હવાલે કરી દે તો તે બાળકોના ઈમાનનું શું થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકોને મદ્રસામાં ન મોકલવા, તેમની દીની તાલીમમાં રૂકાવટ નાંખવી, હોસ્પિટલ અથવા દવાખાનામાં ઈલાજ માટે નામ બદલીને ખોટું નામ લખાવવું ધોકો છે, માટે આ બંને કામ નાજાઈઝ છે. (મુસ્નદે અહમદ : ૧૦ / ૨૬૧, હદીસ નં. ૬૦૯૩)

સવાલમાં કુફ્રના કલિમા સ્પષ્ટ લખવામાં આવ્યા નથી, તે કલિમાની જાણ

પછી હુકમ લગાવી શકાય છે. ઈસ્લામ કબૂલ કર્યા પછી વારસાનો હક ખતમ થઈ જતો નથી. (બુખારી : ૨ / ૧૦૦૧, હદીસ નં. ૬૭૬૪) ઈસ્લામ કબૂલ કરનારો વ્યકિત જો ખ્રિસ્તી અંજૂમન તરફથી મળનારી મદદ બંધ થવા પર અફસોસ કરે છે અને મદદ મેળવવાના હેતુથી પોતાનું નામ ખ્રિસ્તી લખાવે છે, તો તે ઈમાનથી નીકળી જશે. (શર્હે ફિકહે અકબર : ૨૨૨)

આ સ્થિતિમાં વર્ણન કરેલ વ્યકિતની પત્ની તેના નિકાહથી નીકળી જશે, મુસલમાન પત્નીએ તેની સાથે રહેવું જાઈઝ નથી. આ સ્થિતિમાં અવલાદ "ખૈરૂલ અબવેન" પાસે રહેશે એટલે માતા – પિતા માંથી જો કે માતા મુસલમાન છે, માટે બાળકો તેના તાબામાં ગણવામાં આવશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૩ / ૧૯૪, ૧૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## (૨૨)આલિમનો કોઈને એવો જવાબ આપવો કે "આવા મોકા પર શરીઅતને એક તરફ મુકી દેવી જોઈએ"

**સવાલ (૧૬૪) :** એક સાહેબ આલિમ અને દીનદાર છે. કોઈ મામલામાં જયારે તેમનાથી કહેવામાં આવ્યું કે " આ તો શરીઅતમાં બિલ્કુલ નાજાઈઝ અને હરામ છે." તેના જવાબમાં તે આલિમે કહયું કે "આવા મોકા પર તો શરીઅતને એક તરફ મુકી દેવી પડે છે." (અલ અયાઝુ બિલ્લાહ) તો આ પ્રકારના શબ્દો કહેનાર વિશે શરીઅતમાં કેવો હુકમ છે. તેના માટે ફરી વખતે નિકાહ પઢવા જરૂરી છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"આ તો બિલ્કુલ નાજાઈઝ અને હરામ છે" તેના જવાબમાં એમ કહેવું કે "આવા મોકા પર શરીઅતને એક બાજુએ મુકી દેવી પડે છે." આ વાકયમાં બે વાતો છે. એક તો નાજાઈઝ અને હરામ કાર્ય પર હિમ્મત, બીજુ શરીઅતને તુચ્છ સમજવી.

જો કોઈ વ્યકિત હરામ વસ્તુની હુરમતનો ઈન્કાર ન કરે, પરંતુ તે વસ્તુને હિમ્મત સાથે કરે છે, તો એવા માણસના ફાસિક હોવામાં કોઈ શંકા નથી.

(અલ્ મુફર્રદાત ફિ ગરીબી કુર્આન)

બીજો અર્થ એ પણ હોઈ શકે છે કે તે માણસ શરીઅતને માનતો નથી. એવી હાલતમાં તો કુફ્ર લાગુ પડશે. અને એ પણ અર્થ નીકળી શકે છે કે તે આ મોકા પર શરીઅતના હુકમ પર અમલ કરવા માંગતો નથી. અને એક મુસલમાન વિશે અમે એ

જ સારૂ ગુમાન રાખીએ છીએ કે તેને બીજો અર્થ લીધો હશે. તો એ શરીઅતને તુચ્છ સમજવું છે અને એ સુરતમાં અંદેશો છે કે કુફ્ર ગાલિબ છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ્ મુહ્તાર : ૪ / ૨૨૨)

ફતાવા કાઝીખાનમાં છે કે જો પુરુષે સ્ત્રીથી કહયું કે આ હુકમ શરીઅતનો છે તો સ્ત્રીએ ડકાર લઈને કહયું કે શરીઅતને મુકી દો, તો તે ઈસ્લામથી નીકળી ગઈ. ફતાવા આલમગીરીમાં છે કે જો કોઈ માણસ સામે દીનનો કોઈ ફતવો રજૂ કરવામાં આવે અને તેણે કહયું આ શું ફતવો પલીદો લઈ આવ્યા ? તો કુફ્ર લાગુ પડશે. એટલા માટે કે તેણે શરીઅત ના હુકમને રદ કર્યો. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૭૨) સવાલમાં વર્ણન કરેલ વાકયો આ પ્રકારના અંશો સાથે મળતા આવે છે. એટલા માટે જો કુફ્રનો હુકમ નહીં લાગે. પરંતુ નિકાહ ફરી પઢવા પડશે. આ વાકય બોલનારને જોઈએ કે તે નિકાહ ફરી પઢી લે એ જ સાવચેતી છે જેથી ગુનાહમાં ન રહે અને તે ઈસ્તિગ્ફાર પઢતો રહે. (ફતાવા કાઝીખાન : ૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) કોઈ મુસલમાને એવું કહેવું કે "આ વિસ્તારમાં અલ્લાહ પછી હું છું."

**સવાલ (૧૬૫) :** એક વ્યકિતએ પોતાના મોઢેથી એવા વાકયો ધમકી સ્વરૂપે કહયા કે "આ ઈલાકામાં ખુદા પછી કોઈ છે તો હું જ છું." શરીઅતમાં આવા વાકયો બોલનારા વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

" આ વિસ્તારમાં જો ખુદા પછી કોઈ છે તો હું છું." આ વાકયના કેટલાક અર્થો થઈ શકે છે. પહેલા એ કે આ વિસ્તારમાં અલ્લાહ તઆલાના હુકમ પછી મારો હુકમ ચાલે છે. સમગ્ર વ્યવસ્થામાં મારું ચલણ છે. બીજુ એ કે અલ્લાહ તઆલાની કુદરત અને તાકત પછી મારી કુદરત ચાલે છે. અને એ પણ હોઈ શકે કે અલ્લાહ તઆલા પછી સૌથી મોટો હું જ છું. મતલબ એ છે કે આ પ્રકારના વાકયો કહેવા યોગ્ય નથી. પેહલા અર્થ પ્રમાણે જો આ વાકય બોલનારો તે વિસ્તારનો હાકિમ અથવા મોટો હોદ્દેદાર હોય. તો એવું કહેવા માંગે છે કે આ વિસ્તારમાં મારા સિવાય કોઈને દખલ કરવાની જરૂરત નથી. હાકિમ પોતાના પ્રભુત્વને કારણે આવું કહી શકે છે. પરંતુ આ વાકયમાં અયોગ્ય ઘમંડ, બડાઈ માલૂમ થાય છે. જે અલ્લાહની નજીક

સૌથી મોટી ચીજ છે. જો આ વ્યકિત હાકિમ ન હોય તો તેના માટે આ ઘમંડ ગલત હશે બાકી બંને અર્થોમાં પણ સ્પષ્ટ ઘમંડ –ગર્વ જોવામાં આવે છે. માટે કોઈ પણ સ્થિતિમાં આ પ્રકારના વાકયો ન બોલે અને જો ભૂલથી આ પ્રકારના વાકયો નીકળી ગયા તો એ વ્યકિતને જોઈએ કે તોબા અને ઈસ્તિગ્ફાર કરી લે. (ફતાવા આલમગીરી : ૨ / ૨૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) "તમારો ડર અલ્લાહ તઆલાના ડર બરાબર હોવો જોઈએ." બોલવાથી કુફ્રનો હુકમ

**સવાલ (૧૬૬) :** પતિએ પોતાની પત્નીને એક શાદીમાં જવાની મનાઈ કરી, તો પત્નીને કહયું કે "તમારો ડર અલ્લાહ તઆલાના ડર બરાબર હોવો જોઈએ." તો શું આ વાકય બોલવાથી નિકાહ પર કોઈ નકારાત્મક અસર નહી પડે. આ રીતે આ વાકય બોલવાથી પહેલા અને બાદમાં, જે નેક આમાલ કર્યા છે. તેનો શું હુકમ છે ? ઉપરાંત આ વાકય બોલ્યા પછી લગ્ન જીવન વિશે શરીઅત શું કહે છે અને આ પ્રકારના શબ્દો કહેવા શરીઅતમાં કેવા છે ? મહેરબાની કરીને સંતોષકારક જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત વાકયો મોઢેથી કાઢવા એક મુસલમાન માટે યોગ્ય નથી. વાતચીતમાં ખૂબ જ સાવચેતી રાખવી જરૂરી છે. જો કે બીવી ઈમાનથી નીકળી નહી જાય. તેનું કારણ એ છે કે જો કોઈના વાકયમાં કુફ્રની અનેક શંકાઓ હોય અને માત્ર એક જ કારણ ઈમાનનું છે. તો અમે તેને મુસલમાન જ કહીશું. તેની ઉપર કુફ્રનો હુકમ લગાવવામાં નહી આવે. (શર્હે ફિકહે અકબર : ૧૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) વુઝૂ વગર નમાઝ પઢવી કુફ્ર નથી

**સવાલ (૧૬૭) :** મેમુના એ વાત જાણે છે કે વુઝૂ વગર ભૂલથી અથવા જાણી જોઈને નમાઝ પઢવી મોટો ગુનોહ છે. પરંતુ તેમ છતાં આળસને કારણે શરઈ કારણ વગર જાણી જોઈને વુઝૂ વગર નમાઝ પઢે છે. તો પાકીની ફઝીલતવાળી આયત فاغسلو وجوهكم નો ઈન્કાર આવે છે. ઉપરાંત હદીસ الطهور شطر الايمان અને બીજી હદીસોનો ઈન્કાર આવે છે અને કુર્આનનો સ્પષ્ટ ઈન્કાર કુફ્ર છે. માટે કેટલાક

ઉલમાએ કિરામનું કથન છે કે જાણી જોઈને વુઝૂ વગર નમાજ પઢવી કુફ્ર છે. તો શું ફરમાવે છે મુફતીયાને કિરામ, આ મસ્અલામાં જે તેનાથી વિવિધ સમજુતીઓ નીકળી શકે છે. આ મેમૂના ભૂલથી અને ઈરાદાપૂર્વક નાપાકીની હાલતમાં પણ નમાઝ અદા કરે છે. અને આ પ્રકારનું સતત સાડા ત્રણ મહીનાથી કરે છે. જો આ હાલતમાં કુફ્રનો ફતવો હોય તો નિકાહમાં કોઈ ખલેલ પડશે ? જો ખલેલ પડશે તો ફરી વખતે નિકાહ પઢવા જરૂરી છે કે નહીં અને જો સ્ત્રી વ્યભિચારી હોય તો શું હુકમ છે ?

અને તેનાથી માસિક સ્ત્રાવનો મસ્અલો પણ આવી શકે છે. સાડા ત્રણ મહીનાની મુદત (જેમાં મેમૂનાએ ગુસલ અને વુઝૂ વગર નમાઝો પઢી છે.) માં માસિકના દિવસો પણ આવ્યા છે અને માસિક આવવાની મુદ્દત પણ અચોક્કસ છે, કયારેક દસ દિવસથી ઓછી. કયારેક સાત દિવસ, કયારેક પાંચ દિવસ અને હનફીઓનો મસ્લક છે કે મોટા ભાગની મુદ્દતથી સંભોગ જાઈઝ નથી. જયારે કે મેમુનાએ સાડા ત્રણ મહીના સુધી બિલ્કુલ પાકી હાસિલ કરી નથી અને પતિ તેનાથી સંભોગ કરતો રહયો અને પતિ હકીકતથી અજાણ છે. તો તેનાથી પણ કુર્આને કરીમની આયત لَا تَقْرَبُوهُنَّ حَتّٰى يَطْهُرْنَ નો ઈન્કાર આવે છે. અને ઉપરોકત લખાણમાં આવી ગયું કે કુર્આને કરીમની પૂર્ણતાનો ઈન્કાર કરવો કુફ્ર છે. તો તેનાથી નિકાહમાં કોઈ ફર્ક આવશે કે નહીં ? અને એવી હાલતમાં જે અવલાદ જન્મે, તો તેને નાજાઈઝ ગણવામાં આવશે કે નહીં ? અને હવે આ સ્ત્રીથી શરઈ કાર્યોમાં વિશ્વાસ કરીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આળસ અને સુસ્તી અથવા અજ્ઞાનતાને કારણે અથવા ફર્ઝનો એકરાર કરીને વગર વુઝૂએ નમાઝ પઢી તો કાફિર નહીં થાય. પરંતુ વુઝૂના ફર્ઝ હોવાનો કોઈ ઈન્કાર કરે અથવા નમાઝ સાથે મજાક કરે અથવા નમાઝને તુચ્છ સમજીને વુઝૂ વગર પઢે છે તો કાફિર થઈ જશે. (શામી : ૧ / ૭૫)

એવી રીતે માસિક સ્ત્રાવના દિવસોમાં સંભોગ કરવો મોટો ગુનોહ છે. હરામ સમજીને સંભોગ કર્યો, તો કાફિર થશે નહી, પરંતુ હલાલ સમજીને સંભોગ કર્યો તો કાફિર થશે. (શામી : ૧ / ૨૭) કારણ કે કુર્આને પાકની સ્પષ્ટ આયતોનો ઈન્કાર કરે છે અને આ ઈન્કાર કુફ્ર છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૨૯૭)

ઈલ્મે કલામની પ્રખ્યાત કિતાબ શર્હે અકાઈદ (પાન નં. ૮૩) માં એહલે સુન્નત વલ જમાતના મઝહબને બયાન કર્યો છે કે મોટા ગુનાહોને કરનારો કાફિર નહી થાય. જો મોટા ગુનાહોને હલાલ સમજીને કરે છે અથવા દીન અને દીનના હુકમોને તુચ્છ સમજે છે તો કાફિર થશે. એટલા માટે કે શરીઅતના હુકમો જુઠલાવે છે.

આપનું એવું લખવું કે અમલ ન કરવાથી કુફ્ર લાગી જશે વગેરે વગરે, એહલે સુન્નત વલ જમાતના મઝહબની વિરૂધ્ધ છે. ગુનાહ કરનારો કોઈ માણસ ઈસ્લામથી નહી નીકળે. નહી તો નમાઝ ન પઢનારો કાફિર થઈ જશે.

રહયો નિકાહ ફરી પઢવાનો મસ્અલો, જો તેને ગુનોહ સમજીને આ કાર્ય કર્યુ છે. તો ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. નહી તો ફરી નિકાહ પઢવા પડશે. અલ્લામાં શામી (રહ.) લખે છે કે આજના જમાનામાં અજ્ઞાનતામાં એવા એવા વાકયો મોઢેથી નીકળે છે. જે કુફ્ર સુધી પહોંચાડી દે છે અને બોલનારને ખબર પણ હોતી નથી કે હું શું બોલી રહયો છું. તો એવા લોકો માટે મુસ્તહબ એ છે કે નિકાહનું પુનરાવર્તન કરતા રહે. (રદ્દુલ મુહ્તાર : ૧ / ૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) બિન મુસ્લિમોના ધાર્મિક મેળાઓમાં હાજરી અને ખરીદ- વેચાણ

**સવાલ (૧૬૮) :** હિંદુઓના ધાર્મિક તહેવાર "ગોકળ આઠમ"ના મેળામાં જવું અને ત્યાં લાગેલી દુકાનોમાંથી કોઈ વસ્તુ ખરીદવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આવા મેળાઓમાં જવું જાઈઝ નથી. મોટો ગુનોહ છે. (ફતાવા રશિદિય્યહ : ૫૫૪) આ મેળાઓમાં જવા વિશે અબ્દુલ હય લખનવી (રહ.) લખે છે કે આ પ્રકારની ખેલકૂદની જગ્યાએ જવું હરામ છે. કોઈ મુસલમાન એવી વસ્તુઓથી ખૂશ થાય અને તેને સારી સમજે તો તેના કુફ્રનું કારણ બનશે. (મજમુઆ ફતાવા અબ્દુલ હય્ય : ૫૪૨)

એટલા માટે "ગોકળ આઠમ"ના મેળામાં જવું, તેમાં કોઈ વસ્તુને ખરીદવી જાઈઝ નથી. અને તેમના તહેવારને પસંદ કરવો એ કાફિરોની મદદ કરવા બરાબર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) "વંદે માતરમ્" ગીત વિશે શરઈ હુકમ

**સવાલ (૧૬૯) :** નીચે વંદે માતરમ્ ગીતના શબ્દોની સામે તેનો તર્જુમો લખ્યો છે.

શરીઅતમાં આ ગીતની હકીકત શી છે? તેના વિશે આપ માર્ગદર્શન આપશો.

વંદે : (સલામ) નમસ્કાર કરવા માટેનો એક શબ્દ

માતરમ્ : માતાને એટલે માને

સુજલામ : સારા પાણીવાળી

સુફલામ : સારા ફળો, અનાજ, ધાન્ય આપનારી

શસ્ય : અનાજની કૂંપળ શયામલ, ખેતરો વાળી

શુભ્ર : સફેદ

જયોત્સના : ચાંદની

પુલકિત : હર્ષિત

યામિનીમ્ : રાત્રિ ચાંદ,

ફુલ્લ : પુષ્પ પરાગવાળા ફુલો

કુસુમિત : પરાગ યુકત કે જેનાથી ફળો થવાના હોય

દ્રુમ : વૃક્ષ, દલ ઝુંડ

સુમધુર ભાષિણીમ : મધુર ભાષણ કરનારી

સુખદામ : સદાય સુખ આપનારી

વરદાન : સદાય સુખના વરદાન આપનારી

માતરમ્ : માતા

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વંદે માતરમના અર્થો જે લખ્યા છે, આ માત્ર રાષ્ટ્રીય ગીત નથી, બલકે તેમાં હિંદુ ધર્મની બુ આવી રહી છે. જે ઈસ્લામી અકાઈદ અને તાલીમની વિરુદ્ધ છે. ઈસ્લામનો જે મિઝાજ છે, તેમાં પાયાની તાલીમ એ છે કે અલ્લાહ તઆલા એક છે અને તેની સિફાતમાં કોઈ ભાગીદાર નથી. (શર્હે અકીદતુત્તહાવી : ૧ / ૧૧)

આ ગીતમાં ધરતીને માતા કહીને બધા સિફાત અને ગુણોને તેની સાથે સાબિત કરવામાં આવે છે, હાલાંકે અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈની સાથે આ સિફાત જોડવાથી કુફ્ર લાગુ પડશે. આમાં એવા શબ્દો છે તેનાથી કુફ્ર અને શિર્કની બદબૂ આવે છે. એટલા માટે મુસ્લિમ શિક્ષકો અને વિદ્યાર્થીઓએ આ ગીત ગાવું, ગવડાવવું જાઈઝ નથી. અને બીજા લોકોએ પણ તેને ગાવાથી બચવું જોઈએ, બલકે મુસલમાનોને જોઈએ કે હુકૂમત તરફથી મુસ્લિમ શિક્ષકો, બાળકો અને આમ મુસલમાનોને તેના ગાવાથી કાનૂન દ્વારા અલગ કરવામાં આવે.

(જદીદ ફિકહી મસાઈલ : મવલાના ખાલિદ સૈફુલ્લાહ : ૧ / ૩૧૫)

દેવબંદ અને સહારનપુરનો ફતવો પણ તેના વિશે છે, તે નીચે પ્રમાણે છે..

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

الحمد لله رب العالمين، والصلوة والسلام على سيد المرسلين، وعلى اله وصحبه

اجمعين، امابعد!

ઈસ્લામે જયાં તૌહીદે ઝાતની તાલીમ આપી છે, ત્યાં તૌહીદે સિફાતની પણ તાલીમ આપી છે. માટે અલ્લાહ તઆલાની ઝાતે બા– સિફાતમાં ભાગીદારી કુફ્ર અને શિર્ક છે.

"વંદે માતરમ્"નો પેહલો શબ્દ હે મારી માતા, ઈસ્લામના પાયાના અકીદાની વિરુધ્ધ છે, કારણ કે તેમાં સંબોધન હિંદને છે. તેને માતા કહેવામાં આવ્યું છે. તેના માટે બધા ગુણો સાબિત કરવામાં આવ્યા છે. હાલાંકે તમામ પ્રશંસા અલ્લાહ તઆલા માટે જ છે. અલ્લાહ તઆલા સિવાય આવો અકીદો રાખવો કુફ્ર છે.

એટલા માટે બંદાની નજીક આ ગીત મુસ્લિમ શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે ખૂબ જ ખતરનાક છે. જો વાત કરનાર આ અકીદો પણ રાખે છે તો તેના કુફ્રમાં કોઈ શંકા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

અહકર અબ્દુલ અઝીઝ

(મદ્રસા અરબિય્યહ સહારનપુર)

**જવાબ :** પ્રથમ તો આ તર્જુમો અસલ ગીતના અંગ્રેજી તર્જુમાનો તર્જુમો છે, જયાં સુધી ગીતના અસલ શબ્દો સામે ન હોય ત્યાં સુધી કોઈ અંતિમ નિર્ણાયક વાત ન કહી શકાય.

ઉપરોકત તર્જમાના શબ્દોનો જયાં સુધી સંબંધ છે તો એવું લાગે છે કે ગીત રાષ્ટ્રીય અંદાજનું નથી. બલકે તેમાં ધાર્મિક બદબૂ જોવા મળે છે. જે ઈસ્લામી અકીદાથી મેળ ખાતો નથી. બલકે વિરોધી છે. અને કેટલાક વાકયોમાં શિર્કની બદબૂ આવે છે. એટલા માટે મુસલમાનોએ તેનાથી દૂર રહેવું જરૂરી છે. બલકે મુસલમાનોએ હુકૂમતથી મુસલમાનો માટે કાનૂની રીતે ન ગવડાવવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

અહકર મુહમ્મદ ગુફિર લહૂ (દારૂલ ઉલૂમ દેવબંદ)

## (૨૮) અભિમન્યુની કુરબાનીને હઝરત હુસૈન (રદિ.) ની કુરબાની જેવી સમજવી

**સવાલ (૧૭૦) :** ઝૈદ લખે છે કે કૌરવો અને પાંડવોના યુધ્ધમાં શ્રીકૃષ્ણનો નવયુવાન ભાણેજ 'અભિમન્યુ'' શહીદ થાય છે અને બહેન 'સુભદ્રા'' ની બેકરારી તેનાથી જોઈ શકાતી નથી. તો તે વખતે શ્રીકૃષ્ણ કહે છે કે બહેન ! તારા પુત્ર અને મારા ભાણેજની કુર્બાની નિરર્થક નહીં જાય, બલકે તે ધર્મને વધારે મજબૂત કરશે. એવી રીતે કરબલાના મેદાનમાં ઈમામ હુસૈન (રદિ.) અને તેમનું કુટુંબ શહીદ થયું. હઝરત મુહમ્મદ (સલ.) ફરમાવે છે કે મારા નવાસાઓની શહાદત ઈસ્લામની બુનિયાદને વધારે મજબૂત કરશે.

હવે સવાલ એ છે કે અભિમન્યુ અને હઝરત હુસૈન (રદિ.) સમાન છે ? ઝૈદ શ્રીકૃષ્ણ અને મુહમ્મદ (સલ.) ને એક કહે છે, તો શું આ યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સવાલમાં વર્ણન કરેલ વાકિયો હકીકત પ્રમાણે છે, તો તેનાથી આજનો હિંદુ ધર્મ કેવી રીતે સત્ય સાબિત થઈ શકે છે ? પછી જયારે આ હકીકત કરબલામાં પેશ આવી છે તો હિંદુઓએ કરબલાને સત્ય સમજવું જોઈએ, અને ઈસ્લામ ધર્મને સત્ય સમજીને કબૂલ કરી લેવું જોઈએ. ન એ કે કોઈ મુસલમાન પોતાના ધર્મની સત્ય ઘટના, જે નજીકમાં બની હોય, તેને છોડીને બીજા ધર્મમાં હજારો વર્ષ પહેલાની એક કહાની અથવા હકીકત તરફ નજર કરે. આ તો એવું થયું કે પોતાના પિતાની હુકૂમતને ભૂલીને સેંકડો વર્ષ પહેલાની ફિરઔનની હુકૂમતને યાદ કરે.

એવું બની શકે છે કે સવાલમાં વર્ણન કરેલી કહાની કરબલાના વાકિઆથી પ્રભાવિત થઈને બનાવવામાં આવી હોય. એ સમજવું કે અભિમન્યું અને શ્રીકૃષ્ણ તે હઝરત હુસૈન (રદિ.) અને નબીએ કરીમ (સલ.) જેવા છે. આ ખુલી ગુમરાહી છે. આપ (સલ.) ની નુબુવ્વત સ્પષ્ટ દલીલોથી સાબિત છે. જો કે શ્રીકૃષ્ણની નુબુવ્વતની કોઈ શરઈ દલીલ નથી અને અભિમન્યુંના સત્ય અહેવાલોથી લોકો અજાણ છે. એટલા માટે એક બીજાને સમાન સમજવા અયોગ્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) યોગી અને સુલૂક (ઈશ્વર પ્રાપ્તિ)ના મુસાફિરને એક જેવા સમજવા

**સવાલ (૧૭૧) :** ઝૈદનો અકીદો છે કે જો એક હિંદુભાઈ યોગ (ધાર્મિક વ્યાયામ – યોગ) કરે અને એક મુસલમાન ભાઈ સુફીઓની તાલીમ મેળવે તો પરસ્પર કોઈ ભેદભાવ અને નફરત બાકી રહેશે નહી ? તો પૂછવું એ છે કે ઝૈદનો આ અકીદો સહીહ છે ? જો ઝૈદનો અકીદો સહીહ નથી તો તેને શું સમજવું ? શું હિંદુ અને મુસલમાનમાં કોઈ ભેદ નથી ? શું શરીઅત તેને કબૂલ કરશે ? ઉલમાએ દીન આ સિલસિલામાં શું ફરમાવે છે ? યોગી યોગ કરીને મુસલમાન કહેવાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આધ્યાત્મવાદ – સુફીવાદના કેટલાક તરીકા એક બીજા સાથે મળતા આવે છે તેને કારણે મકસદમાં એકતા પેદા થતી નથી. યોગી પોતાના અકીદા પ્રમાણે પ્રયત્નો કરશે, તો તે શયતાનના માર્ગે ચાલીને જહન્નમમાં જશે અને સુફી એ જ તરીકા પર પોતાના અકીદા પ્રમાણે પ્રયત્નો કરશે તો તે જન્નતમાં જશે. તરીકો એક હોવાથી મકસદ એક હોતો નથી. જો ઝૈદનો અકીદો એ છે કે સુફી અને યોગી બંને હક પર છે અને યોગી પણ જન્નતમાં જશે તો ઝૈદ ઈમાનથી નીકળી જશે. તૌબા કરે અને નિકાહ ફરી વખતે પઢે. (સૂરએ હૂદ : ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦)સમગ્ર માનવીઓને અલ્લાહની અવલાદ માનવી

**સવાલ (૧૭૨) :** ઝૈદનું કહેવું અને માનવું છે કે ગીતા અને કુર્આન જોતા એ નતીજો આવે છે કે ખુદા એક જ છે. કાર્ય સાધક તે જ છે. પેદા કરનાર અને પાલનહાર તે જ છે. ઝૈદ એ પણ કહે છે કે કુર્આને કરીમમાં સૂરએ ઈખ્લાસમાં તો ફરમાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા કોઈની અવલાદ નથી, ન અલ્લાહની કોઈ અવલાદ છે. તો પછી ઝૈદના આ અકીદાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર અલ્લાહ–ઈશ્વરને એક માનવાથી તૌહીદ સાબિત થતી નથી. જયારે નબીએ કરીમ (સલ.) તશરીફ લાવ્યા, તે વખતે અરબના મુશ્રિકો પણ એ વાતને માનતા હતા કે રબ અને ખાલિક અલ્લાહ તઆલા છે, પરંતુ મૂર્તિપૂજા પણ કરતા હતા, (સુરએ અન્કબુત : ૬૩) જો ગીતાની તાલીમ ખરેખર કુર્આને કરીમ જેવી જ છે તો

ગીતાના માનનારાઓને ગીતા છોડીને કુર્આન અપનાવી લેવું જોઈએ. પરંતુ કોઈ હિંદુ તો એવું નથી કહેતો કે કુર્આને કરીમમાં એ જ છે જે ગીતામાં છે. (માટે તમે ઈસ્લામ ધર્મ સ્વીકારી લો અથવા તો મુસલમાનોને પોતાના ભાઈ સમજો) પરંતુ મુસલમાનોમાં એક જુથ એવું છે જેની પાસે સૂર્યની રોશની છે, છતાં તારાઓની રોશની શોધે છે અને બિન મુસ્લિમો સાથે સંબંધ કાયમ કરવા માંગે છે. યાદ રાખો અલ્લાહ તઆલાએ બિન મુસ્લિમોથી દોસ્તીની મનાઈ ફરમાવી છે. (બયાનુલ કુર્આન : ૨૦૪, સૂરએ આલિ ઈમરાન : ૨૮) માટે એ જુથે પોતાના વિચાર પર મનન કરવું જોઈએ. જો ઝૈદનો ખરેખર એ અકીદો છે કે તમામ માનવીઓ અલ્લાહની અવલાદ છે. તો તે ઈમાનથી નીકળી જશે. (સૂરએ ઈખ્લાસ : ૧ – ૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) પીરના ફોટાને દીવો કરવો અને તેને ઘરમાં રાખવો

**સવાલ (૧૭૩) :** એક વ્યકિત પીરાને પીર સાહેબનો ફોટો ઘરમાં રાખે છે અને તેની સામે દીવો કરે છે. તેમને હાજત દૂર કરનાર સમજે છે અને બંને હાથ દીવા પર મૂકીને તેને પોતાના મોઢા પર ફેરવે છે. તેના વિશે શરીઅતનો શું હુકમ છે ? આ પ્રકારનું કરવું જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પીર, વલી અથવા નબીનો ફોટો ઘરમાં રાખવો જાઈઝ નથી, હરામ છે. આપ (સલ.) નો ઈર્શાદ છે : કયામતના દિવસે ફોટા બનાવનારો સખત અઝાબમાં હશે.

(બુખારી : ૨ / ૮૮૦, હદીસ નં. ૫૯૬૦)

એક હદીસમાં આપ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : જે ઘરોમાં ફોટા હોય છે તેમાં રહમતના ફરિશ્તા દાખલ થતા નથી. (બુખારી : ૨ / ૮૮૦, હદીસ નં. ૫૯૬૦)

આ પ્રકારના ફોટાઓની સામે મુરાદો માંગવી અને પોતાની હાજત પેશ કરીને તેમને હાજત પૂરી કરનારા સમજવા ઈસ્લામથી મેહરૂમીનું કારણ છે. (રૂહુલ મઆની : ૧૩ / ૧૬૪) વધુ માહિતી માટે "અકાઈદે ઈસ્લામ" અને "મુસીબતોના અસ્બાબ" જેવી ગુજરાતી કિતાબોનો અભ્યાસ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) હુકૂમતના કાનૂનથી ફાયદો ઉઠાવવા માટે પોતાને મુસલમાન જાહેર કરવો.

**સવાલ (૧૭૪) :** એક બિન મુસ્લિમ પુરુષ અને સ્ત્રી વર્તમાન સરકારના કાનૂનથી

ફાયદો ઉઠાવવા માટે પોતાને મુસલમાન જાહેર કરી રહયા છે. ઈસ્લામ ધર્મની હકીકતમાં તેમનો કોઈ લગાવ નથી. બિન મુસ્લિમો માટે ભારતમાં બીજા લગ્ન કરવાની પરવાનગી નથી. એટલે એ બંને સ્ત્રી અને પુરુષ બીજા લગ્ન કરવા માટે ઈસ્લામ ધર્મ સ્વીકારી રહયા છે. હેતુ માત્ર પોતાના લગ્નને કાનૂની બનાવવાનો છે તો શું તેમને મુસલમાન સમજવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ ધર્મની બુનિયાદ ખાસ અકીદા પર છે. (કિતાબુત્તારીફ઼ાત : ૧૫૨) ઈબાદત અને બંદગીની બુનિયાદ ઈખ્લાસ પર છે. (મુસ્નદે અહમદ : ૩૯ / ૩૯, હદીસ નં. ૨૩૬૩) અને ઈખ્લાસનો અર્થ એ છે કે કોઈ પણ કામ અલ્લાહની ખુશી માટે કરવામાં આવે, દુનિયાના સ્વાર્થ અને પોતાના ખોટા મકસદને પ્રાપ્ત કરવા માટે જે પણ કામ કરવામાં આવશે, તે અલ્લાહને ત્યાં કબૂલ નહી થાય.

જે વ્યકિતના દિલમાં કુફ્ર અને શિર્કની બદબૂ ભરેલી હોય અને જાહેરમાં પોતાને લોકોની સામે મુસલમાન બતાવે છે. એવો વ્યકિત મુનાફિક કહેવાશે. (કિતાબુત્તારીફ઼ાત : ૨૩૫) તેની કુર્આને કરીમ અને હદીસે પાકમાં ખૂબ જ વઈદ – ધમકી આવી છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ وَبِالْيَوْمِ الْاٰخِرِ وَمَا هُمْ بِمُؤْمِنِيْنَ ۝ يُخٰدِعُوْنَ اللّٰهَ وَالَّذِيْنَ اٰمَنُوْا ۚ وَمَا يَخْدَعُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَشْعُرُوْنَ ۝ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ فَزَادَهُمُ اللّٰهُ مَرَضًا ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۢ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ ۝

અને કેટલાક એવા પણ લોકો છે કે જેઓ (માત્ર મોઢે) કહે છે કે અમે અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવ્યા છીએ પરંતુ તેઓ મોમિન જ નથી. તેઓ અલ્લાહ તઆલાથી તથા ઈમાનવાળા સાથે ચાલાકી કરે છે, પણ ખરુ જોતા તેઓ પોતાની જાત સિવાય કોઈને દગો દેતા નથી અને તેઓને એવું ભાન જ નથી. તેમના દિલોમાં ભયંકર રોગ છે, ત્યારે અલ્લાહ તઆલાએ તેમના રોગમાં ઔર વધારો કર્યો અને તેઓ (ઈમાનનો દાવો કરી) જુઠ બોલ્યા કરતા હતા. તેથી તેમના માટે દુઃખ દાયક શિક્ષા છે. (સૂ. બકરહ : ૮ થી ૧૦)

એવી રીતે સૂરએ મુનાફિકૂનમાં પણ મુનાફિકોનું વિગતવાર બયાન આવ્યું છે. (સૂરએ મુનાફિકૂન : ૧ થી ૩) હદીસ શરીફમાં પણ તેમના વિશે સખત વઈદ –

ધમકીઓ આવી છે. (બુખારી : ૧ / ૭૮, હદીસ નં. ૧૩૨૨)

એટલા માટે એવા લોકો માટે જરૂરી છે કે તેઓ ઈસ્લામ ધર્મને સાચા દિલથી કબૂલ કરે, માત્ર કાનૂનથી બચવા માટે પોતાને મુસલમાન જાહેર ન કરે. સાચા અર્થમાં ઈસ્લામ લાવ્યા પછી પુરુષ પોતાની જુની પત્નીને પણ ઈસ્લામની દાવત આપે. જો તે ઈસ્લામ કબૂલ કરી લે તો તેના જુના નિકાહ પોતાની હાલત પર બાકી રહેશે અને જો ઈસ્લામ કબૂલ કરવાથી ઈન્કાર કરે તો તેના નિકાહ ખતમ થઈ જશે. પછી બીજા નિકાહ કરવામાં જલ્દી ન કરે. જેથી ઈસ્લામ ધર્મ બદનામ ન થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) કુફ્રની નિશાનીઓ જોવા મળતી હોવાથી ખત્ના ઈમાનની દલીલ નથી.

**સવાલ (૧૭૫) :** અમારે ત્યાં આજથી લગભગ ૨૫ વર્ષથી કોઈ બીજી જગ્યાનો એક વ્યકિત રહે છે. તે કોઈ પણ ભાષા બોલી શકતો નથી. તેની વાતોથી એવું લાગે છે કે તે હિંદુ છે. તે કોઈ પણ ધર્મમાં માનતો નથી અને તેની માનસિક સ્થિતિ પણ બરાબર નથી. અમારી સાથે રહીને તે અમારી ભાષા શીખી ગયો છે અને જયારે અઝાન થાય છે તો આવા શબ્દો બોલે છે . "અલ્લાહ બાવાકી જય" હવે લગભગ છ મહીનાથી તે બિમાર છે. જો તેનું મૃત્યુ થઈ જાય તો અમે શું કરીએ ? જયારે આ વ્યકિત અમારી પાસે રહેવા આવ્યો તો તે વખતે તેની ઉંમર ૨૨ વર્ષની હતી. હાલમાં તેની ઉંમર ૪૫ થી ૪૭ વર્ષની છે. તો તેને દફન કરીએ કે તેને બીજી કોમને સોંપી દઈએ ? તે વ્યકિતને પોતાનું નામ પણ બરાબર યાદ નથી. જયારે તેના ગામનું નામ પૂછીએ છીએ તો માત્ર રાંચી બતાવે છે અને તેનું નામ પૂછીએ છીએ તો કટક સિંઘ કહે છે અને પિતાનું નામ પ્રિતમ બતાવે છે. જયારે તે આવ્યો તો બિલ્કુલ નગ્ન હતો. જયારે તેને કપડા આપવામાં આવતા તો ફાડી નાંખતો હતો. હમણાં કપડા પહેરે છે અને જયારથી અહિંયા આવ્યો હતો. ત્યારથી તેની ખત્ના કરેલી હતી. હવે અમે શું સમજીએ ? જો તે વ્યકિતનું અચાનક મૃત્યુ થઈ જાય તો અમે તેને દફન કરીએ કે પછી કોઈ કોમને સોંપી દઈએ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના કહેવા પ્રમાણે તે વ્યકિત પોતાના પિતાનું નામ કાફિરો જેવું બતાવે છે. તો ખત્નાને કારણે તેના મુસલમાન હોવાનો હુકમ લગાવવામાં નહી આવે. કારણ કે

બિન મુસ્લિમો પણ તુંદુરસ્તી માટે ખત્ના કરાવે છે અને અઝાનને સાંભળીને જે શબ્દ બોલે છે. તેમાં પણ કુફ્રની બદબૂ આવે છે. માટે આપ તેની પાસે કલિમએ તય્યિબહ અને કલિમએ શહાદત અરબી, ઉર્દૂ અથવા ગુજરાતીમાં સમજાવીને બોલાવો. તે પોતાની ખુશીથી કહી દે, તો મુસલમાન સમજવામાં આવશે, (બુખારી : ૧ / ૧૨, હદીસ નં. ૫૦) નહી તો તેને મુસલમાન ગણવામાં નહી આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) કૌરવો અને પાંડવોના યુદ્ધને કરબલા સાથે સરખાવવું.

**સવાલ (૧૭૬) :** મહાભરતના કૌરવો અને પાંડવો વચ્ચેના યુદ્ધને બદ્રના યુદ્ધ (જે સત્ય અને અસત્ય વચ્ચે ધાર્મિક યુદ્ધ હતું) અને કરબલાના યુદ્ધ સાથે સરખાવી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ બેહતર જાણે છે કે કૌરવો અને પાંડવોનું અસ્તિત્વ હતું કે નહી ? અને તેમના યુદ્ધની હકીકત દુનિયાએ જોઈ કે નહી અને તેમનું કહેવું શું હતું. બદ્ર અને કરબલાના મકસદ સાથે તેમને કઈ રીતે સરખાવી શકાય ? કૌરવો અને પાંડવોના યુદ્ધને બદ્રના યુદ્ધ અને કરબલા સાથે સરખાવવું ગલત છે. તેનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) માત્ર કાફિર બનવાના ઈરાદાથી કોઈ કાફિર થઈ જતું નથી

**સવાલ (૧૭૭) :** એક વ્યકિત ગુસ્સામાં આવા શબ્દો બોલે છે કે જયારે કુટુંબના સભ્યો, સગા – સંબંધીઓ અને મિત્રો મારી સાથે સારો વર્તાવ કરતા નથી અને મારી સાથે સલામ – કલામ કરતા નથી અને મને મુસલમાન સમજતા નથી તો મારે મુસલમાન રહેવાથી શું ફાયદો ? માટે હવે હું તેમની તકલીફોથી કંટાળીને બે– ચાર દિવસમાં ધર્મ બદલવાનું વિચારી રહયો છું, તો શું આ શબ્દોથી આ માણસ ઈમાનથી નીકળી જશે ?

(૨) જો ખરેખર તે ઈમાનથી નીકળી ગયો, તો શું તેની પત્ની પણ ઈમાનથી નીકળી જશે ? આ બંને વિશે શરીઅતમાં શું હુકમ છે. ? અને હવે તેની સાથે શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમાન અલ્લાહ તઆલાની નેઅમતોમાં સૌથી મોટી નેઅમત છે. દરેક ઈમાન વાળાએ આ નેઅમત પર અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરતા રહેવું જોઈએ. અને આ નેઅમત જતી રહેવાથી ડરવું જોઈએ. ઈમામ બુખારી (રહ.) એ સહીહ બુખારીમાં આના વિશે બાબ કાયમ કરીને હદીસો અને આયતો નકલ કરી છે. باب خوف المؤمن أن يحبط عمله وهو لا يشعر (મોમિને એક વાતથી ડરવું જોઈએ કે તેના અમલો બરબાદ થઈ જાય અને તેને ખબર પણ ન હોય.) (બુખારી : ૧ / ૧૨)

દુનિયામાં દરેક વ્યકિત હાલાતથી પરેશાન છે. હાલાતથી માયુસ થઈને અને ગુસ્સામાં આવીને ધર્મ પરિવર્તન વિશે વિચારવું ખૂબ જ ખતરનાક છે. ખરેખર આ એક શયતાની વસવસો છે અને ગુનાહોની નહુસત છે માટે તૌબા અને ઈસ્તિગ્ફાર કરવું જોઈએ.

અફસોસની વાત છે કે ઈમાનવાળાઓ તરફથી એક મોમિનને આટલો પરેશાન કરવામાં આવે કે તે ધર્મ બદલવાનું (નઉઝૂબિલ્લાહ) વિચારે આ ખૂબ જ દુ:ખની વાત છે. જો કોઈ વ્યકિતથી ભૂલ થઈ ગઈ હોય તો તેને થોડો સમજાવવામાં આવે. જો કોઈ માલી પરેશાનીને કારણે એવી ખરાબ વાત વિચારી રહયો હોય, તો મુસલમાનો પર તેની મદદ કરવી જરૂરી છે. કોઈને આટલી હદ સુધી પરેશાન કરવો કે તે ઈમાન છોડી દેવા વિશે વિચારવા લાગે, જાઈઝ નથી. માટે બંને પક્ષોએ ખૂબ જ તૌબા ઈસ્તિગ્ફાર કરવાની જરૂરત છે. શામીમાં છે :

لايخرج الرجل من الايمان الا جحود ماأدخله فيه، ثم ماتيقن أنه ردة يحكم بها، وما يشك أنه ردة لايحكم بها، اذا الإسلام الثابت لايزول بالشك مع أن الاسلام يعلو وينبغى للعالم اذا رفع اليه هذا أن لا يبادر بتكفير أهل الاسلام مع أنه يقضى بصحة اسلام المكره... وفى الفتاوى الصغرى الكفر شئ عظيم فلا أجعل المؤمن كافرا متى وجدت رواية أنه لايكفر...اه وفى الخلاصة وغيرها : اذا كان فى المسألة وجوه توجب الكفير ووجه واحد يمنعه فعلى المفتى أن يميل الى الوجه الذى يمنع التكفير تحسينا للظن بالمسلم، زاد فى البزازية الا اذا صرح بارادة موجب الكفر فلا ينفعه التأويل حينئذ وفى التتارخانية لايكفر بالمحتمل، لان الكفر نهاية فى العقوبة فيستدعى نهاية فى الجناية،

ومع الاحتمال لانهاية ـ اه والذى تحرر أنه لايفتى بكفر مسلم مكن حمل كلامه على محمل حسن او كان فى كفره اختلاف ولو رواية ضعيفة، فعلى هذا فأكثر ألفاظ التكفير المذكورة لايفتى بالتكفير فيها ولقد ألزمت نفسى أن لاأفتى بشئ منها۔

(ردالمحتار: ۴/ ۲۲۴، ۲۲۳ كتاب الجهاد، باب المرتد، ط: دار الفكر)

મતલબ એ છે કે ઈમાન અસલમાં દિલથી યકીન કરવાનું નામ છે અને માત્ર શંકાને કારણે ઈમાન ખતમ થઈ જતું નથી. ઉપરોકત વર્ણન કરેલ વ્યકિતએ ધર્મ પરિવર્તન કર્યુ નથી. માત્ર એવું વિચારી રહયો છે. આવું કરવાથી તે માણસ કાફિર નહી થાય. અલબત્ત આ વિચાર પણ ઘણો ખરાબ છે. માટે ખૂબ જ તૌબા કરવાની જરૂરત છે. વર્ણન કરેલ વ્યકિત કાફિર થયો નથી. માટે પત્ની તેના નિકાહમાંથી નહી નીકળે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) આત્મા, નફસ અને રૂહને એક સમજવું યોગ્ય છે?

**સવાલ (૧૭૮) :** ઝૈદનું કહેવું છે કે આત્મા અમર છે, તે ત્રણ પ્રકારની બનેલી છે . (૧) સત્યગુણ (૨) રજોગુણ (૩) તમો ગુણ , તપસ્યા, ઈબાદત, સખાવત આ બધા સત્યગુણથી કરવા જોઈએ ત્યારે જ ઉત્તમ છે, આ વાત કુર્આને કરીમમાં મુહમ્મદ સાહેબને ફરમાવવામાં આવી છે કે નફસ, રૂહ અને આત્મા અમર છે અને તેના ત્રણ પ્રકાર છે :

(૧) **નફસે અમ્મારા** (રજોગુણવાળી આત્મા) જે ગુનાહમાં સપડાયેલી છે.

(૨) **નફસે લવ્વામા** (તમો ગુણવાળી આત્મા) જે અજ્ઞાન, અંધકાર.

(૩) **નફસે મુત્મઈન્નહ** (સત્યગુણવાળી આત્મા) જે સારા કાર્યોનો ખ્યાલ કરીને અલ્લાહને નજર સમક્ષ રાખીને કામ કરે છે. આવું કરવાથી સંતોષ પ્રાપ્ત થાય છે.

હવે સવાલ એ છે કે કુર્આને કરીમમાં વાત મુહમ્મદ સાહેબ કરે છે અથવા અલ્લાહ તઆલા ? ઝૈદનું આત્મા, નફસ અને રૂહનું અમર કહેવું કેવું છે ? શું ઝૈદનો આ અકીદો સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ ચર્ચામાં પડવાની કોઈ જરૂરત નથી. રૂહ કે નફસમાં તફાવત છે કે નહી, આ વાત દરેક માણસ સમજી શકતો નથી. (સૂરએ ઈસ્રા : ૮૫) તેમાં ઘણાં મતો છે.

ગીતામાં જે વાત લખી છે તે ઘણી સારી છે. ઈન્કાર કરવાની જરૂરત નથી.

પછી જયારે કુર્આને કરીમમાં આ જ વાત છે તો કુર્આને કરીમમાં હક છે, તેને માની લેવું જોઈએ અને બે – ચાર વાતોમાં સમાનતા હોવાથી બંને કિતાબો સમાન છે એવું માની લેવામાં નહીં આવે, તૌરાત, ઝબૂર અને ઈન્જીલ પણ અલ્લાહ તઆલાની જ કિતાબો છે. તેમની પણ ઘણી વાતો મળતી આવે છે. તો શું આજે કુર્આનને બદલે તૌરાતને અમલ પાત્ર ગણવામાં આવશે ? ટૂંકમાં કુર્આને કરીમ અને મુહમ્મદ (સલ.) ની શરીઅત પછી આપને કોઈની જરૂરત નથી. (સૂરએ આલિ ઈમરાન : ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) શ્રીકૃષ્ણને નુબુવ્વતમાં આકાએ નામદાર (સલ.) ની સમાન ગણવા

**સવાલ (૧૭૯) :** ઝૈદના મિત્રોનું કહેવું છે કે ઝૈદ હિંદુ ધર્મનો અકીદો રાખે છે અને તેને હિંદુ ધર્મના આગેવાનોથી હિંદુ ધર્મના પુસ્તકોનું જ્ઞાન મેળવીને PHD ની ડિગ્રી મેળવી છે અને હિંદુ ધર્મ પર પુસ્તકો પણ લખ્યા છે. એ પુસ્તકોમાં તેને કુર્આન અને આકાએ નામદાર હઝરત મુહમ્મદ (સલ) અને અમારા બુઝુર્ગો સાથે શ્રીકૃષ્ણને સરખાવ્યા છે. (તેમને સમાન ગણે છે.) સવાલ એ છે કે આ અકીદો રાખનારો માણસ ઈસ્લામમાં સમજવામાં આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"કુર્આને કરીમને અજીબો ગરીબ અંદાજમાં બયાન કર્યુ છે. "તેનું કોઈ ઉદાહરણ સવાલમાં બયાન કર્યુ નથી. કિતાબ (ઝૈદના પુસ્તક)થી તેનું ઉદાહરણ રજૂ કરીને સવાલ કરવો હતો. જેથી સહીહ જવાબ આપી શકાય. એવી રીતે હુઝૂર (સલ.) અને બીજા બુઝુર્ગો સાથે શ્રીકૃષ્ણને જોડયા છે. તેનો મતલબ પણ ઉદાહરણ વગર સમજવો મુશ્કેલ છે. એટલી વાત સમજી લેવી જોઈએ કે જે માણસ કુર્આને કરીમને અલ્લાહની ઉતારેલી કિતાબ નથી માનતો તે ઈમાનથી નીકળી ગયો છે. (અકીદતુત્તહાવી : ૪૦ –૪૧) એવી રીતે તાજદારે મદીના હઝરત મુહમ્મદ (સલ.) સાથે શ્રીકૃષ્ણ જેવી વ્યકિતને ( જેની નુબુવ્વતની કોઈ દલીલ નથી) શરીક કરવા નીચ પ્રકારની બેઅદબી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮)શ્રીકૃષ્ણને નબી અને ગીતાને આસ્માની કિતાબ માનવી

**સવાલ (૧૮૦) :** ઝૈદનું કહેવું છે કે કુર્આને કરીમની આયતો અને ગીતાના શ્લોકોમાં કોઈ ભેદ નથી. બંને બરાબર છે. ગીતા આસ્માની કિતાબ છે જે શ્રીકૃષ્ણ જેવા નબી

પર અલ્લાહે ઉતારી છે, માટે તમામ મુસલમાનો પર ગીતાને આસ્માની કિતાબ અને શ્રીકૃષ્ણને અંબિયામાંથી માનવા જરૂરી છે. ઝૈદના આ ખ્યાલ વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"કુર્આને કરીમ અને ગીતામાં કોઈ ભેદ નથી, બંને બરાબર છે. "જો તેનો મતલબ એ છે કે બંને એક જ દરજ્જાની આસ્માની કિતાબો છે. તો આ પ્રકારનો અકીદો રાખનારો અને શ્રીકૃષ્ણને નબી માનનારો અને બીજાને નબી માનવાની દાવત આપનારો સખત ગુનેહગાર છે. કારણ કે ગીતાનું આસ્માની કિતાબ હોવું સાબિત નથી. (સૂરએ યુસૂફ: ૩૦, સૂરએ અહ્ઝાબ: ૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ અને રામને નબી માનવા

**સવાલ (૧૮૧) :** શ્રીકૃષ્ણ, ગૌતમ બુદ્ધ અને રામને પણ નબી (પયગમ્બર) માનવા જરૂરી છે. ઝૈદના આ અકીદા બાબતે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ ગુમરાહી છે, તેનાથી તૌબા કરવી જરૂરી છે. (સૂરએ ગાફિર : ૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) શ્રીકૃષ્ણને ખુદા અને ગીતાને અલ્લાહનું કલામ માનવું

**સવાલ (૧૮૨) :** ઝૈદનો એ અકીદો છે અને તેણે લખ્યું છે કે શ્રીકૃષ્ણ ફના ફિલ્લાહ (અલ્લાહની ઓળખ)માં જે કંઈ બોલે છે, તે જ ગીતા છે અને ગીતાનો સંદેશો આપનારો શ્રીકૃષ્ણ વહદતુલ વુજૂદની હાલતમાં જાતે ભગવાન અથવા ઈશ્વર (અલ્લાહ) બોલે છે. તો ઝૈદનો આ અકીદો કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનાથી એ સાબિત થઈ રહયું છે કે શ્રીકૃષ્ણને ભગવાન (ખુદા) અને ગીતાને અલ્લાહનું કલામ માને છે. હાલાંકે આ સ્પષ્ટ કુફ્ર છે. (સૂરએ લુકમાન : ૧૩) શ્રીકૃષ્ણ જો ખુદા છે તો પયગમ્બર કેવી રીતે હોય શકે ? ઉપરાંત વહદતુલ વુજૂદનો અકીદો કુર્આન અને હદીસથી સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) અબ્બાસ અલી તાઈના માફીપત્ર વિશે કેટલાક સવાલો

**સવાલ (૧૮૩) :** ૧ જાન્યુઆરી ૧૯૯૩ના માસિક "તયબહ"માં સોનવાડીના

રહેવાસી અબ્બાસ અલીએ જે માફી પત્ર પ્રકાશિત કરાવ્યો છે. એવી રીતે એ જ મહીને એટલે જાન્યુઆરી ૧૯૯૩માં આણંદથી પ્રકાશિત થનારા માસિક "તબ્લીગ" માં ડોકટર તાઈનો માફી પત્ર પ્રકાશિત થયો. તેનાથી લોકોને ગેર સમજ થાય છે. તેથી ઘણાં લોકોના અમારા પ્રકાશન વિભાગમાં પત્રો આવ્યા છે, તેમના જવાબો માટે અમે આપને તકલીફ આપીએ છીએ કે નીચેના ત્રણ સવાલોના જવાબ આપશો ?

સવાલ : હિંદી અશઆરમાં "શ્રીકૃષ્ણના વિવિધ રૂપો" ના વિષય પર એક મહાન નિબંધ લખીને નિબંધ લખનારે PHD ની ડિગ્રી મેળવી છે. તેમાં તેમને ઈસ્લામ પર કેટલાક આક્ષેપો કર્યા છે તે સિવાય બીજી કિતાબો આ છે (૧) હિન્દી અશ્આરમાં શ્રીકૃષ્ણનું બાળપણ (૨) હિંદી અશઆરમાં કૃષ્ણ રાજાનું ધર્મ રાજ (૩) હિંદી અશઆરમાં કૃષ્ણનું દાર્શનિક રૂપ વગરે, આ પુસ્તકોને લીધે તેમને ડોકટરેટની ડિગ્રી મળી છે, અને આજે તેઓ પોતાના નામની સાથે ડોકટર અને લેખક જેવા ઉપનામો પણ લખે છે. સવાલ એ છે કે તેમના અકીદાને શું સમજવું ? અને આ ડિગ્રીને કેન્સલ કરવી તેમના માટે જરૂરી છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ મુસલમાન પર કુફ્રનો હુકમ લગાવવામાં બને ત્યાં સુધી એહતિયાતનો હુકમ છે. (રદુલ મુહ્તાર : ૪ / ૨૨૩, ૨૨૪) પહેલી વખતની વાતચીત વિશે અબ્બાસ ભાઈએ જે માફીપત્ર લખ્યો છે, ભલે માફી પછી તેમના દિલમાં કંઈ હોય, તેમના ઈમાનથી નીકળી જવાનો હુકમ નથી આપી શકતા. જો તેમણે ધોકો કર્યો છે તો તેમનો વબાલ તેમની ઉપર રહેશે.

તેમણે બે બુનિયાદ અકીદા અને નિબંધ લખવા પર જે ડિગ્રી પ્રાપ્ત થઈ છે, તેને પરત આપી દેવી જોઈએ, નહી તો તેઓ ગુનેહગાર થશે. પરંતુ જો તેઓ આ શંકાને કારણે પોતાની ડિગ્રી પરત ન આપી શકતા હોય કે આ ડિગ્રી મને મારી મહેનતથી અને લાયકાતથી મળી છે તો પણ તેમના ઈમાનથી નીકળી જવાનો હુકમ લગાવી શકાય નહીં. કારણ કે આ અકીદા વિશે તેઓ માફી માંગી ચુકયા છે. પરંતુ જે ડિગ્રી (હોદ્દો) પોતાના ઈમાન વિશે લોકોને શંકામાં નાંખે, તે છોડી દેવું જોઈએ. ઈસ્લામનો તો આ હુકમ છે કે આક્ષેપોની જગ્યાએથી દૂર રહો. (મકારિમુલ્ અખ્લાક : ૧૬૧) જો કોઈ વ્યકિત સિનેમા ઘરની આજુબાજુ ચક્કર લગાવે છે, તેને કારણે કોઈ તેને ફાસિક સમજી બેસે. તો ફાસિક સમજનારાની ગલતી નથી. બલકે જાતે તેની

ભૂલ છે. માટે આ ડિગ્રીને પોતાના નામથી હટાવી લેવી જોઈએ. નહી તો માફીમાં તો કોઈ શંકા નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) ડોકટર અબ્બાસ અલી તાઈના માફી પત્ર વિશે અન્ય કેટલાક સવાલો

**સવાલ (૧૮૪) :** નીચે પૂછવામાં આવેલા સવાલો વિશે ઉલમાએ દીન શરીઅતની રોશનીમાં શું ફરમાવે છે ? મહેરબાની કરીને વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

ડોકટર અબ્બાસ અલી તાઈએ પોતાના વિવિધ પુસ્તકોમાં એવી વાતો લખી છે, જે ઈસ્લામી દ્રષ્ટિકોણથી ઘણી ખરાબ છે. તેના વિશે કેટલાક સવાલો મોકલી રહયો છું. જવાબ આપશો.

**સવાલ :** ડોકટર અબ્બાસ અલી તાઈએ આટલી મોટી ભૂલ વિશે માત્ર ઔપચારિક રીતે સ્પષ્ટતા કરીને મુસ્લિમ સમાજમાં પોતાની વિરુદ્ધ થતા હંગામાને દબાવવાના નાપાક પ્રયત્નો કર્યા છે. જયારે કે તેને જુઠ બોલીને લોકોને ધોકો આપીને શરીઅતના ખૂબસૂરત ચહેરાને કદરૂપો બનાવવાના પ્રયત્નો કર્યો છે. હું આપને પૂછવા માંગું છું કે દીનનો આટલો મોટો બાગી, આટલો મોટો ગુનેહગાર પોતાના બચાવ માટે માત્ર આટલી સ્પષ્ટતા કરે કે મારાથી ભૂલ થઈ ગઈ છે, તો તેની માફી અને તૌબા કબૂલ છે કે નહી ?

(ક) તેમણે લખેલી માત્ર બે જ કિતાબો નથી, લગભગ ૨૨ કિતાબો છે, તેમાંથી અમારા વાંચનમાં આવેલી લગભગ આઠથી દસ કિતાબોમાં ગુસ્તાખાના લખાણો લખેલા છે અને તે કિતાબો મોટી સંખ્યામાં બિન મુસ્લિમોમાં વહેંચવામાં આવી છે..

બીજી વાત એ છે કે જયાં સુધી આ પુસ્તકો લાયબ્રેરી અથવા પ્રાઈવેટ સંસ્થાઓમાં રહેશે અથવા લોકોની પાસે રહેશે, આવનાર પેઢીને ગુમરાહ કરતા રહેશે અને બિન મુસ્લિમો સંદર્ભ સ્વરૂપે તે મુસલમાનોને બતાવતા રહેશે, તો આટલા મોટા ગુનાહ વિશે માત્ર એટલું કહી દેવું કે "મારાથી ગલતી થઈ ગઈ છે, હું માફી માંગુ છું." માફી માટે કાફી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ જ વાત જે તમારા પત્રના જવાબમાં પહેલા લખી ચુકયો છું, તે એ કે જનાબ અબ્બાસ ભાઈએ પોતાનું માફીપત્ર અમારતે શરઈય્યહ સામે રજૂ કર્યુ છે.

તેને સારી રીતે પ્રકાશિત કરવું જરૂરી છે. ભલે હું અમારતે શરઈય્યહમાં હાજર ન હતો અને મને ખબર પણ ન હતી કે અબ્બાસભાઈ અમારતે શરઈય્યહ સમક્ષ રૂબરુ માફીપત્ર લઈને જવાના છે. અને તેઓ ગયા કે નહીં, તેની મને ખબર નથી, પરંતુ અમારતે શરઈય્યહ તરફથી માફી પત્રની નકલ મને મળી, તેની બુનિયાદ પર તેના નિર્ણયને હું સ્વીકારુ છું, આપનો પત્ર મળ્યો હતો અને તેના જવાબમાં પણ આ જ લખ્યું હતું કે આખુ માફીનામુ પ્રકાશિત કરવું જરૂરી છે. આ ટુંકી માહિતી પછી તમારા સવાલનો જવાબ નીચે પ્રમાણે છે.

(ક) જેટલા પણ પુસ્તકો લખ્યા છે, માફીપત્ર પ્રકાશિત કર્યા પછી તે બધા અમાન્ય ગણાશે અને માફીપત્રનું અમારતે શરઈય્યહનું કબૂલ કરવું, તમામ મુસલમાનોનું કબૂલ કરવું ગણાશે. તૌબાનો સંબંધ દિલથી છે અને તૌબા કબૂલ કરવી અને ન કરવી અલ્લાહ તઆલાના હાથમાં છે, (સૂરએ શુરા : ૨૫) જયારે કોઈ માણસ જાહેરમાં તૌબા કરી લે, તો તેને કબૂલ કરી લેવામાં આવે છે. હા, ત્યાર પછી તેનો અમલ તૌબા વિરૂદ્ધ હોય તો તે માણસ પછી મુસ્લિમ ગણાય નહી.

હવે આ તૌબા કર્યા પછી જો તે પોતાના જુના પુસ્તકો છપાવે, અથવા છપાવવામાં મદદ કરે અથવા છાપવા પર ખુશ થાય, તો સમજવામાં આવશે કે તેની તૌબા ખોટી છે. તેના પહેલા નથી કહી શકતા, જે પુસ્તકો છપાય ચુકયા છે, તેમાંથી જે પુસ્તકો તેમના અંકુશમાં છે તેને હવે ન વહેંચે (રિયાઝુસ્સાલિહીન : ૩૩) અને જે પુસ્તકો બીજા સુધી પહોંચી ગયા છે જો તેઓ મુસલમાન છે. તો માફીપત્ર પ્રકાશિક થઈ ગયા પછી તેને ન વાંચે તેમની ઉપર લેખકનો કોઈ અંકુશ નથી અને જે પુસતકો લાયબ્રેરી અને બિન મુસ્લિમો સુધી પહોંચી ગયા છે તેની ઉપર પણ લેખકનો કોઈ અંકુશ નથી, તે લેખક તેની ઉપર શું કરી શકે છે ? શું એક વ્યકિત જેને મંદિર બનાવ્યું અને હિંદુઓને સોંપી દીધું, પછી તે ઈસ્લામ કબૂલ કરે છે, તો શું તેનાથી એવું કહી શકાશે કે પહેલા તમારું મંદિર તોડી નાંખો, ત્યાર પછી જ તમારૂ ઈસ્લામ કબૂલ કરવામાં આવશે ? ના એવું નહી કહેવાય. બલકે તે જ ઘડીએ તેની તૌબા કબૂલ કરીને ઈસ્લામમાં દાખલ કરવામાં આવશે, પછી જો તેના અંકુશમાં હશે તો મંદિર તોડાવશે, નહી તો તેના ઈસ્લામમાં કોઈ ફરક નહી પડે, ઈસ્લામ ભૂતકાળના તમામ ગુનાહોને ખતમ કરી નાંખે છે. (મુસ્લિમ : ૧ / ૭૬, હદીસ નં. ૧૯૨) ઉપરોકત વ્યકિત વિશે એમ કહો કે તે ધર્મ વિમુખ બની ગયો હતો પરંતુ જયારે તૌબા કરી લીધી, તો

તૌબા કબૂલ કરી લેવામાં આવે. હવે જયાં સુધી તેના અંકુશમાં છે તે આ પુસ્તકોને બંધ કરવાની કોશિશ કરતો રહે. તેના આગળના કાર્યનો તે જવાબદાર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) અબ્બાસ અલી તાઈ માટે શું PHD ની ડિગ્રી પરત કરવી જરૂરી છે ?

**સવાલ (૧૮૫):** "શ્રીકૃષ્ણના વિવિધ રૂપો" નામથી એક નિબંધ લખીને તેણે PHDની ડિગ્રી પ્રાપ્ત કરી છે. તેમાં પણ ઈસ્લામ વિરૂદ્ધ લખાણ હશે એવી શંકા છે. આ નિબંધ પણ પુસ્તક સ્વરૂપે છપાઈ ગયો છે. ઉપરોકત નિબંધ ઉલમાએ કિરામ અને મુફતીયાને કિરામને વંચાવીને યુનિવર્સિટીને પોતાની ગલતીની ખબર કરીને પોતાની ડિગ્રી કેન્સલ કરાવવી જોઈએ કે નહીં, જો તેમાં ઈસ્લામ વિરૂદ્ધ કોઈ લેખ છે, તો તેની માફી કયારે વિશ્વાસુ ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામની વિરૂદ્ધ નિબંધ હશે, એવી શંકા છે, તો એવી શંકા માફીપત્ર પ્રકાશિત થતા માફ થઈ જશે, પરંતુ ભવિષ્યમાં તેને પ્રકાશિત કરવાનું હોય તો ઉલમાએ કિરામના મત અને મશવરા વગર છપાવવું જાઈઝ નથી.

PHD ની ડિગ્રી પરત કરવી જરૂરી નથી. ડિગ્રી આપનારી સંસ્થાને જાણ કરી દેવું જરૂરી છે કે ડિગ્રી અપાવનારા પુસ્તકમાં જે મેં લખાણ લખ્યું છે તેનાથી હું રુજૂઅ કરું છું અને તેનાથી હું સહમત નથી. (રિયાઝુસ્સાલિહીન : ૩૩) પછી તેને કારણે જો સંસ્થા ડિગ્રી પરત લઈ લે તો તેનાથી લેખકને અફસોસ પણ ન થવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وقد ذكروا أن المسئلة المتعلقة بالكفر اذا كان لها تسع وتسعون احتمالا للكفر واحتمال واحد فى نفيه فالاولى للمفتى والقاضى أن يعمل بالاحتمال النافى؛ لان الخطائ فى ابقائ ألف كافر أهون من الخطائ فى افنائ مسلم واحد

**તર્જુમો :** અને બતાવ્યું કે કુફ્ર સંબંધિત મસ્અલામાં જો તેમાં નવ્વાણું (૯૯) કુફ્રની શકયતાઓ હોય, અને એક શકયતા તેની નફી (નકારાત્મક) ની હોય તો મુફતી અને કાઝી માટે નફી એહતિમાલ (નકારાત્મક શકયતા) પર અમલ કરવો જોઈએ. કેમકે હજાર કાફિરોને બચાવવામાં ભૂલ કરવી આસાન (અને હલકી) છે એક મુસલમાનને ખતમ કરવામાં ભુલ કરવા કરતા. (શર્હે ફિકહે અકબર : ૧૯૯૦)

# મુસલમાનને કાફિર કહેવાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# મુસલમાનને કાફિર કહેવાનું બયાન

## (૧) ઉલમાએ દેવબંદના જવાબ છતાં બરેલ્વી આગેવાનો કુફ્રની ચળવળને કેમ છોડતા નથી ?

**સવાલ (૧૮૬) :** બરેલ્વી વિચારસરણી ધરાવતા આલિમો, ઉલમાએ દેવબંદ ખાસ કરીને હઝરત શાહ ઈસ્માઈલ શહીદ (રહ.), મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.), મવલાના કાસિમ નાનોત્વી (રહ.), મવલાના અશરફ અલી થાનવી (રહ.), મવલાના ઈલ્યાસ કાંધલ્વી (રહ.) વગેરે વિશે કહે છે કે "તેઓ ગુસ્તાખે રસૂલ છે" અને તેમના પુસ્તકોમાં રસૂલુલ્લાહ (સલ.) ની શાનમાં અયોગ્ય શબ્દો વાપર્યા છે. અને હવાલામાં તેમના પુસ્તકો અને પાન નંબર પણ લખે છે અને સામાન્ય પ્રજા સામે અસરકારક અંદાજમાં પોતાની વાત રજૂ કરતા કહે છે કે આ બધા કાફિર છે અને તેમને મુસલમાન કહેનારો પણ કાફિર છે.

તો આ વિશે માલૂમ એ કરવું છે કે સહીહ વાત શું છે ? જો આ ઉલમા લોકોને ગલત બતાવે છે તો તેમની ઉપર કાનૂની કાર્યવાહી કેમ કરવામાં આવતી નથી ? આજ સુધી આ બરેલ્વી ઉલમા, દેવબંદના આલિમોને બુરૂ ભલુ કહેતા આવ્યા છે, અને કહે છે, પરંતુ દેવબંદીઓ તરફથી તેમનો કોઈ જવાબ આપવામાં આવતો નથી. છેવટે તેનું રહસ્ય શું છે ? અલ્લાહ તઆલાને હાજર સમજીને આપ સહીહ અને સાચો જવાબ લખી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે જે ઉલમાએ દેવબંદનું વર્ણન કર્યુ છે (અલ્લાહ તઆલા એ બધાને મહાન બદલો નસીબ ફરમાવે અને એ બધાની કબરોને અલ્લાહ તઆલા નુરથી ભરી દે.) તેમને સુન્નતોને જીવંત કરવામાં અને બિદઅતોને ખતમ કરવામાં અનથક પ્રયત્નો કર્યા છે અને એ સિલસિલામાં અનેક કિતાબો પણ લખી છે. તેમાં બરેલવીઓના આક્ષેપો અને બકવાસના જવાબો પણ આપ્યા છે (અલ–મુહનદ અલા મુફનદ, ઈબારાતે અકાબિર) અને હક એ છે કે તેમને ચુપ કરી દીધા છે. એટલા માટે

બરેલવી લોકો તેમને પોતાના દુશ્મન સમજે છે. પરંતુ જવાબોથી તેમની ઈસ્લાહ થાય છે જેમનામાં સુન્નત અને બિદઅત સમજવાની શકિત હોય. પરંતુ જેમને સમજવું જ ન હોય અને જીદ પર ઉતર્યા હોય તો તેમની ઈસ્લાહ મુશ્કેલ છે.

જુઓ ! કાફિરો અને મુશ્રીકોએ રસૂલુલ્લાહ (સલ.) થી કેવા કેવા સવાલો કર્યા અને કુર્આને કરીમે તેના જવાબો આપ્યા. અહીયા સુધી કે તેમની પાસે મોઅજિઝાની માંગ પર રસૂલુલ્લાહ (સલ.) એ ચાંદના બે ટુકડા અલ્લાહના હુકમથી કર્યા, પરંતુ તેમ છતાં તે લોકો ઈમાન ન લાવ્યા અને એવું કહીને વાત પડતી મૂકી દીધી કે તેમનો જાદૂ તો ચાંદ પર ચાલી ગયો. (તફસીરે બહ્રે મુહીત : ૮ / ૭૨)

એવી રીતે બરેલવીઓના લેખોનો પણ જવાબ આપવામાં આવ્યો અને આજે પણ આપવામાં આવે છે. એવું નથી કે તેમને એમ જ છોડી દેવામાં આવે છે. પરંતુ વાત અસલ એ છે કે તેમના દિલ મરી ગયા છે. તૌબા માટે કોઈ પણ રીતે તૈયાર નથી. હઠધર્મી પર ઉતર્યા છે. તેથી તેમને સીધો રસ્તો મળતો નથી. (શિફાઉલ અલીલ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઉલમાએ દેવબંદને બળજબરી પૂર્વક કાફિર કહેવામાં આવે, તો શું હુકમ છે ?

**સવાલ (૧૮૭) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ, બાદ સલામ મસ્નૂન પહેલા આ લેખ બરાબર વાંચો.

"હું દિલથી એકરાર કરું છું કે હું આલા હઝરત મવલાના શાહ અહમદ રઝા સાહેબ, ફાઝિલ બરેલવી (રહ.) ના મસ્લક પ્રમાણે સુન્ની મુસલમાન છું અને સુન્ની મઝહબ પર સંપૂર્ણ ઈમાન રાખું છું, દેવબંદી, વહાબી અને તબ્લીગી જમાતના વડાઓએ જે કિતાબોમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.) ની શાનમાં ગુસ્તાખી અને બેઅદબી કરી છે. તે કિતાબો નીચે પ્રમાણે છે. (૧) તકવિયતુલ ઈમાન (૨) સિરાતે મુસ્તકીમ (૩) ફતાવા રશિદિય્યહ (૪) તહઝીરૂન્નાસિ (૫) બરાહીન કાતિઆ (૬) હિફઝુલ ઈમાન (૭) બેહિશ્તે ઝેવર આ કિતાબોમાં ઈસ્લામી અકીદાની વિરૂદ્ધ મસાઈલ લખવામાં આવ્યા છે. તેમાંના ઘણા લેખોને કુફ્રિયા સાબિત કરીને મદીના મુનવ્વરા અને હિંદુસ્તાનના ઉલમાએ તેના લખનારા ઓને કાફિર અને ધર્મ ભ્રષ્ટ કહયા છે. તેની વિસ્તૃત માહિતી "હિસામુલ હરમૈન" નામના પુસ્તકમાં

આપેલી છે, તેને હું પણ સ્વીકારું છું અને ઉપર વર્ણન કરેલા ફતવાને કારણે તે બધાને જેનું વર્ણન ઉપર આવ્યું હું કાફિર સમજું છું. એટલુ જ નહી બલકે વહાબી, દેવબંદી અને તબ્લીગી જમાતના લોકોથી બિલ્કુલ કંટાળી ગયો છું અને તેમનાથી દૂર રહેવાની ગેરન્ટી આપું છું. મારા આ એકરારને જરૂરતના મોકા પર ફેલાવવામાં આવે, તેમાં મને કોઈ વાંધો નથી.

હઝરત મુફતી સાહેબ ! જો અમે આ લેખ પર સહી ન કરીએ, તો અમારી અવલાદનો રિશ્તો પણ નથી થતો અને જેમનો થઈ ગયો છે તે પણ તુટી જાય છે. બલકે જમાત તરફથી અમારો બાયકોટ કરવામાં આવે છે અને ઘણી પરેશાનીઓનો સામનો કરવો પડે છે. માટે આપ અમારી રહેબરી ફરમાવો કે આવી પરિસ્થિતિમાં અમારે શું કરવું જોઈએ ? જો અમે મજબૂરીમાં દિલની ઈચ્છા વગર સહી કરીએ તો શું અમારા ઈમાનમાં કોઈ ફરક આવશે ? ઉમ્મીદ છે કે જલ્દી જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં વર્ણન કરેલી કિતાબો, અકીદા પ્રમાણે સહીહ છે, તેમાં નબીએ કરીમ (સલ.) અથવા કોઈ વલીની જરા પણ બે અદબી કરવામાં આવી નથી. બલકે અવલિયાએ કિરામની શાન પ્રમાણે આ કિતાબોમાં તે વાતો લખેલી છે જે બરેલવીઓની કોઈ કિતાબમાં નહીં મળે. આ કિતાબોના લેખકોને કાફિર કહેવા જાઈઝ નથી. હરામ છે. રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે જે માણસ પોતાના ભાઈને કાફિર કહે છે તો બંનેમાંથી એક જરૂર કાફિર થઈ જાય છે. કાંતો તે માણસ જેને કાફિર કહેવામાં આવ્યો હોય (જો હકીકતમાં કાફિર હોય) અથવા તે શબ્દ પરત કહેનાર પાસે આવે છે. (મુસ્લિમ શરીફ : ૧ / ૫૭, હદીસ નં. ૬૦) માટે જે લોકો વર્ણન કરેલી કિતાબોના લેખકોને, જેઓ મોટા આલિમ, સુફી અને અલ્લાહના વલી હતા, કાફિર કહે છે અને બીજાઓને તેની ઉપર મજબૂર કરે છે. અને ન કહેવા પર તેમને સતાવે છે અને તેમનો બાયકોટ કરે છે. તેમની ઉપર કુફનો અંદેશો છે. આ તેમની અંતિમ દરજ્જાની અજ્ઞાનતા છે. અલ્લાહ પાક તેમને હિદાયત નસીબ ફરમાવે. આમીન

આ કિતાબોના લેખકોને કાફિર કહેવા બિલ્કુલ જાઈઝ નથી, હરામ છે જો જાનનો ખતરો હોય તો મજબૂરીમાં કહેવાની ગુંજાઈશ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૪૮) પરંતુ તે વખતે પણ વર્ણન કરેલા બુઝુર્ગોને કાફિર કહેવાને બદલે આ પ્રકારના

શબ્દો કહે કે "જો વર્ણન કરેલી કિતાબોમાં નબીઓ, રસૂલો અને વલીઓની શાનમાં ગુસ્તાખી કરવામાં આવી છે તો તેમના લખનારા કાફિર છે. " આ રીતે સમજદારીથી કહેશે તો છુટકારાનો માર્ગ મળશે, કારણ કે જાહેર છે કે આ બધી કિતાબોમાં જરા પણ ગુસ્તાખી કરવામાં આવી નથી. માટે આ કથન પ્રમાણે હકીકતમાં આ કિતાબોના લખનારાઓને કાફિર કહેવું નહી ગણાય.

વળી આવા હઝરાત કાફિર કેવી રીતે હોઈ શકે જે હજારો નહી બલકે લાખો માર્ગ ભૂલેલાઓની હિદાયત અને ઈસ્લામનું કારણ બન્યા છે. અલ્લાહ તઆલા સહીહ સમજ નસીબ ફરમાવે અને સિરાતે મુસ્તકીમ પર અડગતા નસીબ ફરમાવે. આમીન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કુર્આનમાં વલીદ બિન મુગયરહની ટીકા - નિંદા અને બરેલવીઓની નકામી બકવાસ

**સવાલ (૧૮૮)** : શું કુર્આને કરીમમાં વલીદ બિન મુગયરહ ; જે રસૂલુ લ્લાહ (સલ.)નો દુશ્મન હતો, તેનું વર્ણન આ રીતે આવ્યું છે કે તેની દસ બુરાઈઓનું વર્ણન કર્યુ છે. પછી જયારે તેને ખબર પડી તો તેણે કહયું કે નવ બુરાઈઓ તો મને ખબર છે. પરંતુ એક બુરાઈ (મારું હરામી હોવું) માલુમ નથી. પછી તેને પોતાની માતાના માથા પર તલવાર મુકીને પૂછયું કે સાચું બતાવ : હું હરામી છું કે હલાલી ? તેની માતાએ કહયું કે નબીએ કરીમ (સલ.) એ જે ફરમાવ્યું સાચું ફરમાવ્યું : અસલમાં તારો પિતા એક માલદાર હતો, પરંતુ સાથે તે નપુસક હતો, મને તેના માલનો કોઈ વારસદાર જોઈતો હતો, એટલે મેં બીજા સાથે ઝિના કરાવ્યા, જેની તું અવલાદ છે. એટલા માટે તું હરામી (ના જાઈઝ અવલાદ) છે. બરેલવી હઝરાત કહે છે કે કુર્આને કરીમમાં આ વાકિયો છે. તો શું આ વાત સાચી છે ? જો છે તો કઈ સુરતમાં છે. માહિતી આપીને મહેરબાની કરશો, મને કોઈ બરેલવીએ સુરત અને આયત પણ કહી હતી, પરંતુ હમણાં યાદ આવતું નથી.

બરેલવી લોકો દેવબંદીઓ વિશે એ પણ કહે છે કે આ વલીદ બિન મુગયરહની અવલાદ છે. એટલા માટે તે બધા ગુણો તેમનામાં છે. જે તેનામાં હતા. તો જાણે દેવબંદીઓનું વર્ણન કુર્આને કરીમમાં બુરાઈ સાથે કરવામાં આવ્યું છે. એટલા માટે આપનાથી વિસ્તૃત માહિતી હવાલા સાથે જોઈએ છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત વાકિયો સૂરએ "નૂન વલ કલમ" ની આયત નંબર ૧૦ થી ૧૩ માં છે. તફસીરે મુદારક અને તફસીરે હક્કાનીમાં આ આયત વિશે લખ્યું છે કે આ વલીદ બિન મુગયરહ વિશે છે. કુર્આને કરીમમાં તેનું નામ નથી. અલબત્ત આ આયતોનો શાને નુઝૂલ તેના વિશે છે. (તફસીરે નસફી : ૩ / ૫૨૦) આગળ લખ્યું છે કે ૧૮ વર્ષ પછી તેના પિતાએ આ વાતનો દાવો કર્યો છે કે આ મારા વિર્યથી છે. બાળકના હરામી હોવા વિશે તેની માતા જ જાણી શકે છે કે તેણે કોની સાથે ઝિના કરાવ્યા હતા. પિતાને શી ખબર ?

અલબત્ત બરેલ્વીઓનું દેવબંદીઓ વિશે એ કહેવું કે તેઓ વલીદની અવલાદ છે, સહીહ નથી. તે(વલીદ) તો કાફિર હતો, રસૂલુલ્લાહ (સલ.) અને મુસલમાનોનો દુશ્મન હતો. જયારે કે દેવબંદી મુસલમાન છે અને ઈસ્લામના સાચા ખાદિમ અને સુન્નતની પેરવી કરનારા છે. બરેલવી હઝરાત જે બકવાસ કરે છે તેમાં ન પડો. કાલે કયામતના દિવસે માલૂમ થઈ જશે કે હક પર કોણ હતું અને બાતિલ પર કોણ હતું ? ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કોઈને કાફિર કહેવામાં એહતિયાતથી કામ લો

**સવાલ (૧૮૯) :** એક મુસલમાન છે, કલિમો પઢે છે, રોઝા રાખે છે, હજ કરે છે અને પરહેજગાર છે, પરંતુ શિર્ક કરે છે. શું તે હંમેશા માટે જહન્નમમાં જશે ?

મુસલમાનોમાં એ વાત પ્રચલિત છે કે ઉમ્મતે મુહમ્મદિયામાં ૭૩ ફિરકા થશે, એક સિવાય ૭૨ ફિરકા જહન્નમાં જશે. શું આ વાત યોગ્ય છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શું શિર્ક કરે છે તે તો આપે લખ્યું નથી. તેની જાણ કરો તો જવાબ આપી શકાય.

૭૨ ફિરકા જહન્નમમાં જશે, માત્ર એક ફિરકો જન્નતમાં જશે. આ એક હદીસનો ટુકડો છે (તિરમિઝી : ૨ / ૯૨, હદીસ નં. ૨૬૪૧, અહમદ, અબૂદાવૂદ, મિશ્કાત : ૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## (૫) દીની કાર્યોની પ્રેરણા આપનારાને જવાબમાં "લા ઈકરાહ ફીદીન" કહેવું

**સવાલ (૧૯૦) :** એક વ્યકિતને દીનની વાતોની પ્રેરણા આપવામાં આવી અને

નમાઝની તાકીદ કરવામાં આવી, તો તેણે જવાબ આપ્યો કે "લા ઈકરાહ ફિદ્દીન" (એટલે કે દીનમાં કોઈ બળજબરી નથી) તો ઈમાન લાવ્યા પછી એક મુસલમાન માટે આવો જવાબ આપવો કેવો છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"લા ઈકરાહ ફીદ્દીન (દીનમાં જબરદસ્તી નથી) (સૂરએ બકરહ : ૨૫૬) આ તે લોકો માટે છે, જેમણે હજુ સુધી ઈસ્લામ કબૂલ કર્યો નથી. (રૂહુલ મઆની : ૨ / ૧૪) પરંતુ જે લોકો મુસલમાન છે, તેમના માટે તમામ ફરાઈઝ અને વાજિબાતને અદા કરવા અને તમામ પ્રકારની નાફરમાનીથી બચવું જરૂરી છે. માટે નમાઝ અને બીજા ફરજોની દાવતના જવાબમાં ઉપરોક્ત આયત પઢવી યોગ્ય નથી. જો જવાબ આપનારો તેનો મતલબ એ લે છે કે હું નમાઝને ફરજ નથી માનતો, તો તેની ઉપર કુફ્રનો ફતવો લગાવવામાં આવશે (દુર્રે મુખ્તાર : ૧ / ૩૫૧ – ૩૫૨) અને જો આ મતલબ કાઢે છે કે ઠીક છે હું નમાઝ પઢીશ, પરંતુ તમારે જબરદસ્તી કરવાનો કોઈ હક નથી અને દાવત આપવામાં તમારો આ અંદાજો યોગ્ય નથી. તો જો કે આ જવાબ યોગ્ય નથી પરંતુ તેનાથી કુફ્ર નહીં લાગે અને તેનાથી એ મતલબ કાઢે છે કે હું નમાઝ નહીં પઢું તું મને કોણ કહેનારો ? તો સખત ગુનેહગાર થશે અને જો મકસદ એ હોય આપને દાવત આપવાનો તરીકો નથી આવડતો, જબરદસ્તી ન કરો, તો તેમાં કોઈ ગુનોહ પણ નથી. (બુખારી : ૧ / ૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ગુનાહોને લીધે કોઈને બાયકોટ કરવો

**સવાલ (૧૯૧) :** અમારા ગામની જમાત, લોકોને તેમની નાની મોટી ભૂલ પર સુધરવાનો મોકો આપ્યા વગર જમાતમાંથી કાઢી મુકે છે. તેમની ખુશી અને ગમીના મોકા પર હાજરી આપતી નથી. અહીં સુધી કે એક વ્યકિતના મૃત્યુના મોકા પર જનાઝો અને ગુસલનો પાટલો પણ આપવાથી ઈન્કાર કરી દીધો. તો શું ગામની જમાત કોઈ મુસલમાનને બરતરફ કરીને આ પ્રકારનો વર્તાવ કરી શકે છે ? અને આવો ફેસલો કરનારા મુતવલ્લી અથવા ટ્રસ્ટી કેટલા ગુનેહગાર થશે ? તેના વિશે હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે. ઉપરાંત મુફતીયાને કિરામના ફતવાને મહત્ત્વ ન આપનારો કેટલો ગુનેહગાર થશે અને તેના માટે કોઈ વઈદ –ધમકી છે ? તે પણ જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુનાહ કરનારાઓ દા.ત. દારૂડિયો, જુગારી, બે નમાઝી, લોકોના માલ નાજાઈઝ ખાનારાઓ, એવી રીતે શરીઅત વિરૂદ્ધ કામ કરનારાઓ, એવા લોકોને બરતરફ કરવામાં આવે તો જાઈઝ છે જયારે કે આ સુધારણાની નિય્યતથી હોય, (ઈબ્ને માજહ : ૩, હદીસ નં. ૧૭) જો સુધારની આશા ન હોય અથવા બરતરફ કરવાથી વધારે ગુમરાહ થવાનો અંદેશો હોય તો બરતરફ કરવા યોગ્ય નથી. પરંતુ બરતરફ કરવાની હાલતમાં પણ આટલી સખ્તી કરવી કે ગુસલ માટે પાટલો ન આપવો અને કબ્રસ્તાનમાં દફન ન કરવા દેવો યોગ્ય નથી. (બુખારી : ૨ / ૬૩૪, હદીસ નં. ૪૪૧૮)

કોઈ દુન્યવી કારણથી બાયકોટ કરવાની ગુંજાઈશ નથી અને યોગ્ય પણ નથી કારણ કે કેટલાક ઝિમ્મેદારો પોતાનું વર્ચસ્વ જમાવવા આ પ્રકારનો મામલો કરીને લોકોને પરેશાન કરશે અને ઈસ્લામમાં આ ખોટી રીતે દબાવ નાંખવો જાઈઝ નથી.

(બુખારી : ૨ / ૬૩૪, હદીસ નં. ૪૪૧૮)

મુફતીઓના ફતવાને મહત્વ ન આપવું અને તેની ઉપેક્ષા કરવી સખત ગુનાહનું કામ છે અને કેટલીક સુરતોમાં એવી વ્યકિતનું ઈમાન પણ ખતરામાં આવી શકે છે. (શર્હે ફિકહે અકબર : ૨૧૪) ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## (૭) યઝીદ બિન મુઆવિયા પર લાનત કરવી

**સવાલ (૧૯૨) : (૧)** યઝીદ બિન મુઆવિયા અને હજ્જાજ બિન યુસુફ પર લાનત કરવી જઈઝ છે ? શું યઝીદે પોતાની હુકૂમતમાં બહેન સાથે નિકાહ કર્યા હતા ?

(૨) યઝીદ બિન મુઆવિયા કુસ્તુન્તુનિયાના સમુદ્રિ યુદ્ધમાં શરીક થયા હતા, તેની ભવિષ્યવાણી હુઝૂર (સલ.) એ પોતાની જિંદગીમાં કરી હતી. એટલા માટે તેને કાફિર અને મલ્ઉન કહેવો જાઈઝ નથી. શું આ વાત સહીહ છે ?

(૩) ચારે ઈમામોએ હઝરત ઈમામ હુસૈન (રદિ.) અને યઝીદ બિન મુઆવિયા વચ્ચેના યુદ્ધમાં શું ફેસલો આપ્યો ? ખાસ કરીને ઈમામ અબૂ હનીફા (રહ.) એ આ વિશે શું ફરમાવ્યું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દ્રઢ રીતે યઝીદ અથવા હજ્જાજ બિન યુસૂફને જહન્નમી કહેવા અને તેમની ઉપર લાનત કરવી જાઈઝ નથી. એટલા માટે કે રસૂલુલ્લાહ (સલ.) એ નમાઝ પઢનારાઓ પર, એહલે સુન્નત વલ જમાતનો અકીદો રાખનારા પર લાનત કરવાની મનાઈ ફરમાવી છે. શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે યઝીદ ઈબ્ને મુઆવિયાનું

ઈમાન તો સતત સાબિત છે. પરંતુ તેના કુફિયા કાર્યો તો સતત (તવાતુરથી) સાબિત નથી. દિલની હાલત તો અલ્લાહ તઆલા જ જાણે છે. માટે યઝીદને કાફિર કહેવો અને તેના ઈમાનથી નીકળી જવાનો હુકમ લગાવવો જાઈઝ નથી.

(શર્હે ફિક્હે અકબર : પાન નંબર : ૮૭ – ૮૮)

હઝરત હુસૈન (રદિ.)ના કતલને કારણે તે મહાન પાપી છે અને મોટા ગુનાહો કરનારો એહલે સુન્નત વલ જમાતની નજીક ઈમાનથી નીકળી જતો નથી માટે તેને કાફિર કહેવો અને લાનત કરવી જાઈઝ નથી. (શર્હે ફિક્હે અકબર : ૮૭ – ૮૮)

બહેન સાથે નિકાહ કરવાને જાઈઝ કર્યા છે એ યઝીદ ઉપર આક્ષેપ છે, જો આ વાત સાબિત થઈ જાય કે આ હુકમ યઝીદે લગાવ્યો હતો તો તેના કુફ્રમાં કોઈ શંકા નથી. એટલા માટે કે કુર્આને કરીમમાં બહેનને હરામ કરી છે અને કુર્આને કરીમની એક આયતનો પણ ઈન્કાર કુફ્ર છે. (સૂરએ નિસાઅ : ૨૩) જો યઝીદ આ હુકમ આપતા તો ચારે ઈમામો તેની ઉપર કુફ્રનો ફતવો લગાવતા, પરંતુ ઈમામ અબૂ હનીફા (રહ.) અને ઈમામ શાફઈ (રહ.) એ યઝીદ પર કુફ્રનો ફતવો લગાવ્યો નથી. માટે બહેન સાથેના નિકાહ યઝીદે જાઈઝ કર્યા તે માત્ર એક આક્ષેપ છે. જે લોકો યઝીદ પર લાનતને જાઈઝ કહે છે, તે લોકો દલીલ રજૂ કરે છે કે યઝીદે હઝરત હુસૈન (રદિ.)ના કતલ પર ખુશી વ્યકત કરી હતી. એહલે બયઅત અને ખાનદાને રસૂલ (સલ.) ને તકલીફ પહોંચાડી હતી અને જાહેરી વાત છે કે રસૂલુલ્લાહ (સલ.) ને તકલીફ પહોંચાડવી અને ખાનદાને રસૂલ (સલ.) ની નિંદા કરવી કુફ્ર છે. (શર્હે ફિક્હે અકબર : ૮૭) ઈમામોની નજીક આ વાત હંમેશા સાબિત નથી. એટલા માટે કોઈ મુસલમાન પર મોટા ગુનાહોને કારણે ઈસ્લામથી નીકળી જશે અને લાનત કરવી જાઈઝ હોવાનો હુકમ લગાવી શકાય નહી, વ્યકિતગત ખબરથી એ વાત સાબિત છે કે યઝીદ હઝરત હુસૈન (રદિ.)ની શહાદત પર નરાજ થયો અને ઈબ્ને ઝિયાદ અને તેના સહાયકો પર ગુસ્સે ભરાયો, માટે તેની ઉપર લાનત કરવી જાઈઝ નથી. (શર્હે ફિક્હે અકબર : ૮૭) કેટલાક મોટા ઉલમા આ વિશે મૌન ધારણ કરે છે કારણ કે કેટલીક રિવાયતો પ્રમાણે તેનું ઈસ્લામથી નીકળી જવું માલૂમ પડે છે અને કેટલીક રિવાયતોથી મુસલમાન હોવું, માટે તેના વિશે કોઈ ફેસલો કરી શકતા નથી. બલકે વિરોધાભાસને લીધે ચુપ (મૌન) રહેવું વાજિબ છે. (શર્હે ફિક્હે અકબર : ૮૮)

(૨) યઝીદ અને મુઆવિયા પર લાનત કરવી જાઈઝ નથી, તેના કારણો હું ઉપર લખી ચુકયો છું. કુસ્તુન્તુનિયાના યુદ્ધમાં હાજરી અને ગેર હાજરીથી તેનો કોઈ

સંબંધ નથી. શર્હે ફિકહે અકબરનું લખાણ ઉપર આવી ગયું કે મોટા ભાગના ઉલમા કુફ્ર ન હોવાને કારણે લાનત કરવી જાઈઝ ગણતા નથી. માત્ર એક ઈમામ અહમદ (રહ.) નું કથન લાનત વિશે જાઈઝનું છે. શકય છે કે તેમની નજીક આ વાત સતત સાબિત થઈ હશે. કુસ્તુન્તુનિયાના ગઝવાની ખુશખબરી રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવી હતી. અને શરીક થનારાઓને "ફી સબીલિ લ્લાહ" ફરમાવ્યું.

(બુખારી : ૧ / ૪૦૯ હદીસ નં. ૨૯૨૪ – મુસ્લિમ)

મુસ્લિમ શરીફમાં "ફી ઝમનિ મુઆવિયહ" ના શબ્દો છે.

નવવી શર્હે મુસ્લિમ શરીફ અને ઉમ્દતુલ કારી : ૧૪ / ૮૬ માં છે કે તે સમુદ્રી ગઝવો , જેના વિશે રસૂલે ખુદા (સલ.) એ ઉમ્મે હરામ (રદિ.)ની હાજરીની આગાહી કરી હતી, તે જમાનો હઝરત મુઆવિયા (રદિ.) નો નહી પરંતુ હઝરત ઉસ્માન (રદિ.) નો જમાનો છે. અને લશ્કરના આગેવાન હઝરત મુઆવિયા (રદિ.) હતા. હઝરત ઉમર (રદિ.) ના જમાનામાં સમુદ્રી ગઝવાની પરવાનગી માંગવામાં આવી પરંતુ હઝરત ઉમર (રદિ.) એ સમુદ્રી જહાજ વિશે સવાલ પૂછયો, તો હઝરત મુઆવિયા (રદિ.)ના જવાબ પછી તેની પરવાનગી ન આપી.

બાદમાં હઝરત ઉસ્માન (રદિ.) એ સમુદ્રી ગઝવાની પરવાનગી આપી અને અમીરે મુઆવિયા (રદિ.) ની આગેવાનીમાં સમુદ્રી ગઝવો થયો. તેમાં હઝરત મુઆવિયા (રદિ.) શરીક હતા. હિ.સ. ૨૭ , ૨૮માં આ ગઝવો થયો. માટે યઝીદ પર લાનત ન કરવાનો જવાઝ આ વાકિયાથી નથી. બલકે બાદના વાકિયાથી છે. હુજ્જુતલ ઈસ્લામ ઈમામ ગિઝાલી (રહ.) એ ઈહયાઉલ ઉલૂમમાં લખ્યું છે કે યઝીદ વિશે નકલ કરેલું વ્યકિતગત છે. એટલા માટે નિશ્ચિત માણસને લાનત કરવી જાઈઝ નથી, જયાં સુધી યઝીદના હકીકી અહેવાલ સામે ન આવી જાય. ત્યાં સુધી આપણે કોઈ ફેસલો કરી શકતા નથી. (શર્હે ફિકહે અકબર : ૮૭) એટલા માટે ઉલમાએ કિરામે એહતિયાત વર્તી અને જાઈઝ કથનને પસંદ ફરમાવ્યું છે.

(૩) ચારે ઈમામોની નકલ ઈલ્મે કલામમાં વિવિધ તરીકાથી છે. હઝરત હુસૈન (રદિ) મઝલૂમ શહીદ થયા. તેઓ હક પર હતા અને યઝીદ અને તેના સાથીઓ સિરાતે મુસ્તકીમથી દૂર હતા. અને યઝીદ અને તેના સહાયકો ગલત હતા. અત્યાચારી હતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) યઝીદને બુરૂ-ભલું કહેવું, શરીઅત પ્રમાણે કેવું છે ?

**સવાલ (૧૯૩) :** યઝીદને બુરૂ ભલું કહી શકીએ કે નહી ? મેં મુફતી મહેદી હસન

સાહેબની કિતાબ "હકીકતે યઝીદ" વાંચી છે. તેમાં લખ્યું છે કે યઝીદ સર્વાનુમતે કાફિર નથી. બલકે સર્વાનુમતે ફાસિક છે. યઝીદે હઝરત હુસૈન (રદિ.)ના કતલનો હુકમ આપ્યો. યઝીદ પર કુસ્તુન્તુનિયાની ખુશખબરી વાળી હદીસ બંધ બેસતી નથી. પરંતુ બિશ્ર બિન અલી અરતાત પર બંધ બેસે છે. યઝીદ સહાબી નથી, તેઓ હઝરત ઉસ્માન (રદિ.) ના ખિલાફતકાળમાં પેદા થયા.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ ગઝાલી (રહ.) એ ઈહયાઉલ ઉલૂમમાં લખ્યું છે કે યઝીદે હઝરત હુસૈન (રદિ.)ના કતલનો હુકમ આપ્યો તે સાબિત નથી બલકે તેમાં શંકા છે, માટે યઝીદ પર લાનત કરવી જાઈઝ નથી. કલિમા વાળાથી જયાં સુધી સ્પષ્ટ કુફ્ર સાબિત ન થાય, ત્યાં સુધી તેને કાફિર કહેવો અને લાનત કરવી જાઈઝ નથી.

(શર્હે ફિકહે અકબર : ૮૭, ૮૮)

કોઈ મુસલમાનને કાફિર કહેવો સખત ગુનોહ છે. તેની ઉપર સખત સજા આવી છે અને મારા ઉસ્તાદ મુફતી મેહદી હસને જે લખ્યું છે , તે એહલે સુન્નત વલ જમાતનો મસ્લક છે. વિસ્તૃત માહિતી માટે મારી કિતાબ "અકાઈદે ઈસ્લામ" જોવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) સ્પષ્ટ દલીલો છતાં યઝીદ વિશે ચુપકીદી કેમ ?

**સવાલ (૧૯૪) :** "યઝીદને અમીરૂલ મુઅમિનીન કહેનારાને કોરડા મારવામાં આવ્યા." પછી અંતમાં મવલાના થાનવી (રહ.) વગેરેના ફતવા છે, જેમાં લખ્યું છે કે યઝીદ વિશે ચુપકીદી કરવામાં આવે. તો સવાલ એ છે કે ઉપરની હકીકત બિલ્કુલ જાહેર થઈ ગયા પછી મૌન કેમ ? કેટલાક ફાઝિલોએ એ કિતાબનો અભ્યાસ કર્યા પછી કહયું કે મુફતીની વાત ન જુઓ, કુર્આન અને હદીસને જુઓ. ઉપરોકત વાત તો શિયા લોકોએ ઘડી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમીરૂલ મુઅ્મિનીન કહેનારા પર કોરડા મારવા, સામાજિક લડાઈ એ લોકોનું કાર્ય છે જે યઝીદથી નફરત કરે છે. માટે આ દલીલ આધાર બની શકતી નથી, એટલા માટે શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે યઝીદને કાફિર કહેવો, તેના ઉપર લાનત કરવી જાઈઝ નથી. આ એહતિયાતને કારણે છે. અને આ જ એહલે સુન્નત વલ જમાતનો મસ્લક છે. (નિઝામુલ ફતાવા : ૧ / ૭૨)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

وفى الخلاصة من أبغض عالما من غير سبب ظاهر خيف عليه

الكفر، قلت الظاهر أنه يكفر

**તર્જુમો :** ખુલાસા (નામની કિતાબ)માં લખ્યું છે : જો કોઈ માણસ કોઈ સ્પષ્ટ કારણ વિના કોઈ આલિમ સાથે કિનો (દ્વેષ) રાખે તો તેના પર કુફ્રનો ખતરો છે, (મારું કહેવું છે કે) જાહેરમાં તો તેને કાફિર જ ઠેરવી દેવામાં આવે.

(શર્હે ફિકહે અકબર : ૨૧૩)

# દીન અને શરીઅતનો અસ્વીકાર

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# દીન અને શરીઅતનો અસ્વીકાર

## (૧) મુસલમાનોથી દરેક મામલામાં વિરોધ કરનારો વ્યકિત

**સવાલ (૧૯૫) :** એક મુસલમાન હાજી છે, તેમ છતાં દાઢી કપાવે છે, તેમના ઘરે શરીઅત વિરુદ્ધના કપડા પહેરવામાં આવે છે. હળીમળીને રહેતા નથી. દરેક મામલામાં કોમની, કોમના જિમ્મેદારોનો અને ઉલમાએ કિરામનો વિરોધ કરે છે. તેમણે જિમ્મેદાર હઝરાત (કોમના આગેવાનો અને મુતવલ્લી) પર કોર્ટમાં કેસ પણ કર્યો છે.

શરીઅતની દ્રષ્ટિએ ફાસિક અને ફાજિર કોને કહે છે ? શું આ હાજી સાહેબ ફાસિક અને ફાજિર કહેવાને લાયક છે અથવા નહી ? વહેલી તકે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત માણસ જો કોમ, મુતવલ્લી હઝરાત અને ઉલમાએ કિરામનો વિરોધ કોઈ શરઈ કારણ વગર કરે છે તો તે ફાસિક ગણાશે (અલ મુફર્રદાત ફી ગરીબિલ્ કુર્આન : ૬૩૬) અને જો વિરોધ દીનની નફરતને કારણે છે તો એવી વ્યકિત દીન અને દીનની ઓખળથી દુશ્મનીને કારણે અને દીનથી નારાજીને કારણે છે તો તે દીનથી નીકળી જશે. (શર્હે ફિકહે અકબર : ૨૧૩)

જો તેનો વિરોધ એટલા માટે છે કે તેના જિમ્મેદારો પોતાની જવાબદારી બરાબર અદા કરતા નથી. તો તેમની વાત સાંભળીને કોઈ હલ લાવવાની કોશિશ કરવી જોઈએ. દાઢી કપાવવા પર અડગ છે તો તેના ફાસિક અને ફાજિર હોવામાં કોઈ શંકા નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૪૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હદીસનો ઈન્કાર કરનારો અને તેની ઉપર શંકા કરનારા પર હુકમ

**સવાલ (૧૯૬) :** જો કોઈ માણસ એવું કહે કે હું હદીસને માનતો નથી, અથવા એવું કહે કે હદીસનો ખજાનો જુઠનો ખજાનો છે, તો શું તેને કાફિર કહી શકાય ? જો કે તે માણસ કયારેક નમાઝ પણ પઢે છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુતવાતિર (એવી હદીસો જેને એક એવી જમાતે રિવાયત કરી હોય જેને જુઠી માનવી બુદ્ધિ અને સામાન્ય રીતે અશકય હોય) અને મશ્હૂરા (એવી હદીસો જેને રિવાયત કરનાર ત્રણથી વધુ અને દસથી ઓછા હોય) હદીસોનો ઈન્કાર કરનાર ઈમાનથી નીકળી જાય છે. (શર્હે ફિકહે અકબર : ૨૦૩, ૨૦૪) સમજૂતી પછી ખબરે વાહિદ (જેને રિવાયત કરનાર મર્યાદિત અને ઓછા હોય) નો ઈન્કાર કરનાર ફાસિક છે અને આમાંથી કોઈ પણ પ્રકારની હદીસનો મજાક કરનાર કાફિર થઈ જાય છે. (શર્હે ફિકહે અકબર : ૨૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈસ્લામી રીત રિવાજોની નિંદા કરનારા પર હુકમ

**સવાલ (૧૯૭):** બે વ્યકિતઓ વચ્ચે ઝઘડો થયો. તેમાંથી એક માણસ હાફિઝે કુર્આન, મદ્રસાના મુદર્રિસ અને મસ્જિદના ઈમામ છે અને બીજો વ્યકિત દાઢી મુંડો છે. બંને વચ્ચે ઝઘડો એટલો વધી ગયો કે "દાઢી મુંડા" એ દાઢીવાળા ઈમામ સાહેબથી કહયું કે તમે દાઢી મુંડાવી નાંખો અને મદ્રસાની ખિદમત અને ઈમામત છોડી દો.

સવાલ એ છે કે આ વ્યકિતના આ પ્રકારના કહેવાથી ઈમામતમાં કોઈ નુકસાન તો નહીં આવે ? વિગતવાર જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કહેનારાએ આ શબ્દો કેમ વાપર્યા છે ? કહેનારના મોઢાથી આ પ્રકારના ખતરનાક શબ્દો નીકળવાનું કારણ શું છે ? શું આ મવલાના સાહેબે ધર્મની વિરુદ્ધ કોઈ કામ કર્યુ છે અથવા તે સિવાય બીજુ કારણ છે. માહિતી લખ્યા પછી જ તેનો જવાબ લખી શકાય છે. (બહ્રુર્રાઈક : ૫ / ૧૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શરઈ હકની માંગણી પર કોઈ સ્ત્રીએ આ જવાબ આપવો કે "હું કોઈ ફતવાને માનતી નથી"

**સવાલ (૧૯૮) :** એક વિધવા એ પોતાના મૃત પતિની બધી સંપત્તિ પર કબજો કરી લીધો છે. બીજા વારસદારોનો હક આપવાથી ઈન્કાર કરે છે. વારસદારોએ જયારે પોતાના હકની માંગણી કરી, તો તેના જવાબમાં એવું કહયું કે "તમારા હિન્દુસ્તાનમાં દરેક ઘરમાં ફતવા હોય છે, હું કોઈ ફતવાને માનતી નથી. હું ઈસ્લામ

ફિસ્લામની કોઈ વાત નથી સમજતી." તો આ વાકયો બોલનાર વિશે શરઈ હુકમ કયો છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ મુસલમાન એમ કહે કે મારી આગળ શરીઅત નહી ચાલે અથવા શરીઅતની યુકિત નહી ચાલી શકે અથવા હું શરીઅતને શું કરું ? તો તે કાફિર છે. જો કોઈની સામે કોઈ શરઈ ફતવો પેશ કરવામાં આવ્યો, તેના જવાબમાં કહયું કે આ શું ફતાવાની ઘડિયાળ લઈ આવ્યા ? અને એમ કહીને એ ફતાવાને રદ કરી દીધા. તો તે કેટલાક ફુકહાની નજીક કાફિર છે. એવી રીતે ફતવાને જો જમીન પર નાંખીને કહયું કે આ શું શરીઅત છે ? તો પણ કાફિર છે. પરંતુ ફતવો રજૂ કરવા પર જો એ કહે કે ફતવામાં જે કંઈ છે તે ગલત અથવા હું તેની ઉપર અમલ નહી કરું તો સજાનો હકદાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૭૨)

આ મસાઈલની રોશનીમાં ઉપરોકત મસ્અલાનો હુકમ બિલ્કુલ સ્પષ્ટ છે કે જયારે તે સ્ત્રીએ કહયું કે હું તે ફતાવાને નથી માનતી અથવા હું "ઈસ્લામ ફિસ્લામની વાતોને નથી સમજતી" તો આ વાકયો વડે તેને દીનની નિંદા કરી છે અને મજાક ઉડાવ્યો છે, તેને શરીઅતમાં ઈન્કાર પણ કહી શકાય છે. માટે આ વાકય કુફ છે, જો તે સ્ત્રીએ અજ્ઞાનતામાં ગુસ્સામાં આવીને આ વાકય કહયું છે તો તેણે જોઈએ કે તે તૌબા અને ઈસ્તિગ્ફાર કરીને કલિમએ તૌહીદ પઢે (બહરુર્રાઈક : ૫ / ૧૩૮) અને જો તે તૌબાનો ઈન્કાર કરે, તો ઈસ્લામથી નીકળી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) જાણીજોઈને નમાઝ છોડવી ગુનાહે કબીરહ છે કે નહી ?

**સવાલ (૧૯૯) :** નમાઝ ન પઢવી ગુનાહે કબીરહ છે કે નહી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાણીજોઈને નમાઝ છોડવી ગુનાહે કબીરહ છે. હદીસે પાકમાં અલ્લાહના રસૂલ(સલ.) નો ઈર્શાદ છે કે જે વ્યકિત જાણીજોઈ ને નમાઝ છોડે છે. તે કુફની નજીક પહોંચી જાય છે. (અલ મુઅજમુલ અવસત : ૩ / ૩૪૩, હદીસ નં. ૩૩૪૮) ઈસ્લામી હુકૂમતમાં નમાઝ છોડવાની આદત બનાવી લેનારા માટે કતલની સજા છે.

(દુર્રે મુખ્તાર : ૧ / ૩૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નમાઝનો ઈન્કાર કરનાર અને દીનની દાવત આપનારને તુચ્છ સમજનારાઓ સાથે દુશ્મની રાખવી.

**સવાલ (૨૦૦) :** જો કોઈ વ્યકિત દીનનો દુશ્મન હોય, નમાઝનો ઈન્કાર કરે અને દીનની દાવત આપનારાને પણ તુચ્છ સમજતો હોય, તો તેને તુચ્છ સમજવો અને તેની સાથે દુશ્મનીનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દીનથી દુશ્મની રાખનારા અને દાવતો તબ્લીગના વિરોધીઓથી નફરત કરવી ઈમાનનો તકાદો છે. હદીસે પાકમાં છે કે જે વ્યકિતમાં ત્રણ ગુણો હશે, તે ઈમાનની મીઠાશ મેહસૂસ કરશે. પહેલો ગુણ એ છે કે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) તેને સમગ્ર મખ્લૂકથી વધારે મેહબૂબ હોય, બીજો એ કે તે કોઈનાથી મુહબ્બત રાખે, માત્ર દીનને લીધે જ મુહબ્બત રાખે, ત્રીજું એ કે તે કુફ્રથી એવી નફરત કરે, જેમકે તે આગમાં જવાથી નફરત કરે છે. (બુખારી શરીફ : ૧ / ૭, હદીસ નં. ૧૬,૨૧, ૬૯૪૧)

તેનાથી માલૂમ થયું કે બેદીન, નાસ્તિક વ્યકિતથી તેના અધર્મને કારણે નારાજગી વ્યકત કરવી યોગ્ય છે. જો કે તેને તુચ્છ ન સમજવો જોઈએ (અલ્ જામિઅ ફીલ્ હદીસ : ૧ / ૩૧૨) એટલા માટે કે તે અલ્લાહ તઆલાને બિલ્કુલ પસંદ નથી અને બંદાઓમાંથી કોઈના અંજામની ખબર નથી. બની શકે છે કે અલ્લાહ તઆલા એ બેદીન અને અધર્મીને તોફીક આપે અને તે તૌબા કરી લે અને તુચ્છ સમજનારાની પકડ થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَمَنْ يَّرْتَدِدْ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَيَمُتْ وَهُوَ كَافِرٌ فَاُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِى
الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢١٧﴾

**તર્જુમો :** અને તમારામાંથી જે કોઈ પોતાના દીનથી ફરી જશે પછી તે કુફ્રની હાલતમાં જ મરશે તો એવાં લોકોના સદ્દકર્મો દુનિયા અને આખિરતમાં અકારત જશે અને તેઓ દોઝખવાસી છે, તેઓ તેમાં સદા રહેશે. (સૂરએ બકરહ : ૨૧૭)

# મુર્તદ (ધર્મ વિમુખ)નો હુકમ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# મુર્તદ (ધર્મ વિમુખ)નો હુકમ

## (૧) રસૂલુલ્લાહ (સલ.) ની શાનમાં ગુસ્તાખી કરનારો વાજિબુલ કતલ છે.

**સવાલ (૨૦૧) :** એક મુસલમાને હુઝૂર (સલ.) ની શાનમાં ગુસ્તાખી કરી અને મુસલમાનો માટે ખરાબ શબ્દો વાપર્યા. આ સિલસિલામાં નીચેના સવાલોના જવાબ મતલુબ છે.

(૧) એવો વ્યકિત મુસલમાન બાકી રહેશે કે ધર્મ વિમુખ (મુર્તદ) થઈ જશે ?

(૨) જો આવો માણસ ઈસ્લામથી નીકળી ગયો, તો તેનાથી મુસલમાનોએ નિકાહ, જનાઝા અને મસ્જિદમાં દાખલ થવા અને એ પ્રકારના કાર્યોમાં સંબંધ તોડી દેવો જરૂરી છે કે નહી ?

(૩) જો આ માણસ ધર્મ વિમુખ (મુર્તદ) થઈ ગયો તો તેના માટે ઈસ્લામમાં દાખલ થવા માટે કોઈ વિકલ્પ છે કે નહી ? અને આ ભયાનક કાર્યની માફી માટે કોઈ શકલ છે ?

(૪) એક મુફતી સાહેબનું કહેવું છે " જો આ વ્યકિત તૌબા કરી પણ લે તો અલ્લાહ તઆલા તરફથી તેની તૌબા કબૂલ થઈ ગઈ, લોકો તરફથી નહી. કારણ કે અલ્લાહ તઆલા તો મહાન બખ્શનારો અને માફ કરનારો છે. પરંતુ રસૂલુલ્લાહ (સલ.) ને ગાળો આપવી, બંદાનો હક પાયમાલ થયો, તેની માફીની કોઈ સુરત નથી. " સવાલ એ છે કે મુફતી સાહેબનું આ કહેવું કયાં સુધી સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) રસૂલુલ્લાહ (સલ.) ને ગાળો આપવી, આપ (સલ.) ની જાત પર આક્ષેપ લગાવવો અને આપની શાનમાં ગુસ્તાખી કરવી, મહાન ગુનોહ છે. એવો માણસ ઈસ્લામના ડાયરામાંથી નીકળી જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૪ / ૨૩૧–૨૩૩)

(૨) એવી વ્યકિત સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો જાઈઝ નથી. હરામ છે. (મિર્કાતુલ મફાતિહ : ૮ /૭૫૯) ન તો તેની જનાઝાની નમાઝ પઢવામાં આવશે અને

ન તો તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે. અહીં સુધી કે તેને મસ્જિદમાં આવવાથી પણ રોકી દેવામાં આવશે. (રદ્દુલ મુહ્તાર : ૨ / ૨૩૦)

(૩) એવી વ્યકિત માટે તૌબા અને માફીની શકલ એ છે કે અવામની સામે પોતાના કાર્ય પર પસ્તાવો કરે. આ કાર્ય પર અલ્લાહ તઆલાથી માફી માંગે અને રસૂલુલ્લાહ (સલ.) વિશે લોકો સામે એવા પ્રશંસાપાત્ર કલિમાત કહે કે અવામને યકીન થઈ જાય કે તે ખરેખર પોતાની ગુસ્તાખાના હરકત પર શર્મિંદા અને પસ્તાય રહયો છે. અને ખરેખર પોતાના ગુનાહોથી તૌબા કરી રહયો છે (બહરૂર્રાઈક : ૫ / ૨૧૬) તો તૌબા કર્યા પછી (જો તે પરણિત છે તો) પત્નીથી ફરી નિકાહ પઢવા પડશે, કારણ કે પહેલા નિકાહ ( તેના ધર્મ વિમુખ – મુર્તદ હોવાથી) તુટી ગયા હતા.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૪ / ૨૪૬)

(૪) મુફતી સાહેબની વાત લગભગ સહીહ છે. ઈમામ માલિક (રહ.) અને ઈમામ અહમદ (રહ.) ની નજીક પયગમ્બરે ઈસ્લામ (સલ.) ને ગાળો આપનારો માણસ માફીને પાત્ર નથી. તેની તૌબા કોઈ પણ રીતે કબૂલ નહી થાય. જો ઈસ્લામી હુકૂમત છે તો તેને કતલ કરવામાં આવશે. તેથી શામીમાં છે કે તે માફીને પાત્ર નથી. જો ઈસ્લામી હુકૂમત છે તો એવો વ્યકિત કતલનો હકદાર છે. પરંતુ તેની તૌબા આખિરતના મામલામાં કબૂલ થશે અને આખિરતના અઝાબથી છુટકારો મળશે, પરંતુ તેનો દુન્યવી મામલો માફીને પાત્ર નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૪ / ૨૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨) તૌબાનો વખત ગરગરહથી પહેલા છે.

**સવાલ (૨૦૨) :** (૧) મારા ઉપર જાદૂ કરવામાં આવ્યું છે. શિફા માટે મેં બે વખતે એક કબરનો તવાફ કર્યો અને ત્યાં આ શબ્દો કહયા કે આને ખતમ કરી દો, તેને સળગાવી દો, આ જે કંઈ મેં કર્યુ છે તે એવું સમજીને કર્યુ છે કે કબરવાળા બુઝુર્ગ મને પોતાની કરામતથી તંદુરસ્ત કરી દેશે.

પછી હું પોતાના આ અમલમા સહીહ અને ગલત હોવાની તહકીક કરતો રહયો, છેવટે મને મવલાના આશિક ઈલાહી સાહેબ મેરઠીની એક કિતાબ "મરનેકે બાદ કયા હોગા" હાથમાં આવી. તેમાં અલ્લાહના રસૂલ (સલ.) ની આ હદીસ લખેલી છે કે મારી શફાઅત તેના હકમાં ફાયદા કારક હશે, જેણે શિર્ક ન કર્યુ.

(૨) એવી રીતે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : હું શિર્ક સિવાયના તમામ ગુનાહોને માફ કરી દઈશ. (સૂરએ નિસાઅ: ૪૮)

(૩) ગુજરાતી બેહિશ્તે ઝેવરમાં લખ્યું છે કે તૌબાથી કુફ્ર અને શિર્કની તૌબા મુરાદ નથી, બલકે બીજા ગુનાહોથી તૌબા મુરાદ છે, હવે શંકા છે કે ઈમાનનો મતલબ તેના વગર બીજો કયો છે કે કુફ્ર અને શિર્કથી તૌબા કરીને ઈસ્લામમાં દાખલ થઈ જાય. માટે આપથી નમ્ર અરજ છે કે એ અંદાજમાં જવાબ આપો કે મારી શંકા દૂર થઈ જાય.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) એવું લાગે છે કે આપની નજરથી એક –બે હદીસો જ ગુઝરી છે, આપે કિતાબોનો વિસ્તૃત અભ્યાસ કર્યો નથી, માટે આપને અંદેશો થઈ ગયો. જો આપે કબર પર જઈને આ દુઆ કરી કે "યા અલ્લાહ આ બુઝુર્ગના વસીલાથી મારા જાદૂને દૂર કરી દે અને મને શિફા આપી દે." તો આપ મુસલમાન છો, ઈસ્લામથી નીકળ્યા નથી. (ઈમ્દાદુલ અહકામ : ૧ / ૧૩૪)

અને જો આપે કબરનો તવાફ કર્યો અને કહયું : હે અલ્લાહના વલી ! આપ આ તકલીફને દૂર કરી દો અને એ અકીદો રાખ્યો કે તકલીફને દૂર કરનાર કબરવાળો જ છે, તો આ અમલને લીધે આપ ઈસ્લામથી નીકળીને ધર્મ વિમુખ થઈ ગયા (રૂહુલ મઆની : ૩ / ૨૯૭ / ૨૯૮) અલબત્ત ત્યાર પછી આપે તૌબા – ઈસ્તિગ્ફાર કરી અને કલિમો પઢયો અને અલ્લાહ તઆલાથી ગુનાહોની માફી માંગી અને અકીદો સહીહ કરી લીધો કે આ બધું અલ્લાહ તઆલા તરફથી જ થાય છે, તો આપ બીજી વખતે ઈસ્લામમાં દાખલ થઈ ગયા, પરંતુ હવે પત્નીથી નિકાહ ફરી વખતે પઢવા જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ: ૨ / ૨૮૩, ફતાવા તાતારખાનિયા : ૫ / ૪૫૮)

(૨) મુશ્રિકોમાં જે લોકો શિર્કની હાલતમાં મરી ગયા, તેમને સિફારિશથી ફાયદો નહી થાય. આપ તો જીવિત છો અને શિર્કથી તૌબા કરી રહયા છો, આપને તેનાથી ફાયદો થશે. (ઈબ્ને માજહ : ૩૧૪, હદીસ નં. ૪૨૫૩) એટલે માયૂસ થવાની જરૂરત નથી. અલ્લાહ તઆલા સૂરએ નિસાઅ આયત નં. ૪૮ માં ફરમાવે છે :

إِنَّ اللّٰهَ لَا يَغْفِرُ أَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَاءُ

દરેક મુસલમાનનું આ વાત પર ઈમાન છે કે જેનું શિર્કની હાલતમાં મૃત્યુ થયું

છે, તેની મગરિફત નહીં થાય.

(૩) જયાં સુધી વ્યકિત સકરાત (મૃત્યુનો આખરી સમય) ની હાલતમાં ન પહોંચે, તેના કુફ્રની તૌબા કબૂલ થશે. ભલે તે કાફિર, યહૂદી, ખ્રિસ્તી કે અન્ય હોય. તૌબાનો દરવાજો ગરગરહથી પહેલા દરેક વ્યકિત માટે કયામત સુધી ખુલ્લો છે. માટે કાફિરની કુફ્રની તૌબા કબૂલ થશે. એક લાખ ચોવીસ હજાર લોકો (સહાબા રદિ.) એ નબીએ કરીમ (સલ.) ના જમાનામાં કુફ્રથી તૌબા કરી અને ઈમાનમાં દાખલ થયા અને તેમની તૌબા કબૂલ કરવામાં આવી, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મુસલમાન છોકરી કોઈ હિંદુ છોકરા સાથે નાસીને ધર્મ બદલી નાંખે તો શું તેને કતલ કરવું જાઈઝ છે ?

**સવાલ (૨૦૩):** અમારા ગામમાં એક મુસલમાન વોહરા સમાજની છોકરીને હિંદુ હરિજન છોકરા સાથે પ્રેમ થઈ ગયો અને તે તેની સાથે નાસી છુટી. સાંભળ્યું છે કે તે છોકરીએ ધર્મ પણ બદલી નાંખ્યો છે અને સાડી પહેરવી અને તિલક લગાવવાનું શરૂ કરી દીધું છે. તેની શોધખોળ કરવામાં આવી પરંતુ હજુ સુધી કોઈ પતો મળ્યો નથી. તેના કુટુંબીજનોનું કહેવું છે કે તે જયારે પણ ગામમાં કદમ મુકશે અમે તેને જાનથી મારી નાંખીશું. હવે સવાલ એ છે કે જો મુર્તદ – ધર્મ વિમુખ છોકરી મળી આવે, તો શું તેને કતલ કરવી જાઈઝ છે ? જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાન છોકરીએ જે કર્યુ છે તે ખૂબ જ ખરાબ અને ગુનાહનું કામ કર્યુ છે કે તિલક લગાવવાથી અને કાફિરોના ધાર્મિક કાર્યો કરવાથી ઈમાન પણ ખતમ થઈ ગયું અને ઝિનાનો ગુનોહ લાગુ પડયો છે. અલબત્ત માતા – પિતા અને બીજા રિશ્તેદારો માટે એ છોકરીને મારી નાંખવાની પરવાનગી નથી. જો ઈસ્લામી હુકૂમત હોત, મુકદમો કાઝીની અદાલતમાં રજૂ કરીને તેના માર્ગદર્શન પ્રમાણે અમલ કરવો જરૂરી બનતો, પરંતુ અહીંયા ઈસ્લામી હુકૂમત નથી, તો કાનૂન હાથમાં લઈને કોઈનું જાતે ખૂન કરવું જાઈઝ નથી. હરામ છે. તેમાં દીન અને દુનિયા બંનેનું નુકસાન થશે. માટે માતા – પિતા અથવા રિશ્તેદારોએ એ છોકરીને મારી નાંખવાની ચિંતા કરવી જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ્ : ૭/૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કુફ્રનો કલિમો કહયા પછી નિકાહ ફરી વખતે પઢવાનો હુકમ

**સવાલ (૨૦૪) :** જો કોઈ સ્ત્રીએ કલિમએ કુફ્ર કહયો, તો શું હુકમ છે ? શું તેને કારણે તેના નિકાહ તુટી જશે ? નિકાહમાં પરત લાવવા માટે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુફ્રિયા અકીદાને માનવો અથવા કુફ્રિયા કાર્યો કરવા, ઈસ્લામથી નીકળી જવાનું કારણ બને છે. ભલે કરનારો પુરુષ હોય કે સ્ત્રી, તેનાથી તે ઈસ્લામથી નીકળીને મુર્તદ (ધર્મ વિમુખ) થઈ જાય છે. મુર્તદ થવાથી નિકાહ પણ તુટી જાય છે.

(રદુલ મુહતાર : ૩ / ૧૯૩, ૧૯૪)

ઉપરોકત સવાલમાં જયારે કોઈ સ્ત્રીએ કુફ્રિયા કલિમો કહયો, તો પ્રથમ કલિમએ શહાદત, ઈમાને મુજમલ અને ઈમાને મુફસ્સલ પઢીને પોતાના ઈમાનને તાજુ કરે અને કુફ્રથી સફાઈ કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૪ / ૨૨૬) ઈમાન તાજુ કર્યા પછી બે ગવાહોની હાજરીમાં પોતાના પહેલા પતિથી નિકાહ પઢે. (દુર્રે મુખ્તાર : ૩ / ૨૧) અને ઉત્તમ એ છે કે મસ્જિદમાં એલાન કરી દે અને બીજી વખતે ગવાહોની હાજરીમાં નિકાહ પઢવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَمَآ اٰتٰىكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ ۚ وَمَا نَهٰىكُمْ عَنْهُ فَانْتَهُوْا ۚ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۝

**તર્જુમો :** અને રસૂલ તમને જે કંઇ આપે તે લઇ લો અને જેનાથી તમને રોકે તે ત્યજી દો અને અલ્લાહથી ડરતા રહો. બેશક, અલ્લાહ સખત શિક્ષા આપનારો છે. (સૂરએ હશ્ર : ૭)

# સુન્નતો અને બિદઅતો

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# સુન્નતો અને બિદઅતો

## (૧) સુન્નત છુટી જવાથી દિલનું ગમગીન અને પરેશાન થવું

**સવાલ (૨૦૫) :** સુન્નત છોડી દેવાથી અથવા છુટી જવાથી દિલમાં દુઃખ થાય છે, દિલ ગમગીન અને પરેશાન થઈ જાય છે. જેમકે ખિસ્સામાં મિસ્વાક છે. પરંતુ મિસ્વાક કરવાનું ભૂલી ગયો અથવા સુતી વખતે કિબ્લા તરફ ચહેરો ન કર્યો. દસ્તરખ્વાન ન પાથર્યુ. પાણી પીતી વખતે વાણસમાં જ શ્વાસ લીધો. તેના વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુન્નત છોડવા પર દિલ પરેશાન થવું ઈમાનની નિશાની છે. (મુસ્નદે અહમદ : ૩૬ / ૪૮૪, હદીસ નં. ૨૨૧૫૯) અલ્લાહ તઆલા સુન્નતો પર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન ! ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) બિદઅત કોને કહે છે ? શું ફઝાઈલે આમાલની તાલીમ બિદઅત છે ?

**સવાલ (૨૦૬) :** બિદઅત કોને કહે છે ? શું ફઝાઈલે આમાલની તાલીમ બિદઅત છે ? ફઝાઈલે આમાલની તાલીમની જગ્યાએ દર્સે કુર્આન અથવા દર્સે હદીસનો સિલસિલો કેમ શરૂ કરવામાં આવતો નથી ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિદઅતનો અર્થ નવી અથવા અનોખી વસ્તુ છે અને શરીઅતની પરિભાષામાં દરેક તે કામ બિદઅત છે જેને દીન સમજીને કરવામાં આવે. હાલાંકે તેનો સુબૂત ન તો કુર્આન અને હદીસમાં સ્પષ્ટ અથવા ઈશારાથી હોય અને ન તો સર્વસંમતિથી સાબિત હોય. (મિર્કાતુલ મફાતિહ : ૪ / ૨૭)

આપ (સલ.)ના જમાનામાં આજના જમાનાની જેમ દારૂલ ઉલૂમ (મદ્રસાઓ અને મકતબો) નો કોઈ ખાસ બંદોબસ્ત ન હતો. અલબત્ત એ વાત સાબિત છે કે આપ (સલ.) થી સહાબને કિરામ (રદિ.) મસ્જિદે નબવીના સુફ્ફા નામના ચબુતરા

પર તાલીમ મેળવતા હતા. (ઉમ્દતુલ કારી : ૭ / ૮૧)

આપ (સલ.) ના જમાનામાં આજની જેમ કોર્ટ કચેરી અથવા પાર્લામેન્ટ ન હતી, અલબત્ત હદીસથી એ સાબિત છે કે આપ (સલ.) દાવો કરનાર (ફરિયાદી) અને દાવો થનાર (આરોપી) બંનેની ફરિયાદ મસ્જિદે નબવીમાં હતા અને ફેસલો સંભળાવતા હતા. તે સિવાય પણ ઘણા કાર્યો માટે મસ્જિદમાં મશવરા થતા હતા.

આપ(સલ.) ના જમાનામાં ગ્રામરની તાલીમ આપવામાં આવતી ન હતી. કારણ કે આપ (સલ.) ના સહાબા (રદિ.) અરબી ભાષાના ખૂબ જ નિષ્ણાંત હતા. અલબત્ત આજના જમાનામાં અરબી ભાષા પર પ્રભુત્વ ન હોવાથી નેનું શિખવું ફર્ઝે કિફાયા છે. કારણ કે તેના વગર કુર્આન અને હદીસનું સહીહ જ્ઞાન મેળવવું મુશ્કેલ છે. (ફતાવા રહિમિય્યહ : ૨ / ૧૯૦)

એવી રીતે દીન પર અમલ કરવાની પ્રેરણા માટે જો ફઝાઈલે આમાલની તાલીમ કરવામાં આવે તો તેનાથી ઈબાદતનો સવાબ મળશે. કારણ કે તેમાં નેક આમાલની ફઝીલતનું બયાન અને ખરાબ અમલો પણ વઈદ – સજાનું વર્ણન છે. આ કિતાબના વાંચનથી વ્યકિતમાં નેક આમાલ કરવાનો શોખ પેદા થાય છે અને ગુનાહોથી બચવાની હિમ્મત વધે છે. અલબત્ત આ જ કિતાબને પઢવાને જરૂરી સમજવું અને ન પઢનારને બુરૂ – ભલુ કહેવું, બીજી કિતાબ પઢનારને રોકવો, તેની સાથે લડાઈ–ઝઘડો કરવો ગલત અને બિદઅત છે. તેનાથી બચવું જરૂરી છે.

કુર્આને કરીમની તફસીર કરવી માત્ર લાયકાત ધરાવતા આલિમ અને મુફસ્સિરનો હક છે. આ મહાન હોદ્દો તેમના માટે ખાસ છે. કોઈ ડોકટર અથવા વકીલનું કુર્આને કરીમનો તર્જુમો કરીને પોતાની મરજી પ્રમાણે તેનો મતલબ બયાન કરવો હરામ છે. એક હદીસમાં આપ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે "કોઈ માણસ કુર્આન શરીફની તફસીર પોતાની અકલ અને મત પ્રમાણે કરે તો તેને પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લેવું જોઈએ." (તિરમિઝી : ૨ / ૧૨૩, હદીસ નં. ૨૯૫૧)

એટલા માટે આપ કોઈ આલિમને યોગ્ય વેતન આપીને કુર્આને કરીમની તફસીરનો બંદોબસ્ત કરો. આ ખૂબ જ મોટું સવાબનું કામ છે. જમાતના સાથી પોતાની લાયકાત પ્રમાણે ફઝાઈલે આમાલની તાલીમ કરે છે. એ તેમના માટે જાઈઝ છે. તેમાં ન તો કોઈ વાંધો છે અને ન બિદઅત છે. બલકે દીન શિખવા અને શિખવવા માટે અસરકારક તરીકો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) પ્રચલિત સલાતો સલામ પઢવાનો તરીકો

**સવાલ (૨૦૭) :** અમારા ગામમાં ત્રણ વર્ષ પહેલા મસ્જિદ બનાવવામાં આવી છે. હવે અમુક લોકોનું કહેવું છે કે તેમાં સલાતો સલામ પઢવી જો ઈએ તો સવાલ એ છે કે મસ્જિદમાં પ્રચલિત સલાતો સલામ પઢવી જાઈઝ છે ? વહેલી તકે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ આલિમ છો. આ વિષય પર ઘણું લખવામાં આવ્યું છે. લોકોને તે કિતાબો દ્વારા સમજાવો, એવો કયો મુસલમાન હશે, જેને નબીએ કરીમ (સલ.) ની પાક સિરત અને પાક જિંદગી પર બયાન, વઅઝ, નઅત અને દુરૂદ શરીફ પઢવાની અને સાંભળવાની ઈચ્છા ન હોય. બલકે આપ (સલ.) નું ફરમાન છે. તમારામાંથી કોઈ વ્યકિત ત્યાં સુધી મોમિન થઈ શકતો નથી જયાં સુધી કે હું તેની નજીક તેના પિતા, તેની અવલાદ અને તમામ લોકોથી વધારે મહેબૂબ ન બની જાઉં.

(બુખારી શરીફ : ૧ / ૭)

તેમાં કોઈ શંકા નથી કે ઝિક્રે રસૂલ ખૂબ જ સવાબનું કામ છે. એ જ કારણ છે કે દરેક મુસલમાન રસૂલુલ્લાહ (સલ.) નો મુબારક ઝિક્ર સાંભળીને પોતાના ઈમાનમાં તાજગી મેહસૂસ કરે છે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૨૪૯) પરંતુ આજના જમાનામાં નીચે આપેલી ખરાબીઓને કારણે ઉલમાએ કિરામ પ્રચલિત સલાતો સલામ પઢવાની પરવાનગી આપતા નથી.

(૧) ઘણા લોકો નમાઝ, રોઝા, હજ વગેરે મહત્વની ઈબાદતોને છોડીને માત્ર ઝિક્રે મૌલૂદ (જન્મ) ને જ છુટકારાનું કારણ માને છે. (બુખારીઃ ૧ / ૧૮, હદીસ નં. ૮૫૨)

(૨) આ કામ માટે લોકોથી જબરદસ્તી ચંદો લેવામાં આવે છે, જે હકીકતમાં જુલ્મ છે.

(અહમદ : ૩૪ : ૩૯૯, હદીસ નં. ૨૦૬૯૫)

(૩) તેની વ્યવસ્થામાં ઘણાં લોકો ફર્ઝ નમાઝો અદા કરતા નથી.

(મુસ્લિમઃ ૧/૬૧, હદીસ નં. ૮૨)

(૪) પરદા વગર સ્ત્રીઓ તેમાં શરીક થાય છે, જે હરામ છે.

(તિરમિઝી : ૧ / ૨૨, હદીસ નં. ૧૧૭૩)

(૫) આ કામમાં ફુઝૂલખર્ચી—નકામો ખર્ચ કરવામાં આવે છે, જે હરામ છે.

(સૂરએ અન્આમ: ૧૪૧)

(૬) રસૂલુલ્લાહ (સલ.) ને હાઝિર નાઝિર સમજીને, તેમાં કયામ કરે છે. જે કુફિયા અકીદો છે. (બઝ્ઝાર : ૨ / ૨૩૭, હદીસ નં. ૬૩૪)

(૭) જે લોકો ઊભા થતા નથી તેમને બુરૂ– ભલું કહેવામાં આવે છે જે હરામ છે. (બુખારી : ૧ / ૧૨, હદીસ નં.૪૮)

(૮) રસૂલુલ્લાહ (સલ.) આ દુનિયામાં જયારે જીવતા હતા, તો પોતાના માટે કયામને પસંદ કરતા ન હતા. તેને કારણે સહાબએ કિરામ (રદિ.) (જેમને આપ (અલૈ.)થી ખૂબ જ મુહબ્બત હતી) આપ (સલ.) ને જોઈને ઉભા થતા ન હતા. (તિરમિઝી : ૨ / ૧૦૪, હદીસ નંબર : ૨૭૫૪)

(૯) આપ (સલ.)ના જમાનામાં કયામ ન હતો, બલકે જહાલતને કારણે કેટલાક લોકોએ તેને દીનમાં દાખલ કરી દીધું છે. જે ખરેખર હરામ છે. (અબૂદાવૂદ : ૫ / ૪૨૨, હદીસ નં.૫૧૮૭)

(૧૦) રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે, જે કોઈ આ દીનમાં નવી વાત પેદા કરે, તો તે રદપાત્ર છે. (બુખારી : ૧ / ૩૭, હદીસ નં. ૨૬૯૭)

ઉપરોકત ખરાબીઓ અને બુરાઈઓને કારણે પ્રચલિત સલાતો સલામ પઢવી બિલકુલ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જુમ્આના દિવસે ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન ....પઢવું

**સવાલ (૨૦૮) :** અનેક ગામોમાં જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પછી ઘણા લોકો ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન... પઢે છે. તેને પઢવું શરીઅતમાં કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના દિવસે જુમ્આની નમાઝ પછી ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લુન... પઢવું એક નવી વાત છે. જે શરીઅતમાં સાબિત નથી, એટલે બિદઅત છે. (બુખારી : ૧ /૩૭૧, હદીસ નં. ૨૬૯૭) અને જો તેના પઢવાથી નમાઝી ઓની નમાઝમાં ખલેલ પડતી હોય (અને ખરેખર થાય છે, જેમકે અનુભવ છે) તો તેનું પઢવું મકરૂહે તહરીમી હશે અને બિદઅતની સાથે સાથે નમાઝીઓની નમાઝમાં ખલેલ પાડવાથી ગુનોહ થશે. (તફસીરે તબરી : ૨ / ૪૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અગિયારમી અને મૌલૂદ શરીફનો હુકમ

**સવાલ (૨૦૯) :** અગિયારમી અને મૌલૂદ શરીફ પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અગિયારમીનો સંબંધ ઈસાલે સવાબથી છે. જે જાઈઝ છે. (ફતાવા રશિદિય્યહ : ૧૩૯) પરંતુ التزم ولا يلتزم સાથે જોડાયેલ છે. અને તેમાં નિશ્ચિત રીતે તારીખ નક્કી હોય છે, આગળ પાછળ કરવું જાઈઝ સમજવામાં આવતું નથી. એટલા માટે યોગ્ય નથી. (મુસ્લિમ : ૧ / ૪૩૨, હદીસ નં. ૧૩૩૭)

રસૂલુલ્લાહ (સલ.) નો મુબારક ઝિક્ર શંકા વગર સવાબનું કામ છે. પરંતુ તેમાં એટલી મશગૂલી કે બીજા આમાલ નમાઝ, રોઝા, હજ અને ઝકાત વગેરેને છોડીને માત્ર એ જ ભરોસા પર બેસવું કે માફી થઈ જશે, સખત ગુમરાહી છે. ઉપરાંત જન્મ દિવસ પર આટલી મશગૂલી કે ફર્ઝ છુટી રહયા હોય. પ્રિય અમલને ખાતર ફરાઈઝ છોડવા છે. જે સખત અજ્ઞાનતા અને નાદાની છે. ઉપરાંત મૌલૂદ શરીફમાં કયામ હોય છે અને જાતે રસૂલુલ્લાહ (સલ.) એ પોતાની મુબારક જિંદગીમાં પોતાના માટે કોઈ બીજાને ઉભા થવાને યોગ્ય ગણ્યું નથી અને સખ્તીથી તેની મનાઈ ફરમાવી છે. તો વિચારવાની વાત છે કે ઝિક્રે રસૂલ પર કયામ કેવી રીતે જાઈઝ હશે. એટલા માટે આ એક અલગ બિદઅત છે. માટે પ્રચલિત મૌલૂદ વિવિધ ગુનાહે કબીરાને લીધે જાઈઝ નથી. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) અગિયારમી શરીફ અને તેની દાવતનો હુકમ

**સવાલ (૨૧૦) :** મોટા પીર સાહેબની અગિયારમી શરીફમાં શરઈ રીતે શું વાંધો છે? તેમજ અગિયારમીની દાવત ખાવી અને તેને રિવાજ આપવું કેવું છે ? અને તેના ખાવા પર કોનો હક છે ? વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જવાબ આપતા પહેલા ત્રણ વાતોને યાદ રાખો.

(૧) અગિયારમીનું ખાવું, જાતે ખાવું અને બીજાને ખવડાવવું, બંને જાઈઝ નથી કારણ કે તેના જાઈઝ હોવાની કોઈ દલીલ મૌજૂદ નથી. (ફતાવા : રહીમિય્યહ : ૨ / ૩૭૭) જે પીરના નામ પર ખાવાનું ખવડાવવામાં આવે છે, તે તો કામિલ વલી હતા, સુન્નતની પેરવી કરનારા અને સુન્નત પ્રમાણે જીવન પસાર કરનારા હતા અને તેમના મુકાબલામાં અમારા પૂર્વજો ગુનેહગાર હતા. તેઓ ઈસાલે સવાબના વધુ

હકદાર છે. પેહલા એમને સવાબ પહોંચાડવો જોઈએ. (જયારે તેમના તરફ કોઈ ધ્યાન આપતું નથી.)

(૨) અગિયારમીને જરૂરી સમજીને કરવામાં આવે છે, માટે બિદઅત છે. (આ વિશે વિસ્તૃત માહિતી માટે મારી કિતાબ "અહકામે મય્યિત" (સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને આદાબ) વાંચો)

(૩) એવી દાવત, જેમાં ઈસાલે સવાબ મકસૂદ હોય, ગરીબો અનાથો, (એટલે હકદારો) ને ખવડાવવું જરૂરી હોય છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૪૨૩) હાલાંકે જોવામાં આવે છે કે તેની ઉપર અમલ થતો નથી, બલકે વધુ પ્રમાણમાં માલદારોને દાવત આપવામાં આવે છે. માટે શરીઅતની વિરુદ્ધ અમલ કરવાથી તેનો કોઈ સવાબ નહી મળે.

જો ઈસાલે સવાબ મકસૂદ હોય, તો સૌથી ઉત્તમ એ છે કે કોઈ પણ તારીખ કે દિવસ નક્કી કર્યા વગર ખવડાવવા – પીવડાવવાની રકમ કોઈ મદ્રસા કે ગરીબો કે અનાથોમાં વહેંચી દેવામાં આવે કે તેમાં સવાબ વધારે મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) રબિઉલ અવ્વલ અને રબિઉલ આખરમાં રસૂલુલ્લાહ (સલ.) અને પીરાને પીરના નામ પર દાવત કરવી.

**સવાલ (૨૧૧) :** અમારા ગામમાં ૧૨ – ૧૩ વર્ષથી રબિઉલ અવ્વલના મહીનામાં રસૂલુલ્લાહ (સલ.) ની યાદમાં દિવસ અને તારીખ નક્કી કર્યા વગર ખાવાનું પકાવીને અમીર અને ગરીબ બધા ખાતા રહયા છે. આ દાવત માટે લોકો પાસેથી ચંદો પણ કરવામાં આવે છે. એ જ રીતે રબિઉલ આખરમાં પણ આ પ્રકારની દાવત પીરાને પીર (રહ.) ના નામ પર કરવામાં આવે છે. પરંતુ હમણાં એક ભાઈ જોર્ડનથી આવ્યા છે, તેમનું કહેવું છે કે અમારે ત્યાં ઉલમાએ કિરામ આ પ્રકારની દાવતની મનાઈ કરે છે. અમારે ત્યાંના ઉલમાએ કિરામનું કહેવું છે કે ચંદો કરીને ખાવાનું પકાવવું અને લોકોની દાવત કરવી જાઈઝ નથી. કોઈ એક બે વ્યકિતઓ પોતાની ખુશીથી ખવડાવે તો તેમાં વાંધો નથી. સવાલ એ છે કે તેમની આ વાત સહીહ છે ? અને હમણાં સુધી ૧૨– ૧૩ વર્ષથી અમીર – ગરીબ બધા લોકો ભેગા મળીને ખાતા રહયા અને ઘરોમાં પણ સ્ત્રીઓને મોકલવામાં આવ્યું છે. આ વિશે

શરીઅતનો શું હુકમ છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) ની યાદ અને આપ (સલ.)નો પાક ઝિક દિલોમાં નૂર અને ઈમાનમાં તાજગી પેદા કરે છે. જો કે ઉમ્મતે મુહમ્મદિયાની મહત્વની જવાબદારી આપ (સલ.)ની સુન્નતોને જીવંત કરવાની છે. (ઈબ્ને માજહ : ૧૯, હદીસ નં. ૨૦૯, ૨૧૦) સુન્નતનો માર્ગ છોડીને ગુમરાહી ફેલાય છે. એટલા માટે ઉલમાએ કિરામે લખ્યું છે કે કોઈ સુન્નત જો (પોતાની હેસિયતથી વધીને) બિદઅત બની જાય, તો તેને છોડી દેવી જરૂરી છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૩૫, ૩૩૬)

૧૨ રબિઉલ અવ્વલના દિવસે ચંદો કરીને બધાને ખવડાવવું જાઈઝ નથી. તેના અલગ અલગ કારણો છે :

(૧) ચંદો આપનારે જો ગરીબની નિય્યતથી આપ્યો છે અથવા વાજિબ સદકો આપ્યો છે, તો તે માલદારોએ ખાવું જાઈઝ નથી. (અબૂ દાઉદ: ૨૩૧, હદીસ નં. ૧૬૩૪)

(૨) સામાન્ય રીતે આ પ્રકારની દાવત માટે લોકો પાસે જબરદસ્તી ચંદો લેવામાં આવે છે. હાલાંકે ચંદામાં કોઈ પર દબાણ નાંખવું અને મજબૂર કરવા જાઈઝ નથી.

(અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮)

(૩) જે રીત રિવાજો વર્ષોથી ચાલી આવતા હોય. ધીરે ધીરે લોકો તેને જરૂરી સમજવા લાગશે, અને તેને ફર્ઝ અને વાજિબનો દરજ્જો આપવા લાગશે. તેના અમારી પાસે ઘણાં ઉદાહરણો છે કે શરીઅતમાં તો એક વસ્તુને બિન જરૂરી સમજીને કરવામાં આવતી હતી. પરંતુ જેમ જેમ દિવસો પસાર થતા ગયા, લોકોએ તેને જરૂરી સમજવાનું શરૂ કરી દીધું અને ન કરનારાઓની નિંદા કરવા લાગ્યા. માટે એ દાવતને છોડી દેવી જરૂરી છે. આશ્ચર્ય છે કે આ પ્રકારના કામોમાં ભાગ લેનારાઓને જયારે કહેવામાં આવે છે કે "રસૂલુલ્લાહ (સલ.)ની યાદ મનાવો છો તો આપ (સલ.) ની સુન્નતો પર પણ અમલ કરો" તો તેમને તેનાથી નફરત થાય છે આ કેવી યાદ અને કેવી મુહબ્બત કે રસૂલુલ્લાહ (સલ.) ના અમલથી નફરત છે !

માટે ઉપરોક્ત કાર્ય રીત રિવાજમાં દાખલ છે, તેનાથી બચવું જરૂરી છે અલબત્ત કોઈ વ્યકિત પોતાના માલથી આ મહીનામાં ગરીબો, અનાથો, વિધવાઓ અને જરૂરતમંદોને કંઈક પકાવીને ખવડાવે તો જાઈઝ છે પરંતુ ખવડાવવાને બદલે કાચું અનાજ આપી દેવામાં આવે તો વધારે ઉત્તમ છે. અને વધારે સવાબનું કારણ

પણ છે કે આ અમલથી ગરીબો અને જરૂરતમંદોની હમદર્દી થાય છે. જે નબીએ કરીમ (સલ.) ની મહત્વની સુન્નત છે. માટે આ અમલને કારણે રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નત જીવંત કરવાનો સવાબ પણ મળશે. ઉપરાંત અનાજ આપી દેવામાં ઈખ્લાસ પણ બાકી રહેશે. પકાવીને ખવડાવવાથી અને દાવત કરવાથી ખ્યાતિને કારણે ઈખ્લાસ ખતમ થવાનો અંદેશો છે. ટૂંકમાં જે પણ કામ કરવામાં આવે. સહીહ તરીકાથી કરવામાં આવે. દેખાડો, રીત રિવાજ અને વાહ વાહથી બચવું જરૂરી છે.

(હુસામી : ૯૯)

એવી રીતે રબીઉલ આખરના મહીનામાં પીરાને પીરના નામ પર જે દેગો રાંધવામાં આવે છે અને ખાવા – પીવાની મજલિસો લાગે છે, તે પણ જાઈઝ નથી. આ કામોને લોકોએ પોતાના અમલથી "જાઈઝ અમલ" ને આગળ વધારીને "બિદઅત"ની હદ સુધી પહોંચાડી દીધો છે. જરા વિચાર કરો કે પીરાને પીર અલ્લાહ તઆલાના મોટા વલી, નેક, પરહેજગાર હતા. જયારે કે અમારા સગા – સંબંધીઓ તેમનાથી ઘણા નિમ્ન દરજ્જાના છે. તો તેમનાથી વધારે અમારા મરહૂમીન સગા સંબંધીઓ ઈસાલે સવાબના વધારે મોહતાજ છે. પરંતુ તેમને કોઈ યાદ કરતું નથી. માટે પોતાના વિચારો અને અમલ બદલવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) મૌલૂદ અને તેના માટે કોઈ સંપત્તિને વકફ કરવી

**સવાલ (૨૧૨) :** મૌલૂદ યોગ્ય છે કે નહી અને મૌલૂદ માટે જો કોઈ સંપત્તિ વકફ કરવામાં આવે, તો આ વકફ સહીહ છે ? જો સહીહ છે તો પછી તેની આવકને મૌલૂદ સિવાય કોઈ વસ્તુમાં જેમકે ઈફતાર પાર્ટી, મસ્જિદ અથવા મદ્રસાના બાંધકામ અને ઈમામ, મોઅઝ્ઝિન અને મુદર્રિસના પગારમાં વાપરી શકાય છે કે નહી ? અને જો આ વકફ સહીહ નથી, તો આ સંપત્તિ વકફ કરનારના વારસદારોને મળી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૌલૂદ એટલે નબીએ કરીમ (સલ.) ના જન્મનું વર્ણન કરવા માટે કોઈ મજલિસ કરવી, જો રિવાજ માટે ન હોય તો જાઈઝ છે. (બુખારી : ૧ / ૭, હદીસ નં. ૧૫) આ મકસદ માટે કોઈ પોતાની સંપત્તિ વકફ કરે તો સહીહ છે, કારણ કે વકફની શરતોમાં એ છે કે જે વસ્તુ વકફ કરવામાં આવે તે બાકી રહેનારી વસ્તુ હોય.

(મજમઉલ અન્હુર : ૧ / ૭૨૪)

તેની આવકને વકફની શરત પ્રમાણે "મૌલૂદ" સિવાય કોઈ બીજી વસ્તુમાં વાપરવી યોગ્ય નથી, કારણ કે વકફની શરત શરીઅત પ્રમાણે હોય છે. જયારે કે શરીઅત વિરુદ્ધ અમલ પર લાગુ કરી શકાય નહી. (મજમઉલ અન્હુર : ૨ / ૫૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કોઈના મૃત્યુ પર ખાસ દિવસોમાં કુર્આન ખ્વાની અને દાવત કરવી.

**સવાલ (૨૧૩) :** હું ગુજરાતના ખેડા જિલ્લાનો રહેવાસી છું, અમારી બિરાદરીમાં જયારે કોઈ રિશ્તેદાર મૃત્યુ પામે છે તો દફન કરવાના ત્રીજા, ચોથા અથવા દસમાં દિવસે "ઝિયારત"ના નામથી બીજા ગામના રિશ્તેદારોને પત્ર લખીને બોલાવવામાં આવે છે. હાલમાં તેને "ઝિયારત"ને બદલે "મગ્ફિરતની દુઆ" નામ આપવામાં આવ્યું છે. તેમાં સ્થાનિક લોકોને પણ દાવત આપવામાં આવે છે. અને કુર્આન ખ્વાની કરીને મય્યિત માટે મગફિરતની દુઆ કરવામાં આવે છે. ખાવામાં અમીર – ગરીબ, નાના–મોટા, પુરષો – સ્ત્રીઓ, સ્થાનિક અને બહારના બધા શરીક હોય છે. તો આ પ્રકારનો પ્રોગ્રામ કરવો અને તેને કોઈ દિવસ માટે ખાસ કરવો જાઈઝ છે કે નહી ? ઘણા લોકોનું કહેવું છે કે આ બહાને લોકો ભેગા થઈ જાય છે અને કુર્આન ખ્વાની અને મય્યિત માટે મગફિરતની દુઆ કરી લે છે. જો તેને પણ બંધ કરી દેવામાં આવે, તો પછી મય્યિત માટે ન કોઈ ઈસાલે સવાબ કરશે અને ન તો મગફિરતની દુઆ. માટે આ જે થઈ રહયું છે તે સહીહ છે, લોકોને તેનાથી રોકવા ન જોઈએ.

કુર્આન ખ્વાની પછી કોઈ આલિમની તકરીર પણ રાખવામાં આવે છે એવી રીતે એક પ્રોગ્રામમાં એક આલિમની તકરીર હતી. તેમને તકરીરમાં કહયું કે "આ રીતે પ્રસંગમાં આવનારા મહેમાનોને જે ખવડાવવામાં આવે છે. તેમાં મહેમાનોનો ઈકરામ છે. એટલા માટે શંકા વગર જાઈઝ છે. આ આલિમ જયારે પણ 'ઝિયારત' ના મોકા પર બયાન કરે છે તો તેમાં આ જ વાત કરે છે, તો તેમનું આવું કહેવું કેવું છે? અને આવા આલિમને ઈમામ બનાવવો અને તેમની પાછળ નમાઝ પઢવી યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી હાલતમાં દુઆએ મગફિરતના નામ પર લોકોને દાવત આપીને રિવાજ, બલકે નવું નામ આપીને એક બિદઅત શરૂ કરવી છે, જાતે બરેલવી હઝરાતના આગેવાન ઈમામ અહમદ રઝાખાન સાહેબે પણ અહકામે શરીઅત

(ભાગ : ૩) માં તેને હરામ લખ્યું છે.

મેં પોતાની કિતાબ "સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો, રસમો, બિદઅતો" માં તેના નાજાઈઝ હોવાના દસ કારણો લખ્યા છે. તેમાંથી કેટલાક આ પ્રમાણે છે.

(૧) આ મોલવી સાહેબ (જે આ પ્રકારના પ્રોગ્રામોના સમર્થક છે અને ન કરવા પર લાનત કરે છે.) પૂછવું જોઈએ કે મય્યિતથી આટલી હમદર્દી હતી, તો મૃત્યુની ખબર સાંભળતા જ દરેક રિશ્તેદારે પોતાની જગ્યાએ તેમના માટે દુઆએ મગફિરત કેમ ન કરી ? દુઆએ મગફિરત માટે આ દુઆની પ્રતિક્ષા કેમ કરી ?

(૨) આવવા – જવાનું ગાડીનું ભાડુ, ખર્ચ કરવાને બદલે કોઈ વિધવા અથવા મોહતાજને આપી દેતા તો સવાબ મળતો.

(૩) એવી દાવતમાં દરેક પ્રકારના લોકોને ખવડાવવામાં આવે છે. તેમાં હષ્ટપુષ્ટ (શકિતશાળી), દાઢી મુંડા અને બેનમાઝી પણ હાજર રહે છે, બલકે એ જ લોકો આગળ હોય છે. તો શું તેમને ખવડાવવાથી સવાબ મળશે ? સહીહ એ છે કે એવા લોકોને ખવડાવવા થી સવાબને બદલે ગુનોહ થશે.

(૪) મય્યિતના છોડેલા માલમાંથી સામાન્ય રીતે દાવત કરવામાં આવે છે તેમાં વારસદારોનો હક થઈ જાય છે. વારસદારોમાં અનાથ બાળકો પણ હોય છે. અનાથ–યતીમના માલથી મહેમાની કરવાની ઈજાઝત વિધવા અને મોટી અવલાદને પણ નથી. યતીમનો માલ હક વગર ખાનારાઓ પોતાના પેટમાં આગના અંગારા ભરે છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

إِنَّ الَّذِينَ يَأْكُلُونَ أَمْوَالَ الْيَتَامَىٰ ظُلْمًا إِنَّمَا يَأْكُلُونَ فِي بُطُونِهِمْ نَارًا (સૂરએ નિસાઅ: ૧૦)

ભલા આ પ્રકારની દાવત કરવામાં આવશે તો મય્યિતને કયાંથી સવાબ મળશે ?

(રૂહુલ મુહતાર : ૨ / ૨૪૦ – ૨૪૧)

(૫) આ પ્રકારની દાવતમાં સ્ત્રીઓ પરદા વગર આવે છે અને જો કે દાવત આપનારો તેનું કારણ બન્યો છે, એટલે તે ગુનેહગાર થશે.

(રૂહુલ બયાન : ૨ / ૨૬૯, સૂરએ માઈદહ: ૨)

(૬) મય્યિતને દફન કરવા માટે મદદની આજે જરૂરત (દફનના દિવસે) છે. ત્રીજા, ચોથા દિવસે તેને કોઈની મદદની જરૂરત નથી. ત્રીજા, ચોથા દિવસે અથવા કોઈ અન્ય દિવસે દાવતનો એહતિમામ કરવો, હકીકતમાં એક નવી બિદઅતને શરૂ કરવી છે.

(૭) મય્યિતના ઘરમાં ગમીનો મોકો હોય છે. દાવત તો ખુશીના મોકા પર હોય છે. (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૦) લોકોના દિલ સખત થઈ ગયા છે કે વિધવાના ઘરે દાવત ખાધા વગર મય્યિત માટે દુઆ પણ કરી શકતા નથી.

માટે ઉપરોકત વર્ણન કરેલી દાવત નાજાઈઝ છે. જે ઈમામ જાઈઝ બતાવે છે, તે ગુનેહગાર અને ફાસિક છે, તેને ઈમામતમાંથી છૂટો કરી કોઈ દીનદારને ઈમામ બનાવવો જોઈએ. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૭) અલબત્ત જો મૃત્યુ પામનારનો કોઈ પુખ્તવયનો સમજદાર છોકરો અથવા ભાઈ, ભત્રીજો વગેરે કોઈ દિવસને ખાસ કર્યા વગર મય્યિત માટે દુઆએ ખૈર કરાવે તો જાઈઝ છે. મનાઈ નથી. પરંતુ કોઈ દિવસને ખાસ કરવો જાઈઝ નથી. (મરાકિયુલ ફલાહ : ૬૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) રસૂલુલ્લાહ (સલ.) ના ઈસાલે સવાબ માટે તૈયાર કરવામાં આવેલું ખાવાનું માલદારોને ખવડાવવાનો હુકમ

**સવાલ (૨૧૪) :** કેટલાક લોકોએ રૂપિયા જમા કરીને રસૂલે કરીમ (સલ.) ના ઈસાલે સવાબ માટે ગરીબોને ખવડાવવા માટે કેટલાક રૂપિયા મોકલ્યા છે, તો એ રકમથી ખાવાનું રાંધીને ગરીબો અને તેમના બાળકોને ખવડાવવું કેવું છે ? જો ખાવાનું વધી જાય, તો શું માલદાર તેને ખાય શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં મહીનો અને દિવસ નક્કી કર્યા વગર ગરીબો અને તેમના બાળકોને ખવડાવવામાં કોઈ વાંધો નથી. રાંધીને પણ ખવડાવી શકીએ છીએ અને રાંધ્યા વગર કાચું અનાજ પણ આપી શકે છે. પરંતુ માલદાર માટે તે ખાવાનું ખાવું અથવા બીજા માલદારોને ખવડાવવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઈસાલે સવાબ માટે તૈયાર કરવામાં આવેલુ ખાવાનું, અમીર - ગરીબ બધાને ખવડાવવું.

**સવાલ (૨૧૫) :** અમે અમુક લોકોએ ભેગા મળીને થોડી રકમ જમા કરી, જેથી રસૂલુલ્લાહ (સલ.) ના ઈસાલે સવાબ માટે કંઈક રાંધીને મદ્રસા અથવા "ગુલ્શને માસૂમ" ના બાળકો અથવા આમ લોકોને ખવડાવીએ અને જે કંઈ બાકી રહે, તેને

લોકોમાં વહેંચી દઈએ, તો શું આ કામ યોગ્ય છે કે નહીં ? જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં પૂછેલી વિગત પ્રમાણે આપ લોકોએ જે નિય્યત કરી છે, તે પ્રમાણે ખવડાવવું જાઈઝ છે. આ ખર્ચ નફિલ સદકામાં ગણાશે માટે તેમાં ગરીબ – અમીર બધાને શામિલ કરવા અને ખાવાનું ખવડાવવું યોગ્ય છે. પરંતુ તેમાં વાજિબ સદકાની રકમ આપવી જાઈઝ નથી. જો કોઈ આપશે તો તેનો વાજિબ સદકો અદા નહીં થાય. (બદાઈઉસ્ સનાઈઅ : ૨ / ૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) મૌલૂદના નામ પર રાંધેલુ ખાવાનું, ગરીબો અને માલદારો દરેકને ખવડાવવું

**સવાલ (૨૧૬) :** કોઈ દિવસ અને તારીખ ખાસ કર્યા વગર ચંદો કરીને મૌલૂદના નામ પર ખાવાનું રાંધવામાં આવે તો તેનું ખાવું અને ખવડાવવું કેવું છે ? આ ખાવાનું માલદારો પણ ખાઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૌલૂદના નામ પર જે ખાવાનું ખવડાવવામાં આવે છે, તે સવાબની નિય્યતથી ખવડાવવામાં આવે છે અને ચંદો આપનારા પણ (ગરીબોને) સદકો અને ખૈરાતની નિય્યતથી જ ચંદો આપે છે. માટે આ ખાવાનું માત્ર ગરીબોને જ ખવડાવવું જોઈએ. માલદારો માટે તે ખાવું જાઈઝ નથી. (કિફાયતુલ મુફતી : ૧ / ૧૪૪)

અને ખવડાવવું અને ખાવું પણ ત્યારે જ જાઈઝ છે જયારે કે તેના માટે કોઈ મહીનો અને દિવસ ખાસ ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મૌલૂદના જશન માટે જબરદસ્તી ચંદો વસૂલ કરવો

**સવાલ (૨૧૭) :** મૌલૂદના નામ પર ખાવાનું રાંધવા માટે ચંદો જમા કરવો કેવો છે ? જયારે કે ચંદો વસુલ કરવા માટે કેટલાક લોકોથી જબરદસ્તી વધારે રૂપિયા પણ લેવામાં આવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચંદો આપવા માટે કોઈને મજબૂર કરવો બિલ્કુલ જાઈઝ નથી. (મુસ્નદે અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮) જો જબરદસ્તી ચંદો જમા કર્યો હશે તો તે રકમથી મિલાદની મજલિસ કરવી અને ખાવું ખવડાવવું બિલ્કુલ જાઈઝ નથી. હા ! જો

ખુશીથી બધાએ ચંદો આપ્યો હોય તો ગુંજાઈશ છે. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કોઈ માણસના મૃત્યુ પર ત્રણ દિવસ અથવા ચાલીસ દિવસ પછી કુર્આન ખ્વાની કરાવવી.

**સવાલ (૨૧૮) :** કોઈ માણસના મૃત્ય પર ત્રણ દિવસ અથવા ચાલીસ દિવસ પછી કુર્આન ખ્વાની કરવામાં આવે છે, કુર્આન ખ્વાની પછી કોઈ મીઠી વસ્તુ વહેંચવામાં આવે છે. તો શું તેનો સવાબ પઢનારાને મળશે ? મહેરબાની કરી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૃત્યુ પછી ત્રીજા દિવસે, ચાળીસમાં દિવસે અથવા છ મહીના પછી, ફાતિહા અને કુર્આન શરીફની તિલાવતના નામ પર જે દાવત અને ખાવાનું રાંધવાનો પ્રોગ્રામ હોય છે. આ બધું બિદઅત અને નાજાઈઝ છે. (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૦) આ પ્રકારની દાવતોમાં શરીક થવું જાઈઝ નથી. વધુ માહિતી માટે મારી કિતાબ "અહકામે મય્યિત" (સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને બિદઅતો) નું વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) તીજ્યુ અને ચાલીસુ કરવું

**સવાલ (૨૧૯) :** અમારે ત્યાં કોઈ રિશ્તેદારના મૃત્યુના અમુક દિવસે દા.ત. ત્રણ દિવસ અથવા ચાલીસ દિવસ પછી કુર્આન ખ્વાની કરવામાં આવે છે. કુર્આન ખ્વાની પછી કોઈ મીઠી વસ્તુ વહેંચવામાં આવે છે. તો શું આ રીતે કુર્આન ખ્વાનીથી પઢનારાઓને સવાબ મળશે ? તેમાં હાજરી આપવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રીજા અથવા ચાળીસમાં દિવસે અથવા ત્રણ કે છ મહીના પછી એટલે દિવસ અને મહીના ખાસ કરીને જે કુર્આન ખ્વાની અને ફાતિહા ખ્વાની થાય છે તે જાઈઝ નથી. (તહાવી : ૧ / ૬૧૭) તેમજ તેમાં ખાવાનું ખવડાવવું પણ જાઈઝ નથી. માટે ફાતિહાના નામ પર દાવત અને તેમાં હાજરી યોગ્ય નથી. વધુ માહિતી માટે મારી કિતાબ "અહકામે મય્યિત" (સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને બિદઅતો) નું વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઝુલફિકાર અલી ભુટ્ટો માટે કુર્આનનું ખતમ રાખવું કેવું છે ?

**સવાલ (૨૨૦) :** જુમ્આના દિવસે એલાન કરીને મદ્રસામાં "ઝુલફિકાર અલી ભુટ્ટો" ના ઈસાલે સવાબ માટે કુર્આનનું ખતમ રાખવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"ઝુલફિકાર અલી ભુટ્ટો" મુસલમાન હતો, તે મુસ્લિમ હોવાનો દાવો પણ કરતો હતો અને કોઈ મુસલમાનના મૃત્યુ પર કુર્આન ખતમ કરવું અને કરાવવું (જયારે કે તેમાં બુરાઈઓ ન હોય) જાઈઝ છે. (રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૨) આપની શંકા કદાચ એ છે કે મર્હૂમે મુસલમાનોના દેશમાં એક મુસલમાન ની હત્યા કરી તેને લીધે તેમને ફાંસી આપવામાં આવી છે, તો તેમના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કેમ યોગ્ય હોઈ શકે ? આ વિશે શરીઅત પ્રમાણે કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે.

(૧) ભુટ્ટોએ કોઈને હત્યાનો હુકમ કર્યો હતો, તો શું તેની ઉપર કોઈ શરઈ ગવાહ છે?

(૨) શું ઈસ્લામમાં ફાંસી છે ? ઈસ્લામમાં તો શરઈ ગવાહોના સુબૂતથી હત્યાનો બદલો હત્યા છે. તલવારથી ગળુ કાપવામાં આવશે. ફાંસી તો ઈસ્લામી સજા નથી.

(૩) હા કેટલાક પાપોમાં લોકોની ઈબ્રત માટે ફાંસીના માંચડે લટકાવવામાં આવે તો તેની પરવાનગી છે. (અલ્ મવસુઅતુલ ફિકહિય્યહ : ૧૨ / ૮૫) (પરંતુ તેમાં ઈખ્લાસ અને ઈસ્લાહની નિય્યત હોવી જોઈએ)

(૪) હકીકત એ છે કે આપણે બીજા દેશમાં રહીએ છીએ. જે દેશનો આ વાકિયો છે. ત્યાંની કૌમી, દીની અને રાજકીય પરિસ્થિતિનું સાચું જ્ઞાન નથી. હક પર કોણ છે ? જનરલ ઝિયા કે ભુટ્ટો મરહૂમ ? તે તો અલ્લાહ તઆલા બેહતર જાણે છે.

રસૂલુલ્લાહ (સલ.) ની ભવિષ્યવાણી છે કે એવો ફિત્નો પેદા થશે, જે બહેરો, મુંગો અને આંધરો હશે. (અબૂ દાવૂદ : ૨ / ૫૮૬, હદીસ નં. ૪૨૬૪)

આ હદીસમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ફિતનાને બહેરો, મુંગો અને અંધ માનવી સાથે સરખાવ્યો છે. તેનો સામાન્ય અર્થ એ છે કે બહેરો માનવી જુએ છે, પરંતુ બોલી શકતો નથી. એવી રીતે કયામતની નજીક ફિતનાઓ પર પડદો નાંખી

દેવામાં આવશે કે વ્યકિત હક વાત બોલી જ ન શકે, જે હક વાત બોલે તેના માટે જેલ અથવા બીજી કોઈ સજા. આ પરિસ્થિતિમાં માણસ સત્ય – હક વાત કેમ બોલી શકશે ? એવી રીતે ફિતનો અંધ હશે અને અંધ વ્યકિત જોઈ શકતો નથી. અને ન તો કોઈ અજાણી વ્યકિતને ઓળખી શકે છે. તો ફિતનાના જમાનામાં વાતો ફેલાશે. અફવાઓ ફેલાશે, ખૂબ પ્રોપેગન્ડા થશે, પરંતુ ફિતનાની લગામ જેના હાથમાં છે, તે નજર નહીં આવે, એટલા માટે આજે દુનિયામાં ગ્રુપબંધી, ફિરકા પરસ્તી અને એક બીજા પર આક્ષેપો થાય છે અને ખૂબ જ વિચાર વિમર્શ કર્યા પછી પણ ખબર પડતી નથી કે ખરેખર પાપી કોણ છે ?

માટે વર્ણન કરેલા ફિતનાના મૂળમાં જવાની જરૂરત નથી. રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે. જે મરી ગયો તેને ખરાબ ન કહો. તેને જે કર્યુ હશે તેનો બદલો તેને મળશે. (બુખારી શરીફ : ૧ / ૧૮૭, હદીસ નં. ૧૩૯૩) માટે વર્ણન કરેલી સુરતમાં વાદ – વિવાદ કર્યા વગર કે ગુનેહગાર કોણ છે અને આ વાકિયાની હકીકત શું છે અને ખતમ પઢવું જાઈઝ છે કે નહી ? જેવી રીતે એક મુસલમાનના ઈસાલે સવાબ માટે ખત્મે કુર્આન કરવું અને કરાવવું જાઈઝ છે. એવી રીતે ઝુલફિકાર માટે પણ જાઈઝ છે.

(૬) કબરમાં ઉપરોકત વસ્તુઓની પૂછ નહી થાય. માટે એક બેકાર વસ્તુમાં પોતાનો વખત બરબાદ ન કરવો જોઈએ. કબરમાં માત્ર ત્રણ સવાલ થશે. તેની તૈયારી કરવી જોઈએ. આખિરતમાં જે કામો ફાયદાના છે. તેની તૈયારી જરૂરી છે. (મુસ્નદે અહમદ : ૩૦ / ૫૦૦, હદીસ નં. ૧૮૫૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ચૌદમી સદી ખતમ થવા પર મરહૂમીન માટે ઈસાલે સવાબનો પ્રોગ્રામ

**સવાલ (૨૨૧) :** અમારા કોસંબામાં હિ.સ. ૧૪૦૦ આવવા પર (એટલે ચૌદમી સદી ખતમ થવા પર ) તમામ મુસલમાન મર્હૂમો માટે નિયાઝનો પ્રોગ્રામ રાખવાનો ઈરાદો છે, સવાલ એ છે કે આવા પ્રસંગે આ પ્રકારના ઈસાલે સવાબનો પ્રોગ્રામ રાખવો શરીઅતની દ્રષ્ટિએ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દિવસ અને તારીખ ખાસ કર્યા વગર, મર્હૂમીનના ઈસાલે સવાબ માટે કોઈ

નેક કામ કરવામાં આવે, અથવા કુર્આન શરીફ ખતમ કરવામાં આવે, તો તેની ગુંજાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) પંદરમી સદી હિજરીના સ્વાગતમાં પ્રોગ્રામ રાખવો

**સવાલ (૨૨૨) :** (૧) ઈસ્લામી તારીખ પ્રમાણે "ચૌદમી સદી હિજરી" ખતમ થઈ રહી છે. આ મોકા પર ગામના કેટલાક લોકોનો ઈરાદો છે કે લોકો પાસેથી લિલ્લાહ રકમ જમા કરીને ખાવાની આમ દાવત કરીએ, તેમાં ગરીબ અને અમીર બધા લોકો શરીક થાય. સાથે કુર્આન ખ્વાનીનો પણ પ્રોગ્રામ હોય અને હમણાં સુધી જેટલા મુસલમાનોં મૃત્યુ પામ્યા છે. તેમના માટે ઈસાલે સવાબ કરવામાં આવે. તો આ પ્રકારનો પ્રોગામ રાખવો જાઈઝ છે ?

(૨) વર્તમાન પત્રો દ્વારા જાણવા મળ્યું કે ઘણાં ઈસ્લામી દેશો અને જાતે ભારત ચૌદમી સદી હિજરીને વિદાય અને પંદરમી સદીનું સ્વાગતનો પ્રોગ્રામ રાખવાના છે. એટલે હુકૂમત તરફથી વિદાય અને સ્વાગતનો પ્રોગ્રામ મનાવવામાં આવશે. તો આ સિલસિલામાં શરીઅતનો દ્રષ્ટિકોણ જણાવશો.

**જવાબ (૧–૨) :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામમાં નફલ નમાઝ, ખૈરાત, ખાવા વગેરેની દાવતમાં કોઈ ખાસ દિવસ અને તારીખ નક્કી કરેલી નથી. અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત કરવા કોઈ પર જબરદસ્તી કર્યા વગર રૂપિયા જમા કરીને જયારે ઈચ્છે, ખાવા વગેરેની દાવત કરી શકે છે. (મુસ્નદે અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮) તેમાં કોઈ મનાઈ નથી. ચૌદસો વર્ષના બધા મર્હુમોના ઈસાલે સવાબ માટે પણ કોઈ દિવસ નક્કી નથી, આ કામ તો આજે જ કરવું જોઈએ, હજુ તો ચૌદમી સદી ખતમ થવાને અગિયાર મહીના અને સત્તાવીસ દિવસ બાકી છે. આ નેક કામમાં ઢીલ શેની ? મર્હૂમો તો ઈસાલે સવાબ અને દુઆઓના દરેક ઘડીએ મોહતાજ હોય છે. તેના માટે કોઈ દિવસને ખાસ કરવાનો શું મતલબ? (રદ્દુલ મુહ્તાર : ૨ / ૨૪૦)

જો આ મંજૂર નથી અને એ જ દિવસે પ્રોગ્રામ રાખવો છે તો સમજો કે એ માત્ર દેખાડો અને ખ્યાતિ માટે છે. તેમાં ઈખ્લાસ નથી. (મુસ્નદે અહમદ : ૩૯ / ૩૯, હદીસ નં. ૨૩૬૩૦) અને અલ્લાહ તઆલા એવા કામને પસંદ કરતા નથી. અને ન તો તેની ઉપર કોઈ સવાબ મળશે અને કોઈ દેશ, અહીયા સુધી કે ઈસ્લામી દેશનો

અમલ પણ આ સિલસિલામાં દલીલ નથી. (મુઅત્તા : ૩૬૩, હદીસ નં. ૩૩૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઈદે મિલાદને એક વાકિયાથી સાબિત કરવું

**સવાલ (૨૨૩) :** થોડા દિવસો પહેલા એક આલિમ સાહેબના બયાનમાં એ વાત સાંભળી કે અબૂ લહબે હુઝૂર (સલ.) ની પેદાઈશની ખબર આપનારી બાંદીને આઝાદ કરી દીધી હતી અને જો કે તેને આઝાદ કરતી વખતે શહાદતની આંગળીથી ઈશારો કર્યો હતો, એટલા માટે જહન્નમમાં દરેક સોમવારના દિવસે, જે આપ (સલ.) ની પેદાઈશનો દિવસ છે, તેની એ આંગળી બરફની જેમ ઠંડી થઈ જાય છે અને તે એ આંગળીને ચુસીને આખા શરીરમાં ઠંડક મેળવે છે.

આ વાકિયો બયાન કર્યા પછી એ આલિમ સાહેબે એ સમજાવ્યું કે જયારે અબૂ લહબ જેવા માણસને હુઝૂર (સલ.) ની પેદાઈશ પર ખુશી વ્યકત કરવાને કારણે આ મહાન સન્માન મળ્યું, તો શું આપણે તેનાથી પણ નકામા કે આપ (સલ.) ની પેદાઈશ પર કંઈ પણ ખુશી વ્યકત ન કરીએ. પછી હઝરત નિઝામુદીન અવલિયા (રહ.)નો મામૂલ બયાન કર્યો કે તેઓ દર વર્ષે મિલાદના મોકા પર ઝર્દો અને પુલાવ ગરીબોને ખવડાવતા હતા અને ફરમાવતા હતા કે આ ખાવાનું હુઝૂર (સલ.) ની પેદાઈશની ખુશીમાં ખવડાવું છું.

આ બંને વાકિયા બયાન કરીને અમારાથી કહયું કે આપણે પણ હુઝૂર (સલ.) ની પેદાઈશના દિવસે લોકોને ખવડાવવું જોઈએ. અને ખુશી વ્યકત કરવી જોઈએ. નહી તો માત્ર વઅઝ – નસીહતનો જલસો રાખીને દૂધ અને નાનખટાઈ વહેંચવી જોઈએ. સવાલ એ છે કે આ સિલસિલામાં ફુકહાએ ઉમ્મત શું ફરમાવે છે ? દલીલો સાથે માહિતી આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) ની પેદાઈશના દિવસે દેખાડા અને ખ્યાતિ કર્યા વગર વઅઝની મજલિસ રાખવી, જયારે કે તેમાં હરામ કાર્યો અને રીત રિવાજો ન થાય, તો જાઈઝ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૨૪૯) ઝર્દો, પુલાવ, દુધ, નાનખટાઈ વગેરે વહેંચવું પણ, જયારે કે શકિત પ્રમાણે હોય અને કોઈ કાર્ય તિરસ્કાર પાત્ર ન હોય, જાઈઝ છે. પરંતુ શકિતથી વધારેની કોશિશ કરવી, અહીયા સુધી કે વ્યાજુ કરજ લેવું બિલ્કુલ જાઈઝ નથી. હરામ છે. (નસાઈ : ૨૬૮, હદીસ નં. ૫૪૭૩, ૫૪૭૪)

ખુલાસો એ છે કે શરીઅતની હદમાં રહીને મૌલૂદની મજલિસ કાયમ કરવી અને શકિત પ્રમાણે ગરીબો અને જરૂરતમંદોને ખવડાવવું જાઈઝ છે. પરંતુ જો આ વસ્તુઓ શરઈ હદો ઓળંગીને કરવામાં આવે તો ઈજાઝત નથી. કોઈ મુસ્તહબ અને હલાલ વસ્તુને "જરૂરી સમજવી' પણ હદથી આગળ વધવું છે. મૌલૂદની મજલિસને લોકો ફરજ અને વાજિબ સમજે છે અને તેને ન કરનારાને અને તેમાં હાજરી ન આપનારાઓની ટીકા કરે છે. એટલા માટે ઉલમા તેને મના કરે છે. (બુખારી : ૧ / ૧૧૮, હદીસ નં. ૮૫૨) ઉપરાંત એ પણ જોવામાં આવ્યું કે તેની વ્યવસ્થા અને બંદોબસ્તમાં નમાઝો પણ છૂટી જાય છે અથવા કઝા થઈ જાય છે.

(ઈબ્ને માજહ : ૭૫, હદીસ નં. ૧૦૭૮, ૧૦૭૯)

પછી ઝર્દા, પુલાવ ગરીબોને, વિધવાઓને અને હાજતમંદોને ખવડાવવામાં સવાબ છે. માલદારોને ખવડાવવામાં કેવો સવાબ ? (બદાઈઉસ્ સનાઈઅ : ૨ / ૪૮) એ બધા કારણોથી મુફતીયાને કિરામ તેની મનાઈ કરે છે. પરંતુ જો શરીઅતની હદમાં હોય, તો તેની ઈજાઝત છે. બલકે વઅઝ – નસીહત અને સીરતની મજલિસ રાખવી તો સવાબનું કામ છે અને આજે તો દુનિયા તરસી રહી છે. તેમજ રસૂલુલ્લાહ (સલ.) ની સીરત અને અખ્લાકનું બયાન કરવું પણ જરૂરી છે, જેથી લોકો તે સાંભળીને હિદાયત પર આવી શકે અને પોતાનું જીવન બદલી શકે, એવી રીતે ગરીબો, અનાથો, વિધવાઓની મદદ કરવી પણ જરૂરી છે. તેમના ઘરમાં જે હકદાર છે તેમને ખાવાનું વગેરે પહોંચાડે અને એવી રીતે ખર્ચ કરે કે પોતાના ડાબા હાથને પણ ખબર ન પડે. (બુખારી : ૧ / ૧૯૧, હદીસ નં. ૧૪૨૩) ઉપરોક્ત વર્ણનથી એ વાત માલૂમ થઈ કે જો દિવસ અને તારીખ ખાસ કર્યા વગર શરઈ હદમાં રહીને કરવામાં આવે તો જાઈઝ છે. બલકે મુસ્તહબ છે. પરંતુ સામાન્ય રીતે હદોનું ધ્યાન રાખવામાં આવતું નથી, એટલા માટે લોકોને તેનાથી રોકવામાં આવે છે. (અશરફુલ જવાબ : ૨ / ૧૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ખત્મે કુર્આનનો પ્રચલિત તરીકો અને ત્યાર પછી વહેંચવામાં આવતી વસ્તુનો હુકમ

**સવાલ (૨૨૪) :** સામાન્ય રીતે મોટા ભાગના ગામોમાં ઈસાલે સવાબ માટે ખત્મે કુર્આને કરીમ ની પદ્ધતિ એ હોય છે કે પહેલા લોકોની જાણ માટે મસ્જિદના બોર્ડ પર એલાન લખી દેવામાં આવે છે, તે સિવાય મગરીબ અથવા ઈશાની નમાઝ પછી

એક માણસ એલાન પણ કરે છે. પછી મસ્જિદમાં ખત્મે કુર્આન પછી દૂધ અથવા કોઈ મીઠી વસ્તુ વહેંચવામાં આવે છે. અને વર્ણન કરેલી વસ્તુઓ વહેંચવાનો આમ રિવાજ બની ગયો છે. સવાલ એ છે કે આ પ્રકારે "ખત્મે કુર્આન" કરવું શરીઅતમાં કેવું છે ? તેમજ ખતમ પછી વહેંચવામાં આવેલી મીઠાઈ વગેરે ખાવાનો શું હુકમ છે? અને ઈસાલે સવાબ માટે બેહતર તરીકો કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસાલે સવાબ માટે ખત્મે કુર્આનની પેહલા જાણ કરવી, જેથી હાફિઝો, ઉલમાએ કિરામ બધા ભેગા થઈને મરહુમને ઈસાલે સવાબ કરે, દિવસ અને તારીખ ખાસ કર્યા વગર જાઈઝ છે. (મરાકિયુલ્ ફલાહ : ૨૨૯) એવી રીતે જરૂરી સમજયા વગર મરહૂમનો કોઈ પુખ્તવયનો વારસદાર પોતાની આવકમાંથી મીઠાઈનો બંદોબસ્ત કરે, તો તેની પણ ગુંજાઈશ છે. પરંતુ આજના જમાનામાં રીત રિવાજોએ અડ્ડો જમાવ્યો છે. એટલા માટે તેની મનાઈ કરવામાં આવે છે. પછી ઈસાલે સવાબ માટે ત્રીજા દિવસની રાહ જોવી (જાણે ખાસ દિવસને જરૂરી સમજયો) (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૦ – ૨૪૧) મીઠાઈઓનો બંદોબસ્ત કરવો અને નાબાલિગ વારસદારો હોવા છતાં બાલિગ વારસદારો અથવા વિધવા પત્નીએ આ પ્રમાણે ખર્ચ કરવો, અને આવી બીજી અનેક ખરાબીઓ જોવા મળે છે. (સૂરએ નિસાઅ : ૨ અને ૧૦) એ કારણોથી આ બિદઅત અને નાજાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) મય્યિત માટે ઈસાલે સવાબનો હુકમ

**સવાલ (૨૨૫):** અહીયા અરબસ્તાનથી અમુક લોકો આવીને એ તબ્લીગ કરે છે કે મય્યિત માટે ઈસાલે સવાબ પહોંચતો નથી, શું એવા લોકો ગુમરાહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વ્યકિત પોતાના નેક અમલથી મય્યિતને સવાબ પહોંચાડી શકે છે કે નહીં? મોઅતઝિલા ફિરકો (જે એક ગુમરાહ ફિરકો છે.) તેનો ઈન્કાર કરે છે. જયારે ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે બદની ઈબાદત દા.ત. કુર્આનની તિલાવત અને હમ્દો પનાનો સવાબ મય્યિતને નથી પહોંચાડી શકાતો, અલબત્ત માલી ઈબાદતો : સદકો, ખૈરાત, હજ વગેરેનો ઈસાલે સવાબ કરી શકાય છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૯૬) હનફી અને હમ્બલી મસલક પ્રમાણે બદની અને માલી બંને પ્રકારની ઈબાદતોનો ઈસાલે સવાબ કરી શકાય છે.

(રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૩)

અરબ શેખ જો માલિકી અને શાફઈ મસ્લકના હોય, તો તેમને ગુમરાહ નહીં કહી શકાય, તે એહલે સુન્નત વલ જમાતનો અતૂટ ભાગ છે. અલબત્ત આ મસ્અલામાં તેમનો મસ્લક, હનફી મસ્લકથી અલગ છે. એટલા માટે તેમને ગુમરાહ કહેવા જાઈઝ નથી. (શામી : ૧, ઉમ્દતુલ કારી : ૬ / ૧૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) નમાઝ પછી ફાતિહા ખ્વાની જાઈઝ છે ?

**સવાલ (૨૨૬) :** હું મારા પોતાના ગામમાં નમાઝ પઢાવું છું. મુકતદી હઝરાત બિદઅતી ખ્યાલના છે. એટલા માટે ફાતિહા પઢવા પડે છે, પરંતુ આ કામ (ફાતિહા ખ્વાની) હું દિલથી નથી કરતો, જો ફાતિહા ન પઢું તો લોકો સાથે હળીમળીને કામ નથી કરી શકતો તો શું હું આ અમલને કારણે ગુનેહગાર થઈશ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેમાં કોઈ શંકા નથી કે બિદઅતનું કામ હરામ છે. (અબૂ દાવૂદ : ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭) અલબત્ત આપ લોકો સાથે મેળાપ રાખીને ભલાઈનો હુકમ અને બુરાઈથી રોકતા રહો. અલ્લાહ તઆલાની જાતથી ઉમ્મીદ છે કે પાંચ – છ મહીનામાં આપની આ મહેનત અને કોશિશ જરૂર અસર કરશે. ઈન્શાઅલ્લાહ !

(ફત્હુલ બારી : ૩ / ૪૪૮)

હઝરત મવલાના સય્યિદ મહેદી હસન સાહેબ (રહ.) આ પરિસ્થિતિ વિશે ફરમાવતા હતા કે બિદઅતનો માહોલ જોઈને અને બિદઅત કહીને આપ પોતાની ખિદમત અને નોકરી છોડીને જતા રહેશો તો દીનનું કામ કેવી રીતે થશે ? (ફત્હુલ બારી : ૩ / ૪૪૮) એટલા માટે આપ ઉપરોકત કામને બિદઅત હોવા વિશે લોકોને સમજાવતા રહો. નસીહત કરતા રહો અને પોતાની મહેનત પણ ચાલું રાખો. ઈન્શાઅલ્લાહ ! સફળતા મળશે અને આપ ગુનેહગાર પણ નહીં થાવ, પરંતુ તેના માટે મહેનત શરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈસાલે સવાબ પછી ખાવાની દાવતનો શરઈ હુકમ

**સવાલ (૨૨૭) :** મરહૂમના ઈસાલે સવાબ માટે કોઈ વ્યકિત પોતાના ઘરમાં મોહલ્લાના લોકોને અને પોતાના રિશ્તેદારોને ભેગા કરે અને કુર્આને કરીમ ખતમ કરાવી દાવતનો પ્રોગ્રામ રાખે, તો આ ખવડાવવું કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દિવસ અને તારીખ ખાસ કર્યા વગર જો કોઈના ઈસાલે સવાબ માટે કુર્આન મજીદ ખતમ કરાવવામાં આવે તો જાઈઝ છે. ((રદુલ મુહ્તાર : ૨ / ૨૪૩) મરહૂમીનને તેનો સવાબ પહોંચી જશે. અલબત્ત સ્ત્રીઓએ પડદા વગર આવવું અને નામહરમની સાથે વાતચીત કરવી હરામ છે. (તિરમિઝી : ૧ / ૨૨૨, હદીસ નં. ૧૧૭૩) જયારે આપ ઈસાલે સવાબ માટે પુરુષોની સાથે સાથે, સ્ત્રીઓને પણ બોલાવશો તો એ હરામ અને નાજાઈઝ કામ થશે, એટલા માટે ઈસાલે સવાબની આ પ્રકારની મજલિસ કરવી જાઈઝ નથી. (ફત્હુલ કદીર : ૧૦ /૪૭) અલબત્ત આપ પોતાના રિશ્તેદાર સ્ત્રીઓને દાવત આપો અને દરેક પ્રકારના હરામ કામોથી બચવાનો પ્રયત્ન કરો. તો ઈજાઝત છે. પરંતુ સામાન્ય રીતે આનો ખ્યાલ રાખવામાં આવતો નથી. એટલા માટે તેનાથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ઈદુલ અઝહાના દિવસોમાં ફાતિહા આપવાનો શરઈ હુકમ

સવાલ (૨૨૮) : ઈદુલ અઝહાના દિવસોમાં કોણે ફાતિહા આપવા જોઈએ અને ફાતિહા આપવામાં કોઈ વાંધો છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરરોજ સૂરએ ફાતિહા પઢીને મરહૂમીનને ઈસાલે સવાબ કરવો જાઈઝ છે. (તહાવી : ૬૨૨) અલબત્ત કોઈ ખાસ દિવસ અને તારીખે કરવો અને તેને જરૂરી સમજવું નાજાઈઝ અને હરામ છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) તીજયા અને ચાલીસાનો શરઈ હુકમ

સવાલ (૨૨૯) : તીજયુ અને ચાલીસુ કરવું કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૃત્યુ પામનાર પર કોઈ દિવસ ખાસ કર્યા વગર જો કોઈ માણસ પોતાની હલાલ આવકમાંથી ફી સબિલિલ્લાહ, ગરીબો, અનાથો અને વિધવાઓ પર સદકો કરે, તો તેને સવાબ મળશે. (હિદાયહ : ૧ / ૨૭૬) અલબત્ત બીજા વારસદારોની ખુશી

વગર અથવા પોતાને માલદાર જાહેર કરવા માટે બીજા માલદારોને બતાવવા અને તેમને ખવડાવવા માટે આ પ્રકારની દાવત કરનારને સવાબ નહીં મળે અને પહેલાથી કોઈ દિવસ ખાસ કરી લેવાથી બિદઅત અને હરામનો ગુનોહ લાગશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) અનેક લોકોને ઈસાલે સવાબ કરવાની સુરતમાં શું સવાબ વહેંચવામાં આવે છે ?

**સવાલ (૨૩૦) :** હું દરરોજ કુર્આન શરીફની આયતોની તિલાવત કરું છું, પછી બે રકાત નફિલ પઢું છું અને ત્યાર પછી આ રીતે દુઆ કરું છું કે "હે અલ્લાહ ! કુર્આન શરીફની તિલાવત અને નફિલ નમાઝનો સવાબ રસૂલુલ્લાહ (સલ.) ની રૂહને પહોંચાડી દે. આપ (સલ.) પછી ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજા (રદિ.), હઝરત આઈશા (રદિ.) અને બીજા અઝવાજે મુતહ્હરાતને, ત્યાર પછી હઝરત હસન (રદિ.) અને હઝરત હુસૈન (રદિ.)ને, ત્યાર પછી બીજા સહાબા (રદિ.) અને ચારે ખલીફાઓને, ત્યાર પછી શુહદાએ કરબલાને, ત્યાર પછી શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) અને ખ્વાજા મુઈનુદીન ચિશ્તી (રહ.) અને તમામ અવલિયાએ કિરામને"

અંતે એવું કહું છું કે "આ બધા વઝીફાનો સવાબ મારા મરહૂમ વાલિદૈનને પહોંચે ત્યાર પછી મારા નજીકના રિશ્તેદારોને અને તમામ મુસલમાનોને પહોંચે."

હું જયારે પણ કુર્આને કરીમ પૂરું કરું છું તો બીજા લોકોની જેમ ન તો કોઈ મીઠી વસ્તુ સામે રાખું છું અને ન તેને બીજા દ્વારા વહેંચાવું છું, માત્ર બદની ઈબાદતોનો સવાબ એ મુર્દાઓને પહોંચાડું છું, તો શું તેનાથી એ મર્હૂમોને સવાબ મળશે ? અને આ પ્રકારે વિવિધ લોકોને ઈસાલે સવાબ કરવાથી મારા મર્હૂમ વાલિદૈનના સવાબમાં કોઈ કમી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં મય્યિતને સવાબ મળે છે. (બુહરુર્રાઈક : ૩ / ૬૩) અલબત્ત સવાબ કેવી રીતે મળે છે તેમાં બે મત છે. એક મત એ છે કે જે કંઈ પઢયું છે તેનો પુરો સવાબ બધાની દરમિયાન બરાબર બરાબર વહેંચી દેવામાં આવે છે. બીજો મત એ છે કે દરેકને પુરો પુરો સવાબ મળે છે. કોઈના સવાબમાં કોઈ કમી થતી

નથી. એટલે કે વહેંચવામાં આવતો નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૨૪૩ – ૨૪૪)

**નોંધ :** પ્રચલિત ફાતિહા ખ્વાની હરામ છે. તેનાથી સવાબ નહી મળે . ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) નઝરો નિયાઝનું ખાવાનું કોને ખવડાવવું જોઈએ ?

**સવાલ (૨૩૧):** નઝરો નિયાઝનું ખાવાનું કોને ખવડાવવું જોઈએ ? જો કોઈ માલદારે ખાય લીધું તો શું તેની ઉપર સવાબ મળશે અને શું મય્યિતને તેનો ઈસાલે સવાબ કરી શકીએ છીએ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નઝરો નિયાઝના ખાવાનો હકદાર ગરીબ અને મોહતાજ છે. માલદારને ખવડાવવું જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૬ / ૬૯૮) અને માલદારને ખવડાવાથી કોઈ સવાબ પણ નહી મળે. બલકે નઝરો નિયાઝ જો રિવાજ પ્રમાણે હશે તો પણ સવાબ નહી મળે. માટે ઉત્તમ એ છે કે ખાવાનું રાંધીને ખવડાવવાને બદલે કાચું અનાજ રિશ્તેદારો અને ગરીબોને એવી રીતે વહેંચવામાં આવે કે કોઈને ખબર ન પડે કે નામના અને દેખાડાને કારણે સવાબ બરબાદ અથવા ઓછો ન થઈ જાય. (સૂરએ બકરહ : ૨૭૧) કાચું અનાજ નામના વગર આપવામાં આવે તો ઈખ્લાસ પણ બાકી રહેશે અને સવાબ પણ વધુ મળશે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) આશુરાના દિવસે હઝરત હુસૈન (રદિ.)ના નામ પર ખાવાનું ખવડાવવું

**સવાલ (૨૩૨) :** આશુરાના દિવસે એટલે દસમી મોહર્રમના દિવસે હઝરત હુસૈન (રદિ.) ના નામ પર નિયાઝનું ખાવાનું દા.ત. ખીચડો, શરબત વગરે પોતાના મહોલ્લામાં, પડોસીઓને અને દોસ્તોને આપવું કેવું છે ? અને જેમને આપવામાં આવ્યું છે તેમના માટે આ ખાવાનું ખાવું કેવું છે ? તેમજ આ પ્રકારની નિયાઝ માટે લોકો પાસેથી ચંદો લેવો કેવું છે ? વિસ્તૃત જવાબ જોઈએ. એટલા માટે કે આ તમામ કાર્યો મારા એક ભાઈએ કર્યા છે. હું તેને આપનો લખેલો જવાબ વંચાવીશ, જેથી તેને હિદાયત મળે અને તે પોતાની આ હરકતોથી તૌબા કરે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આશુરાના દિવસે હઝરત હુસૈન (રદિ.) ની શહાદતના નામ પર જેટલા કામો થાય છે, તે બધા હરામ છે, (ફતાવા અઝીઝીય્યા : ૧ / ૭૫) કારણ કે તેમાં ખોટા અકીદા અને અનેક રીત રિવાજો અને બિદઅતો શામિલ છે.

(૧) આ કામો માટે પહેલેથી જ એક વખત નક્કી કરવામાં આવે છે. જે સહીહ નથી.

(મિરકાતુલ મફાતિહ : ૨ / ૭૫૫)

(૨) અમીર – ગરીબ બધાને ખવડાવવા – પીવડાવવામાં આવે છે.

(૩) નઝરો નિયાઝનું ખાવાનું માલદારો માટે ખાવું જાઈઝ નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૬૮૯)

(૪) તેમાં ચંદો ન આપનારાઓને લાનત અને બદદુઆ કરવામાં આવે છે.

(૫) તેનાથી વધારે અગત્યનું કામ એ છે કે કોઈ ગરીબ, અનાથ, વિધવા અને મિસ્કીનની મદદ કરવામાં આવે, તેમની ઘણી જરૂરિયાતો છે. તેમ છતાં લોકો તેમના કામોમાં ચંદો આપવાથી દૂર ભાગે છે. માટે જરૂરી કામોને છોડીને બિન જરૂરી કામોમાં માલ ખર્ચ કરવો ફુઝૂલખર્ચી છે. જે શરઈ દ્રષ્ટિએ હરામ છે.

(૬) હઝરત હુસૈન (રદિ.) ઉચ્ચ મરતબા અને અલ્લાહને ત્યાં પ્રિય છે જો કોઈને એ કહેવામાં આવે કે તમે પોતાના માલ વડે વાલિદૈન, દાદા, દાદી અને નાના, નાનીને સવાબ પહોંચાડો, તો તેઓ આ કામોમાં ખર્ચ કરવાથી દૂર ભાગશે. જયારે કે આ લોકો તમારા મોહસીન છે અને તેઓ તમારા તરફથી ઈસાલે સવાબ અને નેકીના વધારે મોહતાજ છે.

અલબત્ત કોઈ વ્યકિત દિવસ અને તારીખ નક્કી કર્યા વગર ખવડાવી – પીવડાવીને હઝરત હુસૈન (રદિ.)ની રૂહને સવાબ પહોંચાડે, તો જાઈઝ છે.

(ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૩૦૧)

ઉપરાંત આપે એ લખ્યું છે કે "જવાબ વિસ્તૃત જોઈએ જેથી હું મારા ભાઈને વંચાવુ અને તેમને હિદાયત મળે. યાદ રાખો કે હિદાયત આપવી અલ્લાહ તઆલાનું કામ છે. (સૂરએ બકરહ : ૨૭૨) વ્યકિત પોતાના તરફથી કોશિશ કરતો રહે. વધુ માહિતી માટે મારી કિતાબ " અહકામે મય્યિત" વાંચીને તેમને સંભળાવો, દુઆ છે કે અલ્લાહ તઆલા તેમને હિદાયતથી નવાજે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) મુહર્રમ, મિલાદુન્નબી અને અગિયારમીનું ખાવાનું રાંધવું

**સવાલ (૨૩૩) :** મુહર્રમની બારમી તારીખે ઝિયારતનો પ્રોગ્રામ રાખવામાં આવે છે. તેમજ ૧૨ રબીઉલ અવ્વલ અને ૧૨ રબીઉલ આખરે જે નિયાઝનું ખાવાનું બનાવામાં આવે છે તેમાં શરમને લીધે મજબૂરીમાં રૂપિયા આપવા પડે છે અને જો રૂપિયા ન આપીએ તો ઝઘડાનો અંદેશો હોય છે. તો આવી પરિસ્થિતિમાં અમારે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુહર્રમ, રબીઉલ અવ્વલ અને રબીઉલ આખરના મહીનામાં ખાસ તારીખો માં નિયાઝના નામ પર જે રાંધવામાં આવે છે તે જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૬ /૩૭૯) કારણ કે આ આપ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.)થી સાબિત નથી. અને નિયાઝ રાંધનાર લોકોનું, રૂપિયા ન આપનારા લોકો પર દબાણ લાવવું અને તેમની બેઈજ્જતી કરવી નાજાઈઝ અને હરામ છે. અલબત્ત કોઈ માણસ દિવસ અને મહીનો ખાસ કર્યા વગર પોતાની તરફથી ગરીબો અને જરૂરત મંદોને ખવડાવે, તો તેનો સવાબ મળશે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૩૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) આપ(સલ.)ના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરવી

**સવાલ (૨૩૪) :** આપ(સલ.) ના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરી શકાય કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યકિત જે પણ નેક કામ કરે તેનો સવાબ બીજાને પહોંચાડી શકે છે. (હિદાયહ : ૧ / ૨૯૬) એટલા માટે કુર્આન પઢીને તેનો સવાબ આપ (સલ.) ને પહોંચાડવો જાઈઝ છે. પરંતુ ઉત્તમ એ છે કે અંબિયા અને રસુલોની સાથે બીજા મરહુમીન અને પોતાના રિશ્તેદારોને ઈસાલે સવાબ કરવામાં આવે. એટલા માટે કે એ લોકો વધારે મોહતાજ છે.

આપ (સલ.) ના ઈસાલે સવાબ માટે અઝાન પછી પાબંદીથી "અઝાન પછીની દુઆ" પઢવી જોઈએ. (બુખારી : ૧ / ૮૬, હદીસ નં. ૬૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) ગૌષે પાક(રહ.)ની અગિયારમી મનાવવી બિદઅત છે.

**સવાલ (૨૩૫) :** આજે લોકો ગૌષે પાક (રહ.)ની અગિયારમી ખૂબ જ ધામધૂમથી મનાવે છે, હાલાંકે ગૌષે પાક (રહ.) ની આ મહીનાની આ તારીખે વફાત થઈ ન હતી, અગિયારમી મનાવનારા દલીલ રૂપે એવું કહે છે કે ગૌષે પાક પોતાના શેખની અગિયારમી મનાવતા હતા.

સવાલ એ છે કે શું ગૌષે પાક(રહ.) પોતાના શેખની અગિયારમી મનાવતા હતા ? જો મનાવતા હતા તો કેમ ? ઉપરાંત તેમણે અગિયારમી મનાવવા વિશે કોઈ વસિયત કે તાકીદ કરી છે ? હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગૌષે પાકની અગિયારમી મનાવવી ફુઝૂલ અને બે બુનિયાદ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૩૦૧) અવલિયા અલ્લાહથી આ પ્રકારની કોઈ વાત સાબિત નથી. એ નેક લોકોનું જીવન સુન્નતની પેરવીમાં પસાર થયું. માટે બેહતર એ છે કે આપણે અગિયારમી પર ખર્ચ કરવાના રૂપિયા પોતાના પૂર્વજો જે વલીઓના મુકાબલામાં ગુનેહગાર હતા. તેમના ઈસાલે સવાબમાં ખર્ચ કરવામાં આવે. કારણ કે અવલિયા અલ્લાહ તો અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની બતાવેલી વાતો પર અમલ કરીને પોતાની દુનિયા અને આખિરત બનાવી ગયા. આપણા માટે જરૂરી છે કે આપણે પણ એવું જીવન પસાર કરીએ કે દુનિયા અને આખિરત બનાવીએ. આ વિશે વધુ માહિતી માટે મારી કિતાબ " અહકામે મય્યિત" (સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને બિદઅતો) નું વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ઝિયારતની બિદઅતોને રોકવા માટે મય્યિતના ઘરે વઅઝની મજલિસમાં હાજરી

**સવાલ (૨૩૬) :** અમારા ખેડા જિલ્લામાં ૫૦ વર્ષ પહેલા મૃત્યુ પછી મય્યિતના ઘરે મહેમાનીનો આમ રિવાજ હતો. તેમાં દૂર દૂરથી મય્યિતના રિશ્તેદારો આવીને શરીક થતા. આ રિવાજમાં ફુઝૂલ ખર્ચ અને દેખાડો પણ થતો. સુધારણાની કોશિશ કરવાથી ધીરે ધીરે આ રિવાજ તો બંધ થઈ ગયો. પરંતુ હમણાં હમણાં મૃત્યુના ત્રીજા દિવસે ઝિયારતની રસમ ચાલું છે. તેમાં ૧૦૦, ૨૦૦ અથવા ૩૦૦ પત્રો રવાના કરીને મય્યિતના રિશ્તેદારોને અને સગા સંબંધીઓને એ જાણ કરવામાં આવે છે કે ખાસ

દિવસે નવ વાગ્યે સવારે તશરીફ લાવીને મસ્જિદમાં કુર્આન ખ્વાનીની મજલિસમાં બેસે. અથવા વઅઝની મજલિસમાં બેસે, પછી દુઆ પછી મય્યિતના ઘરે ખાવું ખાય, આ રસમ બિલ્કુલ જરૂરી હતી અને આજે પણ કંઈક હદ સુધી ચાલું છે.

હવે ચાર – પાંચ વર્ષથી એક દીનદાર જમાતે લોકોને એ વાત સમજાવવાની કોશિશ કરી કે આ ઝિયારતની રસમમાં અનેક વખતે સગીર અને અનાથ લોકોનો માલ હોય છે. જે હરામ છે, તે સિવાય પણ અનેક બુરાઈઓ થાય છે. ટુંકમાં આ ઝિયારતના ખાવાની વિરુદ્ધ એક ચળવળ ચલાવવામાં આવી અને એવું નક્કી થયું કે તેના બદલે મય્યિતના ઘરે ઝોહર પછી ૨ થી ૪ વાગ્યા સુધી કુર્આન ખ્વાની કરવામાં આવે. હવે આ મજલિસ કોઈના મૃત્યુ પછી ૫ અથવા ૭ દિવસમાં જ કોઈ એક દિવસે રાખવામાં આવે છે. તેના માટે પત્રો રવાના કરવામાં આવે છે. પુરૂષો સાથે તેમાં સ્ત્રીઓ પણ શામેલ હોય છે. આ કુર્આન ખ્વાનીની મજલિસમાં ખાવાનો કોઈ મોકો હોતો નથી.

હવે આ મજલિસમાં બધા લોકો તિલાવત કરે એ શકય નથી. ઉપરાંત સ્ત્રીઓ આ મોકા પર નકામી વાતો અને ગીબત કરીને પોતાનો વખત પસાર કરતી હતી. તેના બદલે એક નેક આલિમને દાવત આપીને વઅઝની મજલિસ કરી. તેમાં સ્ત્રીઓ માટે અલગ વ્યવસ્થા પણ કરવામાં આવી. બધા લોકોને આ મજલિસ સારી લાગી અને હવે આ રીતે લોકો એક – દોઢ કલાક આલિમે દીનનું બયાન સાંભળે છે.

અમારા સમાજમાં મોટા ભાગના કુટુંબો એવા છે, જેમના રિશ્તેદારો બિદઅતી છે, પરંતુ રિશ્તેદારીને કારણે તે લોકો પણ મય્યિત વાળા ઘરે પહોંચી જાય છે અને આ અવસરે ઉલમાએ હકની તકરીર સાંભળે છે. તેનો એ ફાયદો પણ જોયો કે તેમાંથી ઘણાં લોકોની એહલે સુન્નત વલ જમાત વિશેની ગેર સમજો દૂર થઈ અને હક વાત સમજીને તેનો એકરાર કરવા લાગ્યા.

તકરીરનો પ્રોગ્રામ હજુ ચાલું છે, તેને બંધ કરવા માટે દીનદાર લોકો તરફથી નસીહત કરવામાં આવી. તેની ઉપર લોકોનું કહેવું એવું છે કે અમે ઝિયારતના નામ પર ખાવાનું ખવડાવવાની બિદઅત તો કરતા નથી, પછી ખોટું શું છે કે એક દિવસ તકરીર માટે નક્કી થાય, તેમાં તમામ રિશ્તેદારો ભેગા થાય, જો આ રીતે નહી થાય તો ચાલીસ દિવસ સુધી મય્યિતના રિશ્તેદારો અલગ અલગ દિવસે આવતા રહેશે. તેને કારણે અમારી કારોબારી વ્યવસ્થામાં પરેશાની આવશે. માટે સહુલત આમાં છે

કે આ તકરીરની રસમ માટે એક દિવસ નક્કી થઈ જાય અને બધા લોકો તેમાં હાજર થઈ જાય.

જો કે દીનદાર લોકો તો મોટા ભાગે આ રસમને પણ પસંદ કરતા નથી. અને હિકમત અને મસ્લિહત સાથે અવામને સમજાવીને આ રસમને બંધ કરાવવાની કોશિશ કરી રહયા છે. અલ્હમ્દુલિલ્લાહ ! ઘણી સફળતા પણ મળી છે. તેમની નસીહતોને કારણે ઘણાં ગામોમાં મય્યિતના રિશ્તેદારોએ આ રસમને છોડી દીધી છે. પરંતુ હવે અસલ મુસીબત મસ્જિદના ઈમામો પર આવી ગઈ છે. એક આલિમનું કહેવું છે કે આ રસમ માત્ર રસમ નથી, બલકે બિદઅત છે અને બિદઅતીને આપ (સલ.)ના હાથોથી જામે કૌષર નસીબ નહીં થાય. અને જેને જામે કૌષર નસીબ નહી થાય તેને જન્નતમાં દાખલો પણ નહી મળે, માટે ઉલમા, મસ્જિદના ઈમામો અને મુદર્રિસોમાંથી કોઈના માટે જાઈઝ નથી કે આ વઅઝની મજલિસમાં હાજરી આપે. આ મજલિસ ગેર શરઈ અને ગુનાહની મજલિસ છે.

જો આ વાતને માનીને ઉલમાએ હક આ તકરીરની રસમમાં જવાનું છોડી દેશે, તો મોટો ફિતનો અને બુરાઈઓનો અંદેશો છે, જે ગામ અથવા મહોલ્લામાં ઉલમા અને ઈમામો રહે છે. તેમના માટે તકલીફ ઉભી થશે બલકે કેટલીક જગ્યાએ તો ફિતના ઉભા થઈ ગયા છે. એટલે ઉલમાએ હકની આ પ્રકારની મજલિસમાં હાજરી ન આપવાને કારણે બિદઅતી ઉલમા ત્યાં પહોંચી ગયા છે. તેમના અકીદા પણ સહીહ નથી. હમણાં જયારે આ લેખ લખી રહયો છું. તે દરમિયાન ૧૦૦ ફુટના અંતર પર એક સોસાયટીમાંથી એક બિદઅતી આલિમની તકરીરની અવાજ આવી રહી છે.

માટે એ તો થાય નહી કે ઉલમાએ હકની હાજરી ન હોવાને કારણે આ રસમ બિલ્કુલ બંધ થઈ જાય, કારણ કે તેમની જગ્યાએ ખોટા બયાનો થશે. માટે અમે વિચાર્યુ કે ઉલમાએ હક આ પ્રકારની મજલિસોમાં જાય. અલબત્ત હિકમત અને મસ્લિહતથી પોતાના ગામ અને મહોલ્લાની ઈસ્લાહ કરતા રહે અને અવાર નવાર જયારે પણ કોઈનું મૃત્યુ થાય તો મય્યિતના રિશ્તેદારો પાસે જઈને સમજાવવાની કોશિશ કરે કે જો આ મજલિસ ન રાખવામાં આવે, તો બેહતર હશે, જો તેઓ માની જાય તો સારું, નહી તો વઅઝની મજલિસમાં હાજરી આપે. આ પ્રકારની નસીહતોથી થોડી મુદતમાં ત્રણ ગામના લોકો માની ગયા અને મજલિસ ન થઈ. જો

કે હજુ ઘણી મહેનત અને ઈસ્લાહની જરૂરત છે.

હવે સવાલ એ છે કે ઉલમાએ હકમાંથી કોઈ આલિમને પૂરા ઈકરામની સાથે આ વઅઝની મજલિસમાં તકરીર માટે દાવત આપે તો શું તે આલિમ માટે ઈસ્લાહની નિય્યતથી એ મજલિસમાં શરીક થવું યોગ્ય છે ? શરીક થવા પર તેને કોઈ ગુનોહ થશે ? શું આ બિદઅત અપનાવવાથી તે જન્નતથી વંચિત થશે ? મહેરબાની કરીને શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

શરીઅતમાં જેનો સુબુત ન હોય તેને દીન સમજીને કરવું બિદઅત છે. (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭) એટલા માટે આજે તે આમાલ, જે ગમ અને દુઃખના મોકા પર સવાબ સમજીને કરવામાં આવે છે, બિદઅત છે. તેની વિરુદ્ધ શાદી, ખત્ના અને અકીકા જેવા ખુશીના પ્રસંગોમાં કરવામાં આવતા કાર્યો, કે તે બિદઅતમાં શામિલ નથી. કારણ એ છે કે ખુશીના મોકા પર કરવામાં આવતા કાર્યો હકીકતમાં ખેલકૂદ અને મોજ શોખ છે અને તેને કોઈ દીન સમજીને કરતું નથી જયારે કે ગમના મોકા પર કરવામાં આવતા આમાલને દરેક વ્યકિત દીન સમજીને કરે છે. હાલાંકે તેનો દીન સાથે કોઈ સંબંધ નથી. જેમકે અલ્લામા અનવર શાહ કશ્મીરી (રહ.) ફરમાવે છે. :

البدعة عندی ما لاتکون مستندة الی الشرع، وتکون ملتبسة بالدین، ولذا یقال ان الرسوم التی جرت فی المصائب بدعة، دون التی فی مواضع السرور، کالانکحة وغیرها، فان الاولی تعد کأنها من الدین، فتلتبس به، بخلاف الثانیة، والسر فیه أن رسول المسرات أكثرها تكون من باب اللهو واللعب، فلا تلتبس بالدین عند سلیم الفطرة، بخلاف رسوم نحو الموت، فان غالبها یکون من جنس العبادات، فیتحقق فیها الالتباس۔

(ફયઝુલ બારી : ૧૭૦)

સવાલમાં પૂછવામાં આવેલ અહેવાલને સામે રાખીને જો ઉલમાએ હક ઈસ્લાહની નિય્યતથી આ પ્રકારની મજલિસમાં શરીક થાય તો જાઈઝ છે. એટલા માટે આપ (સલ.) એ ફરમાવ્યું : "આમાલનો આધાર નિય્યત પર છે."

(બુખારી : ૧ / ૨, હદીસ નં. ૧)

માટે હું એહલે સુન્નત વલ જમાતના એ ઉલમાએ કિરામ અને બિરાદરાને

કૌમો મિલ્લતથી આશા રાખું છું , જે દરેક સમયે કૌમો મિલ્લતની દીની ફિકરમાં મશગૂલ રહે છે, કે આવી મજલિસોમાં હાજર થવું પડે તો પોતાના ઘરેથી ખાવાનું વગેરેની જરૂરતોથી ફારિગ થઈને જાય, અથવા એ પણ વિકલ્પ છે કે મય્યિતના ઘરે અથવા રિશ્તેદારો સિવાય અન્ય સંબંધીના ઘરે આ મજલિસ રાખવામાં આવે, ટુંકમાં આ વાતની સંપૂર્ણ કોશિશ કરવામાં આવે કે અવામ ખોટા લોકોને પોતાના ઈમામ બનાવીને તેમની પેરવી ન કરે, ઉલમાએ હકના શરીક ન થવાને કારણે ખોટા લોકો આ મજલિસને બહાનું બનાવીને ગુમરાહ કરશે, માટે ઉલમાએ હકએ ઈસ્લાહની નિય્યતથી હાજરી આપીને અવામની સાથે જોડાયેલા રહેવું જોઈએ. અને અવાર નવાર યોગ્ય મોકાઓ પર તેમને નસીહત કરતા રહે. ઈન્શાઅલ્લાહ સફળતા જરૂર મળશે, તેના હકારાત્મક પરિણામો આપ જાતે જ મેહસૂસ કરશો.

વર્ણન કરેલા અહેવાલ પ્રમાણે જો કોઈ પણ આલિમ અને ઈમામ આ પ્રકારની મજલિસમાં ઈસ્લાહની નિય્યતે હાજર રહીને તકરીર કરે, તો તે ગુનેહગાર ન થશે. અલબત્ત એ વાતોનો ખ્યાલ રહે કે આ વઅઝની મજલિસથી મય્યિતના ઘરે કોઈ પ્રકારનો બોજ ન પડે. ઈન્શાઅલ્લાહ આપ હઝરાતની દીની કોશિશો જરૂર રંગ લાવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) મય્યિતના ઘરે કુર્આન ખ્વાનીનો હુકમ

**સવાલ (૨૩૭) :** ઘણાં ઘરોમાં જયારે કોઈનું મૃત્યુ થાય છે તો મય્યિતના રિશ્તેદારો તરફથી અમુક હાફિઝો અને આલિમોને બોલાવીને મય્યિતના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરાવવામાં આવે છે, જયારે કે હુઝૂર (સલ.) અને ખુલફાએ રાશિદીનની વફાત પર આ પ્રકારની કુર્આન ખ્વાની સહાબએ કિરામ (રદિ.) એ કરી ન હતી, તો તેનાથી માલૂમ થાય છે કે તેનો કોઈ સુબુત નથી. બલકે બિદઅત હોવાની શંકા જાય છે. તો શું આ પ્રકારની નિસ્વાર્થ કુર્આન ખ્વાની જાઈઝ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ ખાસ દિવસ નક્કી ન કરવામાં આવે, ખાવા રાંધવાનો અલગથી બંદોબસ્ત ન કરવામાં આવે, તેને જરૂરી ન સમજવા માં આવે કે આ કુર્આન ખ્વાનીમાં શરીક ન થનારાઓની ટીકા કરવામાં આવે, તો નિસ્વાર્થ ઈસાલે સવાબ જાઈઝ છે. (હિદાયહ : ૧ / ૨૭૬) એટલા માટે કે ઈસાલે સવાબનો સુબુત અનેક હદીસોથી છે. (ઉમ્દતુલ કારી : ૩ / ૧૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) કુર્આન ખ્વાની પછી નાશ્તો કરાવવો

**સવાલ (૨૩૮) :** ઘણી જગ્યાએ ઈસાલે સવાબ માટે ખત્મે કુર્આનની મજલિસ પછી કુર્આન પઢનારાઓને દુધ, બિસ્કિટ વગેરેનો નાશ્તો કરાવવામાં આવે છે. કુર્આન ખ્વાની કરાવનારો જો પઢવાનો બદલો સમજીને ન ખવડાવે, બલકે પોતાના ઘરના મહેમાન સમજીની ખવડાવે તો જાઈઝ છે કે નહીં.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાશ્તો જો કોઈ ખાસ રસમને કારણે ન હોય અને મય્યિતના માલમાંથી પણ ન હોય. બલકે બુદ્ધિશાળી, બાલિગ વ્યકિત પોતાની મરજીથી પોતાના માલમાંથી ગરીબોને નાશ્તો કરાવે તો જાઈઝ છે. જો કે બેહતર એ છે કે કુર્આન ખ્વાનીની મજલિસ પછી આ પ્રકારનું ખાવું પીવું અને ખવડાવવા–પીવડાવવાથી પરહેજ કરવો જોઈએ. એટલા માટે કે આ મોકો ગમનો છે, ખુશીનો નથી અને ખાવું–પીવું ખુશીના મોકા પર થાય છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦) જો નાશ્તો વગેરે ન કરાવીને એટલી રકમ ગરીબો અને જરૂરતમંદોને ઈસાલે સવાબની નિય્યતથી વહેંચી દેવામાં આવે તો વધારે બેહતર હશે. નાશ્તો અને આ પ્રકારની બિન જરૂરી વસ્તુઓ જ આગળ ચાલીને સમાજમાં ખોટા રિવાજો પેદા થવાનું કારણ બને છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) મૌલૂદની મજલિસમાં સ્ત્રીઓની હાજરી

**સવાલ (૨૩૯) :** મિલાદુન્નબી (સલ.) ના દિવસે કેટલીક સ્ત્રીઓ ભેગી થઈને મિલાદ પઢે છે, તેનો શું હુકમ છે ? જો સલામ પઢતી હોય અને જોરથી પઢતી હોય તો તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ જેવી ઈબાદત માટે હુઝૂર (સલ.) નું ફરમાન છે કે સ્ત્રીની નમાઝ તેના ઘરમાં જ બહેતર છે. (અબૂ દાવુદ : ૧ / ૮૬, હદીસ નં. ૫૭૦)

તો મિલાદ વગેરે માટે જેનો સુબુત શરીઅતમાં નથી, સ્ત્રી માટે નીકળવું કેવી રીતે જાઈઝ હોય શકે ? જયારે કે તેમાં અનેક ખરાબીઓ હોય છે. (મદ્ખલ : ૨ / ૧૦, ૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૩૬) અબ્દુલ વહ્હાબ નજદી (રહ.) અને બિદઅતો વિશે કેટલાક સવાલો

**સવાલ (૨૪૦) :** જમાઅતુલ મુસ્લિમીન સંગશુર, જિલ્લો રત્નાગીરી શાફઈ મસ્લક આ જમાતમાં અંદરો અંદર વિખવાદ ઉભો થયો છે અને ગામની હાલત ખૂબ જ ખરાબ છે. આ જમાતમાં કેટલાક લોકો હાજી છે, જુથબંધીને લીધે કેટલીક બાબતો છે. જે નીચે લખી રહયો છું. મને પૂરી આશા છે કે હઝરતવાલા આ બધા સવાલોના જવાબ આપીને ઝઘડાને ખતમ ફરમાવશે, સ્પષ્ટ રહે કે આ ઝઘડો આપના જવાબથી જ ખતમ થઈ શકે છે. અહીંયાની વસ્તી લગભગ ૬૦૦ જેટલી છે. આપ જવાબ આપીને મહેરબાની કરશો

(૧) વહાબી મઝહબ શું છે ? (૨) મઝહબની કઈ કિતાબો પઢવી જોઈએ ? લેખકનું નામ અને જો તે મુંબઈથી ખરીદી શકાય તો કયાંથી ખરીદવી જોઈએ. (૩) વલીઓનો ઉર્સ, નિયાઝ કરવી, મન્નત માનવી, ગાવું (કવ્વાલી) વગાડવું યોગ્ય છે કે નહી ? અને ઉર્સ કરવો હોય તો શું કાઢવું જોઈએ ? (૪) ગામના ઈમામ સાહેબનું વલીની દરગાહ પર જઈને નિયાઝ કરવી (એટલે લોકોના લાવેલા નારિયેલ અને મીઠાઈ પર ફાતિહા આપવા એટલે ઉર્સના દિવસે એક પ્રકારની મુજાવરગીરી કરવી) યોગ્ય છે કે નહીં ? અને તેમની પાછળ નમાઝ જાઈઝ છે કે નહી ? (૫) વલીની દરગાહ પર જવું યોગ્ય છે કે નહી ? અને જવું યોગ્ય છે તો ત્યાં જઈને ફાતિહા પઢવા અથવા કોઈ દુઆ પઢવી યોગ્ય છે કે નહીં ? (૬) મય્યિતને કબરમાં ઉતાર્યા પછી કુલની માટી આપવી કેવું છે ? (૭) મય્યિતને કફનમાં બાંધ્યા પછી બીજી વખતે કફન ખોલીને મય્યિતનો દીદાર કરવો યોગ્ય છે ? અને કબરમાં ઉતારવાથી પહેલા કફન ખોલીને મય્યિતનો દીદાર કરવો યોગ્ય છે ?(૮) કબર પર ફુલ ચઢાવવા, પાણી નાંખવું, ફાતિહા પઢવા અથવા કોઈ પ્રકારનો છોડ લગાવવો યોગ્ય છે ? (૯) મુહર્રમમાં તાજિયા કાઢવા, નાચવું, વગાડવું યોગ્ય છે કે નહીં ? આ સવાલોના જવાબ આસાન ઉર્દૂમાં આપશો, જેથી અમે બધા આસાનીથી સમજી શકીએ. ઉર્દૂ અમારી માતૃભાષા નથી. અમારી માતૃભાષા મરાઠી છે, એટલા માટે આસાન ઉર્દૂનું સમજવું શકય છે. મને આશા છે કે આપ આ સવાલોના જવાબ જલ્દી આપશો અને જે નીચે સરનામા લખેલા છે તે બધી જગ્યાએ એક એક કોપી રવાના કરશો તો આપની મહેરબાની થશે. હું આ પત્ર સાથે પોસ્ટકાર્ડની ટિકિટ પણ રવાના

કરી રહયો છું, જો તેનાથી વધારે ખર્ચ થાય તો જરૂર જાણ કરશો, રૂપિયા રવાના કરીશ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલાએ આપને હકની તહકીક કરવાની તૌફીક આપી. એટલા માટે આપ હઝરાતને મુબારક બાદ છે. આપના સવાલોને ક્રમવાર લખતા પહેલા એક પ્રસ્તાવના લખું છું. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા હક સુધી પહોંચવાની તૌફીક અતા કરશે.

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : મારી ઉમ્મતના ૭૩ ફિરકા હશે, બધા જહન્નમમાં જશે, માત્ર એક ફિરકો જન્નતમાં જશે. સહાબા (રદિ.) એ પૂછયું કે તે કયો ફિરકો છે ? તો આપ (સલ.) એ જવાબ આપ્યો કે જેની ઉપર હું અને મારા સહાબા કાયમ છે ? (મિશ્કાત : ૩૦)

બીજી એક હદીસ લાંબી છે. તેમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે જે મારા પછી જીવતો રહેશે તે ઘણાં મતભેદો જોશે, તો તે વખતે તમે મારા અને ખુલફાએ રાશેદીનના તરીકાને મજબૂત પકડજો અને નવી વાતો શરૂ કરવાથી બચજો, કારણ કે દરેક નવું કામ બિદઅત છે અને દરેક બિદઅત ગુમરાહી છે.

(મિશ્કાત : ૩૦)

હઝરત આઈશા (રદિ.) રસૂલુલ્લાહ (સલ.) થી રિવાયત કરે છે જે અમારા આ દીનમાં કોઈ નવી વાત શરૂ કરે, તો તે મરદૂદ – નામંજૂર છે.

(બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

મુઅત્તા ઈમામ માલિક (રહ.) થી મુરસલન રિવાયત છે કે હું તમારી વચ્ચે બે વસ્તુઓ છોડીને જાઉં છું. જયાં સુધી તેને પકડી રાખશો, ગુમરાહ નહી થાઓ. (૧) કિતાબુલ્લાહ (૨) મારી સુન્નત (મિશ્કાત શરીફ : ૩૧)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે જે માણસ સુન્નતની પેરવી કરવા માંગે છે, તેના માટે જરૂરી છે કે જે લોકો મૃત્યુ પામી ગયા છે તેમના તરીકાને અપનાવે. એટલા માટે કે જે જીવતા છે, આપણે તેમનાથી સલામત નથી કે કયાંક તેઓ ફિતનામાં પડી જાય. તે મૃત્યુ પામેલ કયા લોકો છે ? તે રસૂલુલ્લાહ (સલ.) ના સહાબા છે. તેમના બતાવેલા માર્ગને મજબૂત પકડો.

(મિશ્કાતુલ મસાબિહ : ૧ / ૩૨)

ઉપરની હદીસોથી માલૂમ થયું કે રસૂલુલ્લાહ (સલ.) એ પોતાની ઉમ્મતને ખરાબી અને બરબાદીથી સુરક્ષિત રાખવા માટે તાકીદની સાથે ભારપૂર્વક વિવિધ તરીકાઓથી આ વાત બયાન કરી કે કુર્આને કરીમ અને મારી સુન્નતને અને સહાબા (રદિ.) ના તરીકાને મજબૂત પકડો. તેની ઉપર અમલ કરવાથી તમે બરબાદીથી બચી શકો છો. મારા તરીકાને છોડીને તમે બિલ્કુલ સફળ નહીં થાવ.

(૧) કબરોની ઝિયારતની રસૂલુલ્લાહ(સલ.) એ ઈજાઝત આપી છે કે એ આખિરતની યાદ અપાવે છે અને દુનિયાથી બેરગબત – અરૂચિ પેદા કરે છે. હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ મૃત્યુ સમયે ફરમાવ્યું કે અલ્લાહ તઆલા યહૂદ અને નસારા પર લાનત કરે, કારણ કે તેમને પોતાના નબીઓની કબરોને મસ્જિદ બનાવી દીધી. (બુખારી : ૧ / ૧૧૭, હદીસ નં. ૧૩૩૦)

માટે કબરોની ઝિયારત એટલા માટે કરવામાં આવે કે ઈબ્રત અને નસીહત પ્રાપ્ત થાય, તો જાઈઝ છે, કબ્રસ્તાનમાં જઈને ખાવું, પીવું કબરોને ચુમવું અથવા સિજદો કરવો, આ બધા કામો મકરૂહે તહરીમી છે. (ઈહ્યાઉ ઉલૂમિદ્દીન : ૪ / ૪૯૧)

ઉર્સનો સુબૂત રસૂલુલ્લાહ(સલ.), સહાબા, તાબિઈન અને ચારે ઈમામોમાંથી કોઈના થી સાબિત નથી. હઝરત અબૂ હુરૈરહ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તમે પોતાના ઘરોને કબર ન બનાવો અને મારી કબરને ઈદ ન બનાવશો. (નસાઈ : ૨ / ૨૧૮, હદીસ નં. ૨૦૪૨)

આ હદીસનો ખુલાસો આ કરવામાં આવ્યો છે કે મારી કબરની ઝિયારતને ઈદની જેમ ન મનાવો કે ઈદ તો ખુશીનો પ્રસંગ છે અને ઝિયારતનો હેતુ આખિરતની યાદ અપાવવી છે, માટે ઉર્સ કરવું, ઉર્સમાં જવું અને ઉર્સ કરનારાઓની મદદ કરવી નાજાઈઝ અને હરામ છે. (મિર્કાતુલ મફાતિહ : ૪ / ૧૨)

(૧) મુહમ્મદ બિન અબ્દુલ વહ્હાબ (રહ.) નજદમાં પેદા થયા, હમ્બલી મસ્લકના હતા. સ્વભાવે કડક હતા, એટલા માટે મોટા ભાગના મુસલમાનોને મુશ્રિક કહેતા હતા. અને તેમની જાન અને માલને જાઈઝ ઠેરવતા હતા.

(ફતાવા રશિદિય્યહ : ૨૪૧, ૨૪૨)

(૨) આપણી ધાર્મિક કિતાબ તો કુર્આને કરીમ છે અને ત્યાર પછી અહાદીસે રસૂલ (સલ.) છે. તેની રોશનીમાં ઘણાં ઉલમાએ કિરામે ઘણી કિતાબો લખી છે. બાળકોને પઢાવવા માટે તાલીમુલ ઈસ્લામ (સંપાદક મુફતી કિફાયતુલ્લાહ સાહેબ

રહ.), બેહિશ્તે ઝેવર (મવલાના અશરફ અલી થાનવી રહ.) અને તારીખે ઈસ્લામ (મવલાના મુહમ્મદ મીયાં રહ.) શ્રેષ્ઠ કિતાબો છે.

(૩) ના જાઈઝ અને હરામ છે. પ્રસ્તાવનાથી વાત સમજમાં આવી ગઈ હશે.

(મદ્ખલ : ૨ / ૧૦, ૧૧)

(૪) મુજાવરી કરવી યોગ્ય નથી, નાજાઈઝ છે, એવો ઈમામ ફાસિક છે. એવા ઈમામની પાછળ નમાઝ મકરૂહે તહરીમી છે જો તેનાથી સારો ઈમામ હોય તો, નહી તો મકરૂહ નથી. (બહ્રુર્રાઈક : ૧ / ૩૬૯, ૩૭૦)

(૫) સમય નક્કી કર્યા વગર મસ્નૂન તરીકા પર દુઆ અને ફાતિહા ખ્વાની જાઈઝ છે. (હિદાયહ : ૧ / ૧૭૮)

(૬) નજાઈઝ છે, તેની કોઈ હકીકત નથી. (બુખારીઃ ૧/૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

અલબત્ત મય્યિતને તખ્તા અથવા પથ્થરથી ઢાંકયા પછી દફનમાં હાજર લોકોએ ત્રણ ખોબા ભરીને મન્કૂલ દુઆ સાથે માટી નાંખવી મસ્નૂન છે.

(જવાહિરતુન્નયૂરહ : ૧ / ૧૦૯)

(૭) જાઈઝ છે, પરંતુ તેની ઉપર એહતિમામ ગલત વાત છે.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૩૧)

(૮) પાણી નાંખવું જાઈઝ છે. જેથી માટી બરાબર થઈ જાય.

(ફતાવા મહમુદિય્યહ : ૯ / ૧૭૧)

(૯) તાજિયા હરામ છે. (મજમુઅતુલ ફતાવા : ૪ / ૩૪૪)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) નિયાઝનું ખાવું અને તેના માટે ચંદો કરવો

**સવાલ (૨૪૧) :** અમારા ગામમાં મિલાદુન્નબી (સલ.) અને બીજા બુઝુર્ગોના નિયાઝ પર ખાવાનો બંદોબસ્ત કરવામાં આવે છે. તે માટે લોકોથી ચંદો કરવામાં આવે છે, ઘણાં લોકો તેમાં ઝકાતની રકમ પણ આપે છે. અથવા પહેલા ગરીબને આપીને પહેલા પરત લઈ લે છે. પછી ચંદામાં લખાવી દે છે અને આ ખાવાના પ્રોગ્રામમાં માલદાર અને સૈયદ લોકો પણ શરીક થાય છે. તો તેઓ તેને ખાય શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દિવસ અને તારીખ નક્કી કરીને નિયાઝ ખવડાવવી જાઈઝ નથી, હરામ છે, તેના માટે ચંદો લેવો અને આપવો જાઈઝ નથી. (ફત્હુલ કદીર : ૨/ ૧૪૨) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) સત્તાવીસમી રમઝાનુલ મુબારકની રાતમાં મીઠાઈ વહેંચવી

**સવાલ (૨૪૨) :** સત્તાવીસમી રમઝાનુલ મુબારકની રાતમાં મીઠાઈ વહેંચવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાબ સમજીને વહેંચે, તો બિદઅત છે, નહી તો કોઈ પણ દિવસે મીઠાઈ વહેંચી શકાય છે. લોકો સત્તાવીસમીએ કુર્આન પાક ખતમ કરવાને અને મીઠાઈ વહેંચવાને જરૂરી સમજે છે. એટલા માટે એ જાઈઝ નથી. (તન્કીહુલ ફતાવા : ૨ / ૩૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) ફાતિહા ખ્વાની, ચહલુમ (ચાલીસુ) કરવું અને તેના ભોજન પછી દુઆ કરવી

**સવાલ (૨૪૩) :** ચહલુમ કરવું (ચાલીસાનો ફાતિહો) અને ભોજન પછી દુઆ કરવી કેવું છે? ફાતિહા ખ્વાની જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચહલુમ કરવું, ભોજન કર્યા પછી દુઆ કરવી, તેના માટે મજબૂર કરવા અને આજના પ્રચલિત ફાતિહા કરવા, આ બધા કાર્યો નાજાઈઝ છે. સદકો અને ખૈરાત માટે ફાતિહા અને દુઆની જરૂરત નથી, ફાતિહા વગર પણ સવાબ મળે છે. એવી રીતે દિવસ અને તારીખ ખાસ કર્યા વગર ભોજન કરાવવાથી પણ સવાબ પહોંચી જાય છે. એટલા માટે તારીખ અને દિવસ નક્કી કરવો અને ત્યાર પછી ફાતિહા અને દુઆ કરવી, આ બધા કાર્યો છે જે જરૂરી નથી. માટે જરૂરી સમજવાને કારણે બિદઅતમાં દાખલ થઈને હરામ ગણાશે. (મરાકિયુલ ફલાહ : ૨૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) દફન પછી દાવત અને ફાતિહા ખ્વાની

**સવાલ (૨૪૪) :** મય્યિતની દફનવિધિ પછી દાવત કરવી અને ફાતિહા પઢવા કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેટલા લોકો મય્યિતના ગુસલ આપવામાં શરીક થાય, તેમને ખવડાવવું જાઈઝ છે અને જે બહારથી આવનાર મહેમાનો છે તેમને પણ ખવડાવવું જાઈઝ છે.

(નિઝામુલ ફતાવા : ૧ / ૨) અલબત્ત મય્યિતના મૃત્યુ પછી જે માલ મૌજૂદ છે, એ માલમાંથી વારસદારોની ઈજાઝત વગર ખવડાવવું – પીવડાવવું જાઈઝ નથી. એવી રીતે વર્ણન કરેલા સિવાયના લોકોને મય્યિતના કોઈ રિશ્તેદાર પોતાના માલમાંથી ખવડાવે તો પણ જાઈઝ અને ફાતિહાનો જે રિવાજ છે તેમાં પણ ખાવાનું ખવડાવવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) કોઈ બુઝુર્ગના નામ પર ફાતિહા ખ્વાની કરીને મીઠાઈ વહેંચવી

**સવાલ (૨૪૫) :** એક માણસ દર ગુરૂવારે એક બુઝુર્ગના નામથી ફાતિહા પઢે છે, ત્યાર પછી તે મીઠાઈ વહેંચે છે, તો શું આ પ્રકારની ફાતિહા ખ્વાની કરવી અને લોકોને મીઠાઈ વહેંચવી જાઈઝ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

સૂરએ ફાતિહા અથવા કુર્આને કરીમની કોઈ આયત પઢીને મરહૂમીનને અને ખાસ કરીને બુઝુર્ગોને ઈસાલે સવાબ કરવું જાઈઝ છે. (બહરુર્રાઈક : ૩ / ૬૩) પરંતુ તે માટે પહેલાથી કોઈ દિવસ અને તારીખ નકકી કરવી યોગ્ય નથી. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦) એ મોકા પર મીઠાઈ વહેંચવાનો શું મતલબ ? જો વહેંચનારો એવું સમજે છે કે મીઠાઈ વહેંચ્યા વગર મરહૂમીન અને બુઝુર્ગાને દીનને સવાબ પહોંચતો જ નથી, તો એવું સમજવું સહીહ નથી, મરહૂમીનના ઈસાલે સવાબનો સહીહ તરીકો એ છે કે કંઈક પઢીને તેમને તેમનો સવાબ પહોંચાડી દેવામાં આવે (કિતાબુર્રુહ : ૨ / ૪૯૬) અને જો માલ ખર્ચ કરીને સવાબ પહોંચાડવો છે તો તેના માટે હકદાર ગરીબો, અનાથો, વિધવાઓ અને જરૂરતમંદો છે, (રદુલ મહ્તાર : ૬ / ૬૯૮) કે તેમને ખાનગીમાં કંઈક આપી દે. (બુખારી : ૨ / ૯૬૨, હદીસ નં. ૬૪૯૯) તેનાથી સવાબ પણ મળશે. માલ, રૂપિયાઓ પર ફાતિહા ખ્વાની કરી તેની ખૈરાત કરવી સહીહ નથી. ઉપરાંત જો કોઈ વ્યકિત મીઠાઈ પર ફાતિહા ખ્વાનીને જરૂરી સમજીને કરે, તો તેનો આ અમલ ના જાઈઝ છે. (ખુલાસતુલ ફતાવા : ૧ / ૧૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) ફાતિહા ખ્વાની કરવી

**સવાલ (૨૪૬) :** કુર્આન ખ્વાની પછી, દુઆથી પહેલા સુરએ ફાતિહા પઢવામાં

આવે છે. જે વ્યકિત સૂરએ ફાતિહા પઢે છે તે શબ્દ "અલ ફાતિહા" થી શરૂઆત કરે છે, તે વખતે બીજા હાજર લોકોને શું પઢવું જોઈએ. ફાતિહાનો સહીહ તરીકો લખવા મહેરબાની છે. તેમજ જો એકલા ફાતિહા પઢવા હોય તો, તે વખતે તેનાથી પહેલા અને બાદમાં શું પઢવું જોઈએ ? શું ફાતિહા પઢતી વખતે કોઈ મીઠી ચીજ, અગરબત્તી, લોબાનની ધુની આપવી અને પાણી રાખવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ નકામી તકલીફોથી દૂર, એક સાદગી પ્રિય ધર્મ છે. ઈબાદત અને બંદગીમાં દરેક માણસને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.) એ બતાવેલા તરીકાની પાબંદી કરવી જોઈએ. ઈબાદત કોઈ એવી વસ્તુ નથી કે તેને અદા કરવા માટે કોઈ બીજા હુકમની રાહ જોવી પડે કે જયાં સુધી તે હુકમ ન કરે ત્યાં સુધી તેને અદા ન કરવામાં આવે. સૂરએ ફાતિહાનું પઢવું એક મહાન ઈબાદત છે. આ ઈબાદત અને બંદગીને અદા કરવા માટે એ બિલ્કુલ જરૂરી નથી કે બીજો માણસ 'અલ ફાતિહા" થી શરૂ કરે, તે વખતે આપ પણ પઢો. આ પ્રકારની પાબંદી કુર્આન અને હદીસથી સાબિત નથી. બીજી દુઆ વખતે, કુર્આન ખત્મ વખતે, નમાઝે જનાઝા પછી, દફન પછી, "અલ ફાતિહા" સાબિત નથી. એટલા માટે જે માણસ વર્ણન કરેલા સમયે સૂરએ ફાતિહાને ખાસ કરશે તેને સવાબને બદલે ગુનોહ થશે. આપને સૂરએ ફાતિહા અને બીજી જે પણ સૂરતો યાદ હોય તે પઢતા રહો. ઈન્શાઅલ્લાહ સવાબ મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) ફજરની નમાઝ પછી ફાતિહા ખ્વાની

**સવાલ (૨૪૭) :** અમારે ત્યાં એહલે સુન્નત વલ જમાતમાં મતભેદ ઊભો થઈ ગયો છે. કેટલાક લોકો એવું ચાહે છે કે ફજરની નમાઝ પછી ફાતિહા પઢવામાં આવે અને કેટલાક બિલ્કુલ વિરોધી છે અને કહે છે કે આ બિલ્કુલ ગુમરાહી છે. આપથી વિનંતી છે કે ફરમાને નબવીની રોશનીમાં આ મસ્અલા વિશે જાણ કરશો. જેથી અમારી વચ્ચેનો મતભેદ દૂર થઈ શકે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલાનો હુકમ છે :

وَمَا آتَاكُمُ الرَّسُوْلُ فَخُذُوْهُ، وَمَا نَهٰكُمْ عَنْهُ فَانْتَهُوْا

અને રસૂલ તમને જે કંઈ આપે તે લઈ લો અને જેનાથી રોકે તે છોડી દો. (સૂરએ હશ્ર : ૭) કુર્આન શરીફ અને રસૂલુલ્લાહ (સલ.), માનવીઓ દરમિયાનનો વાસ્તો છે. માટે જે કંઈ રસૂલુલ્લાહ (સલ.) અને કુર્આને કરીમથી માનવીને માલૂમ થાય તેની ઉપર અમલ કરો. અને અલ્લાહની ખુશી પ્રાપ્ત કરીને અસલી ઠેકાણું જન્નત હાસિલ કરો. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જે અમારા આ દીનમાં કોઈ નવી વાત શરૂ કરે, તો તે ના મંજૂર છે.

(બુખારી શરીફ : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

અને તે વ્યકિત, જે દીનમાં નવી વસ્તુ શરૂ કરે તે નામંજૂર કેમ ન હોય, જયારે કે અલ્લાહ તઆલા ફરમાવે છે :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ، وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا۔

"આજે મેં તમારા માટે તમારા દીનને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે. અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (હંમેશા માટે) પસંદ કર્યો છે." (સૂરએ માઈદા : ૩)

ઉપરાંત નવી વસ્તુ શરૂ કરનારો એ દાવો કરે છે કે શરીઅતે મુહમ્મદિયામાં ખામી છે. તેની મેં પૂર્ણતા કરી. બતાવો શું હુકમ થવો જોઈએ, જે દીને મુહમ્મદીયામાં કમીનો દાવો કરે છે. મરદૂદ સિવાય તેનું કોઈ સ્થાન નથી. હઝરત ઈરબાઝ બિન સારિયા (રદિ.) થી રિવાયત છે : રસૂલુલ્લાહ (સલ.) એ નમાઝ પઢી અને અમારા તરફ મુતવજ્જેહ થયા અને ખૂબ જ જામેઅ અને અસરકારક નસીહત ફરમાવી કે આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યા અને દિલ ડરી ગયા તો એક વ્યકિતએ કહયું કે હે અલ્લાહના રસૂલ (સલ.) ! આ તો એવી નસીહત હતી કે કોઈ વિદાય લેનારો આખરી વાત નસીહત રૂપે કહે છે, તો આપ અમને વસિયત કરો, તો રસૂલુલ્લાહ (સલ.) એ વસિયત ફરમાવી. એ વસિયતનું અંતિમ વાકય છે. જે વ્યકિત મારા પછી જીવતો રહેશે તે ઘણા મતભેદો જોશે. તે વખતે મારા તરીકા પર અને ખુલફાએ રાશેદીનના માર્ગ પર જે ચાલનાર હોય, તેમના તરીકાને મજબૂત પકડજો અને કોઈ નવી વાતો શરૂ કરવાથી બચજવો. કારણ કે દરેક નવું કામ બિદઅત છે. અને દરેક બિદઅત ગુમરાહી છે. (અબૂદાવૂદ : ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ની એક રિવાયતનું અંતિમ વાકય : રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં ૭૩ ફિરકા હશે. બધા

જહન્નમમાં જશે. માત્ર એક ફિરકો જન્નતમાં જશે. સહાબા (રદિ.) એ પૂછયું કે તે કયો ફિરકો છે ? તો આપ (સલ.) એ જવાબ આપ્યો કે જેની ઉપર હું અને મારા સહાબા (રદિ.) કાયમ છે. (મિશ્કાત શરીફ : પાન નંબર : ૩૦)

તો આ હદીસોથી સાબિત થયું કે રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા (રદિ.) ના બતાવેલા અને અપનાવેલા માર્ગની વિરુદ્ધ જે રસ્તો અપનાવશે, તે રસ્તો ગુમરાહી અને અલ્લાહની લાનતનું કારણ બનશે. (તિરમિઝી : : ૨ / ૯૨, હદીસ નં. ૨૬૪૧)

હવે જુઓ ! શું રસૂલુલ્લાહ (સલ.) એ આજની પ્રચલિત ફાતિહા પઢી છે ? હુજ્જતુલ્લાહિલ બાલિગહ (૨ / ૧૨)માં શાહ વલીઉલ્લાહ (રહ.) એ રસૂલુલ્લાહ (સલ.)થી નમાઝ પછી કેટલીક દુઆઓ નકલ કર્યા પછી લખ્યું છે કે આપ (સલ.) અલગ અલગ સમયમાં અલગ અલગ તરીકાથી દુઆઓ માંગતા હતા. જેથી સહાબા (રદિ.) કોઈ એક દુઆને ફરજિયાત ન સમજે. તેમાં કોઈ જગ્યાએ ફાતિહાનું વર્ણન નથી. બલકે આપ (સલ.) એ દુઆઓ અને ઝિક્રમાં પણ વિવિધ તરીકાઓ અપનાવ્યા છે. જેથી સહાબા (રદિ.) જરૂરી ન સમજી લે.

(હુજ્જતુલ્લાહિલ્ બાલિગહ : ૧ / ૪૩૯)

ફજર અને અસરની નમાઝ પછી બેસવું અને ઝિક્ર કરવું અને દુઆ માંગવી જાઈઝ છે. પરંતુ ઈમામને જોઈએ કે પોતાનો ચહેરો ફેરવી લે, જમણી તરફ અથવા ડાબી તરફ ફરી જાય. ફાતિહાનું ઝિક્ર ન કરે. સૂરએ ફાતિહા લોકો ઈચ્છે ત્યારે પઢે, પરંતુ જરૂરી સમજવું અને ઈમામનું "અલ ફાતિહા" કહેવું બિદઅત છે. (મરાકિયુલ ફલાહ : ૧ / ૩૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) જનાઝાની નમાઝ પછી ફાતિહા પઢવા

**સવાલ (૨૪૮) :** અમારે ત્યાં ઈમામ સાહેબ જનાઝાની નમાઝ પછી જોરથી ફાતિહા પઢીને દુઆ કરે છે. શરીઅતની રૂએ તેની શી હકીકત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ પછી ફાતિહા પઢીને દુઆ કરવી અને તેને જરૂરી સમજવું બિદઅત છે, (મુસ્લિમ : ૨ / ૭૭, હદીસ નં. ૧૮ – ૧૭૧૮) રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી, વધુ માહિતી માટે મારી ગુજરાતી કિતાબ "અહકામે મય્યિત"નું વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) હરામ આવકથી કુર્આન ખ્વાની કરાવવી

**સવાલ (૨૪૯) :** ઝૈદ નાજાઈઝ કારોબાર કરે છે, જયારે પણ તેનો કુર્આન ખ્વાની કરાવવાનો ઈરાદો થાય છે તો તે મુઅઝ્ઝિન સાહેબને એવું કહીને સો રૂપિયા આપે છે કે તેની મીઠાઈ લઈ આવો અને કુર્આન ખ્વાની કરાવીને તેને લોકોમાં વહેંચી દો, જો કે ઝૈદની આવક નાજાઈઝ છે. એટલા માટે મોઅઝ્ઝિન સાહેબ એવો હિલો કરે છે કે કોઈની પાસેથી સો રૂપિયા કરજ લઈને કુર્આન ખ્વાની કરાવી દે છે અને બાદમાં ઝૈદના આપેલા સો રૂપિયા કરજદારને આપી દે છે. તો હવે સવાલ એ છે કે શું મોઅઝ્ઝિન સાહેબનો આ અમલ યોગ્ય છે ? હરામ આવકથી કુર્આન ખ્વાની કરવી અને તેને સવાબનું કામ સમજવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હરામ અને નાજાઈઝ કમાઈથી કુર્આન ખ્વાની કરવી, કરાવવી અને તેને સવાબનું કામ સમજવું બિલ્કુલ જાઈઝ નથી. (મુસ્લિમ : ૧ / ૩૨૬, હદીસ નંબર : ૬૫ – ૧૦૧૫) મુઅઝ્ઝિન સાહેબનું એવા હરામ કારોબાર કરનાર વ્યકિતનો હિલો કરવો પણ જાઈઝ નથી. મીઠાઈ લેનારા માટે તો ગુંજાઈશ છે. અલબત્ત મુઅઝ્ઝિન સાહેબ માટે એવો હિલો કરવો જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) મય્યિતના દફન કર્યા પછી કબર પર દુઆનો તરીકો

**સવાલ (૨૫૦) :** મય્યિતને દફન કર્યા પછી કબર પર ફાતિહા પઢવાનો મસ્નૂન તરીકો કયો છે ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી માથા તરફ ઊભા રહીને "પૂરી સૂરએ ફાતિહા" અને સૂરએ બકરહ "અલિફ લામ મીમ થી હુમુલ મુફલિહૂન" સુધી પઢે અને પગો તરફ ઊભા થઈને સૂરએ બકરહનો અંતિમ રૂકૂઅ "આમનર્રસૂલુ" થી અંત સુધી પઢે. ત્યાર પછી બે – ત્રણ કલાક સુધી દુઆમાં મશ્ગૂલ રહે. દફન પછીનો આ અમલ આપ (સલ.) થી મન્કૂલ છે. (અબૂ દાવૂદ : ૨ / ૪૫૯, હદીસ નં. ૩૨૨૧) એક રિવાયતમાં છે કે આપ (સલ.) ઊંટને ઝબ્હ કરીને તેના ગોશ્તને વહેંચવા સુધી, મય્યિત માટે કબર પર દુઆમાં મશ્ગૂલ રહેતા હતા.

(મુસ્લિમ : ૧ / ૭૬, હદીસ નં. ૧૯૨ – ૧૨૧)

**નોંધ :** મય્યિત માટે ઈસાલે સવાબના કોઈ તરીકાને "ફાતિહા" નું નામ આપવું જોઈએ નહી. તેના બદલે "દુઆ કરવા અથવા ઈસાલે સવાબ" નો શબ્દ વાપરવો જોઈએ. એટલા માટે બિદઅતીઓ તેને ગેર શરઈ અર્થમાં વાપરે છે. (સૂરએ બકરહ : ૧૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણકાર છે.

## (૪૭) અશુરાના દિવસે હઝરત હુસૈન (રદિ.) ની યાદમાં રોઝો રાખવો.

**સવાલ (૨૫૧) :** ઝૈદનું કહેવું છે કે મુહર્રમની દસમી તારીખે હઝરત હુસૈન (રદિ.) ની યાદમાં રોઝો રાખવો, આશુરાની નમાઝ પઢવી, બાળકોથી મુહબ્બત કરવી, દિલથી ખાવાનું ખવડાવવું, ગરીબ અને મોહતાજની મદદ કરવી. એ જ તેમની સાચી પેરવી છે. સવાલ એ છે કે શું એ વાત સહીહ છે કે હઝરત હુસૈન (રદિ.) ની યાદમાં રોઝો રાખવો જોઈએ ? શું કોઈની યાદમાં રોઝો રાખી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આશુરા (દસમી મુહર્રમનો દિવસ) પહેલાથી જ મહાનતા વાળો દિવસ છે. (બુખારી : ૧ / ૪૮૧, હદીસ નં. ૩૩૯૭) હઝરત હુસૈન (રદિ.)ની ખુશ કિસ્મતી હતી કે આ દિવસે તેમને શહાદત નસીબ થઈ. આ દિવસે રોઝો રાખવાનો તો પેહલાથી જ હુકમ છે અને કોઈ પણ રોઝો હોય, તે અલ્લાહના નામનો અને અલ્લાહ માટે જ હોય શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) મુહર્રમમાં લોકોને શરબત પીવડાવવી

**સવાલ (૨૫૨) :** અમારે ત્યાં ૧૫–૨૦ દિવસ પહેલા જુમ્આની નમાઝ માં એક મવલાના સાહેબ કિતાબ જોઈને તાલીમ કરી રહયા હતા. મુહર્રમનો પેહલો ખુત્બો હતો. તાલીમ દરમિયાન મવલાના સાહેબે મુહર્રમની બિદઅતો બયાન કરતા ફરમાવ્યું કે દસમી મુહર્રમે શરબત પીવડાવવું જાઈઝ નથી. એ દિવસે ઘણા લોકો વધુ પ્રમાણમાં શરબત વહેંચે છે. તેની ઈજાઝત નથી. આ સાંભળીને મજમામાંથી એક પાકો બિદઅતી ઊભો થયો અને કહેવા લાગ્યા કે મવલાના સાહેબ ! કઈ કિતાબમાં ના જાઈઝ લખ્યું છે ? તેની ઉપર બીજા લોકો પણ ઊભા થઈ ગયા અને એક હંગામો અને ફિતનો શરૂ થઈ ગયો. પછી થોડા દિવસો પછી મારી મુલાકાત એક બીજા બિદઅતી સાથે થઈ. તો તેણે કહયું કે આશુરાના દિવસે જે શરબત

પીવડાવવામાં આવે છે તે હઝરત હુસૈન (રદિ.) ના ઈસાલે સવાબ માટે હોય છે. અને આ શરબત તો ઘણા લોકો પીવડાવે છે. તેમાં શું વાંધો છે ? તો મેં કહયું કે હું અમારા મોટા આલિમથી પૂછીને તેનો જવાબ આપીશ, માટે આપ સંતોષકારક જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

લોકોને શરબત, ખજૂર, ઝર્દો, બિરયાની ખવડાવવી દિવસ અને તારીખ ખાસ કર્યા વગર સવાબનું કામ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૫ / ૩૦૧) મય્યિતને સવાબ પહોંચાડવાની નિય્યતથી જે પણ સદકો કરવામાં આવે, મય્યિતને તેનો સવાબ મળે છે, (હિદાયહ શર્હે બિદાયહ : ૧ / ૨૭૬) હઝરત હુસૈન (રદિ.) ને સવાબ પહોંચાડવો જાઈઝ છે. અલબત્ત સવાલમાં વર્ણન કરેલા કાર્યો (શરબત પીવડાવવા) માં માત્ર આશુરાની સાથે ખાસ કરી લેવું અને તે દિવસે તે જ અમલને જરૂરી સમજવો, જાઈઝ નથી. (ફત્હુલ બારી : ૨ / ૪૩૦) એ સમજવું કે હઝરત હુસૈન (રદિ.) ભૂખ્યા – તરસ્યા શહીદ કરવામાં આવ્યા હતા. એટલા માટે તે દિવસે શરબત પીવડાવીને નમાઝ, રોઝાથી ગાફિલ થઈને સવાબનું નામ આપીને એક પ્રકારનો ઢોંગ કરે છે. એટલા માટે હદીસની રોશનીમાં આ કામોથી લોકોને મનાઈ કરવામાં આવે છે. જાઈઝ કાર્યને જરૂરી સમજીને તેમાં એટલી દિલચસ્પી બતાવવામાં આવે છે કે ફર્ઝથી પણ વ્યકિત ગાફિલ થઈ જાય છે. જો કોઈ તે તરફ ધ્યાન દોરે છે તો લોકો તેનાથી ઝઘડવા લાગે છે.

સવાલમાં લખ્યા પ્રમાણે આલિમ સાહેબના ઈશારા પર "મસ્જિદમાં શોર થયો અને ફિતનો ઊભો થઈ ગયો" તેનાથી સ્પષ્ટ થાય છે કે આ કામને લોકો ખૂબ જ જરૂરી સમજે છે. એટલા માટે તેના બિદઅત હોવામાં કોઈ શંકા નથી અને તેનું કરવું જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર : ૨ / ૩૭૫)

આ દિવસે રસૂલુલ્લાહ (સલ.)થી જે અમલો સાબિત છે તે નવ અને દસ અથવા દસ અને અગ્યિારમી તારીખે રોઝા રાખવા છે. (મુસન્નફે અબ્દુર્રઝ્ઝાક : ૪ / ૨૮૭, હદીસ નં. ૭૮૩૯) શરબત પીનારા અને પીવડાવનારા તેનાથી ગાફિલ રહે છે. એવી રીતે હઝરત હુસૈન (રદિ.) ની શહાદતના વાકિયાથી જે ઈબ્રત હાસિલ કરવાની હતી, તેનાથી અજાણ રહે છે અને નકામા કાર્યોમાં મશ્ગૂલ થઈ જાય છે.

બિદઅતી લોકોનું કહેવું છે કે "શરબત તો ઘણા લોકો પીવડાવે છે." આ કોઈ

શરઈ દલીલ નથી. હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતિમુલ અંબિયા હઝરત મુહમ્મદ (સલ.) સુધી હકના સમર્થકો ઓછા અને વિરોધીઓ વધારે રહયા છે. માટે શરબત પીવડાવનારા ઓની વધુ સંખ્યા એ કોઈ દલીલ નથી. દલીલ કુર્આન અને હદીસથી બતાવવામાં આવે કે દસમી મુર્હરમના દિવસે શરબત પીવડાવવું સવાબનું કામ છે, એક પણ દલીલ તેઓ રજૂ કરી શકશે નહીં. કારણ કે તેમની પાસે એક પણ દલીલ નથી. એટલા માટે તેઓ ગુસ્સામાં મસ્જિદનો પણ આદર રાખતા નથી અને ઝઘડવા માટે તૈયાર થઈ જાય છે. (જેવું કે સવાલમાં વર્ણન કર્યુ છે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) આશુરાના દિવસે અરબી મદારિસમાં છુટ્ટીનો હુકમ

**સવાલ (૨૫૩) :** મોટા ભાગે જોવામાં આવે છે કે અરબી મદરસાઓ માં આશુરાના દિવસે છુટ્ટી હોય છે. તો શું આ દિવસે દારૂલ ઉલૂમોમાં છુટ્ટી યોગ્ય છે ? સવાલનું કારણ એ છે કે  કેટલાક લોકોનું કહેવું છે કે અમારા દેવબંદી કોઈ બુઝુર્ગનો મત એ હતો કે મદ્રસાઓમાં આશુરાની છુટ્ટી (રજા) ન હોવી જોઈએ. આપનો શું મત છે ? શું આ પ્રકારની સખ્તી કરવી અતિરેક નથી ? જલ્દી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આશૂરાના દિવસે બે બાબતો છે. એક શહાદતે હુસૈન (રદિ.) બીજુ આશુરાની અસલ ફઝીલત કે મોટા મોટા વાકિયા આ જ દિવસે બન્યા (બુખારી : ૧ / ૨૬૮, હદીસ નં. ૨૦૦૪) અને કયામત માટે સુર ફૂંકવાનો વાકિયો પણ આ જ દિવસે પેશ આવશે.

(અલ્ મવઝૂઆત : ૨ / ૨૦૧, ૨૦૨)

આશુરાના રોઝાની ફઝીલત તેમાં વધારે છે. (મુસ્લિમ : ૧ / ૩૬૭, હદીસ નં. ૧૯૬, ૧૧૬૨) તેના રોઝામાં યહૂદીઓની સામ્યતાથી બચવા એક વધારાના રોઝાનો હુકમ છે. (મુસ્લિમ ૧ / ૩૫૯, હદીસ નં. ૧૩૪, ૧૧૩૪) જાણે કે આશુરાનો દિવસ એક પ્રકારની ખુશીનો દિવસ છે. આ વાતને ધ્યાનમાં રાખીને  તે દિવસે તલબા અને ઉસ્તાદોને રોઝા રાખવા માટે છુટ્ટી આપવામાં આવે છે. તે અયોગ્ય નથી. જેવી રીતે રમઝાનુલ મુબારકમાં છુટ્ટી રાખવામાં આવે છે.

જો કોઈ અકાબિરથી એ સહીહ તરીકા પર માલૂમ થઈ જાય કે તેઓ આ છુટ્ટીને પસંદ ન કરતા હતા તો તેનું કારણ એ હોય શકે કે પરંપરાગત ફિરકા સાથે એકરૂપતા થાય છે. પરંતુ જેવું કે માલૂમ થયું કે અમારા મદ્રસાઓમાં આ ધ્યાને

લેવાતું નથી અને ન તે દિવસે કોઈ મજલિસ થાય છે. એટલા માટે મોટા ભાગના આકાબિર બુઝુર્ગોથી તેની કોઈ મનાઈ માલુમ થતી નથી.

જો તે દિવસે શહાદતની મજલિસ થાય તો એકરૂપતાની શંકા થઈ શકે છે. તેથી આ જ ખાસ દિવસોમાં આ પ્રકારની મજલિસ કરીને શહાદતનું વર્ણન કરવું, તેને શીયાઓ સાથે એકરૂપતા હોવાને કારણે મનાઈ કરી છે.

(અબૂ દાવૂદ : ૫૫૯, હદીસ નં.૪૦૩૧)

અને કેટલાક ઉલમાએ કિરામે લખ્યું છે કે આમ મજલિસમાં શહાદતે હુસૈન (રદિ.)ની સાથે બીજા સહાબા (રદિ.)ની શહાદત અને દીનને ખાતર તેમણે આપેલી કુરબાનીઓનું વર્ણન હોય, તો જાઈઝ છે. એટલા માટે આશુરાની છુટ્ટી જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી. પરંતુ ખાસ અહેવાલ દા.ત. કોઈ શિયા વર્ચસ્વવાળા વિસ્તારમાં રહેતો હોય અને એકરૂપતાને લીધે તેની મનાઈ કરી દે, તો આ અતિરેક નહી કહેવાય. બલકે તેને "દીનની અડગતાનું નામ આપવામાં આવશે જે વિસ્તારમાં શિયાઓનું જોર અને વર્ચસ્વ વધારે હોય ત્યાં મનાઈવાળા કથન પર અમલ કરવામાં આવશે. (અલામતુત્તકવા : અઝ મવલાના અબ્દુલ હય સાહેબ)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) ઈદુલ ફિત્રની નમાઝ પછી મુસાફો અને મુઆનકો કરવો

**સવાલ (૨૫૪) :** આ બરાબર છે કે ઈદુલ ફિત્રની નમાઝ પછી મુસાફો અને મુઆનકો (ભેટવું) કરવો શરઈ દ્રષ્ટિએ બિદઅત છે. પરંતુ કોઈ વ્યકિતની એ નિય્યત હોય કે વર્ષભરમાં સાથીઓ અને મિત્રોથી જે કયારેક લડાઈ, ઝઘડો થઈ ગયો છે, તેને કારણે દિલમાં એક પ્રકારની નફરત પેદા થઈ જાય છે. આ મોકા પર મુસાફો અને મુઆનકો કરીને દિલની નફરત દૂર થઈ જાય અને દુશ્મની ખતમ થઈ જાય અને એક બીજાના દિલ સાફ થઈ જાય, તો શું આ નિય્યતથી મુસાફહો અને મુઆનકો કરવામાં કોઈ વાંધો છે ? મારા ખ્યાલ પ્રમાણે તો તેમાં કોઈ વાંધો ન હોવો જોઈએ. કારણ કે આ રીતે સામાજિક અને સામુદાયિક જીવન શાંતિભર્યુ બનશે અને લોકોના સંબંધો વધારે મજબૂત બનશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમારો ખ્યાલ આપનાથી અલગ છે, કારણ કે રિવાજી મુલાકાતથી દિલોની સફાઈ નહી થાય અને ન તો નફરતો ખતમ થશે. અને ખાસ વાત તો એ છે કે જેનાથી

દુશ્મની હોય છે, તે લોકો આવા મોકા પર પણ પરસ્પર મળતા નથી માટે લોકોનું ઈદની નમાઝ પછી મુલાકાતને જરૂરી સમજી લેવું અને મુસાફો અને મુઆનકો કરવો બિદઅતથી ખાલી નથી. આ રસમ નાજાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) ઈદની નમાઝ પછી ઈદગાહ અથવા રસ્તામાં મુલાકાત કરવી

**સવાલ (૨૫૫) :** ઈદની નમાઝથી ફારિગ થયા પછી ઈદગાહ અથવા રસ્તામાં મુલાકાત, મુસાફો અને મુઆનકો (ભેટવું) કરવો દુરસ્ત છે કે નહી ? શું આ વાત કોઈ હદીસથી સાબિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદની નમાઝ પછી ઈદગાહ અથવા રસ્તામાં એ લોકોથી મુસાફો અને મુલાકાત કરવી યોગ્ય નથી, જે દરરોજ પરસ્પર એક બીજાથી મળતા હોય છે અને એક દિવસમાં એક વખતે મુલાકાત થાય છે અને સાથે ઉઠક બેઠક રહે છે.

અલબત્ત જે લોકોથી કયારેક મુલાકાત થઈ જાય છે. તેમનાથી આ વખતે મુલાકાત, મુસાફો અને મુઆનકો કરવામાં કોઈ વાંધો નથી. કારણ એ છે કે જે લોકો દરરોજ એક બીજાથી મળે છે. તેમની ઉઠક બેઠક મોટા ભાગે એક બીજા સાથે હોય છે. તેમને આનાથી પહેલાની મુલાકાતમાં કયારેય મુસાફો અને મુઆનકો અહી સુધી કે મસ્નૂન સલામની પણ તોફીક નથી થતી. અને ઈદના દિવસે માત્ર રસમ પ્રમાણે મુલાકાત અને મુસાફો કરવામાં આગળ આગળ નજર આવે છે. માટે જો આ અમલને જરૂરી સમજીને કર્યો અને મુલાકાત ન કરનારાઓને બુરૂ ભલુ કહયું, તેમને લાનતનું નિશાન બનાવ્યું. તો આ સુરતમાં હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) જુમ્આ અને ફજરની નમાઝ પછી મુસાફો કરવો

**સવાલ (૨૫૬) :** મસ્જિદના જમાતખાનામાં ફજરની નમાઝ પછી અને જુમ્આની નમાઝ પછી લોકોથી મુસાફો કરવો કેવો છે ? હનફી મસ્લક માં તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફો કરવો સુન્નત છે. (મુસ્નદે અબી દાવૂદ અલ તયાલીસી : ૧/ ૮૦, હદીસ નં. ૪૭૫) પરંતુ તેના માટે મુલાકાત સિવાય બીજા વખતોને ખાસ કરવા જાઈઝ નથી.

માટે ઉપરોકત વર્ણન કરેલા બંને વખતોમાં મુસાફો કરવો જાઈઝ નથી. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) ઈદના દિવસે મસ્જિદમાં મુસાફો કરવો

**સવાલ (૨૫૭) :** ઈદ અને બકરી ઈદના દિવસે ઈદગાહમાં નમાઝ પછી મુસાફો કરવો કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદની નમાઝ પછી ગામ લોકોથી મુસાફો અને મુઆનકો કરવો જાઈઝ છે, (મરાકિયુલ ફલાહ : ૭ / ૨૯૬૩) અને જરૂરી સમજીને આવું કરવું બિદઅત છે અને દરેક બિદઅત હરામ છે. એટલા માટે જરૂરી સમજીને આવું કરનારો હરામ કામ કરનારો ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૪) ઈદૈન સિવાય બીજા દિવસોમાં મસ્જિદમાં મુસાફો કરવો

**સવાલ (૨૫૮) :** ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહા સિવાય બીજા દિવસો માં જો કોઈ વ્યકિત મસ્જિદમાં મુસાફો કરે, તો એ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આદત બનાવ્યા વગર કયારેક કયારેક જમાતખાનામાં કરી લેવો જાઈઝ છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૫) ઈદૈન પછી મુસાફા અને મુઆનકા (ભેટવા)નો હુકમ

**સવાલ (૨૫૯) :** દુઆ પછી ઘરે જતા પહેલા મુસલમાન ઈદની ખુશીમાં એક બીજા સાથે મુસાફો (હાથ મિલાવે –હસ્તધૂનન) કરે છે. સામાન્ય રીતે આ જમાતખાનામાં જ થાય છે. શરીઅતમાં તેની કોઈ મહત્વતા છે ? જમાતખાના બહાર આવું કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદના દિવસે ખુત્બા પછી મસ્જિદમાં એ મુસલમાનોથી મુસાફો અને મુઆનકો કરવો, જેમનાથી દરરોજ મુલાકાત થાય છે અને તેને જરૂરી સમજવું અને હસ્તધૂનન ન કરનારાઓની હંસી ઉડાવવી જાઈઝ નથી. બિદઅત છે. તેનાથી બચવું જરૂરી છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તારઃ ૬ / ૩૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૬) ઈદની નમાઝ પછી અથવા મસ્જિદમાં જલસા પછી મુસાફો કરવો

**સવાલ (૨૬૦) :** ઈદના ખુત્બા પછી અથવા કોઈ જલસાના મોકા પર, જયારે કે જલસો મસ્જિદમાં રાખવામાં આવ્યો હોય, મસ્જિદની અંદર મુઆનકો કરવો જાઈઝ છે કે નહી ? આ પ્રકારના વર્ષમાં બે – ત્રણ મોકા જ આવે છે કે જેમાં મસ્જિદની અંદર લોકો મુસાફો કરે છે, તો શું આ બિદઅતમાં દાખલ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસાફો કરવો સુન્નત છે, (બુખારી : ૨ / ૯૨૬ હદીસ નં. ૬૨૬૩) રસૂલુલ્લાહ (સલ.)એ મુસાફો કરનારાઓ માટે મગફિરતની ખુશખબરી આપી છે, (અબૂ દાવૂદ : ૨ / ૭૦૮, હદીસ નં. ૫૨૧૨) પરંતુ જયારે કોઈ મુસ્તહબ અમલ બિદઅતની શકલ અપનાવી લે, તેના દરજ્જાને વધારી દેવામાં આવે અને લોકો તેને જરૂરી સમજવા લાગે, જે લોકો મુસાફો ન કરે તેને ભુંડું બોલવામાં આવે અને બુરૂ ભલુ કહેવામાં આવે, તો એવી હાલતમાં મુસ્તહબ અમલ મુસ્તહબ નથી રહેતો, બિદઅતના હુકમમાં આવી જાય છે. (ફત્હુલ બારી ૨ / ૩૩) ઈદના દિવસે અને બીજા જલસા, જુલૂસમાં જો મુસાફાને જરૂરી સમજી લેવામાં આવે, તેના માટે બીજાઓને તકલીફ આપવામાં આવે તો એવી હાલતમાં મુસાફો કરવો જાઈઝ નથી, બિદઅત ગણાશે, એટલા માટે તેને છોડી દેવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૭) બિસ્મિલ્લાહની રસમ

**સવાલ (૨૬૧) :** મેમણ બિરાદરીમાં એક રિવાજ છે કે જયારે છોકરો થોડા વર્ષનો થઈ જાય છે, તો તેના રિશ્તેદારોને દાવત આપવામાં આવે છે અને તેમની સામે બાળકને એક મૌલાના સાહેબ "અઉઝૂબિલ્લાહ, બિસ્મિલ્લાહ અને સુરએ ફાતિહા" પઢાવે છે. ત્યાર પછી મીઠાઈ વહેંચવામાં આવે છે અને બાળકને બખ્શિશ આપવામાં આવે છે. તો ઉપરોકત કામ કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણવેલી રસમ કુર્આન અને હદીસથી સાબિત નથી. તેનો સમાવેશ બિદઅતમાં થાય છે. એટલે શરીઅતમાં જાઈઝ નથી. (મુસ્લિમ : ૧ / ૨૮૪, હદીસ નં. ૪૩ – ૮૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૮) શબે બરાતમાં કોઈ ખાસ નમાઝ સાબિત નથી.

**સવાલ (૨૬૨) :** શબે બરાતમાં મગરિબની નમાઝ પછી બે રકાત લાંબી ઉમર માટે, બે રકાત કબરના અઝાબથી છુટકારા માટે અને બે રકાત કરજ વગેરેથી હિફાઝતની નિય્યતથી પઢવામાં આવે છે. અને દરેક બે રકાતની વચ્ચે સૂરએ યાસીનની તિલાવત કરવામાં આવે છે. તો આ કેવું છે ? અમારે ત્યાં ઘણાં લોકો કુર્આન શરીફ પઢવાનું જાણતા નથી, એટલા માટે દરેક બે રકાત વચ્ચે એક વ્યકિત ઊંચા અવાજથી સૂરએ યાસીન પઢે છે અને બીજા લોકો સાંભળે છે તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા તરીકા પર નમાઝ પઢવી હદીસ શરીફથી સાબિત નથી, આ રાત્રીએ કબ્રસ્તાન જઈને મરહૂમીન માટે દુઆ કરો (મુસ્લિમ : ૧ / ૩૧૩, હદીસ નં. ૧૦૨, ૯૭૪) અને રાત ઈબાદતમાં પસાર કરો અને દિવસે રોઝો રાખો. (ઈબ્ને માજહ : ૧ / ૪૪૪ હદીસ નં. ૧૩૮૮) હદીસથી માત્ર આટલું સાબિત છે. તે સિવાય કોઈ ખાસ નમાઝ વગેરે સાબિત નથી માટે આ પ્રકારની રસમોને છોડીને દરેક વ્યકિતએ પોતાની શકિત પ્રમાણે અલ્લાહ તઆલાની સહીહ ઈબાદત કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૯) શબે બરાતમાં છ રકાત નમાઝનો હુકમ

**સવાલ (૨૬૩) :** ઘણાં લોકો ૧૫ શાબાનની રાતમાં ૬ રકાત નમાઝ પઢે છે, બે રકાત લાંબી ઉમર માટે, બે રકાત મોહતાજી દૂર કરવા માટે અને બે રકાત પરેશાનીઓથી હિફાઝત માટે, શું આ નમાઝ સહીહ હદીસથી સાબિત છે ?

**જવાબ :** હામિદવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી નમાઝ કોઈ હદીસથી સાબિત નથી. શેખ અબ્દુલ હક મુહદ્દિષ દહેલ્વી (રહ.) એ એક કિતાબ લખી છે. તેમાં મુબારક મહીના અને મુબારક રાતોમાં હુઝૂર (સલ.) થી સાબિત અમલોની માહિતી આપી છે. આ કિતાબમાં વર્ણન કરેલી નમાઝ વિશે લખ્યું છે કે હુઝૂર (સલ.) થી એ સાબિત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૦) શબે બરાતનો ઈન્કાર કરવો

**સવાલ (૨૬૪) :** આરબ ઉલમા કહે છે કે શબે બરાત અને તેની ફઝીલતનું કુર્આને

કરીમ અને હદીસે પાકથી કોઈ સુબૂત નથી અને જે હદીસોથી ફઝીલત માલૂમ પડે છે તે બધી ઝઈફ હદીસો છે, એટલા માટે તે હઝરાત શબે બરાતનો બિલ્કુલ ઈન્કાર કરે છે. આપ તે વિશે કુર્આન અને હદીસની રોશનીમાં સહીહ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આરબ હઝરાતની આ પ્રકારની વાત કહેવી બિલ્કુલ સહીહ નથી. (તફસીરે કબીર : ૨૭ / ૬૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૧) મોટી રાતોમાં મસ્જિદોમાં દીવા, બત્તી કરવી

**સવાલ (૨૬૫) :** મોટી રાતોમાં મસ્જિદોમાં દીવા, બત્તી (પ્રકાશ)નો ખાસ એહતિમામ કરી શકાય કે નહીં ? આખી મસ્જિદને ઝુમર–લાઈટોથી ભરી દેવી અને પ્રકાશ કરવો જાઈઝ છે કે નહીં ? તેમાં થનારા ખર્ચની જવાબદારી કોની રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ ફુઝૂલખર્ચ છે અને તે હરામ છે, (સૂરએ ઈસ્રા : ૨૭) મસ્જિદમાં જરૂરત પ્રમાણે પ્રકાશની વ્યવસ્થા કરવી જોઈએ. જરૂરતથી વધારે રોશની કરવી હરામ છે અને તેમાં જે જિમ્મેદાર હશે તે ગુનેહગાર થશે.

મોટી રાતોમાં પણ જરૂરતથી વધારે રોશની કરવી જાઈઝ નથી, હરામ છે, (અલ એતિસામ : ૬૩૩) અને આ પ્રકારની રોશની હિંદુઓના તહેવાર દિવાળી સાથે એકરૂપ આવે છે, એટલા માટે હરામ છે. (અબૂ દાવૂદ : ૨ / ૫૫૯, હદીસ નં. ૪૦૩૧) મોટી રાતો ખાસ કરીને ઈબાદત માટે છે. રોશની કરવાની રાતો નથી. માટે આવા બિન જરૂરી કામોથી દૂર રહેવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૨) જુમ્આના દિવસે એક વ્યકિતનું સૂરએ કહફ પઢવું અને બાકીના લોકોનું સાંભળવું.

**સવાલ (૨૬૬) :** કેટલાક ગામોમાં જુમ્આના દિવસે મસ્જિદમાં બાર વ્યકિતઓ વારાફરતી સૂરએ કહફ જોરથી એક એક રૂકૂઅ પઢે છે, એવી રીતે બાર રૂકૂઅ પઢે છે. યાદ રહે કે તેને પઢવા માટે કાયદેસરથી વખત કાઢે છે, જો તે લોકોને આ રીતે પઢવાથી રોકવામાં આવે તો કહે છે કે તેમાં વખત કેટલો જાય છે ? એટલા માટે તેમાં કોઈ વાંધો નથી. તે લોકો કહે છે કે જે લોકો કુર્આન શરીફ પઢવાનું જાણતા નથી, તે તેને સાંભળે, કારણ કે પઢનારાઓના મુકાબલામાં સાંભળનારાઓનો સવાબ વધારે

છે. તો શું આ યોગ્ય છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

રસૂલુલ્લાહ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) થી સૂરએ કહફ આ રીતે પઢવું સાબિત નથી (અલ મદ્ખલ : ૨ / ૨૮૧) અને જે લોકો તેના જાઈઝ હોવામાં દલીલ પેશ કરે છે, આપ તેમનાથી કહો કે નબીએ કરીમ (સલ.) ના જમાનામાં બધા લોકો હાફિઝે કુર્આન ન હતા. માત્ર ચાર અથવા છ સહાબા (રદિ.) નું નામ આવે છે. જેમને હુઝૂર (સલ.) ની વફાત પછી આખું કુર્આન શરીફ યાદ હતું. (બુખારી : ૨ / ૭૪૮, હદીસ નં. ૪૮૧૨) તેમજ આપ (સલ.) ના જમાનામાં કેટલાક નવ મુસ્લિમ સહાબા પણ હતા. (એટલે મોટા ભાગના સહાબએ કિરામ (રદિ.) હાફિઝે કુર્આન ન હતા.) તેમ છતાં વર્ણન કરેલા તરીકા મુજબ સૂરએ કહફ પઢવું સાબિત નથી.

વર્ણન કરેલા તરીકાથી બાર વ્યકિતઓના વારા ફરતે જોરથી પઢવાની સુરતમાં તહિય્યતુલ વુઝૂ અને તહિય્યતુલ મસ્જિદ પઢનારાઓની નમાઝમાં ખેલેલ પહોંચશે. એટલા માટે આ તરીકાથી સૂરએ કહફ પઢવું જાઈઝ નથી. ફુકહાએ કિરામે લખ્યું છે કે જયારે કોઈ વ્યકિત મસ્જિદમાં નમાઝ પઢતો હોય, તો કોઈ બીજી વ્યકિત માટે જોરથી કુર્આન શરીફની તિલાવત કરવી મકરૂહે તહરીમી છે. (રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૯૮) મસ્જિદ બનાવવાના હેતુઓમાંથી એ છે કે તેમાં અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવામાં આવે, (મુસ્લિમ : ૧ / ૨૧૦ હદીસ નં. ૮૦ – ૫૬૯) તો જે લોકો તસ્બીહ, તહમીદ, ઈસ્તિગ્ફાર, દુરૂદ શરીફ વગેરેમાં મશગૂલ હશે. આ તરીકાથી સૂરએ કહફ પઢવાને લીધે તેમના મામૂલાતમાં ખલેલ પેદા થશે. માટે વર્ણન કરેલા તરીકા પ્રમાણે સૂરએ કહફ પઢવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૩) જુમ્આના દિવસે જોરથી વારા ફરતે સૂરએ કહફ પઢવું

**સવાલ (૨૬૭):** જુમ્આના દિવસે ઘણા લોકો અઝાન પછી મસ્જિદમાં જોરથી વારા ફરતે સૂરએ કહફની તિલાવત કરે છે. શરીઅતમાં તેનો શું હુકમ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જુમ્આના દિવસે સૂરએ કહફ પઢવાનો ઘણો સવાબ છે. પઢનારા માટે અલ્લાહના રસૂલ (સલ.)એ મોટી ખુશખબરી સંભળાવી છે. (દારમી : ૪ / ૨૧૪૩, હદીસ નં. ૩૪૫૦) પરંતુ યાદ રહે કે તેના પઢવા માટે કોઈ ખાસ વખત નકકી નથી,

જો કોઈ ગુરૂબે આફતાબ સુધીમાં પણ પઢી લે, તો તેને પણ સવાબ મળશે. આપે લોકોના પઢવાના જે તરીકા લખ્યા છે, તે બિલ્કુલ ખોટા છે. તેમાં શરીઅત વિરુદ્ધની ઘણી વાતો છે. જે નીચે પ્રમાણે છે.

(૧) અઝાન પછી પઢવાને લોકો જરૂરી સમજે છે, હાલાંકે આ સહીહ નથી

(૨) મસ્જિદને અલ્લાહ તઆલાએ ઈબાદત માટે બનાવી છે, અઝાન પછી લોકો મોટે ભાગે નમાઝ પહેલાની સુન્નતો પઢે છે. કેટલાક લોકો ઝિક્ર તિલાવત, તસ્બીહમાં મશગુલ હશે, અને દરેકને પોત પોતાના આમાલનો સવાબ મળશે. પરંતુ જે લોકો કુર્આન શરીફ જોરથી પઢી રહયા હશે તેમના કારણે નમાઝ અને ઝિક્રમાં મશગૂલ લોકોની નમાઝો અને ઝિક્રમાં ખલેલ આવશે. એટલે જોરથી કુર્આન શરીફની તિલાવત કરનારા એ લોકોના હક્કો છીનવી રહયા છે.

(અલ મદખલ : ૨ / ૨૮૧)

(૩) કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ

"અને (એ પણ ફરમાવી દો કે) જયારે કુર્આન પઢવામાં આવે ત્યારે તમે ધ્યાનપૂવર્ક સાંભળો અને ચૂપ રહો કે જેથી તમારા ઉપર રહમત થાય. (સૂરએ અઅરાફ : ૨૦૪)

આ આયતથી એ માલૂમ થયું કે કુર્આન શરીફની જયારે તિલાવત કરવામાં આવે, તો જરૂરી છે કે તેને ધ્યાનથી સાંભળવામાં આવે અને ચુપ રહેવામાં આવે. જયારે એક વ્યકિત જુમ્આના દિવસે અઝાન પછી જોરથી સૂરએ કહફ પઢશે, તેનાથી નમાઝ પઢનારાઓની નમાઝમાં ખલેલ પડશે અને ન સાંભળવાની હાલતમાં તેઓ ગુનેહગાર થશે. તેનું કારણ તિલાવત કરનારો વ્યકિત બન્યો.

(૪) વર્ણન કરેલા તરીકાથી પઢવું અસ્લાફમાંથી કોઈનાથી સાબિત નથી એટલા માટે આ તરીકા પર પઢવું અને તેને સુન્નત સમજવું જાઈઝ નથી.

(રદુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૬૦)

(૫) તેને જરૂરી સમજવું બિદઅતમાં દાખલ છે. અને દરેક બિદઅત ગુમરાહી છે અને દરેક ગુમરાહી જહન્નમમાં લઈ જનારી છે.

(બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

(૬) વર્ણન કરેલા તરીકા પર પઢવું સુન્નતની વિરુદ્ધ હોવાને કારણે ઉલમાએ કિરામ નહી પઢે તો અજાણ લોકો તેમની ઉપર ધિક્કાર કરશે અને એ ધિક્કારનું

કારણ આ પઢનારા લોકો બનશે. માટે આ નાજાઈઝ અને હરામ છે.

(ફત્હુલ કદીર : ૧૦ / ૪૭)

માટે સવાબ મેળવવાની નિય્યતથી જુમ્આના દિવસે ગુરૂબે આફતાબથી પહેલા પહેલા કયારેય તેની તિલાવત કરી લેશે, તો તેનો સવાબ મળી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૪) મકાન, દુકાન અને કારોબારના ઉદ્ઘાટન માટે કોઈ શરઈ દલીલ છે ?

**સવાલ (૨૬૮) :** નવું મકાન, નવી દુકાન અથવા કોઈ કારોબાર શરૂ કરતા પહેલા ઉદ્ઘાટન સમયે કુર્આને પાકની તિલાવત અને દુઆ પછી કંઈક ખાવા – પીવાનો પ્રોગ્રામ રાખી શકાય છે ? ઉદ્ઘાટનની શરઈ કોઈ દલીલ છે કે નહી ? ઝૈદનું કહેવું છે કે શરીઅતમાં તેની કોઈ હકીકત નથી. તેના વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફતાવા શામી અને આલમગીરીમાં લખ્યું છે કે અગિયાર મોકા એવા છે, જેમાં ખાવાની દાવત મુસ્તહબ છે તેમાંથી એક "વકીરહ" છે. (રદ્દુલ મુહ્તાર : ૬ / ૧૬) "વકીરહ" તે ખાવાને કહે છે, જેને નવા મકાનના ઉદ્ઘાટન વખતે ખવડાવવામાં આવે છે, (નવવી : ૯ / ૨૧૭) બુખારી શરીફના બીજા ભાગના હાશિયામાં નંબર ૫ માં છે કે દુકાન કે મકાનમાં ઉદ્ઘાટનના મોકા પર મિત્રો અને સંબંધીઓ વગેરેને ખાવાની દાવત આપવી જાઈઝ છે. (બુખારી : ૨ / ૭૭૬, હદીસ નં. ૫) અલબત્ત આ ખાવાની દાવત કુર્આન ખ્વાનીના બદલામાં ન હોવી જોઈએ. (રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૬) આ મોકા પર કુર્આન ખ્વાનીને જરૂરી સમજવી સહીહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે ?

## (૬૫) રોઝએ અકદસ તરફ હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૨૬૯) :** મસ્જિદે નબવીમાં રોઝએ અકદસ તરફ હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ છે કે નહી ? સઉદી હુકૂમત તરફથી ત્યાં નિગરાન હોય છે તેઓ હાથ ઉઠાવવાની મનાઈ કરે છે. જો આ દુઆ દરમિયાન રોઝએ અકદસ તરફ પીઠ થઈ જાય તો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોઝએ અકદસની ઝિયારત વખતે સલાતો સલામ પછી દુઆ માંગવી હોય તો બેહતર એ જ છે કે હાથ ન ઉઠાવે, કિબ્લા બાજુ રૂખ કરીને દુઆ કરે, અથવા રોઝએ અકદસથી થોડુ હટીને કિબ્લા બાજુ રૂખ કરીને દુઆ કરે, હાથ ઉઠાવ્યા વગર રોઝએ અકદસ બાજુ રૂખ કરીને દુઆ કરવી બેહતર છે. ભલે આ સુરતમાં પીઠ કિબ્લા તરફ હોય. હાથ ઉઠાવીને દુઆ માંગવામાં પણ કોઈ વાંધો નથી. પરંતુ આ સુરતમાં નવો ચીલો શરૂ કરનારા, જે કબરોથી પોતાની મુરાદો માંગે છે, તેમનાથી એકરૂપતા થાય છે. એટલા માટે ત્યાં હાથ ઉઠાવવાથી રોકવામાં આવે છે. (મરાકિયુલ ફલાહ : ૪૦૬)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૬) દસમી મુહર્રમ અથવા બીજા કોઈ દિવસે ફાતિહા આપવા

**સવાલ (૨૭૦) :** દસમી મુહર્રમે અથવા બીજા કોઈ દિવસે શરબત અથવા ખાવાનું ખવડાવતા પહેલા ફાતિહા આપવા (એટલે ખાવાનું અને શરબત પર ફાતિહા પઢવા) જાઈઝ છે કે બિદઅત ? જો કોઈ ઈમામ આ રીતે ફાતિહા આપે તો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પ્રચલિત ફાતિહા ખ્વાની બિદઅત અને નાજાઈઝ છે.

(ફતાવા રહીમિય્યહ : ૨ / ૧૧૬)

તેના વિશે વધુ માહિતી માટે મારી ગુજરાતી કિતાબ "અહકામે મય્યિત" નું વાંચન કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૭) દુલ્હાએ હાર પહેરવો

## (૬૮) દુલ્હાને શાદીના મોકા પર સોનાની અંગુઠી - વીટી હદિયામાં આપવી

**સવાલ (૨૭૧) :** જો દુલ્હાના રિશ્તેદારોમાંથી કોઈ દુલ્હાને સોનાની વીટી હદિયામાં આપે, તો તેને કબૂલ કરવી જાઈઝ છે કે નહી ? અને તે લઈ લે, તો તેને શું કરે ? શું તે કોઈને હદિયામાં આપી શકે છે. અથવા તેને વેચીને કિંમત મેળવી શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરુષ માટે સોનાની વીંટી વાપરવી જાઈઝ નથી. (અબૂ દાવૂદ : ૫૬૧, હદીસ નં.

૪૦૫૭) પરંતુ જો કોઈ તેને સોનાની વીંટી હદિયામાં આપે તો તેનું લેવું જાઈઝ છે. અલબત્ત તેને જોઈએ કે તે વીંટી પોતાની કોઈ રિશ્તેદાર સ્ત્રીને આપી દે. અથવા તેને વેચીને તેની કિમત મેળવી લે.

હુઝૂર (સલ.) પાસે એક વખતે એક રેશમી શેરવાની હદિયામાં આવી. આપ (સલ.) એ તેને હઝરત ઉમર (રદિ.) પાસે મોકલી દીધી. હઝરત ઉમર (રદિ.) હાજર થયા અને અરજ કરી કે હે અલ્લાહના રસૂલ (સલ.)! આપતો આને પસંદ કરતા નથી. તો પછી મારી પાસે કેમ મોકલી દીધી ? આપ (સલ.) એ જવાબમાં ફરમાવ્યું કે મેં તમારી પાસે પહેરવા માટે નથી મોકલી, બલકે એટલા માટે મોકલી છે કે આપ તેને વેચીને તેની કિંમત ઉપયોગમાં લો. માટે હઝરત ઉમર (રદિ.) એ તેને બે હજાર દિરહમમાં વેચી દીધી.

(મુખ્તસર મફહુમ અઝ મુસ્લિમ : ૨ / ૧૯૨, હદીસ નં. ૧૬–૨૦૭૦)

શાદીના મોકા પર દુલ્હાને હાર પહેરાવવો, હિંદુઓનો રિવાજ છે. એટલા માટે તેને પહેરવો જાઈઝ નથી. આપ (સલ.) નું ફરમાન છેઃ "જે કોઈ વ્યકિત કોઈ બિન મુસ્લિમ કોમનો રિવાજ અપનાવશે, તેનો સમાવેશ તેમાં જ થશે." (અબૂ દાવૂદ : ૫૫૯, હદીસ નં. ૪૦૩૧) ઉપરાંત તેમાં ફુઝૂલ ખર્ચી પણ છે. એટલા માટે પણ જાઈઝ નથી. ફુલોનો હાર સુન્નતની વિરુદ્ધ છે. તેમાં પણ ફુઝુલ ખર્ચી અને બિન મુસ્લિમોની એક રૂપતા છે, પરંતુ ભયાનકતા સેહરાના મુકાબલામાં ઓછી છે. જો કે વર્ણન કરેલા કારણોને લીધે તેનાથી બચવું જરૂરી છે. (શર્હે ફિકહુલ અકબર : ૨૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૯) એક મહીનામાં ત્રણ નિકાહ કરવાથી મુસીબત આવી શકે છે ?

**સવાલ (૨૭૨) :** મારો એક નાનો ભાઈ અને બે બહેનોનો રિશ્તો નક્કી થયો છે. બંને બહેનોના સાસરીયાના રિશ્તેદારોનો આગ્રહ છે કે રબિઉલ આખરમાં નિકાહ થઈ જાય અને અમે પણ મારા ભાઈના નિકાહ આ જ મહીનામાં કરવાનું વિચારી રહયા છે. પરંતુ અમારા ઘરની સ્ત્રીઓ અને અમુક અજ્ઞાની રિશ્તેદારોનું એવું કહેવું છે કે એક જ દિવસે એક જ મંડપમાં ત્રણ નિકાહ નથી થઈ શકતા. જો આવું કર્યુ તો આફત આવશે. આ પાયા વગરની વાતોને કારણે ઘરની સ્ત્રીઓમાં વિરોધ વધતો

જાય છે. તો શું એક જ મહીનામાં જો ત્રણ નિકાહ પઢવામાં આવે, તો તેને કારણે કોઈ મુસીબત આવી શકે છે ? આ વિશે શરઈ હુકમ શું છે ? રબિઉલ આખર પછી જમાદિઉલ અવ્વલ માં ત્રણ નિકાહ થઈ શકે છે કે નહી ? વિસ્તૃત જવાબ આપવા મહેરબાની છે, જેથી કુટુંબની સ્ત્રીઓની ગરે સમજ દૂર થઈ જાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં સ્ત્રીઓનો અકીદો બિલ્કુલ ગલત છે, એક મહિના, એક અઠવાડિયામાં બલકે એક જ દિવસમાં ત્રણ, તેર, ત્રીસ નિકાહ કરાવવા પણ જાઈઝ છે. શરઈ દ્રષ્ટિએ મારો મશવરો એ છે કે બહેનોના નિકાહથી એક દિવસ પહેલા પોતાના ભાઈના નિકાહ કરાવી દો, પતિ–પત્નીની સુહાગરાત પણ થઈ જશે પછી વલિમો કરી દો. તેમાં બહેનોની શાદીમાં આવનારા મહેમાનોની મહેમાની પણ થઈ જશે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે જે નિકાહમાં ઓછો ખર્ચ હોય, તેમાં બરકત વધારે હોય છે. (મુસ્નદે અબી દાવૂદ : અલ તયાલીસી : ૩ / ૪૬, હદીસ નં. ૧૫૩)

સવાલમાં વર્ણન કરેલા અકીદા સિવાય અન્ય ઘણા મહિનાઓ વિશે સ્ત્રીઓમાં ગેર સમજો ફેલાયેલી છે કે તે અશુભ છે, હાલાંકે આ અકીદો બિલ્કુલ શરીઅત વિરુદ્ધ છે.

રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે : કોઈ પણ વસ્તુ અશુભ – અભાગી નથી.

(બુખારી શરીફ : ૨ / ૮૫૦, હદીસ નં. ૫૭૦૭))

કેટલીક સ્ત્રીઓ કેટલાક મહિનાઓને ખાલી માને છે, એટલે તેઓ એવું સમજે છે કે તેમાં કોઈ પણ સારુ કામ અથવા મહત્વનું કામ નથી થઈ શકતું આ અકીદો રાખવો જાઈઝ નથી. આ પ્રકારના અકીદાઓ બિન મુસ્લિમોના સહવાસથી આપણા સમાજમાં ફેલાય ગયા છે.

કેટલીક સ્ત્રીઓ શવ્વાલના મહિનાને અશુભ માને છે, હાલાંકે હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે મારા નિકાહ શવ્વાલમાં થયા. રૂખ્સતી પણ શવ્વાલમાં થઈ. રસૂલુલ્લાહ (સલ.) ને મારાથી જેટલી મુહબ્બત હતી, અઝવાજે મુતહ્હરાત માંથી અન્ય કોઈનાથી એટલી ન હતી.

(મુસ્લિમ શરીફ : ૧ / ૪૫૬, હદીસ નં. ૭૩ – ૧૪૨૩)

જો આપ ત્રણે નિકાહ રબિઉલ આખરમાં કરો તો આપને સો શહીદોનો સવાબ મળશે. તેનું કારણ એ છે કે રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે કે જે વ્યકિત

મારી ઉમ્મતમાં ફિતના ફસાદના મોકા પર મારી એક સુન્નતને જીવંત કરશે, તો તેને સો શહીદો બરાબર સવાબ મળશે. (અલ મુઅજમુલ અવસતઃ ૫/૩૧૫, હદીસ નં. ૫૪૧૪)

માટે બીજી કોમોના રીત રિવાજ અને ખોટા અકીદા પર ફટકો લગાવો. પોતાના અકીદાને દુરસ્ત કરો અને ઈસ્લામ માટે ત્રણ નિકાહ આ મહિનામાં પઢાવીને સો શહીદો બરાબર સવાબ પ્રાપ્ત કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૦) કબર પર ચાદર ચઢાવવી

**સવાલ (૨૭૩) :** હઝરત મુફતી સાહેબ મારી પાસે લંડનથી એક ભાઈનો પત્ર આવ્યો . તેમાં લખ્યું છે કે કોઈ બુઝુર્ગની દરગાહ પર લીલા રંગની ચાદર ચઢાવી દેવી. પરંતુ મને ખબર નથી કે શરીઅતમાં ચાદર ચઢાવવી જાઈઝ છે કે નહી ? માટે તેનો જવાબ વિસ્તૃત આ કાગળની પાછળ લખી આપશો, જેથી હું તેને લંડન મોકલી શકું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૃત્યુ પછી મય્યિતને જો તે નેક છે, તો તેના નેક આમાલને કારણે શાંતિ અને રાહત મળે છે. એટલા માટે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : કબર જન્નતના બાગોમાંથી એક બાગ છે અથવા જહન્નમના ખાડાઓમાંથી એક ખાડો. (તિરમિઝી : ૨ / ૭૩, હદીસ નં. ૨૪૬૦) જો મય્યિતના આમાલ સારા ન હોય તો કબર પર ગુંબદ બનાવવાથી અથવા ચાદર ચઢાવવાથી મય્યિતને રતી – જરાક પણ ફાયદો નહી થાય. બલકે ચાદર ચઢાવવાથી માલ બરબાદ થશે અને માલ બરબાદ કરવો ફુઝૂલ ખર્ચી અને હરામ છે. (સૂરએ અન્આમ : ૧૪૧) ફુઝૂલખર્ચીનો પણ ગુનોહ થશે અને ચાદર ચઢાવનારાના અકીદામાં પણ ખરાબી આવશે. આ બીજો ગુનોહ થશે. એટલે ચાદર ચઢાવવી જાઈઝ નથી, (રદ્દુલ મહ્તાર : ૨ / ૨૩૮) વર્ણન કરેલી વ્યકિતએ જો ચાદર ચઢાવવાની મન્નત માની હોય, તો તે મન્નત પણ સહીહ નથી, (રદ્દુલ મુહ્તાર : ૩ / ૭૩૬) કારણ કે મન્નત પણ ઈબાદત અને બંદગીની હોય છે. ગુનાહના કામની મન્નત જાઈઝ નથી. માટે ચાદર ચઢાવવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૧) કબર પર ફુલ ચઢાવવા, અગરબત્તી અને રોશની કરવી

**સવાલ (૨૭૪) :** કબર પર ફુલ ચઢાવવા કેવા છે ? એવી રીતે અગરબત્તી દીવો

વગેરે સળગાવવો જાઈઝ છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર પર અગરબત્તી સળગાવવી અને રોશની કરવી, ફુઝુલ ખર્ચીને કારણે હરામ છે, અને ફુલ ચઢાવવાથી પણ માલ બરબાદ થાય છે. એટલે નાજાઈઝ છે. (અબૂ દાવૂદ : ૨ / ૪૬૧, હદીસ નં. ૩૨૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૨) કબર પર અઝાન આપવી, ફાતિહા કરાવવા અને ફૂલ ચઢાવવા

**સવાલ (૨૭૫):** અમારે ત્યાં મય્યિતના દફન કર્યા પછી કબર પર અઝાન આપવામાં આવે છે. એવી રીતે દફન કર્યા પછી ફાતિહા ઉપરાંત ચાલીસ કદમી ફાતિહા અને કબર ઉપર ફૂલ નાંખવા, સંદલ –ચંદન નાંખવું અને આ પ્રકારની ઘણી વસ્તુઓ કરવાનો રિવાજ છે. માટે આપ શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** કબરમાં અથવા કબર ઉપર અઝાન આપવી (રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર :૩ / ૧૩૯) અને દફન પછી ફાતિહા અથવા ચાલીસ કદમી ફાતિહા, એવી રીતે કબરમાં ફૂલ અને સંદલ –ચંદન નાખવું તેમાંથી કંઈ પણ નબીએ કરીમ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) થી સાબિત નથી. માટે આ બધા કાર્યો નાજાઈઝ અને બિદઅત છે. (ફત્હુલ કદીર : ૨ / ૧૪૨) રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે. : જે માણસ દીનમાં કોઈ નવી વસ્તુ દાખલ કરે, તે નામંજૂર છે. તે સિવાય બીજી ઘણી વસ્તુઓ લોકો સુન્નત સમજીને કરે છે આ બધા કાર્યો નાજાઈઝ અને બિદઅત છે. (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૩) કબરની પાસે અગરબત્તી કરવી

**સવાલ (૨૭૬) :** કબ્રસ્તાનમાં કાચી અથવા પાકી કબરની પાસે લોબાન અથવા અગરબત્તી સળગાવવી જાઈઝ છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબરો પર રોશની કરવી અથવા અગરબત્તી સળગાવવી જાઈઝ નથી, હરામ છે, હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ લાનત ફરમાવી છે એવા માનવી પર જે કબરોને મસ્જિદ બનાવે (કે કબરોને સિજદો કરે) અને દીવો (રોશની) સળગાવે. (અબૂ દાઉદ શરીફ : ૨ / ૪૬૧, હદીસ નં.

૩૨૩૬, તિરમિઝી, નસાઈ, મિશ્કાત : ૧ / ૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૪) હક્કાની સાહેબ અને કબર પર ફૂલો ચઢાવવા

**સવાલ (૨૭૭) :** જનાબ મુહમ્મદ પાલન હક્કાની સાહેબે એક કિતાબ લખી છે, લોકોનું માનવું છે કે એ કિતાબથી કબરો પર ફૂલ ચઢાવવાનું જાઈઝ હોવું માલૂમ થાય છે. શું એ સહીહ છે ? અને શું હક્કાની સાહેબ સનદધારી આલિમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હક્કાની સાહેબે જાતે લખ્યું છે કે હું આલિમ નથી. આ મસ્અલામાં તેમનાથી ગલતી થઈ છે. કેટલાક ઉલમાએ ફૂલની ચાદર ચઢાવવાને જાઈઝ કહી છે. પરંતુ ઉલમાએ મુહક્કિકીને મનાઈ કરી છે. દુર્રે મુખ્તારમાં છે કે ફૂલની ચાદર ચઢાવવાનો હેતુ એ હોય કે મય્યિત મારાથી રાજી થઈ જાય, તો ફૂલ ચઢાવવું હરામ છે, જો હેતુ કબરનો શણગાર હોય તો મકરૂહ છે. કારણ કે કબરને શણગારવાની જરૂરત નથી. કબ્રસ્તાનમાં જવાનો અસલ મકસદ આખિરતને યાદ કરવું છે. (ફતાવા રહીમિય્યહ : ૨ / ૨૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૫) પાકી કબર તોડીને કાચી કબર બનાવવી

**સવાલ (૨૭૮) :** "સુફીબાગ" મદ્રસામાં હઝરત શાહ સુફી સાહેબ લાજપુરી (રહ.) નો મઝાર છે. તે મઝારને તેમના અકીદતમંદોએ વર્ષો પહેલા પાકો બનાવ્યો હતો. કબર જમીનથી ત્રણ ફૂટ લાંબી, પાંચ ફૂટ પહોળી છે અને સંગેમરમરના પથ્થરોથી પાકી બનાવી છે. તો જો શરઈ દ્રષ્ટિએ આ પ્રકારની કબર નાજાઈઝ હોય તો પથ્થર કાઢીને એ કબરને માટીની બનાવી દેવી કેવું છે ? જો તે કબરને એવી જ રીતે પાકી રાખવામાં આવે તો તેના જિમ્મેદારો અને મુતવલ્લીઓ ગુનેહગાર થશે કે નહી ?

ઉપરાંત એ બુઝુર્ગના મૃત્યુ દિવસ પર મદ્રસાના બાળકોથી તકરીર કરાવવી , ઈસાલે સવાબ કરાવવું અને કોઈ પ્રોગ્રામ રાખવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર જે હાલતમાં છે તે હાલતમાં રહેવા દો, નહી તો કબર વાળાનું માન ભંગ થશે. કોઈ કહેશે કે કબરને માટીની બનાવી દો, તો કોઈ કહેશે કે તેની ઉપર સંગે મરમર લગાવી દો, માટે આ મતભેદથી બચવા માટે કબર જે હાલતમાં છે તે જ હાલતમાં રહેવા દો. તેને તોડીને કબરની ફજેતી કરવાની ઈજાઝત નથી. (મુસ્લિમ : ૧

/ ૩૧૨, હદીસ નં. ૯૩ – ૯૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૬) શબે બરાતમાં કબરો પર પાણી નાંખવું

**સવાલ (૨૭૯):** ઘણાં લોકો શબે બરાતમાં કબ્રસ્તાન જઈને કબરો પર પાણી નાંખે છે, એ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શબે બરાતમાં કબર પર પાણી છાંટવું સાબિત નથી, માટે આવું કામ ન કરવું જોઈએ. (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭) અલબત્ત કબરની માટી હટી ગઈ હોય, તો નવી માટી નાંખીને પાણી છાંટવું જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૧) પરંતુ આ રાતમાં આ કામ કરવું અને તેને જરૂરી સમજવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૭) કબર પર રસમો રિવાજ પ્રમાણે રૂપિયા - પૈસા નાંખવાનો મસ્અલો

**સવાલ (૨૮૦) :** અમારા ગામમાં એક હિંદુ મજુર મરી ગયો, હિંદુ ધર્મ પ્રમાણે તેની અંતિમ વિધિ કરવામાં આવી. અંતિમ વિધિમાં હાજરીના હેતુથી આવેલા લોકોએ તેની સમાધિ (કબર) પર પાંચ પૈસા, દસ પૈસા, એવી રીતે સિક્કા નાંખવા લાગ્યા. સમાધિ પર ચઢાવવામાં આવેલી રકમ પાંચ રૂપિયા,પચાસ પૈસા થયા. ત્રણ દિવસ પછી હું તેને લઈ આવ્યો અને ખર્ચ કરી નાંખ્યા. જયારે ઘરવાળાઓને જાણ થઈ તો કહેવા લાગ્યા કે તે પૈસા ન લેવા જોઈએ. હવે કોઈ બલા – વબાલ જરૂર આવશે. કોઈ પણ રીતે એ રૂપિયા તને નુકસાન પહોંચાડશે. સવાલ એ છે કે એ પૈસા લેવાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફા અને નુકસાનનો માલિક તો અલ્લાહ તઆલા છે. શયતાન અને જીન નથી. "વર્ણન કરેલા પૈસાથી આપને શયતાન કંઈને કંઈ નુકસાન પહોંચાડશે" આ મનઘડત વાત છે, તેની કોઈ હકીકત નથી. જે લોકોનો આવો અકીદો છે તેમણે પોતાના અકીદાની ઈસ્લાહ કરવી જોઈએ. આ વિશે મારી કિતાબ "અકાઈદે ઈસ્લામ" ટિકિટ મોકલાવીને મંગાવી લો અને વાંચી લો.

અલબત્ત જે પૈસા કબર પર નાંખવામાં આવ્યા હતા, તેને ઉપયોગમાં લેવા

આપના માટે જાઈઝ ન હતા. એટલા માટે કે તે તેમની જ માલિકીના હતા જેમણે પૈસા નાંખ્યા હતા. કબર પર નાંખવાથી તેમની માલિકી બદલાય જતી નથી. તેમની ઈજાઝત વગર આપે તેમની રકમ ઉપયોગમાં લીધી જે શંકા વગર નાજાઈઝ કામ થયું. (બદાઈઉસ્ સનાઈઅ : ૬ / ૭૨) માટે જે પૈસા આપે કબરથી ઉઠાવ્યા છે તે તેમના માલિકો સુધી પહોંચાડી દો, તો આપ જવાબદારીથી મુકત થઈ શકો છો અને જો માલિક લેવાનો ઈન્કાર કરે તો જો આપ ગરીબ અને મોહતાજ છો તો જાતે આપના માટે પણ વાપરવા જાઈઝ છે અને જો માલદાર છો તો કોઈ ગરીબ અને મોહતાજને આપી દેવાથી આપ જવાબદારીમાંથી મુકત થઈ જશો. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૬ / ૬૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૮) બીજી દુઆ (ફાતિહા) જોરથી પઢીને બીજા નમાઝીઓને ખલેલ પહોંચાડવી

**સવાલ (૨૮૧):** અમારા ગામની મસ્જિદમાં ઈમામ સાહેબ પાંચ વખત નમાઝ પછી જોરથી દુઆ કરાવે છે. કેટલાક લોકો તે વખતે પોતાની સુન્નતો અને નફિલ વગેરેમાં મશ્ગૂલ રહે છે. તેમના આ અમલને કારણે નમાઝમાં ખલેલ પહોંચે છે. તો શું તેમની રિઆયત કરીને તેને વિલંબિત ન કરી શકાય ? અથવા દરેક નમાઝી પોતાના તરફથી વ્યકિતગત પઢી લે, તો તેમાં કોઈ વાંધો છે ? દુઆને જરૂરી સમજી લેવામાં આવે તો શરીઅતમાં તેનો શું હુકમ છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુઆનો અર્થ છે, બંદાઓનું અલ્લાહ તઆલા પાસે માંગવું. (ઈત્તિહાફુસ્સઆદતિલ મુત્તકીન : ૫ / ૨૭, ૨૮) નમાઝ પણ એક ઈબાદત છે અને દરેક ઈબાદત અને નેક અમલ પછી દુઆ કબૂલ થાય છે. (ઈબ્ને માજહ : ૯૯, હદીસ નં. ૧૩૮૫) એટલા માટે નમાઝ પછી પણ દુઆ માંગવામાં આવે છે. જે એક મસ્નૂન અમલ છે. (તિરમિઝી : ૨ / ૧૮૭, હદીસ નં. ૩૪૯૯) નમાઝની પૂર્ણતા તેના પર આધારિત નથી. પરંતુ દરેકની હાજત અલગ અલગ હોય છે. એટલે આ (દુઆ) દરેક નમાઝીનો વ્યકિતગત અમલ છે. સામુહિક નથી. (ફયઝુલ બારી : ૨ / ૩૧૭) માટે મજમાનું એક સાથે પઢવું, જેનાથી નમાઝીઓને ખલેલ પહોંચે, જાઈઝ નથી. ઉપરાંત આ અમલને

જરૂરી સમજી લેવો પણ જાઈઝ નથી, જો જરૂરી સમજીને પઢવામાં આવે તો આ બિદઅતમાં સમાવેશ થઈને ગુનાહનું કારણ બનશે. દુઆ વિશે કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْيَةً તમે પોતાના રબથી આજીજી અને આહિસ્તા–ધીમે ધીમે દુઆ માંગો . (સૂરએ અઅરાફ : ૫૫) આ ઈર્શાદથી દુઆને જોરથી જરૂરી સમજવું બિદઅત છે, જે હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૯) ફર્ઝ નમાઝ પછી સુરએ ફાતિહા અને સૂરએ ઈખ્લાસ પઢીને જોરથી દુઆ કરવી

**સવાલ (૨૮૨) :** ફર્ઝ નમાઝ અને સુન્નત તેમજ નફિલ નમાઝથી ફારિગ થઈને ઈમામ સાહેબ દુઆ માંગે છે અને મુકતદીઓ તેની ઉપર આહિસ્તા –ધીરેથી આમીન કહે છે. દુઆ પછી ઈમામ સાહેબ જોરથી "અલ ફાતિહા" કહે છે. પછી ઈમામ અને મુકતદીઓ સૂરએ ફાતિહા અને ત્રણ વખતે સૂરએ ઈખ્લાસ પઢે છે. ત્યાર પછી ઈમામ સાહેબ ટુંકી દુઆ કરે છે. સવાલ એ છે કે પાંચે નમાઝો પછી આવું કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"દુઆનો મતલબ એ છે કે પોતાને આજીજ અને કમજોર સમજીને પોતાના રબથી પોતાની હાજતો માંગવી." (ફત્હુલ બારી : ૧૧ / ૯૫)

નમાઝથી ફારિગ થયા પછી ઈમામ સાહેબને જોર જોરથી દુઆ માટે મજબૂર કરવા, (હાશિયા તહાવી : ૩૧૮) દુઆ કર્યા વગર મસ્જિદથી નીકળ્વા પર પાબંદી લગાવવી અથવા એટલા જોરથી દુઆ કરવી કે સુન્નતો અને નફિલ નમાઝ પઢનારાઓને ખલેલ પહોંચે, આ બધું નાજાઈઝ છે. એટલા માટે આ રીતે દુઆ કરવી જોઈએ નહી. (ઈઅ્લાઉસ્સુનનઃ ૩ / ૧૬૭)

ઉપરાંત દુઆમાં સૂરએ ફાતિહા પઢવું પણ રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી. એટલા માટે આ રીતે દુઆ કરવી પણ બિદઅત ગણાશે અને દરેક બિદઅત હરામ છે. આ રીતે ઈમામ જાતે પણ ગુનેહગાર થશે અને મુકતદી હઝરાત પણ, ઉપરાંત આવા ઈમામને (જે બિદઅતને ફેલાવે) ઈમામતના હોદ્દા પરથી દૂર કરવાની જવાબદારી મુતવલ્લીઓની છે. નહીં તો તેઓ પણ ગુનેહગાર થશે. હા, દુઆની જાઈઝ

સુરત એ છે કે દરેક વ્યકિત સુન્નત અને નફિલથી ફારિગ થઈને પોતાની જરૂરીયાત પોતાના રબની બારગાહમાં પેશ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૦) કુર્આને પાક હાથમાંથી પડી જાય તો સવા સેર ઘઉંના સદકાનો અકીદો

**સવાલ (૨૮૩) :** અમારા ગામમાં એ રિવાજ છે કે જયારે કોઈના હાથમાંથી કુર્આને પાક પડી જાય તો તેણે સવા સેર ઘઉ આપવા પડે છે. એવો અકીદો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતમાં તેનો કોઈ સુબૂત નથી. (ફયઝુલ કદીર : ૧૧ / ૫૫૯૪, હદીસ નં. ૩૩૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૧) દુલ્હા, દુલ્હનને હળદર લગાવવું કેવું છે ?

**સવાલ (૨૮૪) :** શાદીના અમુક દિવસો પહેલા દુલ્હા અને દુલ્હનના શરીર અને ચહેરા પર હળદર લગાડવામાં આવે છે, હળદર લગાડવાની સાથે સાથે બીજી પણ અનેક રસમો અદા કરવામાં આવે છે. તો હળદર લગાવવાનો રિવાજ નીચેની શકલમાં કરી શકાય કે છોકરાને તેના મિત્રો એક રૂમમાં લઈ જઈને હળદર લગાવે જયાં તે મિત્રો સિવાય અન્ય કોઈ ન આવી શકે. એવી રીતે છોકરીની સહેલીઓ તેને એક રૂમમાં લઈ જઈને હળદર લાગવી દે. આ રીત પર અમલ કરવાને કારણે હળદર પણ લાગી જશે અને બીજા લોકો જે વિવિધ રિવાજો કરે છે, તેનાથી પણ હિફાઝત થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"હળદર" દુલ્હા અથવા દુલ્હન બંનેને લગાવવું હરામ છે, એટલા માટે કે (૧) બીજી કોમોની એકરૂપતા (નકલ) થાય છે. (અબૂ દાવૂદ : ૫૫૯, હદીસ નં. ૪૦૩૧)

(૨) ફુઝૂલખર્ચ છે.

(૩) આવી હાલતમાં નમાઝ છુટી જાય છે.

(અલ અવસત : ૩૩૪૮, હદીસ નં. ૯૧૯)

(૪) ચેહરા પર લગાવવાથી ચહેરાની રચના બદલાય જાય છે તેનાથી રસૂલુલ્લાહ (સલ.) એ રોકયા છે. (અબૂ દાવૂદ : ૩૬૨, હદીસ નં. ૨૬૬૭)

(૫) બીજી કોમોના રીત રિવાજ અપનાવવાનો ગુનોહ લાગે છે, જે વ્યકિત કાફિરોના ધાર્મિક કાર્યો કરશે, તો તે ઈમાનથી નીકળી જશે, (બહરુર્રાઈક : ૫ / ૧૩૩)

માટે વર્ણન કરેલી રસમમાં સાથ આપવો અને એવી મજલિસ તેમજ નિકાહ ખ્વાનીમાં જવું હરામ છે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે મારી એક સુન્નતને જીવંત કરશે તો તેને સો શહીદોનો સવાબ મળશે. (મિશ્કાત) માટે એ બંને (દુલ્હા અને દુલ્હન) ને તાકીદથી એવી રસમો રિવાજથી બચવું જોઈએ. (ફતાવા મહમુદિય્યહ : ૧૧ / ૧૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૨) બિસ્મિલ્લાહના અદદ ૭૮૬ ની નીચે ૯૨ નો અદદ લખવો.

**સવાલ (૨૮૫):** અમારે ત્યાં ગરીબ અને મોહતાજ લોકોના ઈલાજમાં મદદરૂપ થવા માટે એક સંસ્થા છે. જે ઝકાતની રકમ જમા કરે છે અને મોહતાજ અને ગરીબની દવા અને તેમના ઈલાજમાં ખર્ચ કરે છે. આ સંસ્થાનો ચંદો મુંબઈ શહેરથી પણ કરવામાં આવે છે. અમારી આ સંસ્થાની પાવતી (રસીદ) પર બિસ્મિલ્લાહનો અદદ ૭૮૬ છપાયેલો છે. તેને જોઈને ઘણાં ચંદો આપનારા એ સવાલ કરે છે કે તમે ૭૮૬ના અદદની નીચે ૯૨ સંખ્યા કેમ નથી લખી ? માલૂમ થાય છે કે તમે વહાબળે (વહાબી અને દેવબંદી) છો. જાહેરી વાત છે કે સંખ્યા અને ચંદામાં શું સંબંધ છે ? આ એક પ્રકારની અજ્ઞાનતા છે. ચંદો જમા કરવામાં કોઈ રૂકાવટ પેશ ન આવે એટલા માટે હિકમત અને મોકાને ધ્યાનમાં રાખીને શું અમે ૭૮૬ની નીચે ૯૨ જે મુહમ્મદ (સલ.) ના નામનો અદદ (સંખ્યા) છે. છપાવી શકીએ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૭૮૬ નો અદદ બિસ્મિલ્લાહનો છે. અને દરેક કામ બિસ્મિલ્લાહથી શરૂ કરવામાં આવે છે. એટલા માટે ઘણા લોકો કેટલીક વસ્તુઓ પર આ સંખ્યા લખે છે. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૮ / ૩૪૮) તેમાં નેક નિય્યતી મકસૂદ છે કે અલ્લાહ તઆલા જે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર છે, તે જ અમારા તમામ નેક મકસદો પૂરા કરશે, પરંતુ દરેક વસ્તુનો અસર તેના સહીહ મોકા અને સ્થાન પર થાય છે, દા.ત. દુરૂદ શરીફ પઢવું ઘણા સવાબનું કામ છે, પરંતુ જો કોઈ માણસ તેને નમાઝમાં કાઅદાને બદલે કયામ અથવા રૂકૂઅમાં પઢે, તો ગલત છે, એટલા માટે કે તેને દુરૂદ શરીફને તેની જગ્યાએથી હટાવી દીધું. એવી રીતે નેકકામની શરૂઆતમાં મદદ માત્ર અલ્લાહ તઆલાથી જ માંગવામાં આવે છે. એટલા માટે એ મોકા પર બિસ્મિલ્લાહ

નો અદદ ૭૮૬ને લખવામાં કોઈ વાંધો નથી અને હુઝૂર (સલ.)ની જાતથી મદદ માંગવામાં આવતી નથી. બલકે આપ (સલ.) જાતે અલ્લાહની મદદના મોહતાજ છે. (સૂરએ આલિ ઈમરાન : ૧૨૬) એટલા માટે એ મોકા પર ૯૨ ની સંખ્યા લખવી યોગ્ય નથી.

શરૂઆતમાં અલ્લાહ તઆલાએ કુર્આને પાકની સૌથી પહેલી આયતમાં હુઝૂરે પાક (સલ.) ને સંબોધીને ફરમાવ્યું કે આપ પોતાના રબના નામથી પઢવાનું શરૂ કરો. જે સૌથી વધારે મહેરબાન છે. (સૂરએ આલિ ઈમરાન : ૧–૩) તેનાથી સાબિત થયું કે દરેક નેક કામની શરૂઆતમાં માત્ર અલ્લાહ તઆલાનું જ નામ લેવામાં આવશે. તે જ એક જાત છે જે દરેક નેક કામની શરૂઆતમાં અને અંતમાં મદદ માંગવાને લાયક છે. મખ્લૂક ભલે કેટલાય ઉચ્ચ સ્થાન પર કેમ ન હોય. પરવરદિગારના સથાન સુધી પહોંચી શકતી નથી. માટે અલ્લાહ તઆલા સિવાય કોઈ બીજાથી મદદ માંગવી અથવા ફાલ લેવી. જેમાં સમાનતા વગર અલ્લાહની શંકા હોય, યોગ્ય નથી. હુઝૂર (સલ.) એ પોતાના દરેક કામો અલ્લાહના નામથી શરૂ કર્યા છે. આપ(સલ.) એ કયારેય કોઈ કામની શરૂઆતમાં પોતાનું નામ નથી લીધું.

એ સંખ્યા લખવામાં બીજી ખામી એ પણ છે કે બિદઅતીઓએ આ સંખ્યાને પોતાની જરૂરી નિશાની બનાવી લીધી છે. જે લોકો હુઝૂરે પાક (સલ.) સાથે મુહબ્બતનો માત્ર જબાની દાવો કરે છે અને તેમના આમાલ સુન્નત તરીકાની બિલ્કુલ વિરુદ્ધ હોય છે. (અલ્લાહ તઆલા તેમને હિદાયત આપે) હદીસે પાકમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે જે વ્યકિત કોઈ કોમની એકરૂપતા – સમાનતા અપનાવે, તે તેમનામાંથી હશે. (અબૂ દાવૂદ : ૨ / ૫૫૯, હદીસ નં. ૪૦૩૧) માટે બિદઅતીઓની એકરૂપતાથી બચવા માટે પણ તેનાથી દૂર રહેવું જરૂરી છે.

મોકાને ધ્યાનમાં રાખીને આ ખાસ સંખ્યાને બદલે તમે દુરૂદ શરીફ પણ લખી શકો છો. એ મોકા પર દુરૂદ શરીફ લખવામાં કોઈ વાંધો નથી. જો આપે આ ખાસ સંખ્યાને લખી પણ દીધી તો જાહેર વાત છે કે બિદઅતીઓમાંથી જે લોકો આપને ચંદો આપશે, તેઓ સંખ્યાથી આપને પોતાનો હમખ્યાલ સમજીને ચંદો આપશે અને આ સ્પષ્ટ ધોકાબાજી છે, બલકે ભેદ ખુલી જવાથી એ બિદઅતીઓને એ કહેવાનો મોકો મળશે કે જુઓ ! વહાબળા ચંદો જમા કરવા માટે ધોકો આપવાથી પણ બચતા નથી અને ઘણા એહલે હક આ સંખ્યાને જોઈને આપને હક પરસ્ત હોવા છતાં

બિદઅતી સમજશે. અને ચંદો આપવાથી રોકાઈ જશે. તો ફાયદાને બદલે નુકસાન થશે. માટે માત્ર અલ્લાહ તઆલા પર વિશ્વાસ કરીને તેનાથી મદદ માંગતા ચંદો જમા કરવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૩) પત્ર વ્યવહારમાં ૭૮૬ ની સંખ્યાની નીચે ૯૨ લખવું

**સવાલ (૨૮૬) :** પત્રની શરૂઆતમાં ૭૮૬ ની નીચે ૯૨ લખવામાં શરઈ દ્રષ્ટિએ કોઈ મનાઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૭૮૬ની સંખ્યાની નીચે ૯૨ લખવામાં બિઅતીઓની એકરૂપતા થાય છે. કે આ તેમની નિશાની બની ગઈ છે. કોઈ પણ યોગ્ય કાર્ય જયારે કોઈ બાતિલ ફિર્કાની નિશાની અને ઓળખ બની જાય અને તેઓ તે દ્વારા ઓળખી શકાય, તો તેને અપનાવવાની મનાઈ છે. (મિરકાતુલ મફાતિહ : ૬ / ૨૬૪૮)

બીજી બુરાઈ એ છે કે જો લખનારાની નિય્યત એ હોય કે મુહમ્મદ (સલ.) ના નામથી શરૂઆત કરી રહયો છું તો એ શિર્ક છે. એટલા માટે પણ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૪) કવ્વાલીનો હુકમ

**સવાલ (૨૮૭) :** કવ્વાલી સાંભળવી કેવી છે ? સાંભળવા વિશે કેટલાક સુફીયાએ કિરામથી જવાઝ (જાઈઝ હોવું) નકલ કર્યો છે. ગાવું પણ કવ્વાલીની જેમ જ છે, તો શું ગાવાની પણ શરીઅતમાં ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કવ્વાલી જે ઢોલ અને તબલાની સાથે હોય છે, તે જાઈઝ નથી એ જ હુકમ ગાવાનો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૫) જે બિસ્તર પર મય્યિતને સુવડાવવામાં આવે, તેને મસ્જિદમાં આપવું.

**સવાલ (૨૮૮) :** અમારા ગામમાં એ રિવાજ છે કે જયારે કોઈ વ્યકિતનું મૃત્યુ થાય છે, તો તેના ઘરવાળા તેને એક બિસ્તર પર સુવડાવે છે અને જયારે તેને દફન કરી દેવામાં આવે છે તો તે બિસ્તરને તેના ઘરવાળા તેનો ઉપયોગ કરતા નથી. બલકે મસ્જિદમાં મોકલી દે છે. તો શું આ બિસ્તરને મસ્જિદમાં આપવું જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યકિતના મૃત્યુ પછી તેના માલ (કફન, દફન જો કરજ હોય તો કરજ અદા કરવું, જો મય્યિતે વસિય્યત કરી હોય તો માલના ત્રીજા ભાગમાં વસિય્યત પછી બાકી માલ) માં તેના વારસદારો હકદાર બને છે. જો તે બિસ્તર મૃતકની માલિકીનું હતું તો તેને મસ્જિદમાં આપવું વારસદારોની પરવાનગી પર આધારિત છે, કારણ કે તેમાં વારસદારોનો હક લાગી ગયો. (અસ્સીરાજી ફીલ મિરાષ : ૩) જો તમામ વારસદારોની ઈજાઝત લેવામાં આવે, પછી તેને સવાબની નિય્યતથી આપવામાં આવે તો જાઈઝ છે. જો એક પણ વારસદાર મના કરે તો અથવા વારસદારોમાં કોઈ નાબાલિગ હોય, તો તે બિસ્તરને મસ્જિદમાં નહી આપી શકાય. (બયહકી : ૬ / ૧૬૦) હદીસ નં. ૧૧૫૨૪) જે આપશે તે ગુનેહગાર થશે. સામાન્ય રીતે આ બિસ્તરને રિવાજ સમજીને આપવામાં આવે છે. એવી પરિસ્થિતિમાં કોઈ સવાબ નહી મળે. (અબૂ દાવૂદ : ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૬) મુર્દાના માથાની નીચે એવી માટી મુકવી જેની ઉપર ચાર કુલ પઢવામાં આવ્યા હોય.

**સવાલ (૨૮૯) :** અમારે ત્યાં લોકોમાં એ રિવાજ છે કે જયારે મુર્દાને દફન કરે છે તો પહેલા કેટલાક લોકો 'ચાર કુલ" પઢીને માટી પર દમ કરે છે પછી તે માટી મુર્દાના માથા નીચે મુકે છે. તો એવું કરવું જાઈઝ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દફન પહેલા વર્ણન કરેલા તરીકા પ્રમાણે ચાર કુલ પઢવું. રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા (રદિ.) થી સાબિત નથી. માટે ચાર કુલ પઢેલી માટી મુર્દાના માથા નીચે રાખવી જાઈઝ નથી. તેનાથી મય્યિતની કોઈ ફાયદો નહી થાય. સુન્નતની વિરુદ્ધ કોઈ પણ વસ્તુ શરૂ કરવી હરામ છે. (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

વર્ણન કરેલ રિવાજથી બચવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૭) નવું મકાન બનાવવા પર ખત્મે કુર્આનની મજલિસ અને તેમાં ખાવું

**સવાલ (૨૯૦) :** કોઈ માણસ નવું મકાન બનાવ્યા પછી બરકત માટે ખત્મે કુર્આન કરાવે છે અને ખતમ પછી ખાવાનું અથવા કોઈ મીઠી વસ્તુ ખવડાવે છે તો તેનું ખાવું

જાઈઝ છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં મીઠી વસ્તુ અથવા કોઈ બીજી વસ્તુ ખવડાવવી જાઈઝ છે. મુસ્લિમ શરીફની શર્હ (ગાઈડ)માં આઠ પ્રકારની મહેમાની મુસ્તહબ છે. તેમાં એક "વકીરહ" એટલે નવું મકાન બનાવવાની ખુશીમાં ખવડાવવું છે. (નવવી : ૯ / ૨૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૮) મૃત્યુ પામનાર ખાસ વ્યકિત વિશે જન્નતી અથવા જહન્નમી કહેવું

**સવાલ (૨૯૧) :** વડોદરામાં ૧૩ રમઝાનુલ મુબારકમાં જમાતે ઈસ્લામી ના આગેવાનનું મૃત્યુ થઈ ગયું, તો શું તેઓ જન્નતી થઈ ગયા ? તેમના પુત્રોનું કહેવું છે કે તેમના પિતા જન્નતી છે. તેમના જનાઝા પર ફુલ ચઢાવવામાં આવ્યા અને જોરથી કલિમો પઢવામાં આવ્યો. તેમનું તીજું (ત્રીજા દિવસનો રિવાજ) પણ જોર શોરથી કરવામાં આવ્યું, શું આ જાઈઝ છે ? અને મવલાનાની કબર પર અઠવાડિયામાં બે-ત્રણ વખત સ્ત્રીઓ અરબી મૌલૂદ પઢે છે. શું એ દુરસ્ત છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ વ્યકિત વિશે એ ફેસલો કરવો કે તે જન્નતી છે કે નહી ? એ આપણું કામ નથી. અલ્લાહ તઆલાના અંકુશની વાત છે. આપણે માત્ર એ કહી શકીએ કે અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે તેઓ જન્નતી હશે. ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે એક બાળકનું મૃત્યુ થયું , તો મેં કહયું કે જન્નતની ચકલીઓમાંથી એક ચકલી છે. તો નબીએ કરીમ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે શું તમને ખબર નથી અલ્લાહ તઆલાએ જન્નત અને જહન્નમ બનાવી અને બંને માટે મખ્લૂક પેદા કરી છે. (મુસ્લિમ શરીફ : ૨ / ૩૩૭, હદીસ નં. ૩૧ – ૨૬૬૨)

હઝરત ઈમામ નવવી (રહ.) આ હદીસ શરીફનો ખુલાસો કરતા ફરમાવે છે કે ઉલમાએ ઉમ્મતનો એકમત છે કે મુસલમાનોના નાના બાળકો જન્નતી છે. પછી હઝરત આઈશા (રદિ.) ને આ રીતે કહેવાથી કેમ રોકયા, તેનું કારણ એ છે કે તેમને ખૂબ જ જલ્દી પાકો ફેસલો કરી દીધો કે આ જન્નતી છે અને આવો ફેસલો કરવાનો હક કોઈને નથી. (નવવી : ૨ / ૩૩૭)

અને કોઈ વ્યકિત વિશે જહન્નમી હોવાનો ફેસલો પણ નથી કરી શકતા. માત્ર મય્યિતના આમાલને સામે રાખીને કોઈ ખ્યાલ કાયમ કરી શકે છે. હકીકી હાલત તો અલ્લાહ તઆલા જ જાણે છે. ખાતિમો ઈમાન પર થયો તો મગફિરતની ઉમ્મીદ છે. જો ખાતિમો ઈમાન પર ન થયો તો મગફિરતની કોઈ શકલ જ નથી.

કબર પર ફુલ ચઢાવવા, તીજું કરવું આ બધું બિદઅત અને હિંદુઓના રિવાજો છે. માટે નાજાઈઝ છે. ઉલમાએ હક તેની મનાઈ કરે છે. હદીસ શરીફથી સાબિત નથી. તેને કરનારો ગુનેહગાર છે. અને જેને માલૂમ હોય કે મારા મૃત્યુ પછી મારા રિશ્તેદાર આ બધી બુરાઈઓ કરશે અને તેણે તેમને વસિય્યત ન કરી કે આવું ન કરવું અથવા એ જાતે આ બધું કરતો હતો અને તેની ઉપર ખુશ હતો, તો તે પણ ગુનાહમાં બરાબર શરીક છે. (ફતાવા રશિદિય્યહ : ૧ / ૯૧)

જાતે મોલવી અહમદ રઝાખાન સાહેબ બરેલ્વીના ફતાવા ભાગ : ૪ પાન નં. ૩૧૦ પર લખ્યું છે. :

**સવાલ :** ત્રણ વર્ષના છોકરાની ફાતિહા બીજા દિવસે થવી જોઈએ કે ત્રીજા દિવસે થવી જોઈએ ?

**જવાબ :** શરીઅતમાં સવાબ પહોંચાડવો (અસલ) છે, બીજા દિવસે હોય કે ત્રીજા દિવસે, બાકી આ ખાસ દિવસો આપણા નક્કી કરેલા છે, જયારે ઈચ્છે કરે, એ દિવસોને ખાસ કરવા અજ્ઞાનતા અને બિદઅત છે. વલ્લાહુ સુબ્હાનહૂ વ તઆલા

લખ્યું તેને ગુનેહગાર બંદા અહમદ રઝા બરેલ્વીએ, અલ્લાહ તેને મુહમ્મદે અરબી (સલ.) ના વાસ્તાથી માફ કરે. (ફતાવા રિઝવિય્યા)

સ્ત્રીઓનું કબર પર જવું અને જોરથી પઢવું જાઈઝ નથી (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૨) અને અરબી મૌલૂદની કોઈ અસલ નથી. ન તેના પઢવામાં કોઈ સવાબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮૯) કિતાબી તાલીમથી પહેલા દુરૂદ શરીફ પઢવું અને "ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ..." દ્વારા દુરૂદ શરીફની તલ્કીન કરવી.

**સવાલ (૨૯૨) :** મસ્જિદમાં ફર્ઝ નમાઝની દુઆ પછી કિતાબની તાલીમ થાય છે. અને દુઆમાં દુરૂદ શરીફનું ઝિક્ર આવી જાય છે. તો હવે તાલીમ શરૂ કરતી વખતે

દુરૂદ શરીફ પઢવું અથવા ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ દ્વારા દુરૂદ શરીફની તલ્કીન કરવી કેવું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

કોઈ પણ મહત્વનું કામ શરૂ કરતા પહેલા અલ્લાહ તઆલાની હમ્દ – પના અને દુરૂદ શરીફથી કરવું બરકતનું કારણ છે.

માટે દુરૂદ શરીફ પઢવામાં કોઈ વાંધો નથી, અલબત્ત જરૂરી ન સમજે. આયત પઢવામાં પણ કોઈ વાંધો નથી. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮) પરંતુ આ બિદઅતી ઓની ઓળખ બની ગઈ છે. માટે તેને પઢવાથી પરહેજ કરવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૦) જોરથી દુરૂદ શરીફ પઢવું

**સવાલ (૨૯૩) :** ઈમામ સાહેબ અસર અથવા ફજરની નમાઝ પછી કુર્આનની આયત "ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ....." પઢે છે. તો બીજા લોકો જોરથી દુરૂદ શરીફ પઢે છે એવી રીતે તકરીરના પ્રોગ્રામોમાં પણ થાય છે. તો દુરૂદ શરીફ જોરથી પઢવું જોઈએ કે નહી ? શરીઅતની દ્રષ્ટિએ તેનો શું હુકમ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

દુઆ અને દુરૂદ શરીફ ઈબાદત છે. પરંતુ એ ઈબાદતને અદા કરવાનો તરીકો ઉસૂલ પ્રમાણે થવો જોઈએ. પોતાની મરજી કે બિન જરૂરીને જરૂરી સમજીને ઈમામ પર દબાણ લાવીને દુઆ અને દુરૂદ શરીફ પઢાવવું નાજાઈઝ છે. સવાબથી વંચિત રહેશે. ઉપરાંત જોરથી દુઆ અને દુરૂદ શરીફ પઢવાથી નમાઝ પઢનારાઓની નમાઝમાં ખલેલ પહોંચશે. એટલે જોરથી દુઆ અને દુરૂદ શરીફ પઢવાની મનાઈ કરાવામાં આવી છે.

એટલા માટે અલ્લામા શામી (રહ.) એ જોરથી અને ધીમેથી દુઆમાં ફરમાવ્યું કે જોરથી પઢવામાં દેખાડાનો ભય છે અથવા નમાઝીઓને તકલીફનો અંદેશો છે. અથવા ઊંઘેલાને તકલીફ થાય છે, તો તેનાથી મના કરવામાં આવશે અને ધીમેથી ઉત્તમ હશે. અને જયાં આ વાતોનો ખતરો નથી અને જોરથી પઢવાનો તકાદો છે ત્યાં જોરથી અફઝલ છે. (શામી : ૨ / ૨૮૨) કારણ કે જોરથી પઢવાથી ગાફિલ દિલ જાગૃત બનશે. ઊંઘનારાઓની ઊંઘ ઉડી જશે અને વઅઝ – તકરીરમાં જોરથી દુરૂદ શરીફ પઢવામાં આવે તો જાઈઝ છે. નમાઝ પછી જોરથી પઢવાથી નમાઝીઓને

તકલીફ થશે. એટલા માટે મનાઈ કરવામાં આવે. અલબત્ત નમાઝીઓ નમાઝથી ફારિગ થઈ જાય, તો જોરથી પણ પઢવું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૧) મુબારક રાતોમાં ઈજતિમાઈ કુર્આન ખ્વાની કરવી

**સવાલ (૨૯૪) :** ઈસ્લામી મહીનાઓની મુબારક રાતોમાં ઈશા પછી ઈજતિમાઈ કુર્આન ખ્વાની થાય છે, બીજી ઈબાદતો એટલે તસ્બીહ, દુરૂદ શરીફ, ઝિક્ર વગેરે નથી થતું અને આ અમલ દરેક મુબારક રાતમાં કરવામાં આવે છે. શું આ તરીકો ઈસાલે સવાબનો દુરસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર કુર્આન ખ્વાની હોય, ઈસાલે સવાબ હોય, પરંતુ બીજી બુરાઈઓ ન હોય તો જાઈઝ છે. અલબત્ત માત્ર કુર્આન ખ્વાની પર સંતોષ ન કરવો જોઈએ વિવિધ ઈબાદતો : તહજ્જુદ, નફિલ નમાઝ, તસ્બીહ, દુરૂદ શરીફ વગેરેમાં પણ વખત લગાવવો જોઈએ. એક ઈબાદતથી મન ભરાઈ જાય તો બીજી ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાય. (ઈબ્ને માજહ : ૯૯ / હદીસ નં. ૧૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૨) બિસ્મિલ્લાહની જગ્યાએ ૭૮૬ લખવું અને શું તેની બેઅદબી બિસ્મિલ્લાહની બેઅદબી બરાબર છે ?

**સવાલ (૨૯૫) :** મુસ્લિમ સમાજમાં જે ૭૮૬ લખવાનો રિવાજ છે, તેનો શું મતલબ છે ? શું રસૂલુલ્લાહ (સલ.) ના જમાનામાં પણ આ રીતે સહાબા લખતા હતા ? ઝૈદનું કહેવું છે કે ૭૮૬ બિસ્મિલ્લાહનો અદદ છે. બિસ્મિલ્લાહ લખવાથી બેઅદબી થાય છે. એટલા માટે ૭૮૬ લખે છે. બકર કહે છે કે જો કોઈ ૭૮૬ ને પગથી રગડોળે, તો બે અદબી નહી થાય ? બકરનું એ પણ કહેવું છે કે રસૂલુલ્લાહ (સલ.) ના જમાનામાં આ બધું ન હતું, જેવી રીતે હિંદુ પોતાના મઅબૂદની ઈબાદતમાં ખુશૂઅ ખુઝૂઅ માટે સામે મુર્તિ રાખે છે. એવી રીતે તમે ૭૮૬ને બિસ્મિલ્લાહ માટે ઘડી લીધું છે. માટે હું તેને નથી માનતો, આ બિદઅત છે. જો ૭૮૬ બિસ્મિલ્લાહનો અદદ છે અને બિસ્મિલ્લાહને બદલે ૭૮૬ થી જ બરકત હાસિલ થઈ જાય છે, તો પછી કુર્આનની પણ શી જરૂરત ? આખા કુર્આનનો અદદ બનાવી લો ! આજે લોકો

સૂરએ યાસીન અને સૂરએ ઈખ્લાસ અદદના નકશા બનાવીને વેચે છે. તો તે વિશે પણ વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે કે આ પ્રકારના નકશા બનાવવા કેવા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આયત અથવા સૂરત કે બિસ્મિલ્લાહની જગ્યાએ તેનો અદદ લખવો રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી. માટે તેનો શરીઅત સાથે કોઈ સંબંધ નથી. ૭૮૬ ની બેઅદબીને બિસ્મિલ્લાહની બેઅદબી નહી કહેવાય, આ તરીકો કેટલાક લોકોએ પોતાની સહૂલત પ્રમાણે અને ખાસ કરીને તાવીઝ વગેરે બનાવનારાઓએ શોધ્યો છે. માટે તેને શરીઅતથી કોઈ સંબંધ નથી. જો કે ૭૮૬ લખવું જાઈઝ છે. મના નથી. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૮ /૩૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૩) બિદઅતી રિશ્તેદારોની ખુશી અને ગમીમાં શરીક થવું

**સવાલ (૨૯૬) :** અહીયા લોકો અમને વહાબી સમજે છે. અમારા રિશ્તેદાર શાદીકે મૃત્યુ જેવા પ્રસંગોએ અમને દાવત આપે છે, પરંતુ જયારે અમે દાવત આપીએ છીએ તો તે લોકો આવતા નથી. અમારાથી ખૂબ જ નફરત કરે છે. અને અમારે ત્યાં જનાઝામાં પણ શરીક થતા નથી, તો અમને તેમના જનાઝા અને દાવતમાં હાજર રહેવું જોઈએ કે નહી ? ઉપરાંત બીજી રીતે પણ તેઓ અમારી ઉપર ખૂબ જ જુલ્મ કરે છે અને અમારી પાંચ હજારની વસ્તી છે તેમાં અમે માત્ર ૫૦ છીએ, તે લોકો અમને કેટલીક મસ્જિદોમાંથી પણ કાઢી મૂકે છે અને અમારી બે ઈજ્જતી કરે છે. એવી રીતે અમારા છોકરા – છોકરીઓ સાથે તેમના છોકરા – છોકરીઓના રિશ્તા પણ કબૂલ કરતા નથી. તો આપ અમારા માટે દુઆ કરીને ઉપરોકત મસ્અલાનો હલ જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસુલુલ્લાહ (સલ) એ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાં એક જમાત હશે જે કયામત સુધી રહેશે એ જમાતને ન કોઈ બરબાદ કરી શકશે અને ન તો બદનામ કરી શકશે. (મુસ્લીમઃ૨/૧૪૩, હદીસ નં. ૧૭૦ – ૧૯૨૦) એટલે તેને કોઈ દલીલો દ્વારા હરાવી નહીં શકે. યાદ રહે કે આપ હક પર છો અને આપ અંબિયાના વારસદાર છો. નાની–મોટી તકલીફ બરદાશ્ત કરી લો અંબિયા (અલૈ.) પર કેટલી મોટી મોટી તકલીફો આવી પરંતુ તેમના અખ્લાક માફ કરવું કેવુ હતું. માટે આપ પણ માફ કરો

અને તેમની સાથે લડાઈ ઝઘડાથી બચતા રહો. તેમની દાવતોમાં હાજરી આપવાથી જો ઈમાન અને અકીદાની કમજોરીનો અંદેશો હોય તો બિલ્કુલ ન જાવો. હા જો જવા છતાં ઈમાન અને અકીદા પર કોઈ પ્રકારનો અંદેશો ન હોય તો જવું જાઈઝ છે. (અલ એતિસામ : ૧૧૩, ૧૧૪) પરંતુ એ નિય્યતથી જવું જોઈએ કે જો મોકો મળશે તો હક વાત કહીશ. (ફતાવા મહમુદિય્યહ : ૩ / ૫૬) વર્ણન કરેલા રિશ્તેદારો જો અહીંયા કામ આવતા નથી તો આપણે ચિંતાની કોઈ જરૂરત નથી. તેમને ચિંતા કરવી જોઈએ કે આખિરતની મંઝિલ તો તેનાથી વધારે સખત છે, જયાં રસૂલુલ્લાહ (સલ.) ના હાથોથી બિદઅતી હોઝે કૌષરથી વંચિત રહેશે અને ફરિશ્તાઓ તેમને ધક્કા મારીને હટાવી દેશે. (ઈબ્ને માજહઃ ૩૧૯, હદીસ નં. ૪૩૦૬) અંતમાં દુઆ છે કે અલ્લાહ પાક આપની પરેશાનીઓને દૂર કરે. આમીન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૪) નમાઝ પછી લોકોને સલાતો સલામ માટે મજબુર કરવા જાઈઝ નથી

**સવાલ (૨૯૭) :** જુમ્આ અને ફજરની નમાઝ પછી સલાતો સલામ ઊભા થઈ પઢવું અને ન પઢનારાઓને બુરૂ ભલુ કહેવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સલાતો સલામ પઢવું સવાબનું કામ છે. (તિરમિઝી : ૧ / ૧૧૦, હદીસ નં. ૪૮૪) પરંતુ તેનો પણ મોકો હોય છે. મોકા વગર પઢવું મકરૂહ અને ગુનાહનું કામ છે.

દા.ત. (૧) દુરૂદ શરીફ પઢવું સવાબનું કામ છે. પરંતુ પહેલા કાઅદામાં તશહ્હુદ પછી પઢવાથી સિજદએ સહ્વ વાજિબ થશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૧૬)

(૨) એવી રીતે દુકાનદાર ગ્રાહકને કપડું બતાવીને ધોકો આપવા માટે દુરૂદ શરીફ પઢે તો એ પણ ગુનોહ છે.

(૩) મસ્જિદમાં ફર્ઝ નમાઝ પછી એવી રીતે દુઆ જોરથી પઢવી કે નમાઝીઓની નમાઝમાં ખલેલ પહોંચે. ના જાઈઝ છે. (રદ્દુલ મુહ્તાર : ૬ /૩૯૮)

(૪) ફર્ઝ નમાઝ પછી દુઆ સાબિત છે. સલાતો સલામ સાબિત નથી.

(૫) લોકોને મજબૂર કરવા, લડાઈ – ઝઘડા કરવા જાઈઝ નથી. સલાતો સલામ પઢવું સુન્નત અથવા મુસ્તહબ છે અને લડાઈ – ઝઘડો કરવો હરામ છે. માટે જે

લોકો આ પ્રકારનું કામ કરે છે તે તેનાથી પરહેજ કરે કે એ જાઈઝ નથી. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮) આપ અને આપના સાથી સુન્નત તરીકા પ્રમાણે અમલ કરો અને તસ્બીહ – દુઆ વગેરે પઢતા રહો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૫) જીવતા લોકોને પણ ઈસાલે સવાબ કરી શકાય ?

**સવાલ (૨૯૮) :** જેવી રીતે મુર્દા – મૃત્યુ પામેલાઓને ઈસાલે સવાબ કરીએ છે, શું એવી રીતે જીવતા લોકોને પણ ઈસાલે સવાબ કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જીવતા લોકોને પણ ઈસાલે સવાબ કરી શકાય છે. તે પણ જીવંત લોકોના આમાલનામામાં લખાય જશે. (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જણનાર છે.

## (૯૬) મરહૂમના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરવી

**સવાલ (૨૯૯) :** (૧) મરહૂમના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરવી કેવું છે ? કુર્આન ખ્વાની પછી કોઈ ચીજ પર ફાતિહા વગેરે બિદઅતનું કામ નથી થતું, માત્ર પઢનારાઓને ખાવાની કોઈ મીઠી વસ્તુ વહેંચવામાં આવે છે. આ રીતે કુર્આન ખ્વાની વિશે શરીઅતનો શું હુકમ છે ? (૨) અગિયારમી કરવી અથવા તેમાં ખાવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરવી–કરાવવી જાઈઝ છે. અલબત્ત દિવસ, વખત વગેરે કોઈ વસ્તુ ખાસ ન હોય. (રદુલ મુહ્તાર : ૨ / ૨૪૦)

ઉપરાંત એ પણ જરૂરી છે કે કુર્આન ખ્વાની પર કોઈ મહેનતાણું લેવા – દેવામાં ન આવે. (શર્હે ફિકહુલ અકબર : ૧૬૦) આપનું કુર્આન ખ્વાની કરાવવું એ નાજાઈઝ શરતોથી ખાલી છે, એટલે જાઈઝ છે. જો પોતાની હલાલ કમાઈથી કોઈ સ્વાર્થ વગર વહેંચવા માંગો તો જાઈઝ છે.

(૨) શેખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)ના ઈસાલે સવાબ માટે અગિયારમી નું ખાવું ખવડાવવામાં આવે છે. અને અલ્લાહના વલી અને બુઝુર્ગથી વધારે ઈસાલે સવાબના હકદાર અને મોહતાજ અગિયારમી કરનારાના પૂર્વજો માતા– પિતા વગેરે રિશ્તેદારો છે, તો માલૂમ થયું કે આ ખાવાનું રિવાજ પ્રમાણે છે. તેમજ આમાં મહીનો અને દિવસ નકકી હોય છે. તેનાથી આ બિદઅત બની જાય છે માટે અગિયારમીનું

ખાવું અને ખવડાવવું બન્ને મના છે. (બુખારી : ૧ / ૩૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૭) ત્રીજયું, દસમું અને ચાલીસાનો હુકમ

**સવાલ (૩૦૦) :** વ્યકિતના મૃત્યુ પછી તેનું ત્રીજયું, દસમું, ચાલીસું કરવું કેવું છે ? હું તેની વિરુદ્ધ ચળવળ ચલાવી રહયો છું. પરંતુ જોઈતી સફળતા મળતી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રીજયું, દસમું અને ચાલીસમું શરઈ દ્રષ્ટિએ જાઈઝ નથી. (હાશિયા તહાવી) મુસલમાનને હુકમ છે કે જે કાર્યો રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત છે તે કરે માટે રસૂલુલ્લાહ (સલ.) ના કાકા ગઝવએ ઉહદમાં શહીદ થયા. રસૂલુલ્લાહ (સલ.) ના પુત્ર હઝરત ઈબ્રાહીમ ૧૬–૧૭ મહીના જીવંત રહયા. પુત્રીઓમાં ઉમ્મે કુલ્સુમ (રદિ.), હઝરત ઝૈનબ (રદિ.) ની વફાત થઈ. પરંતુ રસૂલુલ્લાહ (સલ.) થી ન તો ત્રીજયું સાબિત છે, ન ચાલીસું . માટે વર્ણન કરેલ કામ જાઈઝ નથી. ઉપરાંત વધારાનું નુકસાન એ છે કે તેને જરૂરી અને દીનનો એક ભાગ સમજીને કરવામાં આવે છે. તેને કારણે બિદઅત છે. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮) હાલાંકે અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું : "જેને દીનના મામલામાં નવી વાત શરૂ કરી તો તે નામંજૂર છે." (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

તે વ્યકિત નામંજૂર અથવા શરૂ કરેલી વસ્તુ નામંજુર, ટુંકમાં નામંજુર વસ્તુ અલ્લાહ તઆલાની નજીક કબૂલ નથી. વર્ણન કરેલી ફાતિહા ખ્વાની રસમી રીતે કરાવવામાં આવે છે અથવા દેખાડા માટે, ઉપરાંત તેમાં વારસદારોના માલમાંથી તેમની ઈજાઝત વગર ખાસ કરીને નાબાલિગ વારસદારોના માલથી ખવડાવવા પીવડાવવામાં આવે છે, માટે હરામ છે. અલબત્ત કોઈ રિશ્તેદાર પોતાની હલાલ કમાઈમાંથી દિવસ ખાસ કર્યા વગર માત્ર ગરીબો અને જરૂરતમંદોને સદકો આપે, તો સવાબનું કામ છે. આપનું કામ મહેનત કરવાનું છે અને સફળતા અલ્લાહ તઆલાના હાથમાં છે. ઈન્શાઅલ્લાહ તમને તેનો જરૂર બદલો મળશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૮) તહેવાર અને મુબારક રાતોમાં ખત્મે કુર્આનની રસમનો હુકમ

**સવાલ (૩૦૧):** અમારે ત્યાં તહેવાર અને મુબારક રાતોમાં પહેલા ખત્મે કુર્આન

કરવામાં આવે છે. પછી ઉલમા તે દિવસની ફઝીલત બયાન કરે છે. હવે કેટલાક લોકોનું કહેવું છે કે પહેલા કુર્આન ખતમ કરવામાં આવે અને કેટલાક લોકોનું કહેવું છે કે ખત્મે કુર્આનનો રિવાજ છે. તેને ચાલું ન રાખવામાં આવે. તો આ રીતે ખત્મે કુર્આન જાઈઝ છે કે નહીં ? અને આ રીતે બયાન કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામમાં માત્ર બે ઈદો છે (૧) ઈદુલ ફિત્ર (૨) ઈદુલ અઝહા તે સિવાય કોઈ ઈદ નથી. એટલા માટે રસૂલુલ્લાહ (સલ.)ની પેદાઈશ ના મોકા પર મહીનો, દિવસ અને તારીખ નક્કી કરીને ઈદ મનાવવી જાઈઝ નથી. (અલ મદખલ : ૨ / ૨)

અલબત્ત અલ્લાહના રસૂલ (સલ.) ની સીરત અને અખ્લાક અને જીંદગીના હાલાતને બયાન કરવા, તેના વડે મુસલમાનો અને ગેર મુસ્લિમોને હિદાયત મળે. અને તારીખને આગળ – પાછળ કરીને અથવા કોઈ બીજો દિવસ નકકી કરીને જાઈઝ છે. (ઈમ્દાદુલ ફતાવાઃ ૬ /૩૧૨)

એવી રીતે એ તારીખે કુર્આન શરીફ પઢવાને જરૂરી સમજવું જાઈઝ નથી અને ઈદે મિલાદુન્નબીની મનાઈ પણ એટલા માટે જ છે.

કુર્આન શરીફ ખતમ કરવા માટે કોઈ બીજો દિવસ રાખવામાં આવે. જેથી તેમાં શરીક થનારાને વધારે મોકો મળે. ટુંકમાં શબે બરાત વગેરેમાં કુર્આન શરીફને ખતમ કરવાને જરૂરી સમજવું જાઈઝ નથી. વઅઝ પછી મસ્જિદ અથવા ઘરમાં તિલાવત કરવી અથવા ઝિક્ર કરવું વધારે સવાબનું કામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯૯) શું ખત્મે ખ્વાજગાન પઢવું બિદઅત છે ?

**સવાલ (૩૦૨) :** અમારે ત્યાં મસ્જિદોમાં લગભગ એક વર્ષ પહેલા અસરની નમાઝ પછી કેટલાક મુસલ્લીઓ મસ્જિદના જમાતખાનામાં ભેગા મળીને યાસીન શરીફ પઢે છે, પછી નીચેના તરીકા પર તસ્બીહાત પઢતા અને આ સિલસિલો બરાબર ચાલું હતો. આ તસ્બીહાતને ચિશતીયા તરીકા પ્રમાણે ખત્મે ખ્વાજગાન કહે છે. (૧) દરેક વ્યકિત દુરૂદ શરીફ ત્રણ વખતે પઢતો હતો. (૨) કાંચની ૩૬૦ લખોટીઓ મુકીને તેમાંથી કેટલીક લઈ લેતો અને "લા મલજઅ વલા મનજઅ મિનલ્લાહિ ઈલ્લા ઈલયૂહિ' પઢતો હતો. (૩) ઉપરોકત તરીકા પ્રમાણે બધા ભેગા મળીને કાંચની ૩૬૦ લખોટીઓ પર સૂરએ અલમ નશરહ પઢતા. (૪) પછી બીજા નંબર પ્રમાણે "લા મલજઅ વલા મનજઅ મિનલ્લાહિ ઈલ્લા ઈલયૂહિ" પઢતા. (૫) ત્યાર પછી

ફરી ત્રણ વખતે દુરૂદ શરીફ પઢતા. આ રીતે ઈજતિમાઈ ઝિક્રો અઝકાર પછી એક મુત્તકી – પરહેજગાર વ્યકિત વસતી અને વસ્તીવાળાઓ માટે એટલે મુસલમાનો માટે દુઆ કરતો હતો.

સહારનપુરના મદ્રસામાં પણ દરરોજ અસરની નમાઝ પછી ઉપર વર્ણન કરેલ તરીકા પ્રમાણે ખત્મે ખ્વાજગાન પઢવામાં આવે છે. તેમાં મોટા ભાગે મરહૂમ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહેબ (રહ.) પણ શરીક થતા હતા.

(જામિઅહ હુસૈનિય્યહ રાંદેર તરફથી પ્રકાશિત ખત્મે ખ્વાજગાનની કિતાબના હલાવાથી)

આ રીતે પઢવાનો અને દુઆ માંગવાનો સિલસિલો ચાલું હતો કે અચાનક એક સાહેબ કહેવા લાગ્યા કે આ બિદઅત છે. આ સિલસિલો અહીંયા ન હતો. ત્યાર પછી શરૂ કરવામાં આવ્યો છે. એટલે એ દુરસ્ત નથી, ત્યાર પછી અઠવાડિયામાં તેને એક વખતે છોડી દેતા હતા. એટલે જે દિવસે ગશ્ત અથવા તકરીરનો પ્રોગ્રામ થતો, તે દિવસે તેને (ખત્મે ખ્વાજગાન) ન પઢતા હતા. તે લોકો તો આ સિલસિલાને બંધ કરવા બરાબર આગ્રહ કરી રહયા છે. અને કહે છે કે આ બિદઅત છે.

તેને કારણે તેઓ યાસીન શરીફ પણ બંધ કરાવવા માંગે છે, માટે આ તસ્બીહ ખત્મે ખ્વાજ ગાનને ઉપરના તરીકા પ્રમાણે ચાલુ રાખવામાં આવે તો કેવું છે ? જે લોકો આ તસ્બીહ નથી પઢતા તેમની ઉપર દબાણ કરવામાં આવતું નથી. શું આ પ્રકારે પઢવું ખરેખર બિદઅત છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત બયાન કરેલા તરીકા મુજબ પઢવામાં આવતા ઝિક્ર અને દુઆને ખત્મે ખ્વાજગાન કહેવામાં આવે છે. જો બિન જરૂરી સમજીને પઢવામાં આવે અને ન પઢનારાઓની ટીકા ન કરવામાં આવે તો કોઈ પણ વખત નક્કી કરીને પઢવું અને સાથે મળીને દુઆ કરવી જાઈઝ છે, તેને બિદઅત કહેવું સહીહ નથી. એવી રીતે ઉપર વર્ણન કરેલ શરતોનું પાલન કરી યાસીન શરીફ પઢવામાં આવે તો જાઈઝ છે. ઈમામ શાફઈ (રહ.) ફરમાવે છે કે બિદઅત તે છે જે કુર્આન, હદીસ અને ઉમ્મતના સર્વસામાન્ય મતની વિરૂદ્ધ ન હોય તો જાઈઝ છે. ઈમામ નવવી (રહ.) લખે છે કે બિદઅત તે છે જેની સાબિતી સહાબા, તાબેઈન અને તબએ તાબેઈનના જમાનાથી ન હોય. (મિર્કાત શર્હે મિશ્કાત : ૧ / ૧૭૯) માટે ખત્મે ખ્વાજગાન અને ખત્મે યાસીન શરીફ બિદઅત નથી. જે ભાઈ જીદ કરે છે, તેમનું બંધ કરાવવું અને બંધ કરાવવા

માટે દબાણ કરવું જાઈઝ નથી. આધુનિક હાલત પ્રમાણે, બુરાઈ અને ફિતનાના જમાનામાં લોકો ભેગા થઈને ઝિક્રે ઈલાહી અને તિલાવતે યાસીન શરીફ પછી દુઆ માંગે, તો બેહતર છે. આપ (સલ.) થી સાબિત છે કે જયારે પણ આપ (સલ.) ને કોઈ મામલો અથવા ઘટના પેશ આવતી જેમકે પવન તેજ થઈ જતો, અથવા વાદળ આવી જતું તો આપ (સલ.) નમાઝમાં મશ્ગુલ થઈ જતા હતા.

(અબૂ દાવૂદ : ૧૮૭, હદીસ નં. ૧૩૧૯)

રાત – દિવસ ઉમ્મત પર પરેશાનીઓ અને મુસીબતોના પહાડ તુટી રહયા છે, માટે મુસલમાનો ભેગા મળીને ઝિક્રો અઝકાર અને ખત્મે યાસીન શરીફ પછી દુઆ માંગે. આ માત્ર જાઈઝ નહી, બલકે ઈચ્છનીય છે. એટલા માટે કોઈને તેનાથી રોકવો, જીદ કરવી અને દબાણ લાવવું જાઈઝ નથી. (ફતાવા રહીમિય્યહ : ૨ / ૨૨૮)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاُولِی الْاَمْرِ مِنْكُمْ ۚ

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! અલ્લાહની ફરમાંબરદારી કરો તેમજ રસૂલ (સલ.)ની તાબેદારી કરો અને તમારામાંના (મુસ્લિમ) હાકિમોનો પણ હુકમ માનો. (સૂરએ નિસાઅ : ૫૯)

# અનુસરણ (તકલીદ) નું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# અનુસરણ (તકલીદ)નું બયાન

## (૧) અઈમ્મએ ઈસ્લામનું અનુસરણ હકીકતમાં પયગમ્બરે ઈસ્લામની પેરવી છે.

**સવાલ (૩૦૩) :** ઈમામો ચાર છે, ઈમામ અબૂહનીફા (રહ.), ઈમામ શાફઈ (રહ.), ઈમામ માલિક (રહ.), અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) તેઓનું ઘણા લોકો અનુસરણ કરે છે. અને દરેક વ્યકિત પોત પોતાના ઈમામની પેરવી કરે છે. તો સવાલ એ છે કે એ ઈમામોના ઈમામ કોણ છે ? અને તેમના (એટલે ઈમામોના ઈમામના) બતાવેલ માર્ગે ચાલવું જોઈએ અથવા તે ઈમામોની પેરવી કરવી જોઈએ અને બંનેમાં તફાવત શું છે ? વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બેહતર હતું કે આપ સવાલના સંતોષ કારક જવાબ માટે રૂબરૂ તશરીફ લાવતા. છતાં આપના સવાલનો સંક્ષિપ્ત જવાબ આ છે.

દરેક મોમિન માટે પથદર્શક – દીવાદાંડી કુર્આને કરીમ અને રસૂલુલ્લાહ (સલ.) ની હદીસો છે. આ બંને બુનિયાદી છે. અને તેમની રોશનીમાં જ અનુમાન અને પસંદગી દ્વારા મસાઈલ કાઢવામાં આવે છે. (અબૂ દાવૂદ : ૨ / ૫૦૫, હદીસ નં. ૩૫૯૨) પછી તેની ઉપર ઉલમાએ ઉમ્મત સહમત હોય તો "ઈજમાએ ઉમ્મત" (જનતાની સહમતિ) નહીં તો તેને અનુમાન કહેવામાં આવશે. અને જે મસાઈલ આ ચારેની દલીલોથી કાઢવામાં આવે, તેને ફિકહ કહે છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૧૧૮)

આ ખુલાસાથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે ચારે ઈમામો જે કંઈ કહે છે તેઓ પોતાની તરફથી નથી કહેતા, બલકે તેમણે ચારે આધારોને (દલીલોને) બુનિયાદ બનાવીને મસાઈલ કાઢયા છે અને લોકો સમક્ષ રજૂ કર્યા છે. (સૂનને દારમી : ૧ / ૨૬૫, હદીસ નં. ૧૬૬) તેને કારણે આજે તેમની પેરવી કરનારા લોકો મોટી સંખ્યામાં જોવા મળે છે (મફાતિહુલ ગૈબ : ૧૦ / ૧૫૦) અને જે લોકો તેમની પેરવી કરતા નથી તેમાં

એક ફિરકો "એહલે હદીસ" છે, જે માત્ર હદીસોને દલીલ માને છે. અને જયાં સહુલત અને આસાની હોય છે, તેની ઉપર અમલ કરે છે. વીસ રકાત તરાવીહને બદલે આઠ રકાત, ત્રણ તલાકમાં એક તલાક વગેરે મસાઈલ તેમને ત્યાં પ્રખ્યાત છે. ટૂંકમાં તમામ મુસલમાનોની નજીક બુનિયાદી વસ્તુ કુર્આન અને હદીસ છે અને બીજા મસાઈલ તે (કુર્આન અને હદીસ)માંથી જ કાઢયા છે.

એટલા માટે એ ઈમામોની પેરવી હકીકતમાં નબીએ કરીમ (સલ.) ની પેરવી છે. જે લોકો આ ઈમામોની પેરવી કરે છે. તેઓ હકીકતમાં તેમને ભરોસાપાત્ર માને છે. તેમની પેરવીનો એ મતલબ બિલ્કુલ નથી કે તેઓ જ પેરવીને લાયક છે, કુર્આન અને હદીસની કોઈ હેસીયત નથી. કેટલાક લોકો આ રીતે ધોકો આપવાની કોશિશ કરે છે. તેમનાથી હોંશિયાર અને સાવચેત રહેવાની જરૂરત છે. આ વિષય પર અનેક લેખો લખવામાં આવ્યા છે, જેમાં અનુસરણની શરઈ હેસિયતને સ્પષ્ટ બયાન કરવામાં આવી છે. આપ તે તરફ પણ રુજૂઅ કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) અનુસરણ ફર્ઝ છે કે વાજિબ ?

**સવાલ (૩૦૪) :** કોઈ પણ ઈમામનું અનુસરણ કરવું ફર્ઝ છે કે વાજિબ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને કરીમ અને હદીસે પાકથી (પ્રત્યક્ષ રીતે) જે વ્યકિતમાં મસ્અલો સમજવાની સલાહિયત નથી, તેના ઉપર અનુસરણ જરૂરી છે. (ફત્હુલ બારી : ૨ / ૨૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) દીનના મામલામાં કોઈ બુઝુર્ગના ઉસૂલની હેસિયત

**સવાલ (૩૦૫) :** એક હદીસમાં હુઝૂર (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : " તમે કુર્આને પાક અને મારી હદીસોને મજબૂતીથી પકડી લો." આ હદીસથી તો એ વાત માલૂમ થાય છે કે કોઈ પણ દીની કાર્યમાં કોઈ ઈમામ અથવા મોટાથી મોટા આલિમનું કથન, કાર્ય કબૂલ પાત્ર નથી. કારણ કે શરઈ ઉસૂલ તો આજથી ચૌદસો વર્ષ પેહલા જ આપ (સલ.) ના જમાનામાં નક્કી થઈ ગયા હતા. આપ (સલ.) પછી કોઈ વ્યકિતને એ હક નથી કે તે કોઈ શરઈ કાર્યમાં ઉસૂલ (નિયમ) બનાવે.

હઝરત મુફતી સાહેબ ! ગુસ્તાખી માફ કરજો. મેં આ સવાલ માત્ર એટલા

માટે કર્યો કે મારી સામે જયારે પણ કોઈ મસ્અલો આવે છે તો સાથે જ મારા દિલમાં એ સવાલ પેદા થાય છે આ મસ્અલામાં કુર્આન અને હદીસથી અમને શું માર્ગદર્શન મળે છે. મારી અલ્પ સમજ પ્રમાણે કુર્આન અને હદીસથી જે હુકમ સાબિત થાય તેની ઉપર અમલ કરવો જોઈએ. અને અલ્લાહ અને તેના રસૂલ(સલ.) સિવાય જે લોકોએ જાતે ઉસૂલ બનાવ્યા છે. તેની તરફ ધ્યાન ન આપવું જોઈએ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન શરીફ અને અહાદીસે મુબારકાની રોશનીમાં જો કોઈ કાનૂન બનાવવામાં આવે તો તે અનુસરણને પાત્ર છે, હા ! કુર્આને કરીમ અને હદીસોની વિરુદ્ધ કોઈ કાનૂન હોય તો તે માનવા લાયક નથી. માટે કોઈ પણ મુસ્લિમ સંસ્થા અથવા સોસાયટી જો કુર્આને કરીમ અને અહાદીસની રોશનીમાં કોઈ ઉસૂલ નક્કી કરે છે. તો તેને સ્વીકારવો અને તેની ઉપર અમલ કરવો જરૂરી છે. તેની વિરુદ્ધ કરવું યોગ્ય નથી. (તકલીદકી શરઈ હેસિયત) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) એક ગેર મુકલ્લિદ તરફથી હનફી ઈમામને કરવામાં આવેલા અનુસરણ વિશેના કેટલાક સવાલો

**સવાલ (૩૦૬) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ !

આપની ખિદમતમાં અમુક સવાલો પેશ કરી રહયો છું. જે મારી ઉપર કોઈ ગેર મુકલ્લિદે પત્ર દ્વારા મોકલ્યા છે. હું એક જગ્યાએ ઈમામત કરાવું છું. તરાવીહ વિશે હું બયાન કરી રહયો હતો, તેના અમુક દિવસ બાદ આ પત્ર મને મળ્યો. મહેરબાની કરીને આપ સંતોષ કારક જવાબ આપશો જેથી સવાલનો સિલસિલો બંધ થઈ જાય અને આપ પણ મને કેટલાક સવાલોનું માર્ગદર્શન આપશો જે હું તેને પૂછી શકું ? પત્રમાં નીચેના સવાલો હતા.

(૧) શું અનુસરણ વાજિબ છે ?

(૨) શું અનુસરણ વાજિબ છે તો શું આપ (સલ.) ની તમામ ઉમ્મત પર અથવા તેમાંથી અમુક લોકોને મુકિત (છૂટ) છે ?

(૩) ચારે ઈમામો કોનું અનુસરણ કરતા હતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અનુસરણ વાજિબ છે કે નથી તે મસ્અલો ઘણો વિસ્તૃત અને બારીક છે.

અહીયા આમ સમજ પ્રમાણે સંક્ષિપ્તમાં તેનો ખુલાસો રજૂ કરું છું.

એક સામાન્ય વ્યકિત જે શરઈ મસાઈલથી અજાણ છે. તે શું કરશે ? કોઈ જાણકારથી પૂછી લેશે. ભલે પોતાના મસાઈલ માટે કોઈ ખાસ વ્યકિતને નકકી કરી લે. જેની ઉપર તેને વિશ્વાસ હોય કે તે જે કંઈ પણ બતાવશે તે સહીહ કુર્આન અને હદીસની રોશનીમાં બતાવશે. ભલે એ પ્રકારના કેટલાક વિશ્વાસુ લોકોથી જરૂરત પ્રમાણે પૂછતો રહે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

فَاسْئَلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ

**તર્જુમો :** જો તમે નથી જાણતા તો એહલે ઈલ્મથી પૂછતા રહો. (સૂરએ નહલ : ૪૩)

આનું નામ અનુસરણ છે. અનુસરણ એક વાજબી વસ્તુ છે. સામાન્ય બુદ્ધિવાળા પણ જાણે છે કે દુન્યવી કાર્યોમાં પણ દરેક વ્યકિત (જો તે થોડુ જ્ઞાન ધરાવતો હોય) કોઈ હુનરમાં મહારત હાસિલ કર્યા વગર અને ગુરૂથી પઢયા વગર પોતાના વાંચનને કારણે અમલ કરશે, તો ઠોકર ખાશે. જો બિમાર માણસ કોઈ ઈલાજ પુસ્તકથી જાતે શોધવા માંગે તો નુકસાન ઉઠાવશે. તેને કોઈ ડોકટર પાસે ઈલાજ માટે જવું પડશે. ભલે તે પોતાના રોગોનો ઈલાજ એક ડોકટરથી કરાવે જે તેનો ફેમિલી ડોકટર હોય, અથવા વિવિધ રોગોના ઈલાજ વિવિધ ડોકટરથી કરાવે. બંને વિકલ્પો સહીહ છે. પરંતુ ઈલાજ જરૂરી છે. હવે જો એ માણસ એક જ રોગના વિવિધ ડોકટરોથી નુસ્ખાઓ લખાવે, પછી તે નુસ્ખાઓમાંથી પોતાના તરફથી કેટલીક દવાઓ પસંદ કરે છે કે એક ડોકટરની પસંદ કરેલી ટેબલેટ લે છે. બીજાનું ઈજેકશન, ત્રીજાની કેપ્સુલ અને ચોથાની પીવાની દવા લે, જાહેરી વાત છે કે કોઈ પણ બુદ્ધિશાળી માણસ એવું નહીં કહે કે તેનું આ કાર્ય દુરસ્ત છે. બલકે એ વ્યકિત તંદુરસ્ત હોવાને બદલે વધુ બિમાર પડશે. હા, વિવિધ મોકામાં વિવિધ ડોકટરોથી, હોમ્યોપેથિક ડોકટરોથી ઈલાજ કરાવે છે, તો કોઈ વાંધો નથી, છતાં એ વાત મિજાઝ પ્રમાણે ન થશે.

એવી રીતે શરઈ મસાઈલમાં જો કોઈ એક જ ઈમામનું અનુસરણ કરે છે તો સુરક્ષિત રહે છે. જો એક મસ્અલામાં વિવિધ ઉલમાના હુકમ પર અમલ કરે છે તો તે શરીઅતમાં બાતિલ છે. અને પોતાની મરજીની પેરવી છે એવી વ્યકિત નુકસાન ઉઠાવશે. હિદાયત વગર ગુમરાહીમાં પડશે. દા.ત. વુઝૂ કર્યા પછી સ્ત્રીને હાથ

લગાવ્યો, કહે છે કે વુઝૂ નહીં તુટે, શરીરથી ખુન અથવા પરું નીકળ્યું અને કહે છે કે વુઝૂ નથી તુટયું. તો આ વ્યકિતની નજીક તો તેનું વુઝૂ બાકી છે, હાલાંકે કોઈ પણ ઈમામની નજીક તેનું વુઝૂ બાકી રહેતુ નથી. તો શું આ શરીઅત સાથેનો મઝાક નથી? આ નફસની પેરવી અને નફસની આઝાદી છે.

એટલા માટે એવા વ્યકિત માટે વાજિબ અને જરૂરી છે કે તે ચારે ઈમામોમાંથી કોઈ એકનો માર્ગ અપનાવે અને તેની ઉપર ચાલતો રહે. તેનામાં એટલી સમજ કયાં છે કે વિવિધ મસાઈલમાં વિવિધ ઈમામોના મસ્લકને અપનાવે.

અને જો તે આલિમ છે, તો તે પોતાના ઈજતિહાદ (કુર્આન અને હદીસના મસાઈલ) પર અમલ કરી શકે છે. શર્ત એ છે કે ઈજતિહાદની શાન અને કાબેલિયત તેનામાં હોય. (તેનું બયાન હવે આવશે) પરંતુ એવો વ્યકિત બીજા લોકોને એ દાવત આપી શકતો નથી કે તમે ચારે ઈમામોના મસ્લકને છોડી દો અને સારા માર્ગને અપનાવો. જયાં સુધી કે તે ઈજતિહાદમાં ચારે ઈમામોથી વધારે પોતાની સલાહિયત સાબિત ન કરી દે. અને જો કોઈ એવો છે તો તેની પેરવીની દાવત આપવી તો મહાન અનુસરણ છે. અને "જેનાથી ભાગે, તેમાં જ પડે"નું ઉદાહરણ પણ છે.

હકીકત એ છે કે જે લોકો બીજાને ઈમામોના અનુસરણથી રોકે છે. હકીકતમાં તેઓ મોટી અને બુરી પેરવી – અનુસરણમાં જાતે સપડાયેલા છે. કારણ કે ઈમામોના અનુસરણ કરનારા લોકોમાં તો એવા લોકો પણ છે. જેમણે કયાંક પોતાના ઈમામના કથનને છોડયું પણ છે. પરંતુ આ ગેર મુકલ્લિદીન તો બધા એકમત છે કે ઈમામોનું અનુસરણ છોડી દો. અમે જે કહીએ છે તેને માનો. આ જ દુરસ્ત છે..... અલ્લામા ઈબ્ને તયમિયહ (રહ.), ઈબ્ને કય્યિમ (રહ.), નવાબ સિદ્દીક હસન ખાન (રહ.) અને બીજા બે– ત્રણ ઉલમાએ કિરામ છે. બસ, તેમણે જે માર્ગ અપનાવ્યો તમે પણ તે માર્ગ અપનાવો. એટલે ચારે ઈમામોના અનુસરણને છોડવામાં દલીલ વગર અમારી વાત માની લો. જો તેમાં કોઈ એક બે ઈમામો છે તો ઈમામ બુખારી (રહ.) ઈમામ મુસ્લિમ (રહ.) વગેરેની વાત અથવા તેમની રિવાયતો પેશ કરે છે. તો છેવટે તો ઈમામ બુખારી (રહ.) અથવા ઈમામ મુસ્લિમ (રહ.)નું અનુસરણ થયું. આ નફસની આઝાદી અને ઘમંડ છે. જો એવા લોકોને અંદેશો ન હોત કે લોકો અમને ઠુકરાવી દેશે, તો કદાચ જરૂર એવું કહેતા કે સહાબા (રદિ.) ની વાત પણ ન માનો. પરંતુ એવું કહી દેવું બિલ્કુલ મુશ્કેલ છે. એટલા માટે

કહે છે કે સહાબા (રદિ.)ની પેરવી કરો. તેથી તેમની એક જમાત, મૌદૂદી ખ્યાલ, હકીકતમાં ગેર મુકલ્લિદીનની જ જમાત છે, જે સહાબએ કિરામ (રદિ.)ને પણ અવિશ્વાસુ અને ટીકા પાત્ર ગણે છે.

અહીંયા સુધી કે સહીહ હદીસના ઈન્કારથી પણ રોકાતા નથી અને આ હકીકત છે કે તેમણે નફસની આઝાદી અપનાવી છે તેઓ કેટલીક વખતે હદીસનો ઈન્કાર, નુબુવ્વતનો દાવો અને મહદવિયતનો પણ દાવો કરી બેસે છે. માટે જે લોકો પણ એવા છે, તેઓ પોતાના અલ્પ જ્ઞાન અને અધુરા વાંચનને કારણે અને કોઈ ઉસ્તાદના માર્ગદર્શન અને તરબિયત વગર આગળ વધવાને કારણે ગુમરાહ થઈ ગયા.

જયારે સહાબએ કિરામ (રદિ.) માંથી કેટલાક સહાબાએ બીજા સહાબા (રદિ.)ની પેરવી કરી. હઝરત ઉમર (રદિ.) જેવા મહાન સહાબી જેમના વિશે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું :

لو كان بعدى نبى، لكان عمر ابن الخطاب

જો મારા પછી કોઈ નબી હોત તો તે ઉમર હોત, (ફઝાઈલે સહાબા : ૧ / ૩૫૬, હદીસ નં. ૫૧૯) અને ફરમાવ્યું કે દરેક ઉમ્મતમાં કેટલાક લોકોને ઈલ્હામ (કુદરતી પ્રેરણા) મળે છે અને મારી ઉમ્મતમાં ઉમરની એ જ શાન છે. તેથી કેટલાક મસાઈલમાં હઝરત ઉમર (રદિ.) ના મત પ્રમાણે વહી ઉતરી. પરંતુ એવા સહાબી (રદિ.) પણ હઝરત અબૂબક (રદિ.)નું અનુસરણ કરવામાં શરમ અનુભવતા નથી બલકે ગર્વ અનુભવે છે.

قال عمر بن الخطاب رضى الله عنه : انى لأستحى من الله ان اخالف أبابكر، صح عنه انه قال : رأينا لرأيک تبع وصح عن ابن مسعود رضى الله رنه أنه كان يأخذ بقول عمر

હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) એ ફરમાવ્યું કે મને શરમ આવે છે કે હું હઝરત અબૂબકર (રદિ.)નો વિરોધ કરું, અને સહીહ સનદથી સાબિત છે કે હઝરત ઉમર (રદિ.) એ હઝરત અબૂબકર (રદિ.)થી અરજ કરી કે મારો મત આપના મતના તાબે છે. અને હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિ.) હઝરત ઉમર (રદિ.) ના કથનને અપનાવતા હતા. (અઅલામુલ મુકિઈન ઈબ્ને કય્યિમ : ૨ / ૨૦૨)

હઝરત શુઅબી (રહ.) હઝરત મસ્રુક (રદિ.)થી નકલ કરે છે કે સહાબએ કિરામ (રદિ.) માંથી છ સહાબા (રદિ.) ફતવા આપતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.), હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.), હઝરત ઉબય બિન કઅબ (રદિ.) અને હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) જો મતભેદ થતો તો હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.), હઝરત ઉમર (રદિ.)ના કથનને માનતા. હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.), હઝરત અલી (રદિ.) ના કથનને અને હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.), હઝરત ઉબય બિન કઅબ (રદિ.) ના કથનને અપનાવતા હતા.

(અઅ્લામુલ મુકિઈન : ૨ / ૨૦૨)

રહી વાત કે પછી આપણે સહાબએ કિરામ (રદિ.)ની પેરવી કેમ નથી કરતા? આપણે પણ હઝરત ઉમર (રદિ.) અથવા બીજા કોઈ સહાબી (રદિ.) ને પોતાના પેશવા કેમ નથી બનાવતા કે તેમની પેરવી કરીએ. તો સ્પષ્ટ વાત એ છે કે ખરેખર એ હઝરાત જ પેરવીને લાયક છે. પરંતુ દીન અને શરીઅતના દરેક મસ્અલામાં કોઈ પણ એક સહાબીથી આપણને સંપૂર્ણ ઝખીરો મળતો નથી કે આપણે દરેક મસ્અલામાં તેમનો મત અપનાવીએ. તેનું કારણ એ છે કે સહાબએ કિરામ (રદિ.) પોતાના જમાનામાં દીનના પ્રચાર માટે અને દુશ્મનોથી જિહાદ માટે એવા મશ્ગૂલ હતા કે તેમને ફુરસદ ન મળી કે તેઓ દરેક મસ્અલા વિશે અહાદીસ અને સહાબા (રદિ.) ના મતોને એકત્ર કરતા અને ઈજતિહાદ (સંમતિ) થી દરેક મસ્અલામાં કોઈ એક હુકમ લાગુ કરતા. ઉપરાંત સહાબએ કિરામ (રદિ.) ના જમાનામાં ખ્વાહિશોની પેરવી પણ ન હતી. એટલા માટે જેની પાસે જે હદીસ હતી. અથવા ઈજતિહાદ હતો. તેની ઉપર તેઓ અમલ કરી લેતા. છતાં હઝરત ઉમર (રદિ.) એ એવી જમાતો તૈયાર કરી કે જેમાં સહાબા (રદિ.) હતા, તેમનાથી ઉદ્દ્ભવતા મસાઈલમાં મશવરો કરીને ઘણું જ્ઞાન એકત્ર કરી લીધું. પરંતુ અવામમાં એ શકિત નથી કે તેઓ સહાબા (રદિ.)ના જ્ઞાનથી પ્રત્યક્ષ ફાયદો ઉઠાવે.

(ફતાવા મહમૂદિય્યહ : ૨ / ૬૦૫)

એટલા માટે અઈમ્મએ મુજતહિદીનને અલ્લાહ તઆલાએ પેદા કર્યા કે જયારે નૂરે ઈસ્લામ ઘણાં વિસ્તારોમાં ફેલાઈ ગયું અને શાંતિ મળી. દરેક હદીસ સામે આવી ગઈ, સહાબાના કથનો પણ સામે આવી ગયા તો એ મજતહિદીને

કિરામ (રહ.) એ ઉમ્મત માટે એક માર્ગ તૈયાર કર્યો. તેની ઉપર પાબંદીથી ચાલીને મંઝિલ સુધી પહોંચી શકાય. મંઝિલ એક જ છે અને માર્ગો ચાર છે. અલ્લાહના જલીલુલ કદ્ર પયગમ્બર ચાર છે. જલીલુલ કદ્ર આસ્માની કિતાબો ચાર છે. જલીલુલ કદ્ર ફરિશ્તા ચાર છે અને જલીલુલકદ્ર અઈમ્મએ મુજતહિદીન અને તેમના મસ્લક પણ ચાર છે. જલીલુલ કદ્ર સિલસિલા પણ ચાર અને શારીરિક બિમારીઓના ઈલાજના તરીકા પણ ચાર છે.

આ ચાર ઈમામોમાંથી કોઈ પણ એકનું અનુસરણ જરૂરી છે. કારણ કે અલ્લાહ તઆલા તરફથી તેમને જે સલાહિયત અને શકિત મળી, તે બીજા મુજતહિદીનને મળી નથી. બીજા ઘણાં મુજતહિદીન પેદા થયા. પરંતુ તેમને તે મકબૂલિયત પ્રાપ્ત થઈ નથી. જે ચાર ઈમામોને પ્રાપ્ત થઈ. એટલા માટે જે પણ બિન અધિકૃત – સામાન્ય છે. તેના માટે કોઈ એકની વાત માનવી અને તેમના પર વિશ્વાસ કરવો જરૂરી છે કે તેમને સંપૂર્ણ ઈમાનદારી સાથે પોતાની અનથક મહેનત પછી કિતાબુલ્લાહ, અહાદીસ, સર્વમત અને તર્ક દ્વારા આપણા માટે મસાઈલ એકત્ર કરીને આપણને ગુમરાહીથી બચાવ્યા છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૧ / ૩૭૬)

તેથી અલ્લામા ઈબ્ને કય્યિમ જવઝી (રહ.) જે મોટા આલિમ છે, અને ગેર મુકલ્લિદીન તેમને પોતાના પેશવા માને છે. ફરમાવે છે કે તે ઉલમા માટે, જેમણે કિતાબુલ્લાહની પેરવીમાં પોતાની મહેનત લગાવી અને કેટલાક મસ્અલાઓનો હુકમ તેમની ઉપર છુપો રહયો, પોતાનાથી મોટા આલિમનું અનુકરણ કરવું ટીકા પાત્ર નથી. બલકે પ્રશંસાને પાત્ર છે. (અઅ્લામુલ મકિઈન : ૩/ ૧૮૮)

બીજી બાજુ ફરમાવે છે કે વફાત પામેલ આલિમોનું જે મુજતહિદ હોય, અનુસરણ જાઈઝ છે. અને તેની ઉપર બધા અનુસરણ કરનારનો અમલ છે અને બેહતર અનુસરણ વફાત પામેલાનું અનુસરણ છે અને જે લોકોએ તેમના અનુસરણની મનાઈ કરી છે. એ તેમની પોતાની વાત છે. (દલીલ વગરની છે)

(અઅ્લામુલ મુકિઈન : ૪ / ૨૧૫)

હઝરત અલ્લામા ઈબ્ને કય્યિમ જવઝી (રહ.) એ હઝરત ઈમામ શાફઈ (રહ.) થી નકલ કર્યુ છે કે "કોઈના માટે જાઈઝ નથી કે દીન વિશે ફતવો આપે, હાં પરંતુ એવો આલિમ જ કિતાબુલ્લાહની રદ કરેલી, મજબૂત અને એક સરખી, સ્પષ્ટ મક્કી અને મદની આયતોના મતલબથી માહિતગાર હોય, ઉપરાંત હદીસ શરીફનું

સંપૂર્ણ જ્ઞાન ધરાવતો હોય. જેવી રીતે કુર્આને પાકનું જ્ઞાન હોય, અરબી શબ્દોનો પણ માહેર હોય, પછી તે ન્યાય અને ઈમાનદારીથી ફેસલો કરે. દુનિયાના વિવિધ દેશોના રિવાજોથી માહિતગાર હોય અને તમામની સાથે નફસે ફિકહનું જ્ઞાન ધરાવતો હોય કે તેની તબિયતમાં ફિકહ સાથેનો સંબંધ મજબૂત હોય.

(અઅ્લામુલ મુકિઈન : ૧ / ૪૬)

જો કોઈ આલિમ આ ગુણો ધરાવતો ન હોય, તો તેના માટે ફતવો આપવો જાઈઝ નથી.

જયારે એક મુફતીમાં આટલા બધા ગુણો હોવા જરૂરી છે તો પછી એક મુજતહિદ માટે કેટલી સલાહિયતો જાઈએ ? જો કોઈ આવી લાયકાત ધરાવતો હોય તો તેની ઉપર અનુસરણ વાજિબ નથી. બલકે જાતે અઈમ્મએ મુજતહિદીનને એવા લોકોને પોતાના અનુસરણથી મના કર્યા છે. શું આધુનિક યુગમાં આ બધી લાયકાતો અને સલાહિયતોનો કોઈ માલિક છે ? જો છે તો તે પોતાની લાયકાત સાબિત કરીને બતાવે. શું એ લોકો જે હદીસોના માત્ર તર્જુમા જોઈને વાતો બતાવે છે અને એક હદીસે પાક પણ જેમને સનદ અને મતન સાથે યાદ ન હોય, તેમને અનુસરણથી શરમ અને મુકલ્લિદો પર ગુસ્સો આવે છે. આ તો ખરેખર નાદાની કહેવાય.

જેમકે શરૂઆતમાં આવી ગયું કે આ લખાણ આમ સમજ પ્રમાણે ટુંકમાં લખવામાં આવ્યું છે, તેનો ખુલાસો સમજી ગયા હશો. હવે એક પ્રખ્યાત ગેર મુકલ્લિદ આલિમ હઝરત મવલાના મુહમ્મદ હુસૈન બહાલ્વી (રહ.) નું કથન, જે તેમની કિતાબ " ઈશાઅતુલ સુન્નહ" માં છે. જોઈ લેશો. ફરમાવે છે કે પચ્ચીસ વર્ષના અનુભવથી માલુમ થાય છે કે અનુસરણ ન કરવું બેદીનીનો દરવાજો છે.

(અહસનુલ ફતાવા : ૧ / ૪૦૬)

## (૫) વાલિદૈનમાં મસ્લકનો મતભેદ હોય તો બાલિગ છોકરો કોની પેરવી કરે ?

**સવાલ (૩૦૭)** : એક ઘરમાં પતિ હનફી મસ્લકના છે અને પત્ની શાફઈ મસ્લક, તેમનો એક બાલિગ છોકરો છે. તે કયારેક હનફી મસ્લક અને કયારેક શાફઈ મસ્લક પર અમલ કરે છે. દા.ત. કયારેક રફે યદૈન કરે છે અને કયારેક નથી કરતો અને પૂછવા પર કહે છે કે મેં મારી માતાને રફએ યદૈન કરતા જોયા છે. એટલે હું પણ કરું છું. અથવા મારા પિતાને રફએયદૈન વગર નમાઝ પઢતા જોયા છે એટલે હું એવું કરું

છું. સવાલ એ છે કે એ બાલિગ છોકરાનો આ અમલ શરઈ દ્રષ્ટિએ દુરસ્ત છે કે નહી? જો નહી તો કેમ ? કુર્આન હદીસની રોશનીમાં જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફીમાં તો રફે યદૈનમાં કોઈ વાંધો નથી. જો કે અહનાફ એ વાતના સમર્થક છે કે એ બિન જરૂરી અને અફઝલ નથી. જો કે તેની ઈજાઝતમાં કોઈ શંકા નથી.

(રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૦૬)

પરંતુ વર્ણન કરેલી સુરતનો સંબંધ માત્ર રફેયદૈન સાથે નથી. બલકે તેનો સંબંધ અનુસરણથી છે. જાણવું જરૂરી છે કે હનફી અને શાફઈ હોવું કોઈ જાતિ અથવા કોમી ઓળખ નથી કે વાલિદૈનની પેરવી તેમાં પુરતી છે. અને બંનેનો મસ્લક અલગ અલગ હોવાની હાલતમાં જયારે મનમાં આવે બંનેમાંથી કોઈની પણ પેરવી કરી લે. બલકે બાલિગ છોકરા માટે જરૂરી છે કે તે કોઈ પણ એક મસ્લકનો પાબંદ રહે. હનફી અને શાફઈ બંને પર એક સાથે હંમેશા કાયમ રહી શકતો નથી. કારણ કે બંને મસ્લકોમાં કેટલાક મસ્અલાઓમાં હુકમ સંબંધી હલાલ અને હરામ, જાઈઝ અને નાજાઈઝ, વાજિબ અને બિન વાજિબમાં ફરક છે. (ફતાવા રશિદિય્યહ : ૨૦૭)

અઈમ્મએ મુજતહિદીન અને દીર્ઘદ્રષ્ટિવાળા આલિમો માટે તો ગુંજાઈશ છે કે તેઓ જરૂરતના મોકા પર કોઈ અમલમાં એક ઈમામના કથન પર અમલ કરે અને બીજા અમલમાં બીજા ઈમામના કથન પ્રમાણે અમલ કરે. પરંતુ એક જ અમલમાં એક સાથે બે અલગ અલગ મસ્લકો પર અમલ કરી શકતા નથી.

(રદ્દુલ મુહ્તાર : ૧ / ૫૬)

સામાન્ય વ્યકિત, બલકે સામાન્ય આલિમને પણ ઈજાઝત નથી કે વિવિધ અવકાતમાં વિવિધ ઈમામોના કથન પર અમલ કરે, કારણ કે તેમાં મનની પેરવીનો અંદેશો છે કે જે પણ મનમાં આવ્યું, સહેલુ માલૂમ થયું અને પોતાની મરજી પ્રમાણે લાગ્યું તો તે અપનાવી લીધું અને જે મરજી વિરુદ્ધ અને મુશ્કેલ લાગ્યું તે છોડી દીધું તો આ પાલન સામાન્ય વ્યકિત માટે ખ્વાહિશ (ઈચ્છા)ની પેરવીનું કારણ બનશે. એટલા માટે ઉલમાએ અનુસરણને વાજિબ ઠેરવ્યું છે.

દરેક વ્યકિત માટે જરૂરી છે કે તે એક વખતે બરાબર વિચાર કરીને કોઈ એક મુજતહિદના મસ્લકને અપનાવે. પછી તેના ઉપર કાયમ રહે. કારણ કે દરેક વ્યકિતમાં એવી સલાહિયત અને શકિત નથી કે તે શરઈ દલીલોમાં મનન કરીને કોઈ હુકમ માલૂમ કરી શકે.

એટલા માટે વર્ણન કરેલ બાલિગ છોકરા માટે જરૂરી છે કે તે કોઈ એક મસ્લક પર અમલ કરે. હઝરત મુફતી મહમૂદ સાહેબ ગંગોહી (રહ.)એ પણ તેની નજીક નજીક લખ્યું છે. (ફતાવા મહમૂદિયાઃ / ૩૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) બધા મસાઈલ કુર્આન અને હદીસોથી સાબિત છે.

**સવાલ (૩૦૮) :** અમુક હુકમો કુર્આનથી સાબિત છે અને અમુક હદીસ શરીફથી સાબિત છે, પરંતુ અુમક મસ્અલાઓ એવા પણ છે જે આપ (સલ.)થી નથી સાંભળ્યા. દા.ત. કુર્બાની, હજ અને નમાઝના મસાઈલ, તો ઉલમાએ કિરામે આ મસાઈલ કયાંથી કાઢયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સંપૂર્ણ દીન અને દીનના નાના –મોટા તમામ મસાઈલ કુર્આને કરીમ અને હદીસ શરીફથી જ સાબિત છે, અલબત્ત તફાવત એટલો છે કે કેટલાક મસ્અલા કુર્આને કરીમ અને હદીસ શરીફની ઈબારત –વર્ણન થી જ સમજમાં આવી જાય છે અને અમુક મસ્અલા તો તેના તર્જુમાથી જ સમજમાં આવી જાય છે, પરંતુ અલ્લાહ તઆલનું કલામ જેનો મુકાબલો કોઈ કરી શકતું નથી અને તેની એક નાની આયત પણ કોઈ બનાવી શકયું નથી. અને ન બનાવી શકશે. એવું કલામ જે મઝમૂન અને મતલબને શામિલ છે, એવા ઉચ્ચ દરજ્જાના અરબી જાણકાર આલિમ જ સમજી શકે છે. કુર્આને કરીમને સમજવા માટે પંદર પ્રકારનું જ્ઞાન જરૂરી છે, (અલ ઈત્કાન ફી ઉલૂમિલ કુર્આન : ૪ / ૨૧૬) કુર્આને કરીમ પછી બીજા નંબર પર હદીસ શરીફ છે. આપ (સલ.)નો ઈર્શાદ છે કે અલ્લાહ તઆલા મારા મુખેથી એવું કલામ બોલાવે છે જે ટુંકું હોય છે. પરંતુ વિવિધ પ્રકારના મઝમૂન અને મતલબોથી પૂર્ણ હોય છે. (બુખારી : ૨ / ૧૦૩૮, હદીસ નં. ૭૦૧૩) ટુંકમાં કુર્આન અને હદીસની ભાષા કાનૂની ભાષા છે. જેમકે સરકારના કાનૂનોની કિતાબોમાં એવી ભાષા વાપરવામાં આવે છે કે વકીલો તેમાંથી અનેક અર્થો કાઢી શકે છે અને જયાં સુધી વકીલોની પહોંચ ન હોય, તે તજજ્ઞ – નિષ્ણાંત બેરિસ્ટર સમજી શકે છે તો આ અહકમુલ હાકિમીનનું કલામ છે. તેમાંથી શું ન કાઢી શકાય ? પરંતુ તેના માટે લાયકાત જોઈએ. સમજવા માટે એટલી વાત કાફી છે કે દીનનો કોઈ મસ્અલો એવો નથી જે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કુર્આન અને હદીસથી સાબિત ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જે વ્યકિત એહલે હદીસ બની જાય, પરંતુ કોઈ ઈમામને બુરૂ ન કહેતો હોય તેને ગુમરાહ કહેવો

**સવાલ (૩૦૯) :** એક માણસ કોઈ ઈમામને બુરૂ કહેવા વગર પોતાની મરજીથી એહલે હદીસ બની જાય તો શું માત્ર એહલે હદીસ બની જવાના કારણે તેને ગુમરાહ કહી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામનું અનુસરણ કરવાથી વ્યકિત ગુમરાહ થવાથી બચી જાય છે, પરંતુ કોઈ વ્યકિત એહલે હદીસ થઈ જાય અને બુરૂ – ભલુ ન કહેતો હોય તો જાઈઝ છે. તેનો સમાવેશ ગુમરાહ ફિરકાઓમાં તો નહી થાય, પરંતુ તેનો ગુમરાહ થવાનો અંદેશો છે. માટે એવું કરવું યોગ્ય નથી. (ઈમ્દાદુલ ફતાવા : ૬ / ૩૧૨)

અને જાહિલ વ્યકિત જે પોતે હદીસ અને અરબી ન સમજતો હોય તો તે એહલે હદીસ નથી. કારણ કે તે તો બીજાના કહેવા અને સમજાવવાથી જ ચાલશે, બલકે ચાલવું જ પડશે. માટે બેહતર એ છે કે કોઈ પણ ઈમામ પર વિશ્વાસ કરે અને જે માર્ગ તેમને બતાવ્યો છે , તેની ઉપર ચાલે તેને લીધે ગુમરાહ થવાથી બચી જશે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૧ / ૨૬૩) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ગેર મુકલ્લિદની વ્યાખ્યા અને તેમની કિતાબોનો અભ્યાસ

**સવાલ (૩૧૦) :** (૧) ગેર મુકલ્લિદ કોને કહે છે ?

(૨) એહલે હદીસનો એહલે સુન્નત વલ જમાતમાં સમાવેશ થાય છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ચારે ઈમામોમાંથી કોઈનું અનુસરણ કરતો નથી તે ગેર મુકલ્લિદ છે તેમનો દાવો છે કે તેઓ માત્ર હદીસની પેરવી કરે છે. તેમાંથી કેટલાક તો ચારે ઈમામો અને ઉલમાએ કિરામ પર ગાળો ભાંડવામાં કમી કરતા નથી. તેઓ એહલે સુન્નત વલ જમાતમાં દાખલ નથી. (ઈમ્દાદુલ અહ્કામ : ૧ / ૧૬૯) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) શું ધર્મમાં અર્થઘટન દુરસ્ત છે ?

**સવાલ (૩૧૧) :** ચારે ઈમામોમાંથી કોઈ પણ ઈમામના કોઈ પણ મસ્લક પર અમલ કરી શકીએ છીએ, જો ન કરી શકીએ તો તેનું કારણ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત અનુસરણ કરે છે તેણે પોતાના મસ્લકના ઈમામના, મુફતીના મસાઈલ પર અમલ કરવો જરૂરી છે. પરંતુ કોઈ મજબૂરીને કારણે તે વખતના ઉલમાએ કિરામ બીજા મસ્લક પર પણ ફતવો આપી શકે છે. દા.ત. હનફી મસ્લકમાં કોઈ મસ્અલામાં તંગી અને ઉમ્મત માટે તકલીફનું કારણ હોય તો ઉલમાએ કિરામ સહમત થઈને બીજા ઈમામના મસ્લક પ્રમાણે ફેસલો કરી શકે છે. માટે તેમના ફતવાને કારણે બીજા ઈમામના મસ્અલા પર અમલ કરવો જાઈઝ થશે. જેવી રીતે "હિલએ નાજિરહ" કિતાબ લખવામાં આવી છે. તેમાં કેટલાક મસ્અલાઓમાં હનફી મસ્લકમાં સખ્તી હોવાને કારણે માલિકી મસ્લક પર અમલ કરવા વિશે ફતવો આપવામાં આવ્યો છે. પંરતુ અવામનું પોતાના તરફથી બીજા ઈમામના કોઈ પણ મસ્અલા પર અમલ કરવો જાઈઝ નથી. તેના કેટલાક કારણો છે. જે અહીયા લખવાની ગુંજાઈશ નથી.

સૌથી મોટું કારણ આપ સમજી શકો છો કે તેના ઉપર અમલ કરવાથી વ્યકિત ખ્વાહિશ પર અમલ કરવાનું શરૂ કરી દે છે, જે હદીસ પર અમલ કરવાનું સહેલુ હશે તેની ઉપર અમલ કરશે અને એ જાઈઝ નથી. (ઈમ્દાદુલ અહ્કામ : ૧ / ૧૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ

الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ بِاللّٰهِ

**તર્જુમો :** (હે મુસલમાનો !) લોકો માટે (દુનિયામાં) જે ઉમ્મતો પેદા થઈ તે સૌમાં તમે શ્રેષ્ઠ છો (કારણ કે) તમે નેક કામોનો હુકમ કરો છો તથા બુરી વાતોથી રોકો છો અને અલ્લાહ પર ઈમાન રાખો છો.

(સૂરએ આલિ ઈમરાન : ૧૧૦)

# દીનની તબ્લીગ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# (૧) ફઝાઈલે આમાલની જેમ કોઈ અન્ય કિતાબની તાલીમનો સુબુત સહાબા (રદિ.) થી

**સવાલ (૩૧૨) :** મેં આપનાથી એક સવાલ પૂછયો હતો કે ફઝાઈલે આમાલ જેવી કોઈ કિતાબ ઉમ્મતના દીની ફાઈદા માટે સહાબાએ કિરામ (રદિ.) તાબેઈન અથવા તબએ તાબેઈન વગેરે થી પઢવી સાબિત છે ? આશા છે કે આપ તેના વિશે જવાબ આપશો. મારા આ સવાલના જવાબમાં આ ભાગ નું આપે કોઈ વર્ણન કર્યુ ન હતું અને જો કોઈએ આ પ્રકારની કિતાબ પઢી હોય, તો તેનું નામ પણ જણાવશો

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તાબેઈન અને તબએ તાબેઈનનાં જમાનામાં અહાદીસ લખવામાં આવી (અહ્સનુલ ફતાવા : ૧ / ૫૧૧) અને તેનો સબક તે જમાનામાં આમ હતો. આપ (સલ) ના ફરમાન પ્રમાણે : સહાબા, તાબેઈન અને તબએ તાબેઈનના જમાનામાં ખૈર અને ભલાઈઓ આમ હતી. (બુખારી : ૧ / ૫૧૫, હદીસ નં. ૩૬૫૦) લોકોના દિલ પ્રત્યક્ષ અથવા એક–બે વાસ્તાથી નુરે નુબુવ્વતથી પ્રકાશિક હતા. બુરાઈ અને ફસાદ દબાયેલા હતા, અને દરેક જગ્યાએ ખૈર અને ભલાઈ ફેલાયેલી હતી, ઈસ્લામી હુકૂમતો કાયમ હતી, લોકોના દિલ નુરે નુબુવ્વતથી લબરેજ હતા, અહીયા સુધી કે એક એક મુહદ્દિષની મજલિસમાં એક એક વખતમાં હજારો તાલિબે ઈલ્મો રહેતા હતા. જયાં તેમને કોઈ મુહદ્દિષની ખબર પડતી તો દૂર દૂરથી હજારો પ્રકારની તકલીફો વેઠીને માલ દોલતની પરવા કર્યા વગર પહોંચી જતા હતા. અને તેમની સામે ઘૂંટણો ટેકવી દેતા હતા. ઘણી કિતાબોમાં તેમના હાલાત, ઈલ્મ માટેની કોશિશો અને મહેનતોનું વર્ણન જોવા મળે છે.

આજે બુરાઈઓ અને ફિત્નાઓનો જમાનો છે. ખૈર અને ભલાઈઓથી લોકો ખૂબ જ દૂર છે. ટીવી, રેડિયો, ફિલ્મો, સમાચાર પત્રો, અને નાચવા – ગાવામાં પોતાનો કિંમતી સમય બરબાદ કરી રહયા છે. તેમની પાસે દીની મસાઈલ અને શરઈ અહકામ શિખવાની – શિખવવાની ફુરસદ નથી, આવી પરિસ્થિતિમાં થોડો સમય કાઢીને કોઈ દીની કિતાબની આઠ – દસ મિનિટ તાલીમ કરવામાં આવે તો વાંધો છે ? સામાન્ય રીતે તાલીમ કરનાર અને દીની કિતાબોના પઢનાર મસ્જિદના

ઈમામ સાહેબ હોય છે, જે કંઈ કિતાબમાં લખ્યું હોય છે તે પઢીને સંભળાવી દે છે. જો કોઈ સમજદાર આલિમ એ વાત માટે તૈયાર થઈ જાય કે તે દરરોજ ટુંકમાં કુર્આને પાકની તફસીર બયાન કરી દેશે અથવા હદીસે પાકનો દર્સ આપી દેશે અથવા કોઈ મસાઈલ બતાવી દેશે, તો તેમાં કોઈ વાંધો નથી અને તબ્લીગી જમાતનો કોઈ સાથી તેને ખોટું કહેતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) "ફઝાઈલે આ'માલ"ની તાલીમને બદલે અઠવાડિયામાં એક- બે દિવસ કુર્આને પાકની તફસીર કરવી

**સવાલ (૩૧૩) :** કુર્આને પાકને સમજવા માટે હદીસોની જરૂરત પડે છે, એ વાત તો બિલકુલ સાચી છે. પરંતુ મને શંકા એ વાતની છે કે જે લોકો તબ્લીગી જમાતથી જોડાએલા છે તેમને કયારેય તફસીરના દર્સમાં હાજરી આપવાની તશકીલ કરતા નથી જોયા. તે લોકો માત્ર અને માત્ર ફઝાઈલે આ'માલની પ્રેરણા આપે છે અને તેની તશકીલ કરે છે, તો હવે મારા દિલમાં એ સવાલ પેદા થાય છે કે તે લોકોને કુર્આને પાકની તફસીરથી આટલી દૂરી અને "તબ્લીગી નિસાબ" નામની કિતાબથી આટલી નિકટતા કેમ છે ? શું મઆઝલ્લાહ ફઝાઈલે આ'માલનો દરજ્જો કુર્આને પાકથી વધુ છે ? મારી સમજમાં આ વાત આવતી નથી, તે વિશે મારી પરેશાની દૂર ફરમાવો. અને સંતોષકારક જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને પાકની તફસીર કરવી ઉલમાએ કિરામનું કામ છે. કોઈ આલિમ જો તફસીર કરે છે તો તબ્લીગી જમાતના સાથીઓ તેમને બિલ્કુલ રોકતા નથી. બલકે ઘણાં તબ્લીગી મરકઝો ઉપર કુર્આન પાકની તફસીર અને હદીસે પાકના દર્સનો મામૂલ છે. હા, જો એ લોકો ઉલમાએ કિરામને તફસીર કરવાની મનાઈ કરશે તો ગુનેહગાર થશે અને તમારી શંકા યોગ્ય ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તબ્લીગી નિસાબ નામની કિતાબની તાલીમને બિદઅત કહેવી જાઈઝ નથી

**સવાલ (૩૧૪) :** તબ્લીગી હઝરાત અસર અને ઈશાની નમાઝ પછી દરરોજ પાબંદીથી 'તબ્લીગી નિસાબ' નામની કિતાબની તાલીમ કરે છે. તેઓ એ તાલીમને

પોતાના માટે જરૂરી સમજે છે. પરંતુ ઉમ્મત માટે કયામત સુધી હિદાયતની કિતાબ "કુર્આને પાક"ને સમજવા માટે કોઈ પ્રોગ્રામ નથી રાખતા. એવું પણ કહી શકાય કે તેઓ આ પ્રકારના પ્રોગ્રામો બનાવવા જ નથી માંગતા. તો શું આ કિતાબને આટલી જરૂરી સમજવી અને કુર્આને કરીમને છોડી દેવું જાઈઝ છે ? હિદાયત માટે કોઈ બહેતર કિતાબ હોઈ શકે છે તો તે કુર્આને પાક છે. તો પછી અમારા આ તબ્લીગી ભાઈ હિદાયત માટે પોતાના દરરોજના પ્રોગ્રામોમાં તબ્લીગી નિસાબને બદલે કુર્આન પાકની તફસીર કેમ નથી કરતા ? હિદાયત માટે "તબ્લીગી નિસાબ" જેવી કિતાબને સહાબા (રદિ.), તાબેઈન, તબએ તાબેઈન અથવા ચારે ઈમામોમાંથી કોઈએ અસર અને ઈશા પછી પઢવાનો હુકમ આપ્યો છે. જો હુકમ આપ્યો છે તો તે કિતાબનું નામ શું છે ?

ઈસ્લામમાં કોઈ જાઈઝ અને મુસ્તહબ કાર્યને અંતિમ હદ સુધી પહોંચાડવું બિદઅત છે. જેમકે જુમ્આના દિવસે ખુત્બા પહેલા સુરએ કહફને એક માણસે જોરથી પઢવું અને બીજા લોકોએ સાંભળવું, જેનાથી બીજા નમાઝીઓને નમાઝમાં ખલેલ પહોંચે છે. તેને અમારા ઉલમાએ કિરામે મકરૂહ કહયું છે. (અલ મદખલ : ૨ / ૨૮૧) તો શું "તબ્લીગી નિસાબ" નામની કિતાબ, જેને અમારા તબ્લીગી ભાઈ દરરોજ અસર અને ઈશાની નમાઝ પછી પોતાના પ્રોગ્રામોમાં જરૂરી સમજીને પઢે છે. તે બિદઅત નથી ?

**નોંધ :** હાલાંકે જુમ્આના દિવસે જયારે સૂરએ કહફ પઢવામાં આવે છે, ત્યાર પછી સુન્નત પઢવા માટે દસ મિનિટનો સમય આપવામાં આવે છે.

સુન્નતોથી ફારિગ થઈને ખુત્બો શરૂ થાય છે. એટલે તેનાથી નમાઝીઓની નમાઝમાં કોઈ ખલેલ પહોંચતુ નથી. જયારે કે તબ્લીગી સાથીઓ નમાઝ પુરી થતા જ મિમ્બર પાસે આ કિતાબની તાલીમ શરૂ કરી દે છે. તેનાથી કેટલીક વખતે નમાઝીઓને ખલેલ પણ પહોંચે છે.

કુર્આને પાકને નિસાબમાં અપનાવવા અને તેના મુકાબલામાં કોઈ બીજી કિતાબની અગત્યતા જાહેર ન થાય. તેના માટે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ હકીકત અને શંકાથી દૂર છે કે કુર્આને પાક હિદાયતની કિતાબ છે. અને એ પણ હકીકત છે કે તેનાથી બહેતર કોઈ કિતાબ માનવીઓની હિદાયત માટે ન

હમણાં છે અને ન ભવિષ્યમાં આવનારી છે. તેને સમજવા માટે હદીસે પાકનો સહારો લેવો પડે છે. કારણ કે એ કુર્આને પાકની આયતની તફસીર અને તશરીહ છે.

ખાસ કરીને ઉલમાએ કિરામે આમ ઈન્સાનોની હિદાયત માટે માત્ર અલ્લાહ તઆલાની તૌફીકથી કુર્આની હિદાયાત અને નબવી ઈર્શાદાતની રોશનીમાં જમાતો બનાવી એ જમાતો માટે પણ ઉસૂલો – નિયમો નક્કી થયા. જેથી તેની રોશનીમાં જમાતો કામ કરીને પોતાની મંઝિલ પ્રાપ્ત કરી શકે. દા.ત. એહલે તસવ્વુફ પોતાના મુરીદોના વઝીફા માટે એક આસાન કિતાબ સંપાદિત કરી. પોતાના મુરીદોને એ કિતાબ વાંચવાની તાકીદ કરે છે. અને કહે છે કે તેને વાંચીને પોતાના જીવનમાં સુધારો પેદા કરો. અનુભવ છે કે લોકોને તે વાંચવાથી અને તેના ઉપર અમલ કરવાથી ઘણો ફાયદો થયો.

એવી રીતે તબ્લીગી જમાતના સાથીઓએ પણ કામ કરનારાઓની આસાની માટે આસાન શૈલીમાં કેટલીક કિતાબો પસંદ કરી. એ લોકો તેની રોશનીમાં પોતાની હિમ્મત પ્રમાણે ગામ અને મહોલ્લાના લોકોના મશ્વરાથી એક વખત નક્કી કરીને આઠ – દસ મિનિટ એ કિતાબોને પઢે છે. તેમાં એક કિતાબ 'ફઝાઈલે આ'માલ' પણ છે. આ કિતાબમાં ફઝાઈલે કુર્આન, ફઝાઈલે દુરૂદ શરીફ, ફઝાઈલે સદકાત, ફઝાઈલે ઝિક્ર, ફઝાઈલે નમાઝ, ફઝાઈલે રમઝાન વગેરે મુખ્ય વિષયો છે. આ કિતાબને પહેલા 'તબ્લીગી નિસાબ' નામ આપવામાં આવ્યું હતું, પરંતુ અત્યારે તેનું નામ બદલીને 'ફઝાઈલે આ'માલ' રાખ્યું છે. તબ્લીગી સાથીઓ આ કિતાબને એવી રીતે જરૂરી સમજતા નથી કે તેના વગર દીન અધુરો છે અને ન તો તાલીમમાં હાજર ન રહેનારાઓને બુરૂ – ભલુ કહે છે. તબ્લીગી સાથીઓ પોતાના ખ્યાલના લોકોની સાથે પરસ્પર બેસીને તેને આગળ વધારવાની કોશિશ કરે છે. એ લોકો બીજી કિતાબોને પઢવાથી ન તો રોકે છે અને ન તો તેમને બુરા સમજે છે.

આ સિવાય તાલીમનું એક કારણ એ પણ છે કે તેમાં વર્ણન કરેલા વિષયો હોય છે. તેને વાંચવાથી હક વાત સમજવાની અને હક વાત કહેવાની શકિત નસીબ થાય છે. લોકોને હિદાયતની દાવત આપવાની ભાવના પેદા થાય છે. કુર્આન પાકની તિલાવતનો શોખ પેદા થાય છે. અને તેની બરકતથી તફસીરની કિતાબોને જોવાની ભાવના પેદા થાય છે. આ સાફ હકીકત છે કે આ જમાત દ્વારા લાખો ભટકેલા અને ગુમરાહ લોકોને હિદાયતનો માર્ગ મળ્યો છે. એટલા માટે આ કિતાબને દરરોજ

પાંચ–દસ મિનિટ પઢવી બિદઅત નથી. અલબત્ત જે લોકો આ કિતાબને દરરોજ પઢવાનું જરૂરી સમજે છે અને તેની તાલીમમાં ન બેસનારાઓને બુરૂ ભલુ કહે છે અને તેમની ટીકા કરે છે. તો તેમનો આ અમલ બિદઅત બનીને નાજાઈઝ થશે.

(ફત્હુલ બારી : ૨ / ૩૨૮)

જેવી રીતે જુમ્આના દિવસે સૂરએ કહફને જોરથી પઢવાને જરૂરી સમજવું અને ન પઢનારાઓ અને ન સાંભળનારાઓને બુરૂ ભલું કહેવું અને તેમની સાથે લડાઈ ઝઘડો કરવો નાજાઈઝ અને હરામ છે. (અલ મદખલ : ૨ / ૨૮૧) એવી રીતે જો તબ્લીગી જમાતના સાથીઓ પણ ફઝાઈલે આમાલ ની તાલીમમાં ન બેસનારાઓને બુરૂ ભલું કહે અને ઝઘડો કરે, તો તેમના માટે પણ નાજાઈઝ અને હરામ થશે. પરંતુ એ લોકો એવું કરતા નથી. એટલે તે બિદઅત નથી. અલબત્ત જો તેમની તાલીમ અને કિતાબ પઢવાથી નમાઝીઓની નમાઝમાં ખલેલ પડતી હોય તો તાલીમ માટે મસ્જિદની કોઈ જગ્યા નક્કી કરી લે અને ત્યાં જ બેસીને તાલીમ કરે, જેથી નમાઝીઓની નમાઝમાં કોઈ ખલેલ ન પહોંચે. કારણ કે મસ્જિદ બનાવવાના હેતુઓ એ છે કે તેમાં નમાઝ પઢવામાં આવે, ઝિક્ર અને મુરાકબા કરવામાં આવે, કુર્આને પાકની તિલાવત કરવામાં આવે, દીની કાર્યોમાં મશવરો કરવામાં આવે, અને લોકોની હિદાયત માટે કોઈ દીની કિતાબની તાલીમ કરવામાં આવે. પરંતુ દરેક વ્યકિત અને દરેક જમાતવાળા એવી રીતે કામ કરે કે બીજાને તકલીફ ન થાય. અને તેમના કામમાં કોઈ પ્રકારની ખલેલ ન પડે. એટલા માટે ઉલમાએ કિરામે લખ્યું છે કે કુર્આને પાકની એવી રીતે બુલંદ અવાજથી તિલાવત કરવી કે કોઈ નમાઝીની નમાઝમાં ખલેલ પડે. તો તે મકરૂહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૧૬) ઉલમાએ કિરામે એ પણ લખ્યું છે કે નમાઝ પછી એટલી જોરથી દુઆ માંગવી કે બીજા નમાઝીઓની નમાઝમાં ખલેલ પડે તો તે મકરૂહ છે. (રદ્દુલ મુહ્તાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૬૦)

જો દીની કિતાબની તાલીમ મસ્જિદના મધ્ય ભાગમાં મિમ્બરની પાસે કરવાથી નમાઝીઓની નમાઝોમાં ખલેલ પડે છે, તો એ પણ મકરૂહ છે, જો તબ્લીગી સાથીઓ આવું કરે છે તો આપ તેમને સમજાવો કે તેઓ કોઈ ખુણામાં તાલીમ કરે, પરંતુ અસલ કિતાબની તાલીમને બિદઅત કહેવું જાઈઝ નથી.

ફિતના અને ફસાદના જમાનામાં તબ્લીગી જમાત એક ગનીમત છે. એટલા માટે દરેક મુસલમાન માટે પોતાની હિમ્મત અને તાકત પ્રમાણે તેનો સાથ આપવો

અને તેની મદદ કરવી જરૂરી છે અને દીનની વિરુદ્ધ જો કોઈ થાય તો તેમની ઈસ્લાહ કરવી અને તે બુરાઈને દૂર કરવી, ઉલમાએ કિરામની જવાબદારી છે. અલ્લાહ તઆલા બધાને સહીહ સમજ અતા ફરમાવે. આમીન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તબ્લીગી જમાઅતમાં જવાથી ઈમાન કેવી રીતે બને ?

**સવાલ (૩૧૫) :** તબ્લીગી જમાતમાં જવાથી દીન સમજમાં આવે છે, નમાઝના ફરાઈઝ, વાજિબાત યાદ થાય છે. કુર્આને પાકની સૂરતો, દુઆએ કુનૂત, અત્તહિય્યાત વગેરે યાદ થાય છે. કિતાબી તાલીમ સાંભળવાથી તેમાં વર્ણન કરેલા વાયદા અને વઈદોથી ફાયદો થાય છે. પરંતુ એક વાત સમજમાં આવતી નથી અને તે એ છે કે તબ્લીગી સાથીઓ એવું કહે છે કે જમાતમાં જવાથી ઈમાન બને છે. તો સવાલ એ છે કે તબ્લીગમાં જવાથી ઈમાન કઈ રીતે બને છે ? ઈમાનનો કયો ભાગ છે જે તબ્લીગમાં સમજમાં આવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"ઈસ્લામી તાલીમાત" વ્યકિતને પ્રેરે છે કે તે તેની ઉપર અમલ કરે. પોતાનું જીવન ઈસ્લામી બીબામાં ઢાળે. કુર્આને પાકની તિલાવત કરે. અલ્લાહનો ઝિક્ર કરે. અલ્લાહ અને તેના બંદાઓના હકો અદા કરે. એ આમાલ કરવાથી તેનું ઈમાન અને અકીદો મજબૂત બનશે. આ બધા કામો તબ્લીગી જમાતથી હાસિલ થઈ શકે છે. એટલા માટે કહેવાય છે કે " જમાતમાં જવાથી ઈમાન બને છે."

ઈમાન બનવાનો એક મતલબ છે કલિમએ તૌહિદ 'લા ઈલાહ ઈલ્લલ્લાહ" ના તકાદા પર સંપૂર્ણ અમલ કરવો, કે બધા મુસલમાનો આ કલિમાને પઢે છે. જો કે અઝાન સાંભળીને મસ્જિદ જતી વખતે દુકાનદાર અથવા ખેડૂતના દિલમાં એ વિચાર આવે છે કે તેનાથી મારી દુકાન અને ખેતીને નુકસાન થશે, પરંતુ આ ખ્યાલને તે દૂર કરે છે અને મસ્જિદમાં અલ્લાહની ઈબાદત માટે હાજર થાય છે. એટલે તે કલિમાના તકાદા પર અમલ કરે છે અને જાન અને માલ અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવાની ભાવના રાખે છે. આ કુરબાનીનો જઝબો વ્યકિતમાં તબ્લીગી જમાતથી પેદા થાય છે, જે તેને અલ્લાહ તઆલાના હુકમો પર અમલ કરવા પર તૈયાર કરે છે.

(શર્હે અકીદતુત્તહાવી : ૧ / ૪૦૮)

જમાતની બરકતથી વ્યકિતમાં મુજાહિદાના સિફાત (ગુણો) પેદા થાય છે અને મુજાહિદાથી યકીન પૈદા થાય છે, તેર વર્ષની મક્કી જિંદગીમાં એ જ ઈમાન અને યકીનને બનાવવાની કોશિશ કરવામાં આવી હતી. મદની જિંદગીમાં અહકામ ઉતર્યા હતા. (શુઅ્બુલ ઈમાન : ૧ / ૧૫૨, હદીસ નં. ૫૦)

તબ્લીગી જમાતમાં ઈમાન બનવાથી આ જ યકીનનું મજબૂત થવાનો મતલબ છે કે જે માણસને અલ્લાહના રસ્તામાં જાન અને માલ દ્વારા કુર્બાની આપવા તૈયાર કરે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) દીનને દાવતો તબ્લીગ આધારિત સમજવું

**સવાલ (૩૧૬) :** જો કોઈ તબ્લીગી ઉસૂલોનો પાબંદ માણસ એવું કહે છે કે "માત્ર તબ્લીગી ગશતથી જ ઈમાન બને છે, બાકી નમાઝ, રોઝા, કુર્આને કરીમની તિલાવત વગેરેથી ઈમાન નથી બનતું. તો શું આવા શબ્દો બોલવા સહીહ છે ? જયારે કે બીજાઓ ઉપર તેની ગલત અસર પડે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમાનને મજબૂત કરવા માટે માત્ર દાવતો તબ્લીગનો માર્ગ નથી. બલકે દીનના જેટલા અહકામ અને તકાદા છે. દા.ત. નમાઝ, રોઝા, ઝકાત, હજ, ગરીબોની મદદ, જિહાદ, દુરૂદ શરીફ, કુર્આનની તિલાવત, મઝલૂમોની મદદ, વિધવા અને અનાથ બાળકોનું ભરણ પોષણ, મદ્રસામાં પઢવું પઢાવવું વગેરે, આ પ્રકારના બધા કાર્યોથી ઈમાનમાં તાજગી અને મજબૂતી પેદા થાય છે.

હદીસ પાકમાં છે કે આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો : ઈમાનની સિત્તેરથી વધારે શાખાઓ છે. તેમાં સૌથી અફઝલ 'લા ઈલાહ ઈલ્લલ્લાહ" છે અને સૌથી નીચે રસ્તામાંથી તકલીફ આપનારી વસ્તુને હટાવવી છે. (મુસ્લિમ: ૧/૪૭, હદીસ નં.૫૮–૩૫)

બીજી હદીસમાં છે કે ઈમાનની સાઈઠથી વધારે શાખાઓ છે. શરમ – હયા ઈમાનની સૌથી મોટી શાખ છે. (નસાઈ : ૮ /૧૧૦, હદીસ નં. ૫૦૦૪)

ઉપરની બંને હદીસોથી માલૂમ થાય છે કે ઈમાનને મજબૂત બનાવવા માટે માત્ર દાવતો તબ્લીગનો જ માર્ગ નથી. બલકે તે સિવાય અસંખ્ય માર્ગો છે. જો કોઈ ઈખ્લાસ સાથે દીનના કોઈ પણ એક માર્ગથી જોડાય જાય, તો તેને જરૂર અલ્લાહ તઆલાની ખુશનૂદી હાસિલ થશે.

જો બધા જ દાવતો તબ્લીગમાં લાગી જશે, તો પછી ઈમામત, મદારિસ,

મકાતિબની તાલીમ, વેપાર, ડોકટરી, વકાલતની ફરજો કોણ પુરી કરશે ? એટલા માટે ઈસ્લામના મિઝાજ અને આશયને સમજવો જરૂરી છે.

હદીસમાં ઈમાનની સાઈઠથી વધારે શાખાઓનું વર્ણન છે. માટે તેની દરેક શાખા અને વિભાગને સહાય કરવી અને તેની પાછળ મહેનત કરવી જરૂરી છે. જો કોઈ એક જ શાખા – વિભાગ પાછળ સંપૂર્ણ મહેનત લગાવી દેવામાં આવે અને દીનના બીજા વિભાગો તરફ ધ્યાન ન આપવામાં આવે તો એવી હાલતમાં દીનની બાકી શાખાઓ એમ જ રહી જશે.

ઉપરોકત ખુલાસાથી માલૂમ થયું કે જો કોઈ માણસ દીનના કોઈ એક જ વિભાગને બધું સમજે છે અને બાકી વિભાગો તરફ ધ્યાન આપતો નથી તો એ તેની અજ્ઞાનતા છે. એવી વ્યકિતથી ઈસ્લામને નુકસાન તો પહોંચી શકે છે ફાયદાની તો કોઈ આશા નથી. માટે આ મિઝાજના લોકોએ જે મુસલમાનોની જમાતોમાં આ પ્રકારની અરાજકતા પેદા કરે છે, તેમને પોતાના નફસની ખબર લેવી જોઈએ. અને આ પ્રકારની આદતોની ઈસ્લાહ તરફ ધ્યાન આપવું જોઈએ.

જાતે તબ્લીગના જિમ્મેદારો આ પ્રકારની વાતો કરવાથી સખ્તીથી મનાઈ કરે છે અને તેઓ મદારિસને દીનના સ્તંભ અને રક્ષક સમજે છે. એટલા માટે દીનના બધા વિભાગો તરફ ધ્યાન આપવાની સાથે સાથે દાવતો તબ્લીગમાં પોતાનો સમય લગાવે છે. તેમાં પોતાની જાતનો અને બીજાઓનો પણ ઘણો ફાયદો છે. તેનાથી મુસલમાનોમાં દીની જાગૃતિ આવે છે અને દીની વાતાવરણ ઊભુ થાય છે.

ઈમાનની મજબૂતી માટે માત્ર દાવતો તબ્લીગ જ નથી, બલકે દીનના અન્ય વિભાગો પણ છે.

તેની તફસીલ ઉમ્દતુલ કારી બુખારી શરીફની શર્હ (ગાઈડ) : ૧ / ૧૨૯ માં છે કે દીનના ૩૦ વિભાગો નો સંબંધ અકાઈદ (દિલ) થી છે. સાતનો મામલાત (વ્યવહાર) થી અને ૪૦ નો શરીર સાથે છે. તેમાં ઈલ્મ અને તબ્લીગ પણ છે.

(ઉમ્દતુલ કારી : ૧ / ૧૨૮,૧૨૯)

તો તેનાથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે માત્ર દાવતો તબ્લીગ જ સંપૂર્ણ દીન નથી, બલકે દીનના બીજા વિભાગો પણ છે. અલબત્ત એ કહી શકાય કે દાવતો તબ્લીગ સાથે અલ્લાહ તઆલાની ખાસ રહેમત છે. તેનાથી લોકોને ખૂબ જ ફાયદો થાય છે. દીનથી દૂર અને અનેક ગુમરાહી ઓમાં ફસાયેલા વ્યકિતઓની તેનાથી

આસાની સાથે ઈસ્લાહ થઈ જાય છે. એવી રીતે ખુસૂસિયતો (વિશેષ્ટતાઓ) અને ગુણો બયાન કરવા અને લોકોની સામે પ્રેરણા માટે તેનું વર્ણન કરવું દુરસ્ત છે.

જેમકે તકરીરે બુખારીમાં મવલાના શાહિદ સાહેબ સહારનપુરી (દા.બ.) એ નકલ કર્યુ છે કે હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિયા (રહ.) એ બુખારી શરીફના સબકમાં ફરમાવ્યું કે દાવતો તબ્લીગ સાથે ખુદાની ખાસ રહેમત છે. એટલે દાવતો તબ્લીગમાં દિલચસ્પી લેવી, તેમાં વખત લગાડવો અને તેની મદદ કરવી, દીની રીતે ફાયદા કારક બલકે મહાન દીનની ખિદમત અને સદકએ જારિયાનું કારણ છે. જયારે કે જમાતી લોકોથી દુશ્મની કરવી અને શંકા કરવી મોટા નુકસાનનું કારણ બનશે.

અને એ પણ યાદ રાખો કે જમાત સાથે જોડાયેલા બે– ચાર વ્યકિતઓના અખ્લાક, વર્તાવ અને બોલચાલ ખરાબ હોવાથી જમાતને બદનામ નહી કરી શકાય, એ જાતે તે વ્યકિતની ખરાબી છે. તેનાથી દાવતો તબ્લીગ પરેશાન છે. માટે આપણે દાવતો તબ્લીગને સામે રાખવી જોઈએ. તેમાં લાગેલા વ્યકિતઓના ખાનગી અહેવાલો તરફ ધ્યાન ન આપવું જોઈએ. એ વાતને પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે દાવતો તબ્લીગની લગામ એ મુખ્લીસ અને માહિર ઉલમાએ કિરામના હાથોમાં છે. જે આ પ્રકારની વાતો નથી કરતા, બલકે તેઓ દરેક હક જમાત અને દરેક દીની સારા કાર્યને સારી નજરે જુએ છે. અને તેમાં બીજા લોકોને જોડાવવાની પ્રેરણા આપે છે.

માટે આપણે માત્ર અમુક લોકોની ખરાબીને કારણે દાવતો તબ્લીગ (જમાત) થી લોકોમાં ગેર સમજ અને નફરત પેદા કરવી જોઈએ નહી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ફઝાઈલે આમાલની તાલીમને જરૂરી સમજવી

**સવાલ (૩૧૭) :** અમારે ત્યાં દરરોજ ઈશાની નમાઝ પછી ફઝાઈલે આમાલની તાલીમ થાય છે, તેમાં અમારા મદ્રસાનો સ્ટાફ કયારેય બેસતો નથી. તેની ઉપર અમારા મુતવલ્લી સાહેબે એ એલાન કર્યુ કે ઈશાની નમાઝ પછી ફઝાઈલે આમાલની તાલીમમાં મદ્રસાના દરેક સ્ટાફે બેસવું જરૂરી છે તો શું શરઈ દ્રષ્ટિએ એક સારા અમલને જરૂરી અને ફર્ઝનો દરજ્જો આપવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફઝાઈલે આમાલની તાલીમ એક સવાબનું કામ છે. અને તેનાથી દીની ફાયદો થાય છે. પરંતુ આ વાજિબ કે મસ્નૂન નથી. તેમજ કોઈ ખાસ વખતમાં પણ થવી જરૂરી નથી. માટે જો કોઈને બીજુ અગત્યનું કામ ન હોય, અથવા ખાસ વખતમાં બેસવાનું મન ન થાય તો તેમાં કોઈ વાંધો નથી. તિલાવતે કુર્આન અને નવાફિલ વિશે પણ હદીસોમાં છે કે ખુશૂઅ અને ખુઝૂઅ સાથે જયાં સુધી તબીઅતમાં સ્ફૂર્તિ બાકી હોય કરતા રહો. જો સુસ્તી અને આળસ આવી રહી છે, તો તે વખતે છોડી દો. પછી બીજા વખતમાં પઢો. (તિરમિઝી : ૨ / ૧૮૬, હદીસ નં. ૩૪૭૯) હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) થી લોકોએ એ વિનંતી કરી કે આપ અમને દરરોજ અહાદીસે મુબારકા સંભળાવીને નસીહત કરો. (આપ રદિ. દર જુમેરાતે વઅઝ કરતા હતા) તો આપ (રદિ.)એ ફરમાવ્યું કે મને એ વાતનો ભય છે કે લોકો કયાંક કંટાળી ન જાય. એટલા માટે દરરોજ આ કામ કરતો નથી. નબીએ કરીમ (સલ.) પણ અમારા ઉત્સાહ – મુડનો ખ્યાલ કરીને કયારેક કયારેક નસીહત કરતા હતા. (બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૭૦) માટે તાલીમમાં એ વાતનો ખૂબ ખ્યાલ રહેવો જોઈએ કે જો કોઈ વ્યકિત કોઈ કારણસર તેમાં શરીક ન થઈ શકે તો તેની ઉપર બિલકુલ નારાજ ન થાઓ. અને ન તો તે વિશે એ ખ્યાલ કરો કે તે તાલીમનો વિરોધ કરી રહયો છે. ખાસ કરીને તે ઉલમાએ કિરામ જેમનો રાત–દિવસનો મશગલો કુર્આન અને હદીસને પઢવા–પઢાવવાનો છે. ફઝાઈલ વિશેની ઘણી હદીસો તેમને યાદ પણ હોય છે. ફઝાઈલ વગેરેનું તેમને જ્ઞાન પણ હોય છે. તેમના તાલીમમાં શરીક ન હોવાને કારણે કોઈ બદગુમાની કાયમ કરી લેવી અથવા પોતાના કોઈ હોદ્દાના દબાણને કારણે તાલીમમાં બેસવા પર મજબૂર કરવા ખોટું છે. કોઈ પણ અફઝલ અને મુસ્તહબ કામને વાજિબ અથવા સુન્નતનો દરજ્જો આપવો બિદઅત છે. જે જાઈઝ નથી.

(ફત્હુલ બારી : ૨ / ૪૩૦)

ઉલમાએ કિરામને પણ જોઈએ કે આ પ્રકારની મજલિસોમાં શિર્કત કરવાની પૂરી કોશિશ કરે ઉલમાની શિર્કતથી બીજા લોકોના શોખ અને હોંસલામાં વધારો થશે. એક હદીસે પાકમાં છે કે જાતે હુઝૂરે પાક (સલ.) સહાબા (રદિ.) ની સાથે ઝિક્રની મજલિસમાં શરીક થતા હતા. (અબૂદાવૂદ : ૫૧૬, હદીસ નં. ૩૬૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તબ્લીગ મહત્વની છે કે તાલીમ ?

**સવાલ (૩૧૮) :** વધુ મહત્વનું શું છે તાલીમ કે તબ્લીગ ? એક સાહેબ એવું કહે છે કે તબ્લીગ વધારે જરૂરી છે, આપ તેનો સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તબ્લીગ અને તાલીમ બંને જરૂરી છે, માણસનું જેમાં પણ મન લાગે, ઈખ્લાસ સાથે તે કામ કરતો રહે. એક બીજાનો અનાદર અને નિંદા કરીને પોતાના ઈમાન અને નેકીને બરબાદ ન કરે. બંનેનો હેતુ અલ્લાહ તઆલાના નામને બુલંદ કરવું અને તેનો પયગામ લોકો સુધી પહોંચાડવો છે. મુદર્રિસ પણ આ જ કામ કરે છે અને પોતાના વધારાના વખતમાં પણ લોકોને દીનની તાકીદ કરે છે. એ પણ ઘણી મોટી નેકી છે. તમામ લોકો જો મુબલ્લિગ બની જશે તો તદરીસ માટે કોઈ નહી રહે. તો અલ્લાહ તઆલાના હુકમો : નમાઝ, રોઝા વગેરેની તાલીમ લોકોને કેવી રીતે પહોંચશે ? એટલા માટે જેનું જેમા મન લાગે, ખામોશી સાથે તે કરતો રહે. અને આવા વાદ વિવાદમાં ન પડે. (આપકે મસાઈલ ઔર ઉનકા હલ : ૮ / ૨૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) સામાન વેચીને અથવા ગીરવી મુકીને તબ્લીગ - જમાતમાં જવું

**સવાલ (૩૧૯) :** તબ્લીગી જમાતમાં જનારા વ્યકિતએ પોતાની જમીન, ઝેવરો, ઘર વગેરે વેચીને અથવા તે ગીરવી મુકીને રૂપિયા મેળવીને તબ્લીગી જમાતમાં જવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તબ્લીગમાં જવું ફર્ઝે કિફાયા છે, માટે જો માલ ન હોય તો કરજ છોડીને જાય એ બહેતર નથી. અને જો જમીન, મકાન વગેરે ગીરવી મુકીને જાય તો જાઈઝ છે. ગુનેહગાર ન થશે. કારણ કે કરજની અદાયગી માટે જમીન વગેરે છે. જો કોઈની પાસે જમીન વગેરે કોઈ સંપત્તિ ન હોય, તો તેને કરજ લઈને જવું જોઈએ નહી. (ફતાવા મહમૂદિય્યહ : ૪ / ૨૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કરજદારોનું કરજ અદા કર્યા વગર જમાતમાં જવું

**સવાલ (૩૨૦) :** રૂપિયા કરજ લઈને તબ્લીગી જમાતમાં જવું એવી હાલતમાં કે

જેમનું કરજ બાકી છે તેમને પણ અદા ન કરવું, કેવું છે ?

**જવાબ :** કરજની અદાયગી સૌથી પહેલા જરૂરી છે, ત્યાર પછી જમાતમાં જાઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) નોકરી છોડીને તબ્લીગમાં જવું

**સવાલ (૩૨૧) :** આર્થિક પરિસ્થિતિ નબળી હોવાને કારણે ઘરવાળા તંગીમાં છે અને એવી હાલતમાં પોતાનો વ્યવસાય, નોકરી વગેરે છોડીને તબ્લીગી જમાતમાં જવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાતે તબ્લીગી જમાતના અકાબિર હઝરાત નોકરી છોડીને જમાતમાં જવાની મનાઈ કરે છે. રજા લઈને જવું જોઈએ, જે નોકરી છોડીને જાય છે, તેનો તરીકો ગલત છે. ફિતના ફસાદનો જમાનો છે. લોકોનું ઈમાન એટલુ મજબૂત નથી. જો ચિલ્લાની વાપસી પર હાલાત સખત થયા અને તે હાલાતનો મુકાબલો ન કરી શકયો, તો પરેશાનીમાં આવી જશે અને જે થોડો લગાવ તબ્લીગથી છે, તે પણ છોડી દેશે. અને કામ કરનારાઓને અને તબ્લીગી સાથીઓને બદનામ કરશે. માટે નોકરી છોડીને જવાની જરૂરત નથી. (સૂરએ બકરહ : ૧૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તબ્લીગનો ચિલ્લો જરૂરી છે કે વૃદ્ધ માતા-પિતાની ખિદમત ?

**સવાલ (૩૨૨) :** વૃદ્ધ માતા – પિતા છે અને તેઓ બિમાર છે. એવી હાલતમાં તેમની નાફરમાની કરીને અને તેમને નારાજ કરીને, તેમનો ખ્યાલ કર્યા વગર તબ્લીગી જમાતમાં જવું કેવું છે ? શું શરીઅતમાં તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માતા –પિતા વૃદ્ધ અને કમજોર હોય અને તેમની ખિદમતની જરૂરત હોય તો તબ્લીગમાં જવું જાઈઝ નથી. કારણ કે જરૂરત વખતે માતા – પિતાની ખિદમત કરવી ફર્ઝે ઐન છે અને તબ્લીગમાં જવું ફર્ઝે કિફાયા છે અને ફર્ઝે ઐનનો દરજ્જો પહેલો છે. ઈમામ બુખારી (રહ.) એ એક અલગ બાબ (શિર્ષક) બનાવ્યો છે. "કે માતા પિતાની પરવાનગી વિના જિહાદમાં ન જવું જોઈએ." તેમાં હઝરત

અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.) થી રિવાયત બયાન કરી છે કે નબીએ કરીમ (સલ.) ની ખિદમતમાં એક માણસે આવીને કહયું : હે અલ્લાહના રસૂલ ! હું જિહાદમાં જવા માંગુ છું, મને ઈજાઝત આપો. આપ (સલ.) એ ફરમાવ્યું : શું તમારા વાલિદૈન હયાત છે. તેમણે કહયું: કે હા ! તો આપ (સલ.) એ ફરમાવ્યું : તેમાં જિહાદ કરો, એટલે પેહલા તેમની ખિદમત કરો.

(બુખારી : ૨ / ૮૮૩, હદીસ નં. ૫૯૭૨)

તેનાથી સાબિત થયું કે જિહાદ ફર્ઝે કિફાયા છે અને માતા – પિતાની સેવા ફર્ઝે ઐન છે. માટે માતા–પિતા મોહતાજ હોય અને બીજો કોઈ ભાઈ ખિદમત ન કરતો હોય અથવા કરતો હોય પરંતુ માતા – પિતા તેને વધારે ચાહતા હોય. અને તેનાથી ખિદમત લેવા માંગતા હોય તો એવી હાલતમાં તેણે તબ્લીગમાં જવું જાઈઝ નથી. (રૂહુલ મઆની : ૨ / ૨૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) મુસીબતમાં સપડાયેલા પર ખર્ચ કરવું અફઝલ છે કે તબ્લીગમાં જનારા પર ખર્ચ કરવું ?

**સવાલ (૩૨૩) :** તબ્લીગી જમાતમાં જનારાને રૂપિયા આપીને મોકલવામાં આવે છે જો આ રૂપિયા કોઈ વિધવા, બિમાર, કરજદાર અથવા મુસીબતમાં સપડાયેલાને આપવામાં આવે તો એ બંનેમાંથી કોની અગત્યતા વધારે છે ? એટલે કયું કામ પહેલુ કરવું ? પહેલા રૂપિયા કયાં ખર્ચ કરવા જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રૂપિયા ખર્ચ કરનારો જાતે નિર્ણય કરે કે સવાબના બંને કામોમાંથી કયું કામ હમણાં વધારે જરૂરી છે અને શેમાં વધારે સવાબ મળશે ? તે પ્રમાણે રૂપિયા ખર્ચ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તબ્લીગમાં જવા માટે મજબૂર કરવો

**સવાલ (૩૨૪) :** તબ્લીગી જમાતમાં જવાનો ઈરાદો ન હોવા છતાં માણસને તેની ઉપર મજબુર કરવામાં આવે છે અને પકડી પકડીને ઊભો કરીને તેનું નામ લખાવવામાં આવે છે. તો શું આ રીતે તાકીદ કરીને બળજબરી પૂર્વક તબ્લીગમાં મોકલવો શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તબ્લીગી સાથીઓ આ કામ મુહબ્બતથી કરે છે, જેવી રીતે દર્દીને મજબુર કરીને તેને દવાનો દોઝ આપવામાં આવે છે. આજે લોકો રૂહાની બિમારીમાં મોટે ભાગે સપડાયેલા છે. તેનો રૂહાની ઈલાજ તબ્લીગ છે. દર્દીઓને આ દવા સારી લાગતી નથી , એટલે નફરત કરે છે.

તબ્લીગવાળા મજબૂર નથી કરતા, બલકે નેક કામ માટે લોકોને તૈયાર કરે છે. તેમની અંદર એક ભાવના પેદા કરે છે, જે શંકા વગર જાઈઝ બલકે પ્રિય છે. તબ્લીગી જમાતના જિમ્મેદારો મજબુર કરવાથી મના કરે છે. પરંતુ બદ કિસ્મતી એ છે કે આ કામની જવાબદારી જે લોકો પર હતી, એટલે ઉલમાએ કિરામ તેઓ તેમાં માલી અથવા દીની રૂકાવટને કારણે શરીક ન થઈ શકયા. એટલા માટે કેટલીક વખતે અજ્ઞાનતાને કારણે કેટલીક એવી અયોગ્ય વાતો સામે આવે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) રૂપિયા આપીને તબ્લીગમાં મોકલવા અને તેમના ઘરવાળાઓને પણ ખર્ચ આપવો

**સવાલ (૩૨૫) :** જેમની આર્થિક સ્થિતિ નબળી હોય અને મહેનત મજુરી કરીને પોતાનું ભરણ પોષણ કરતો હોય, તેને તબ્લીગી જમાતમાં મોકલીને તેના ઘરવાળાઓને ખર્ચ માટે રૂપિયા આપવામાં આવે છે, તો શું શકિતશાળી વ્યકિતનું આ રીતે મદદ કરવું કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. તેમાં કોઈ મનાઈ નથી, જેવી રીતે ઉલમાએ કિરામ પગાર લઈને પઢાવે છે, એવી રીતે કોઈને પગાર આપીને તબ્લીગમાં મોકલવો અથવા તેની કંઈક મદદ કરવી જાઈઝ છે. આ સવાબનું કામ છે, માટે આ પ્રકારે રૂપિયા લેવા–દેવા જાઈઝ છે. (સૂરએ માઈદહ : ૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) તબ્લીગી ઈજતિમામાં શાદી પછી અનિચ્છાએ જમાતમાં જવું

**સવાલ (૩૨૬) :** તબ્લીગી ઈજતિમામાં નિકાહ પઢવામાં આવે છે, શાદી પછી તેની

મરજી વિરૂદ્ધ તેને જમાતમાં મોકલવામાં આવે છે. તો શું તેનું જમાતમાં જવું જરૂરી છે? અને જો ગયો તો તેનું દિલ કેવી રીતે લાગશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. તેની ઉપર આ બોજ કુદરતી છે, અકલી અને શરઈ રીતે તેનું દિલ તબ્લીગમાં જવાનું કહે છે. માટે જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) માતા-પિતાની ખિદમત કરવી મહત્વનું છે કે જમાતમાં જવું ?

**સવાલ (૩૨૭) :** લાંબી મુદતના સફર પછી, ભલે તે દીની સફર હોય કે દુન્યવી, પેહલા વૃદ્ધ માતા – પિતાની ખબર લેવી જોઈએ, અથવા જમાત (તબ્લીગ)માં જવું જોઈએ ? બંનેમાંથી પહેલા શું કરવું જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચિલ્લામાં નીકળીને વાપસી પેહલા ઉપરનો સવાલ કરજો, જયારે આપ જાતે ચિલ્લામાં ગયા નથી. તો બીજાની ચિંતાની કોઈ જરૂરત નથી. કબરમાં આપનાથી ઉપરોકત સવાલ નહીં પૂછાય, જે સવાલ અલ્લાહના રસૂલ (સલ.) એ બતાવ્યા છે, પેહલા તેની ચિંતા કરો. અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ત્રણ ચિલ્લા અને ગશ્તનો શરઈ હુકમ

**સવાલ (૩૨૮) :** તબ્લીગમાં ત્રણ દિવસ અથવા ચિલ્લામાં જવું અને ગશ્ત વગેરેની પાંબદી કરવી ફર્ઝ છે ? અને જો કોઈ તેની પાબંદી ન કરે તો શું ગુનેહગાર થશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાની શકિત અને હેસિયત પ્રમાણે દીનની ખિદમત કરવી, દરેક મુસલમાનની ફરજ અને તેની જવાબદારી છે, એક જમાત આ કામ કરશે તો તેનાથી ફર્ઝે કિફાયા અદા થઈ જશે. પંરતુ આપ આખિરતના સવાબ અને પોતાની રૂહાની તરક્કીથી વંચિત રહેશો. એટલા માટે અમલી રીતે હિસ્સો લઈને અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવાની દરેક મુસલમાન મહેનત અને કોશિશ કરે અને જે વાતો આપે લખી છે તે સિવાયથી દીનની ખિદમત કરી શકો છો. એટલા માટે એક કે ત્રણ ચિલ્લા, અથવા ગશ્ત ફર્ઝે ઐન નથી. (મુસ્લિમ : ૨ / ૩૩૨, હદીસ નં. ૧ – ૨૬૪૩) અલબત્ત જમાત સાથે જોડાઈને કામ કરવું વધારે ફાયદા કારક છે. ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૧૮) તબ્લીગી કામોમાં ગશ્ત અને વાતચીત માટે જે દિવસ નક્કી કર્યો છે તે દિવસે ઈશા પછીની તાલીમ છોડી દેવામાં આવે તો તેમાં કોઈ વાંધો છે ?

**સવાલ (૩૨૯) :** દાવતો તબ્લીગ માટે ઉલમાએ કિરામે જે ઉસૂલ બતાવ્યા છે. તેની ઉપર અમલ કરતા અમે પોતાની વસ્તીમાં અઠવાડિયામાં એક દિવસ જુમ્આના દિવસે ગશ્ત અને વાતચીત માટે નકકી કર્યો છે. દરરોજ કિતાબી તાલીમ ઈશા પછી થાય છે, અને વાતચીતના દિવસે એટલે જુમ્આની રાત્રે ઈશાની નમાઝ પછી પહેલા તાલીમ થાય છે, પછી વાતચીત થાય છે. ગામના લોકોનો તેની ઉપર આગ્રહ છે કે વાતચીતના દિવસે કિતાબી તાલીમ ન થવી જોઈએ. જેમકે અમારા ઈમામ સાહેબ પણ એવું કહે છે. તો આપનાથી વિનંતી છે કે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તબ્લીગી જમાતના કામો માટે વિવિધ વસ્તીઓમાં અને શહેરોમાં જે સમય નક્કી થાય છે તે ગામ અને મહોલ્લાની સહુલત અને ફુરસદ પ્રમાણે નકકી થાય છે, અને મકસદ એ હોય છે કે વધુમાં વધુ લોકો ગશ્ત, તાલીમ , મશવરા અને વાચચીતમાં શરીક થઈ શકે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) થી રિવાયત છે કે કેટલાક લોકોએ એ વિનંતી કરી કે આપ દરરોજ નસીહત કરો, તો આપ (રદિ.) એ જવાબમાં ફરમાવ્યું કે અલ્લાહના રસૂલ (સલ.) અમને અઠવાડિયામાં એક દિવસ નસીહત ફરમાવતા હતા. જેથી અમે કંટાળીએ નહીં. (બુખારી શરીફ : ૧ / ૧૬, હદીસ નં. ૭૦)

આ હદીસે પાકથી એ વાત સાબિત થાય છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ અઠવાડિયા માં એક દિવસ આમ નસીહત માટે નક્કી કર્યો હતો અને આ હદીસ પર ઈમામ બુખારી (રહ.) એ આ વિષય કાયમ ફરમાવ્યો છે કે આપ (સલ.) નસીહત માટે એક દિવસ નક્કી કરતા હતા. એવી રીતે એક બીજો વિષય કાયમ ફરમાવ્યો છે કે સ્ત્રીઓ માટે અઠવાડિયામાં એક દિવસ અલગ નકકી કરવો. (બુખારી : ૧ / ૨૦) માટે માલુમ થયું કે દિવસ નક્કી કરીને કામ કરવું જાઈઝ છે પરંતુ તેનો મતલબ એ

બિલકુલ નથી કે તેને એવું જરૂરી સમજવામાં આવે કે તેનાથી અગત્યનું કામ હોય, છતાં ઉસૂલને વળગી રહેવામાં આવે. યાદ રાખો ઉસૂલ એટલા માટે બનાવવામાં આવે છે કે કામ સારી રીતે અને વધુ થાય. એટલા માટે નહી કે ઉસૂલને એટલા જરૂરી સમજવામાં આવે કે લોકો એ કામથી કંટાળી જાય અથવા નફરત કરવા લાગે અને હાજરી આપવાથી દૂર ભાગે. સામાન્ય લોકોની શિર્કત અને મસ્લિહત માટે કોઈ પણ ઉસૂલને જરૂરત પ્રમાણે બદલી શકાય છે. સમય, સંજોગ અને જરૂરત પ્રમાણે વાતચીતના દિવસે કિતાબી તાલીમ છોડી શકાય છે. તેમાં ઉસૂલનો ભંગ નથી. બલકે લોકો જો વધારે સંખ્યામાં શરીક થતા હોય તો જાઈઝ અને બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) હઝરત મસીહુલ ઉમ્મત (રહ.)ની કિતાબ "ઉસૂલે તબ્લીગ" પર આક્ષેપ અને તેનો જવાબ

**સવાલ (૩૩૦) :** એક કિતાબ જેનું નામ 'ઉસૂલે તબ્લીગ' છે. અમારા કેટલાક સાથીઓનો ખ્યાલ આ કિતાબ વિશે એ છે કે તેમાં તબ્લીગનો વિરોધ કરવામાં આવ્યો છે. માટે તેને પઢવી ગુનોહ છે. આપનાથી અરજ છે કે આ કિતાબ વિશે શરઈ માર્ગદર્શન આપશો. સાથે વર્ણન કરેલી કિતાબ પણ મોકલી છે તે પરત આપવાની તકલીફ ન ઉઠાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉસૂલે તબ્લીગ, સંપાદક હઝરત મવલાના મસીહુલ્લાહ ખાન સાહેબ (રહ.) (જલાલાબાદા, જિલ્લા મુઝફ્ફરનગર, યુ.પી) વિશે તબ્લીગના અગ્રણી હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિયા (રહ.)નું સમર્થન પુરતુ છે. ત્યાર પછી કોઈ પણ મુફતીથી કઈ પુછવાની જરૂરત પેદા થતી નથી. હઝરત શૈખુલ હદીસ (રહ.) નું સમર્થન કિતાબના પાન નંબર ૫ પર વાંચો .

વર્ણન કરેલી કિતાબ વિશે આપના સાથીઓની ગેર સમજનું કારણ તેમનું અલ્પ જ્ઞાન છે. જો તેમને સારી રીતે દીનનું ઈલ્મ હાસિલ કર્યુ હોત તો ઉપરનો સવાલ પેદા ન થતો. હઝરત મસીહુલ ઉમ્મત (રહ.) એ ઉપરોકત કિતાબ માં જે મસાઈલ અને નસીહતો એકત્ર કરી છે બધાનો સુબૂત શરીઅત પ્રમાણે છે. કિતાબના પાન નં. ૯૯ પર ખેડૂત વિશે આપ (રહ.) એ જે મસ્અલો લખ્યો છે તેની સાબિતી

સહીહ બુખારીથી પણ મળે છે.

ઈમામ બુખારી (રહ.) એ સહીહ બુખારીમાં કિતાબુલ ઈલ્મમાં એક બાબ કાયમ કર્યો છે : التناوب في العلم એટલે ઈલ્મ શીખવા માટે વારી નક્કી કરવી. તેમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ની તે રિવાયત વર્ણન કરી છે. જે હઝરત ઉમર (રદિ.) થી મનકૂલ છે. લાંબી રિવાયત છે તેનો ટુંકો ખુલાસો એ છે કે હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું : હું અને મારો એક પડોસી (જે કબિલએ બનૂ ઉમય્યા બિન ઝૈદના હતા) વારે ફરતે આપ (સલ.) ની પાસે ઈલ્મ શીખવા માટે હાજર થતા હતા. જે દિવસે મારી વારી હતી. તો હું આપ (સલ.) થી સાંભળેલી વાત બાદમાં તેમને બતાવી દેતો. અને જે દિવસે તેમની વારી હતી, તો તેઓ પણ એવું જ કરતા.

(બુખારી : ૧ / ૧૯, હદીસ નં. ૮૯)

આ રિવાયતથી પહેલા તો સહાબએ કિરામનો ઈલ્મી શોખ માલૂમ પડે છે અને એ વાત પણ આવી ગઈ કે પોતાના ખાનગી કામો પર પણ અસર ન પડવી જોઈએ. એટલા માટે વારી બાંધીને પણ આ બહેતરીન નિઝામ કાયમ કર્યો કે દીનનું ઈલ્મ પણ હાસિલ થાય અને હલાલ રોઝી જેવી વાજિબ પ્રવૃત્તિઓમાં પણ કઈ ખલેલ ન પડે.

માટે આપ (રહ.) એ જે મસ્અલો ખેડૂતનો વર્ણન કર્યો છે તે હદીસ શરીફ પ્રમાણે સહીહ છે. સ્પષ્ટ વાત છે કે જયારે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કર્યા વગર જો કોઈ માણસ સફરમાં જતો રહે અને અચાનક એવું થયું કે ખેતી બરબાદ થઈ ગઈ. અથવા દુકાન હતી, તેમાં નોકરોએ ધોકો આપ્યો. તો સફરથી વાપસી પર માત્ર અફસોસ વગર કઈ નહી મળે. અને એવા મોકા પર તવક્કુલમાં પણ કમજોરી આવવાનો ખતરો છે. તેનાથી ઈમાન ખરાબ થશે.

યાદ રાખવું જોઈએ કે દુનિયા દારૂલ અસ્બાબ છે, માટે અસ્બાબ અપનાવવાનો બંદો જવાબદાર છે. તવક્કુલ અસ્બાબ અપનાવવાની વિરુદ્ધ નથી. મહેરબાની કરીને તવક્કુલનો સહીહ અર્થ સમજવાની કોશિશ કરો. તવક્કુલ એ છે કે કોઈ પણ અમલ માટે જે અસ્બાબ આદત પ્રમાણે જોઈએ, તે અપનાવો અને ત્યાર પછી પરિણામ લાવનાર અલ્લાહની જાત ઉપર ભરોસો રાખો કે તે જ જાત તમામ કાર્યોમાં અસર પેદા કરે છે. જે અસ્બાબ અપનાવ્યા છે. તેમાં કોઈ અસર નથી. અસર પેદા કરનારી જાત અલ્લાહ તઆલાની છે, જેમકે એક સહાબી (રદિ.) એ આપ (સલ.) થી અરજ કરી કે મેં ઊંટને અલ્લાહના ભરોસા પર છોડી રાખ્યું છે તો

આપ (સલ.) એ ફરમાવ્યું કે પહેલા ઊંટને બાંધો, પછી તેની હિફાઝત માટે અલ્લાહ તઆલા પર ભરોસો કરો. (તિરમિઝી : ૨ / ૭૮, હદીસ નં. ૨૫૧૭)

માટે કોઈ ખેડૂત અથવા વેપારીનું પોતાના કુટુંબિજનોની વ્યવસ્થા કર્યા વગર કોઈ પણ સફરમાં ચાલ્યા જવું, એ તવક્કુલમાં દાખલ નથી. બલકે તેની વિરુદ્ધ છે.

હઝરત મસીહુલ ઉમ્મત (રહ.) એ ઉસૂલે તબ્લીગના પાન નંબર ૧૭૦ પર બીજી એક અગત્યની વાત લખી છે કે કરજ લઈને આ સફરમાં જવું.

કરજની બુરાઈ વિશે રસૂલુલ્લાહ (સલ.) ના મામૂલનો અંદાજો લગાવવો જોઈએ. ઈમામ બુખારી (રહ.) એ પોતાની સહીહ બુખારી માં હઝરત સલ્મા બિન અકવા (રદિ.) થી એક રિવાયત નકલ ફરમાવી છે.

عن سلمة بن الأكوع رضى الله عنه ، قال : كنا جلوساعند النبى ﷺ، اذ اتى بجناز، فقالوا : صل عليها، فقال :" هل عليه دين؟" قالوا : لا ، قال " فهل ترک شيئا" قالوا : لا، فصلى عليه، ثم أتى بجناز أخرى، فقالوا: يا رسول الله ، صل عليها، قال :" هل عليه دين ؟" قيل: نعم، قال :" فهل ترک شينا ؟ " قالوا: ثلاثة دنانير، فصلى عليها، ثم أتى بالثالث، فقالوا : صل عليها ، قال : هل ترک شيئًا ؟ قالوا لا، قال : "فهل عليه دين ؟" قالوا : ثلاثة دنانير، قال : " صلوا على صاحبكم" قالو ابوقتاد صل عليه يا رسول الله وعلى دينه، فصلى عليه ( بخارى)

આ રિવાયતનો ટુંકમાં ખુલાસો એ છે કે હઝરત સલમા બિન અકવા (રદિ.) ફરમાવે છે કે અમે રસૂલુલ્લાહ (સલ.) પાસે બેઠા હતા. તે દરમિયાન એક જનાઝો લાવવામાં આવ્યો સહાબા (રદિ.) એ આપ (સલ.) થી નમાઝે જનાઝા પઢાવવાની દરખ્વાસ્ત કરી તો આપ (સલ.) એ પૂછયું કે શું આ મૃત્યુ પામનાર વ્યકિતના જિમ્મે કોઈ કરજ બાકી છે ? સહાબા (રદિ.) એ અરજ કરી કે ના, પછી આપ (સલ.) એ પૂછયું કે શું તેમણે કોઈ માલ છોડયો છે? જવાબ મળ્યો કે ના, તો આપ (સલ.) એ જનાઝાની નમાઝ પઢાવી, પછી એક એવો જનાઝો લાવવામાં આવ્યો કે મય્યિતના જિમ્મે કોઈ કરજ હતું અને તેમણે વારસામાં ત્રણ દિનાર છોડયા હતા. તો તેની ઉપર

પણ આપ (સલ.) એ પૂછપરછ કરીને જનાઝાની નમાઝ પઢાવી, પછી ત્રીજો જનાઝો એવી મય્યિતનો લાવવામાં આવ્યો, જેની ઉપર કરજ તો હતું, પરંતુ અદા કરવા માટે કોઈ માલ છોડયો ન હતો. માટે આપ (સલ.) એ સહાબા (રદિ.) થી ફરમાવ્યું કે તેમની જનાઝાની નમાઝ તમે પઢી લો. પછી જયારે હઝરત અબૂ કતાદા (રદિ.) એ તેમના કરજની અદાયગીની જવાબદારી લીધી, તો આપ (સલ.) એ જનાઝાની નમાઝ પઢાવી. (બુખારી : ૧ / ૩૦૫, હદીસ નં. ૨૨૮૯)

આ રિવાયતોથી જયાં કરજની અદાયગીની તાકીદ માલૂમ થાય છે ત્યાં એ પણ માલૂમ થાય છે કે કરજ છોડીને મરનાર વ્યકિત કેટલા મોટા સવાબથી વંચિત રહી જાય છે. એક હદીસનો મફહૂમ છે કે કરજદાર વ્યકિત જો શહીદ પણ થઈ જાય તો પણ તેના પોતાના જન્નતી રિશ્તેદારોના દર્શનથી રોકી દેવામાં આવે છે.

હવે આ રિવાયતોમાં મનન કરીને તમે જાતે ફેસલો કરી શકો છો કે કોઈ પણ ખેડૂત અથવા વેપારીનું કોઈ બંદોબસ્ત કર્યા વગર ચિલ્લા અથવા ચાર મહીનામાં કરજ લઈને જતા રહેવું કેવું છે. જો ખુદા ન કરે મૃત્યુ થઈ ગયું તો તે કરજને અદા કરવાનો કોઈ મજબૂત બંદોબસ્ત છે ?

આ વાત પણ ખુબ યાદ રહે કે ઉલમાએ કિરામ તબ્લીગના વિરોધી નથી અને કયારેય વિરોધી ન થઈ શકે. કારણ કે આ કામ અંબિયા (અલૈ.)નું કામ છે. માટે ઉલમાએ કિરામ અંબિયાના વારસદાર હોવાને કારણે તેમની ઉપર પણ આ કામની જવાબદારી આવે છે. લાખો માર્ગ ભૂલેલાને આ કામની બરકતથી હિદાયત મળી છે અને સેંકડોને ઈમાન નસીબ થયું છે. ઉલમાએ કિરામ તરફથી જરૂરતના સમયે આ કામના ઉસૂલ શીખવવામાં આવે છે. મધ્યમ માર્ગ બતાવવામાં આવે છે. અને આ પ્રકારની ઈસ્લાહ માટે દેશ અને વિદેશથી જિમ્મેદારોને બોલાવવામાં આવે છે, જો કે હિન્દુસ્તાનના દુરના અને અંતરિયાર ગામો સુધી આ ઈસ્લાહી પયગામાત હજુ પહોંચ્યા નથી તેને કારણે કેટલાક અજ્ઞાની લોકો આ પ્રકારની ગેર સમજમાં જોવા મળે છે કે ઉલમાએ કિરામ (અલઅયાઝુ બિલ્લાહ) તબ્લીગના વિરોધી છે. ફકત

# (સુલૂક અને તસવ્વુફ)

## (૧) એક ઈસ્લાહી પત્ર

**સવાલ (૩૩૧) :** મેં આથી પહેલા હઝરત મલવાના ઈલ્યાસ નુરગત સાહેબને ઈસ્લાહના હેતુથી પત્ર લખ્યો હતો. આપે જે હુસ્ને ખુબીથી કુર્આન અને હદીસની રોશનીમાં જે જવાબ આપ્યો છે તે પ્રશંસાને પાત્ર છે. અલ્લાહ તઆલા આવા સલાહિયતવાળા દીનદાર લોકો પેદા કરતા રહે. આમીન !

હું જાહેરી આમાલથી વધારે બાતિની – આંતરિક અમલોને મહત્વ આપું છું. અલ્લાહ તઆલાના હકો તરફ ધ્યાન ઓછું છે, નમાઝ, રોઝાની પાબંદી ઓછી થાય છે. તેનું કારણ એ છે કે હું બ્લડ પ્રેશર અને ડિપ્રેશનનો દર્દી છું. હુકૂકુલ ઈબાદ, મામલાત, મઆશિરત તરફ વધુ તવજ્જુહ છે. (અલ્લાહની તૌફીકથી) મઆશિરત, અખલાક, મામલાતની પાબંદી કરવાથી નફસ પર બોજ પડે છે. ઈસ્લામના અખ્લાકી ક્ષેત્રની પેરવી કરવાથી વસવસા અને વિચારો વધારે આવે છે, તેને કારણે મગજ પર બોજ પડે છે. મગજ હલકુ રાખવા માંગુ છું, તો શું કરું ? તરીકો બતાવો. મેં શેખ સાહેબથી જે ચાર બાતિની – આંતરિક બિમારીઓનો ઈલાજ કરાવ્યો છે. તેનાથી ફાયદો જરૂર છે. શેખની પેરવી ઘણી કરું છું. પરંતુ એક વખતે તૌબા કર્યા પછી ફરી બે–ત્રણ દિવસમાં તે ગુનાહ થઈ જાય છે, દિલ ઈચ્છે છે કે મારાથી ગુનોહ ન થાય. વારંવાર ગુનાહ કરવાને કારણે પોતાને સજા આપવાનો સમય મળતો નથી. જેનાથી કામિલ મોમિન બનવાથી નિરાશ થઈ જાઉ છું.

હું મારા શેખથી રૂબરૂ મુલાકાત કરી શકતો નથી. કારણ કે સરકારી નોકરી છે એટલે રજા મળી શકતી નથી. પરંતુ પત્ર વ્યવહાર દ્વારા હાલાત બયાન કરી માર્ગદર્શન મેળવું છું. શું હું ઈસ્લાહનો આ તરીકો બદલી નાંખું ?

સુન્નતની પેરવીનો ખૂબ જ ખ્યાલ કરું છું બેશક એ સારી વાત છે પરંતુ સુન્નતની પેરવીનો ખ્યાલ કરવાથી વસવસા શરૂ થઈ જાય છે. તેનાથી બચવા શું કરૂં ? ગુજરાતી ભાષામાં ઈસ્લાહ કરનારી કોઈ કિતાબ હોય તો નામ જણાવશો. હઝરત થાનવી (રહ.) નો અકીદતમંદ છું. નમાઝ જેવી મહત્વની ઈબાદતમાં સુસ્તી થઈ જાય છે. ઘરની જવાબદારીની ખૂબ જ ચિંતા રહે છે. રોજીની તંગીને કારણે દુન્યવી

કામ તરફ ધ્યાન આપું છું. પહેલા જયારે મારી ઉપર દીનનું વર્ચસ્વ હતું તો સંપૂર્ણ પાબંદી થતી હતી. આજે દીન પાછળ રહી ગયો દુનિયા આગળ આવી ગઈ. અલ્લાહની સિફત રઝ્ઝાક (રોજી આપનાર) નું યકીન આવી જાય એવી ઈસ્લાહ ફરમાવશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અખ્લાકીયાત અને સુન્નતની પેરવીમાં ભલે વસવસા આવતા રહે, તેની તરફ ધ્યાન કર્યા વગર પોતાનું કામ કરતા રહો, વસવસા તરફ ધ્યાન ન આપો. જેટલું ધ્યાન આપશો એટલા વસવસા આવશે.

શકય છે કે જે કામને આપ ગુનોહ સમજી રહયા છો , તે ગુનોહ ન હોય, પોતાના શેખ સાહેબથી એ ગુનાહનું વર્ણન કરીને તેનો ઈલાજ પૂછી લો, તેઓ બતાવશે તો વધારે ફાયદો થશે. પત્ર વ્યવહાર દ્વારા પણ ઈસ્લાહનો તરીકો પ્રચલિત છે. પરંતુ કયારેક શેખની ખિદમતમાં રહેવાની જરૂરત પણ હોય છે. આપ શેખ સાહેબના મશવરાથી થોડા દિવસની રજા લઈને તેમની ખિદમતમાં જઈ શકો છો.

વસવાસા (વિચારો) દૂર કરવા માટે દરરોજ ફજરની નમાઝ પછી દસ વખતે અને મગરિબની નમાઝ પછી દસ વખતે ચોથો કલિમો જેમાં 'યુહ્યી વ યુમીતૂ" પછી "બિયદિકલ્ ખૈર" પણ પઢો. અને દુરૂદ શરીફ વધુ માત્રામાં પઢો. પોતાના શૈખની ઈજાઝતથી દુરૂદ શરીફ વધારી દો અથવા ૩૦૦ વખતે દુરૂદ શરીફ પઢતા રહો.

કોઈ પણ હાલત હોય, નમાઝમાં સુસ્તી ન કરો, દરેક નમાઝ પછી આયતુલ કુર્સી જરૂર પઢો. રોઝીની તંગીને કારણે પરેશાની તો રહે છે પરંતુ ગભરાવવાની જરૂરત નથી. અલ્લાહ પર ભરોસો કરવો જોઈએ.

અને મગજમાં એ વાત યાદ રાખવી જોઈએ કે તકદીર (નસીબ)માં જે રોજી લખેલી છે તેનાથી વધારે મળવાની નથી. અને તેનાથી ઓછી કરવાની કોઈની તાકત નથી. રોજી માટે કોશિશ જરૂર કરો. (મિરકાતુલ મફાતિહ : ૮ /૩૩૨૦) પછી ભરોસો અલ્લાહ પર કરો. અલ્લાહ જે હાલતમાં રાખે તેના ઉપર ખુશ રહો. હાં, દુઆ જરૂર કરતા રહેવી જોઈએ. આપના સારા ગુમાન પર મને ખુશી છે, આ આપનું હુસ્ને અકીદત છે. દુઆ કરો, અલ્લાહ તઆલા આપના સારા ગુમાન પ્રમાણે મને બનાવી દે. આમીન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن عوف بن مالک الأشجعی، قال : کنا نرقی فی الجاهلية فقلنا يا رسول الله کیف تری فی ذلک فقال: اعرضوا علی رقاکم، لابأس بالرقی مالم یکن فیه شرک (صحیح مسلم:٦٤-٢٢٠٠)

**તર્જુમો :** હઝરત ઔફ બિન માલિક અશજઈ (રદિ.)થી રિવાયત છે કે જાહીલીયતના જમાનામાં અમે ઝાડ–ફૂંક કરતા હતા તો અમે આપ (સલ.)ને પૂછયું કે હે અલ્લાહના રસૂલ ! તમારું આ વિશે શું કહેવું છે ? તો ફરમાવ્યું કે તમે કઈ રીતે ઝાડ–ફૂંક (તાવીઝ બનાવો) છો ? એવા ઝાડ – ફૂંકમાં કોઈ વાંધો નથી જેમાં શિર્ક ન હોય. (મુસ્લિમ : ૬૪, ૨૨૦૦)

# તાવીઝનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તાવીઝનું બયાન

## (૧) તાવીઝની કિતાબોમાંથી તાવીઝ બનાવવું અને તેમાં ઈજાઝતનું જરૂરી હોવું

**સવાલ (૩૩૨) :** આમાલે કુર્આન અને એ પ્રકારની બીજી તાવીઝની કિતાબોથી આમિલ જાતે પોતાના માટે તાવીઝ બનાવી શકે છે ? અથવા તાવીઝ બનાવીને બીજાને આપી શકે છે ? શું તેમાં કોઈની પરવાનગી લેવી જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તાવીઝ આપ જાતે પોતાના માટે પણ લખી શકો છો અને બીજાઓને પણ લખીને આપી શકો છો, જાઈઝ છે.

## (૨) સનદ - ડિગ્રી મેળવેલા આમિલના બતાવેલા તરીકા પ્રમાણે અમલ કરવો.

**સવાલ (૩૩૩) :** એક નવયુવાન લગભગ બે વર્ષથી એક બિમારીમાં છે. તેની તબીયતમાં સ્થિરતા નથી. તબીયત દિન પ્રતિદિન બગડતી જાય છે. ડોકટરો અને આમિલોએ ઘણો ઈલાજ કર્યો. પરંતુ ફાયદો થતો નથી. ત્યાર પછી અમે તેને ડાભેલના ખૈરુર્રહમાન પઠાણ સાહેબ પાસે લઈ ગયા , તેમણે કહયું કે આને શારિરીક બીમારી પણ છે અને જીન્નાતનો અસર પણ છે. પછી શારિરીક બીમારી દૂર થવા માટે તેમણે દવાઓ આપી અને જિન્નાતના અસરને દૂર કરવા તાવીઝ આપ્યા, તેમાં એક અમલ એ બતાવ્યો કે આ અસરવાળા માણસના મકાનમાં એક ખુણામાં એક મીટર જગ્યામાં ચુનો લગાડવામાં આવે. પછી એક મીટર સફેદ નવું કપડુ તેની ઉપર પાથરીને (જેને અસર છે) તેને બેસાડવામાં આવે, તેની સામે એક કાળુ નવું માટલુ ઉલટું રાખવામાં આવે, તેની ઉપર એક નવા માટીના વાસણમાં સરસવનું તેલ નાંખવામાં આવે. પછી એક લાબું તાવીઝ એ નાના વાસણમાં મુકીને સળગાવવામાં આવે અને માટલાના આજુબાજુ ફૂલ મુકવામાં આવે, ત્યાર પછી એક વ્યકિત એ અસરવાળા માણસના જમણા કાનમાં ધીરે ધીરે અઝાન આપે, બીજો માણસ ડાબા

કાનમાં ઈકામત કહે. ત્રીજો વ્યકિત સૂરએ મુઝ્ઝમ્મીલ અને ચોથો માણસ સૂરએ જીનની તેની સામે તિલાવત કરે અને તેની ઉપર દમ કરતો રહે. પાંચમો માણસ એક બીજુ તાવીઝ સળગાવીને તેનો ધુમાડો તે અસરવાળા માણસના નાકમાં પહોંચાડે. જયારે એ માટીના વાસણમાં મુકેલુ તાવીઝ અર્ધુ અથવા તેનો ચોથો ભાગ સળગી જાય, ત્યાં સુધી તે માણસ તેમાં મુકેલા તાવીઝને જોતો પણ રહે. આ રીતે આ અમલ લગાતાર ત્રણ દિવસ સુધી કરતા રહેવાથી ઈન્શાઅલ્લાહ ફાયદો થશે. આ આખો અમલ મૌલાના પઠાણ સાહેબનો બતાવેલો છે, તે બાબતે મારો સવાલ એ છે કે આ રીતે અમલ કરવો શરીઅતમાં જાઈઝ છે કે નહી ? આ રીતે અમલ કરવાથી કુર્આને કરીમની બે ઈજ્જતી તો નહી થાય ? ઉમ્મીદ છે કે સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં શરીઅત વિરુદ્ધ કોઈ વાત નથી. એટલા માટે આમિલના બતાવેલા તરીકા પર અમલ કરવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) દુરૂદે તાજની હકીકત અને તેના પઢવાનો હુકમ

**સવાલ (૩૩૪) :** દુરૂદે તાજ અને દુરૂદે હેકલ, તેના સાત બાબ છે. તેની ઉપર ઘણા ગામની સ્ત્રીઓ ખૂબ જ યકીન રાખે છે. તો શું તેનું પઢવું જાઈઝ છે ? ઉપરાંત હદીસ શરીફથી કયું દુરૂદ શરીફ પઢવું સાબિત છે ? તેનું પઢવું સવાબ અને આખિરતમાં છુટકારાનું કારણ બને છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સહીહ અહાદીસની રોશનીમાં વર્ણન કરેલા દુરૂદ શરીફનો કોઈ સુબુત નથી. (ફતાવા રહીમિય્યહ : ૨ / ૮૨) માટે માત્ર એ દુરૂદ શરીફ પઢવું જોઈએ જે સહીહ અહાદીસ અને સહીહ સનદ સાથે સાબિત હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તાવીઝ પર મહેનતાણું લેવું જાઈઝ છે.

**સવાલ (૩૩૫) :** હું અહીયાં બાપુનગર, વલસાડમાં પઢાવું છું. મને નજીવો પગાર મળે છે, અને મકાન ભાડુ તેમજ ઘર ચલાવવાનો ખર્ચ એટલો છે કે પગાર ઓછો પડે છે. તેને કારણે હું પરેશાન રહું છું. ઘર ચલાવવા માટે હું તાવીઝનું કામ પણ કરું છું, શું મારા માટે જાઈઝ છે કે નહી ? અને હું તેના ઉપર મહેનતાણું લઈ શકું છું કે નહી?

કારણ કે મારી પાસે તેના વગર બીજો કોઈ વિકલ્પ નથી. અહીયા કેટલાક લોકો તેમની વાતોથી અરાજકતા ફેલાવવા માંગે છે, તેઓ કહે છે કે તાવીઝ લેવું, આપવું અને તેના ઉપર મહેનતાણું લેવું બધું હરામ છે. મેં તેમને કહયું કે જો તાવીઝ આપવું હરામ હોત તો આપણા અકાબિર હઝરાત તે વિષય પર કિતાબો ન લખતા. હવે આપનાથી ગુઝારિશ છે કે આ તંગદિલીમાં સંતોષકારક જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તાવીઝનું કામ જો તેની શરતોની પાબંદી સાથે કોઈને ધોકો આપ્યા વગર કરો, તો તેની ઉપર મહેનતાણું લેવામાં કોઈ વાંધો નથી. (મુસ્લિમ : ૨ / ૨૨૪, હદીસ નં. ૬૫ – ૨૨૦૧) અલબત્ત સ્ત્રીઓથી મેળાપ અને પડદા વગર વાતચીત કરવી હરામ છે, (તબ્યીનુલ હકાઈક : ૬ / ૧૭) મેં મારી કિતાબ "અકાઈદે ઈસ્લામ" માં તેના જાઈઝ હોવા વિશે લખ્યું છે. તે વાંચી લો અને લોકોને પણ બતાવી દેવામાં આવે . આપ પણ સાધવાનીથી કામ લો, જેથી ઉમ્મતમાં ફિતનો ન ફેલાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) દમ કરેલા પાણીથી કોઈ બિમારને ગુસલ આપવું

**સવાલ (૩૩૬) :** ઘણી વખતે કેટલાક વઝીફા પઢીને પાણી પર દમ કરીને તે પાણી વડે જાદુ, જિન્નાત અને ભૂતના બિમારોને ગુસલ આપવામાં આવે છે, તો સવાલ એ છે કે તેનો કોઈ ફાયદો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનો જવાબ કોઈ આમિલથી જ પૂછી લેવામાં આવે કે તે ઉપયોગથી ફાયદો થશે કે નુકસાન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કેસમાં સફળતા અને નમાઝમાં ખુશૂઅ ખુઝૂઅ માટે એક ખાસ અમલ

**સવાલ (૩૩૭) :** (૧) મારા છોકરાથી તારીખ ૪ / ૫ / ૧૯૮૩ના રોજ 'કેવડી'માં મોટર સાઈકલ દ્વારા અકસ્માત થયું હતું, તે અકસ્માતમાં એક સ્ત્રીના પગમાં વાગી ગયું હતું, તેના કારણે તેનો પગ ફેકચર થયો હતો. તેનો માંગરોલ કોર્ટમાં કેસ ચાલી રહયો છે. તેનો ફેસલો ૧૨ / ૧૦ / ૧૯૮૩ ના રોજ છે. કોઈ દુઆ અથવા કુર્આન શરીફની કોઈ એવી આયત લખીને મોકલો કે મારો છોકરો નિર્દોષ સાબિત થઈને

છુટી જાય. હું ખૂબ જ પરેશાન છું. અલ્લાહ તઆલા આપને તેનો બદલો જરૂર આપશે. આ ગરીબનું આટલું કામ જરૂર કરી આપો તો હું આપનો એહસાનમંદ રહીશ. સાથે જવાબી કાગળ પણ મોકલ્યો છે. તેની ઉપર જવાબ લખશો. જો કોઈ તાવીઝ બનાવતા હોય તો તાવીઝ બનાવીને મોકલશો.

(૨) મને નમાઝમાં શયતાન તરફથી વસવસા આવે છે તો કોઈ એવી દુઆ મોકલો કે નમાઝ સહીહ થઈ જાય, અને દીન અને દુનિયા બંને સહીહ થઈ જાય. આ એક ખુબ જ મોટું નેકીનું કામ છે. દિલ પર કાબૂ રહેતો નથી અને ખોટા ખોટા વિચારો આવ્યા કરે છે, તેને કારણે દિલ ખૂબ જ બેચેન રહે છે. દુઆ અથવા કુર્આન શરીફની કોઈ આયત લખીને મહેરબાની ફરમાવો અને કયારે પઢવું તેની પણ જાણ કરી દેશો જેથી અમલ કરવામાં ગલતી ન થાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી પરેશાની દૂર કરવા માટે સવાર – સાંજ ૧૦૧ વખતે દુરૂદ શરીફ પઢતા રહો. કેસમાં સફળતા માટે ફેસલો આવતા સુધી સવાર – સાંજ ૧૦૧ વખતે " રબ્બિ અન્ની મગ્લુબુન ફન્તસિર" પઢતા રહો.

બુરા વિચારોને અને વસવસાઓને દુર કરવા માટે સવાર – સાંજ ૭૧ વખતે 'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લાહ બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ" પઢો. પરંતુ યાદ રહે કે મોટર સાઈકલ ચલાવવામાં આપના પુત્રની ગલતીથી તે બહેનનો પગ ફેકચર થયો હોય તો સુલેહ – સમાધાન કર્યા પછી ઈલાજનો ખર્ચ આપવો જરૂરી છે. (રદ્દુલ મુહ્તાર : ૬ / ૬૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તાવીઝ અને અમલીયાતના મહેનતાણાનો હુકમ

**સવાલ (૩૩૮) :** બિમાર વ્યકિત અને ભગરાઈ ગયેલા વ્યકિત પાસેથી અમલ કરનારે મહેનતાણું લેવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિમાર અને ગભરાઈ ગયેલા વ્યકિત પાસેથી અમલ અને તાવીઝ કરનારાએ મહેનણાતું લેવું જાઈઝ છે, (ફયઝુલ બારી) એવી વ્યકિત પાસે ઈલાજ કરાવવો જોઈએ કે કુફિયા અને ગેર ઈસ્લામી કલિમાત ન બકતો હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ભૂત, ચૂડેલ, ડાકણ, જીન દ્વારા આવતી તકલીફોની હકીકત

**સવાલ (૩૩૯) :** અલ્લાહ તઆલાએ જે મખ્લૂક પેદા કરી છે, તેમાં ભૂત, ચૂડેલ, ડાકણ અને બલાનો સંબંધ કઈ કોમથી છે ? જિન્નાતથી કે શયતાનથી ? અને જો તે મખ્લૂક નથી તો એ નામોને લોકોએ ઘડી લીધા છે ? અથવા આ અલગ અલગ મખ્લૂક છે. જો તે મખ્લૂક છે તો તેનો સુબૂત કોઈ કિતાબથી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ડાકણ માનવીઓમાંથી હોય છે. જિન્નાત અને શયતાનની મદદથી નાપાક ઈલ્મ હાસિલ કરીને લોકોને તકલીફ પહોંચાડે છે. આ ડાકણ પછાત જાતિ, હરિજનમાંથી વધારે હોય છે. તેમાં કેટલાક પુરુષો પણ નાપાક ઈલ્મ શીખીને લોકોને તકલીફ પહોંચાડે છે. (તફસીરે બયઝાવી : ૧ / ૯૭)

(૨) વળગવું જિન્નાતના અસરથી થાય છે. તે કયારેક કોઈ પર જાહેર થઈ જાય છે , માટે આ જિન્નાતનો જ એક પ્રકાર છે. (ઝાદુલ મઆદ : ૪ / ૬૧)

(૩–૪) ભૂત અને ચૂડેલ નાપાાક શયાતીનમાંથી હોય છે, આસ્માનોની વાતો સાંભળવા માટે જવાને લીધે ફરિશ્તાઓ તેમની ઉપર તેજસ્વી તારા (ખરતો તારો) ફેંકે છે. તેને લીધે કેટલાક સળગી જાય છે અને કેટલાકને તકલીફ પહોંચે છે. તે કેટલાક જંગલોમાં ભટકતા રહે છે અને અવર જવર કરનારાઓને સતાવે છે. લોકો તેને ભૂત અને ચૂડેલ કહે છે. (સૂરએ જિન : ૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ભૂત, ચૂડેલ અને ડાકણની હકીકતનો ઈન્કાર કરવો

**સવાલ (૩૪૦) :** કેટલાક લોકો કહે છે કે ભૂત, ચૂડેલ અને ડાકણ નામની કોઈ મખ્લૂક નથી ? શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા સવાલથી જાહેર થઈ ગયું કે આ કોઈ અલગથી મખ્લૂક નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

قُلْ هَلْ يَسْتَوِى الَّذِيْنَ يَعْلَمُوْنَ وَالَّذِيْنَ لَا يَعْلَمُوْنَ

**તર્જુમો :** આપ ફરમાવી દો કે જ્ઞાનવાળા અને અજ્ઞાનો કંઈ સરખા થઈ શકે છે ? (સૂરએ ઝુમર : ૯)

# ઈલ્મ અને ઈલ્મ સંબંધિત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ઈલ્મ અને ઈલ્મ સંબંધિત

## (૧) એક લેખમાં "સુન્નત"નો સહીહ મતલબ

**સવાલ (૩૪૧) :** ફઝાઈલે હજ લેખક હઝરત મવલાના મુહમ્મદ ઝકરિયા (રહ.) ના સંક્ષિપ્ત આદાબમાં એક લેખ લખ્યો છે, તેનો મતલબ સમજમાં ન આવ્યો. આપનાથી વિનંતી છે કે તેનો મતલબ સમજાવી દો.

હઝરત અકદસ શાહ અબ્દુલ અઝીઝ સાહેબ (રહ.) એ તફસીરે અઝીઝીમાં લખ્યું છે : જે વ્યકિત આદાબ અને મુસ્તહબ્બાતમાં સુસ્તી કરે છે. તે સુન્નતથી વંચિત રહેવાની મુસીબતમાં ફસાય જાય છે અને જે સુન્નત અદા કરવામાં સુસ્તી કરે છે તે ફરાઈઝથી વંચિત રહેવાની મુસીબતમાં ફસાય જાય છે.

અહીયા સુન્નતનો અર્થ સમજમાં ન આવ્યો. તેમજ ઉપરોકત લેખની સમજુતી શું થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ વ્યકિત નેકી કરે છે, તો અલ્લાહ તઆલા તેને વધુ નેકી કરવાની તોફીક આપે છે. (તફસીરે મઝહરી : ૭ / ૨૦૫) એવી રીતે સુન્નતોની અને મુસ્તહબોની પાબંદી કરનાર વ્યકિતને રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નતો અદા કરવાની તોફીક મળે છે. સુન્નતો અદા કરવાથી વાજિબાત અને વાજિબાત અદા કરવાથી ફરાઈઝ અદા કરવાની તોફીક મળે છે. તેની વિરુદ્ધ બુરાઈનો અસર એ હોય છે કે તેનાથી નેક કામ કરવાની તૌફીક છીનવી લેવામાં આવે છે. મુસ્તહબ છોડવાથી સુન્નતો અને સુન્નતો છોડવાથી વાજિબાત અને વાજિબાત છોડવાથી ફરાઈઝ અને ફરાઈઝ છોડવાથી હરામ કામોમાં વ્યકિત ફસાય જાય છે. અને હરામ કામોમાં લાગવાથી માણસના ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે માણસ જાણીજોઈને નમાઝ છોડી દે છે તે કાફિર થઈ જાય છે. (કાફિર થઈ જવાનો ખતરો છે.) (અલ મુઅજમુલ અવસત : ૩ / ૩૪૩, હદીસ નં. ૩૩૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) વ આખિરુ દઅવાના અનિલ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીનનો મતલબ

**સવાલ (૩૪૨) :** ઉલમાએ કિરામ વઅઝ અને તકરીરમાં અંતે "વ આખિરૂ દઅવાના અનિલ હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન" કહે છે તેનો મતલબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનો તર્જુમો : "અમારી આખરી પુકાર છે કે સર્વ વખાણ અલ્લાહ તઆલા માટે જ છે, જે તમામ જહાનો–સૃષ્ટિનો પાલનહાર છે."

## (૩) મુસ્લિમ ટીમની જીતની ખુશીમાં કુર્આન ખ્વાની કરવી

**સવાલ (૩૪૩) :** ક્રિકેટની મુસ્લિમ ટીમની જીતની ખુશીમાં કુર્આન ખ્વાની કરાવવી જાઈઝ છે કે નહી ? અને કુર્આન ખ્વાની પછી મીઠાઈ, પેંડા અને એ પ્રકારની અન્ય મીઠાઈઓ વહેંચવી જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવા મોકા પર કુર્આન ખ્વાની કરાવવી અને મીઠાઈઓ વહેંચવી, બધું નાજાઈઝ છે. શર્હે ફિકહે અકબરમાં લખ્યું છે કે હરામ માલ બિસ્મિલ્લાહ બોલીને ખાવાથી ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. (શર્હે ફિકહે અકબર : ૨૦૮)

## (૪) કલોંજીમાં મૃત્યુ સિવાય દરેક બિમારીથી શિફા છે

**સવાલ (૩૪૪) :** શું હુઝૂર (સલ.) એ એવી કોઈ દવા બતાવી છે. જેમાં મૃત્યુ સિવાય દરેક બિમારીનો ઈલાજ હોય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

الحبة السوداء (એટલે કાળા દાણા) તેનો તર્જુમો કલોંજીથી કરવામાં આવે છે. તેના વિશે બુખારી શરીફ : ૨ / ૮૪૯ માં છે કે તેમાં મૃત્યુ સિવાય દરેક બીમારીથી શિફા છે. (બુખારી : ૨ / ૮૪૮, હદીસ નં. ૫૩૬૩)

બીજો તર્જુમો તેનો 'રાય' થી કરવામાં આવ્યો છે. (ફત્હુલ બારી : ૧૦ / ૧૪૫) હકીમોએ તેના બાવીસથી વધારે ફાયદા બયાન કર્યા છે. માટે રસૂલુલ્લાહ (સલ.) ના ફરમાન પર યકીન કરીને અમલ કરશો, તો ઈન્શાઅલ્લાહ ફાયદો થશે. (વધુ માહિતી માટે જુઓ તિબ્બે નબવી : પાન નંબર : ૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૫) ચૌદમી સદી હિજરીનો અંત કયારે થશે ?

**સવાલ (૩૪૫) :** ઈસ્લામી તારીખ પ્રમાણે હિ.સ. ૧૩૯૯નું વર્ષ ચાલી રહયું છે. ઝિલ હજજનો મહીનો ખતમ થવા પર હિ.સ. ૧૪૦૦ નું વર્ષ શરૂ થશે. કેટલાક લોકોનું કહેવું છે કે હિ.સ. ૧૩૯૯નો ઝિલ હજનો મહીનો ખતમ થશે તો ચૌદમી સદી ખતમ થઈ જશે. પરંતુ મારો સવાલ એ છે કે હજુ એક વર્ષ પછી જયારે હિ.સ. ૧૪૦૦નું વર્ષ ખતમ થશે તો ચૌદમી સદી ખતમ થશે તો એ બંનેમાં સહીહ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા સવાલનો સંબંધ હિસાબ – ગણિતથી છે. આપ વિચારો કે હિ.સ. ૧૩૯૯ પર બાર મહીના જયારે પસાર થશે ત્યારે હિ.સ. ૧૪૦૦ નું વર્ષ પુરૂ થશે અને જયારે હિ.સ. ૧૪૦૦ પછી બાર મહીના પસાર થશે. તો હિ.સ. ૧૪૦૧ ખતમ થયું કહેવાશે માટે જે લોકો ઝિલ હજના મહીનાના ખતમ પર ચૌદમી સદીના ખતમની વાત કરે છે. તે સહીહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) શું કોઈ ગેર મુસ્લિમને કાફિર કહેવું જાઈઝ છે ?

**સવાલ (૩૪૬) :** એક વ્યકિત ગેર મુસ્લિમ અથવા બીજી કોઈ કોમથી સંબંધ રાખે છે. અલ્લાહને નથી માનતો અને તે મૂર્તિઓને પૂજે છે. તો શું તેને કાફિર કહી શકીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. (ફત્હુલ બારી : ૧ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઈજતિમાઈ ઝિક્રે જહરી (જોર)થી હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) નું લોકોને મના કરવું.

**સવાલ (૩૪૭) :** વાંચન દરમિયાન એક હદીસ પર મારી નજર પડી કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) ના જમાનામાં કેટલાક લોકો મસ્જિદમાં ભેગા થઈને જોરથી ઝિક્ર કરી રહયા હતા. જયારે તેની જાણ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.)ને થઈ તો દોડીને મસ્જિદમાં તશરીફ લાવ્યા અને ઝિક્ર અશગાલ કરનારા લોકોને સખત શબ્દોમાં એમ કહયું કે તમે લોકોએ આ બિદઅતને કેમ શરૂ કરી છે.

અને આપે તરત જ તેને બંધ કરાવ્યું.

તેનાથી એ વાત માલૂમ થઈ કે મસ્જિદમાં ભેગા થઈને ઈજતિમાઈ રીતે ઝિક્ર કરવું સહીહ નથી. આપનાથી વિનંતી છે કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) એ તેની ઉપર કેમ રોક લગાવી ? સંતોષકારક જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બની શકે છે કે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદિ.) એ રસૂલુલ્લાહ (સલ.) ને જોરથી ઝિક્ર કરતા ન સાંભળ્યા હોય. એટલા માટે તેમણે તેનો ઈન્કાર કરી દીધો હોય. (ફયઝુલ કદીર : ૧ / ૪૫૮) આ વિશે વધુ માહિતી જોઈએ તો જાણ કરશો. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) દુનિયાના બે રોશન કબ્રસ્તાનમાં એક અસ્કલાનનું કબ્રસ્તાન કેમ ?

**સવાલ (૩૪૮) :** શૈખુલ મશાઈખ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિયા સાહેબ કાંધલ્વી (રહ.) એ પોતાની કિતાબ ફઝાઈલે આમાલમાં એક જગ્યાએ લખ્યું છે કે ધરતી પર બે કબ્રસ્તાન આસ્માનવાળાઓને ત્યાં એવા રોશન અને ચમકદાર છે. જેમકે દુનિયાવાળાઓને ત્યાં સૂરજ અને ચાંદ, તેમાં એક કબ્રસ્તાન જન્નતુલ બકીઅનું છે અને બીજુ અસ્કલાનનું. તો અસ્કલાનનું કબ્રસ્તાન ક્યાં છે ? અને તેની આટલી મહત્વતા કેમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા તો તમે ફઝાઈલે આમાલનું પાન નંબર લખ્યું નથી. જો એ આપ (સલ.)નું ફરમાન છે તો અમારું કામ તેને માની લેવું છે. આ પ્રકારના સવાલોના કારણે હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવતા હતા કે મવલાના અથવા મુફતી લોકો માત્ર કાનૂનના જાણકાર હોય છે. તેમને કાનૂનની હિકમતોનું જ્ઞાન નથી હોતુ. જેવી રીતે એક વકીલ કાનૂન બતાવે છે, પંરતુ તેની હિકમત શું છે ? તે બતાવવાનું કામ તેનું નથી. આ વિશે વધુ માલૂમાત માટે કિતાબ المصالح العقلية للمسائل النقلية જોઈ શકાય છે.

(અહકામે ઈસ્લામ અકલકી નઝરમેં)

બીજી વાત એ છે કે શયતાન માનવીને અલગ અલગ માર્ગોથી ગુમરાહ કરવાની કોશિશ કરે છે. વિવિધ રીતે બહેકાવે છે. લોકોને આ પ્રકારના કામોમાં

લગાવીને આપ(સલ.) ની હદીસો અને આપના ફરમાનોથી તેમનો વિશ્વાસ કમજોર કરે છે. શરીઅતના દરેક હુકમને બુદ્ધિથી તુલના કરવા પ્રેરે છે.

(હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૧ / ૫૦, ૫૧)

શરીઅતના હુકમોને બુદ્ધિ સાથે તુલના કરવાથી કેટલાય લોકો ભૂતકાળમાં ગુમરાહ થયા છે. જેમને મુઅતઝિલા અને ખવારિજ કહે છે. તત્વજ્ઞાન – ફિલોસોફી વાંચીને આ પ્રકારના ગુમરાહ ફિરકા અસ્તિત્વમાં આવ્યા હતા. એટલા માટે આપ શરીઅતના અહકામની હિકમતોને જાણવાથી દૂર રહો. અને દરેક હુકમને બુદ્ધિથી સમજવા અથવા તેના કારણો જાણવાની પાછળ ન પડો. તેમાં જ આપણી ભલાઈ છે. હિકમતો અને કારણોને સમજવા માટે કોઈ દારૂલ ઉલૂમમાં દાખલ થઈને સાત – આઠ વર્ષ લગાવવાની જરૂરત છે.

ઉલમા લખે છે કે અવામને જે મસાઈલ અને હુકમો વિશે શંકા હોય છે, જો તે સાત–આઠ વર્ષ દારૂલ ઉલૂમમાં પઢી લે. તો તેઓ પોતાની શંકાઓ વિશે જાતે જ પસ્તાશે અને તેને નકામી સમજશે એટલા માટે મસ્લિહત અને હિકમત સમજવી અવામની જવાબદારી નથી તેમનું કામ અમલ કરવો અને માનવું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નમરૂદની પેદાઈશ અને તેની પરવરિશના કિસ્સાની હકીકત

**સવાલ (૩૪૯) :** મોટા ભાગના ઉલમાએ કિરામથી સાંભળ્યું છે અને કસસુલ કુર્આનમાં પણ આ કિસ્સો છે કે કારૂન જેણે એક જન્નત બનાવી હતી, તેનો જન્મ એક તુટેલી નાવડીમાં થયો હતો. તેના તૂટવા પછી માત્ર એક માતા અને એક બાળક બચી ગયું હતું. ઠીક તે સમયે અલ્લાહ તઆલા તરફથી મલકુલ મૌતને હુકમ થયો કે માતાની રૂહ કબ્જ કરી લો. તેથી માત્ર બાળક બાકી રહયું. પછી અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી તે બાળકની પરવરિશની વ્યવસ્થા કરી. જયારે તે મોટો થયો અને તેણે પોતાના જમાનાના નબીથી મુકાબલો કરતા કહયું કે તમારા કહેવા પ્રમાણે અમે જો નમાઝ પઢીએ અને ઝકાત આપીએ તો તમારો ખુદા અમને શું આપશે ? નબીએ જવાબ આપ્યો જન્નત આપશે. તો તેની ઉપર તેને જવાબ આપ્યો કે જન્નત તો હું પણ બનાવી શકું છું. પછી તેણે જન્નત જેવો મહેલ બનાવ્યો અને તેમાં પહેલો કદમ જેવો રાખ્યો, અલ્લાહ તઆલા તરફથી મલકુલ મૌતને હુકમ આપ્યો અને તેની રૂહ

કબ્જ થઈ ગઈ.

ઉપરોકત કિસ્સો ટૂંકમાં બયાન કરીને હવે સવાલ એ છે કે આ કિસ્સો કારૂનનો છે કે શદાદનો ? અને આ કિસ્સો સહીહ છે કે વાર્તા ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ કિસ્સો કારૂન કે શદાદનો નથી. બલકે નમરૂદનો છે. તેણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાંખ્યા હતા. અને તેની ઉમર ૪૦૦ વર્ષથી વધુ થઈ હતી. કિસ્સો એ છે કે નમરૂદ પોતાની માતાની સાથે એક નાવડીમાં સવાર હતો. નાવડી તુટી ગઈ. તેને કારણે તેની માતા પાણીમાં પાટિયા પર જ મરી ગઈ. પરંતુ દરિયાના મોજાઓએ નમરૂદને કોઈ જંગલમાં નાંખી દીધો અને એ ભેડિયો જેના નાના નાના બચ્ચા હતા. તેના દુધ વડે અલ્લાહ તઆલાએ તેની પરવરિશની વ્યવસ્થા કરી. જયારે થોડો મોટો થયો તો તેને જિન્નાતને હવાલે કરી દેવામાં આવ્યો. જિન્નાતની સાથે તે મોટો થયો. પછી માનવીઓમાં આવીને બાદશાહ બની ગયો. બાદશાહ પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જયારે તેને ઈમાનની દાવત આપી, તો તે તેમના મુકાબલા પર આવી ગયો. અને છેવટે કંટાળીને તેણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાંખી દીધા. અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તે આગથી બચાવી લીધા.

આ તે નમરૂદ છે. જેના વિશે અલ્લાહ તઆલાએ મલકુલ મૌતથી સવાલ કર્યો હતો કે શું તમને કયારેય કોઈ રૂહને કબ્જ કરતા હમદર્દી અને રહેમ આવ્યો છે ? તો મલકુલ મૌતે જવાબમાં અરજ કર્યુ કે હે અલ્લાહ ! એક વખતે જયારે કે એક નાવડી પાણીમાં તુટી ગઈ અને નાવડીના બધા લોકો પાણીમાં ડુબી ગયા. માત્ર એક સ્ત્રી લાકડાના પાટિયા ઉપર સહારો લઈને બેઠી હતી. તે જ હાલતમાં તે સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો. ઠીક તે ઘડીએ મને તે સ્ત્રીની રૂહ કબ્જ કરવાનો હુકમ થયો. તો તે ઘડીએ મને એકલા તે માસૂમ બાળક પર હમદર્દી પેદા થઈ હતી. અલ્લાહ તઆલાએ મલકુલ મૌતને ફરમાવ્યું કે તે બાળક આ નમરૂદ છે. જેને મારા મોકલેલ નબી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને આગમાં નાંખ્યા. ઉપરોકત કિસ્સો મષનવીમાં મવલાના જલાલુદ્દીન રૂમી (રહ.) એ વર્ણન કર્યો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે. (મષનવી શરીફ : ૬ / ૪૬૪)

# (૧૦) શું ઈબ્લીસ ફરિશ્તાઓનો સરદાર અને મોટો ઈબાદત ગુઝાર હતો ?

**સવાલ (૩૫૦) :** શું ઈબ્લીસ ફરિશ્તાઓનો સરદાર હતો ? તે જાતે ફરિશ્તો હતો ? અમે સાંભળ્યું છે કે તે ઘણો મોટો ઈબાદત ગુઝાર હતો. શું આ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈબ્લીસ જો કે ફરિશ્તાઓમાં ઘણા વર્ષો સુધી રહયો છે. એટલા માટે તેમાં શુમાર થતો હતો. પરંતુ તે પોતાની જમાતમાં ફરિશ્તો હતો કે જિન્નાત ? તે વિશે ઉલમાએ કિરામના બે મત છે એક મત પ્રમાણે તે ફરિશ્તો જ હતો. ફરિશ્તાઓનો જ પ્રકાર જે જિન્નાત કહેવાય છે. તેમાંથી હતો. અને જિન્નાતનો આ પ્રકાર દુન્યવી જિન્નાત સિવાયની મખ્લૂક છે. ઈબ્લીસ જો કે ફરિશ્તાઓમાં જિન્નાતના પ્રકારમાંથી હતો. એટલા માટે હઝરત આદમ (અલૈ.) ને સિજદો કરવાનો હુકમ બીજા ફરિશ્તાઓની જેમ તેની ઉપર પણ હતો. જો તે ફરિશ્તો ન હોત તો સિજદાના હુકમમાં શામિલ ન થતો. અને સિજદો ન કરવાને કારણે નાફરમાન સાબિત ન થતો.

(આકામુલ મરજાન : ૧૫૬)

કેટલાક હઝરાતનું કહેવું છે કે સિજદાનો હુકમ તમામ ફરિશ્તાઓને ન હતો. બલકે તેમાંથી જે પ્રકાર જિન્નાતનો હતો તેમને જ આ હુકમ હતો. માટે ઈબ્લીસ સિજદો ન કરવાને કારણે નાફરમાન થયો. અને તેની જમાતના બીજા ફરિશ્તાઓ ફરમાંબરદાર સાબિત થયા. (તફસીર ઈબ્ને કસીર : ૧ / ૭૬, સૂરએ બકરહ : ૩૪)

તે વિશે ઉલમાએ કિરામનો બીજો મત એ છે કે જિન્નાતનો તે પ્રકાર જે જમીન પર વસે છે. અલ્લાહ તઆલાએ તેમને આગથી પેદા ફરમાવ્યા છે. ઈબ્લીસ તેમનામાંથી હતો અને તે એ જિન્નાતનો પિતા હતો. જેમકે હઝરત આદમ (અલૈ.) તમામ ઈન્સાનોના પિતા છે. પરંતુ જયારે જિન્નાતોની સરકશી અને નાફરમાની હદથી વધી ગઈ તો અલ્લાહ તઆલાએ જમીન પર ફરિશ્તાઓ દ્વારા અઝાબ ઉતારીને તેમને ખતમ કરી દીધા. અને જે બચી ગયા તેમણે પહાડો અને સમુદ્રોના કિનારે છોડી દીધા. ઈબ્લીસ તે સમયે દરમિયાની હાલત પર હતો એટલે તેને અઝાબથી બચાવી લેવામાં આવ્યો અને તે ફરિશ્તાઓ સાથે રહેવા લાગ્યો. અલ્લાહ તઆલા બધું જાણતા હતા. છતાં અલ્લાહ તઆલાએ ઈબ્લીસને ફરિશ્તાઓ સાથે રહેવા દીધો અને ઈબ્લીસ પોતાના દિલમાં એવું સમજી રહયો હતો કે હવે જયારે

દુનિયા બીજી વખતે આબાદ કરવામાં આવશે તો તેનો સરદાર મને જ બનાવવામાં આવશે. ફરિશ્તા ઓને તેના આ નાપાક ઈરાદાની ખબર ન હતી. માટે ઈબ્લીસે સરદારીની લાલચમાં અલ્લાહ તઆલાની ખૂબ જ ઈબાદત કરી કે તેનાથી ફરિશ્તાઓને પણ ઈર્ષા થવા લાગી. ઈબ્લીસ ફરિશ્તાઓમાંથી ન હતો. પરંતુ ઈબાદતના ગુણમાં તેમનાથી આગળ વધી જવાને કારણે તેમાં સમાવેશ થતો હતો. માટે જયારે ફરિશ્તાઓને સિજદો કરવાનો હુકમ થયો તો તે તેમાં શામિલ હતો. પછી સિજદો ન કરીને તે નાફરમાન સાબિત થયો. (તફસીરે ઈબ્ને કષીર : ૨ / ૭૮૮)

ઈબ્લીસ ફરિશ્તાઓમાંથી ન હતો, અને તેના ફરિશ્તા હોવા વિશે જે રિવાયત છે તે આધારભૂત નથી. કુર્આને પાકમાં ફરિશ્તાઓ વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

لَا يَعْصُونَ اللّٰهَ مَآ اَمَرَهُمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ

**તર્જુમો :** ફરિશ્તાઓ અલ્લાહ તઆલાની નાફરમાની નથી કરતા. અને તેઓ દરેક હુકમની ફરમાંબરદારી કરે છે. (સૂરએ તહરીમ : ૬)

મુસ્લિમ શરીફમાં હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે આપ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : ફરિશ્તાઓને નૂરથી પૈદા કરવામાં આવ્યા છે. અને જિન્નાત આગથી અને હઝરત આદમ (અલૈ.) ની પેદાઈશ વિશે તો તમે જાણો જ છો.

(મુસ્લિમ શરીફ : ૨ / ૪૧૩, હદીસ નં. ૬૦, ૨૯૯૬)

આ હદીસથી માલૂમ થાય છે કે ફરિશ્તાઓ નુરથી પેદા કરવામાં આવેલી મખ્લૂક છે. અને તમામ જિન્નાત આગથી પેદા કરવામાં આવ્યા છે. માટે બંને મખ્લૂક અલગ અલગ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) યહૂદી અને નસારાની ઈસ્લામ દુશ્મનીનો સુબૂત કુર્આને કરીમ અને અહાદીસે મુબારકાથી

**સવાલ (૩૫૧) :** અમેરિકા એવો દેશ છે. ત્યાં ગેર ઈસ્લામી કાનૂનો લાગુ છે. કુર્આને પાક અને અહાદીસમાં ઘણી જગ્યાએ તેમની ઈસ્લામ દુશ્મનીનું વર્ણન આવ્યું છે. આપથી વિનંતી છે કે તે આયતે કરીમા અને અહાદીસ વિશે અમારી રેહબરી ફરમાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે અમેરિકાના કાનૂનોમાં ઉસૂલી રીતે એ વાત જોવા મળે છે કે તેઓ મુસલમાનોને સંપૂર્ણ રીતે પોતાના દીન પર અમલ કરવા નથી દેતા. તો પછી તેને ગેર ઈસ્લામી દેશ (દારૂલ હર્બ) માનવામાં શું શંકા છે ? (બદાઈઉસ્ સનાઈઅ : ૭ / ૧૩૧) જયારે કે શરૂઆતથી જ આ દેશની ઈસ્લામ દુશ્મનીનો અનુભવ વારંવાર સમગ્ર વિશ્વે કર્યો છે. સંપૂર્ણ ઈતિહાસ તેની ઈસ્લામ દુશ્મનીથી ભરેલો છે. આજના યહૂદીઓ અને ખ્રિસ્તીઓ ઈસ્લામ દુશ્મનીમાં એક થયા છે. કેટલાક એવા મુસ્લિમ દેશો જેનાથી અમેરિકા પોતાના સારા વર્તાવનો દાવો કરે છે. તે માત્ર અને માત્ર તેમનો સ્વાર્થ છે. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

يَآأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الْيَهُوْدَ وَالنَّصَارٰى اَوْلِيَآءَ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! તમે યહૂદીઓ અને નસારાઓને દોસ્ત ન બનાવો. તેઓ પરસ્પર (તમારી દુશ્મની માટે) એક બીજાના મિત્ર છે.

(સૂરએ માઈદહ : ૫૧)

એ વાત પણ ધ્યાનમાં રહે કે ઈસ્લામ તેમની સાથે સારા અખ્લાકથી પેશ આવવા અને ન્યાયનો મામલો કરવાથી રોકતો નથી. તેમજ સૂરએ મુમ્તહિનહમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : " જે લોકો તમારી સાથે ધર્મ સંબંધી લડયા નથી અને તમને તમારા ઘરોમાંથી કાઢયા પણ નથી તેમના વિશે અલ્લાહ તઆલા તમને એ વાતથી રોકતો નથી કે તમે તેઓ સાથે સદ્‌વર્તન અને તેઓની સાથે ન્યાયથી વર્તો. બેશક અલ્લાહ તઆલા ન્યાયીજનોથી પ્રેમ કરે છે. (સૂરએ મુમ્તહિનહ : ૮)

પરંતુ જરૂરી છે કે તેમનાથી દિલી લગાવ ન રાખવો જોઈએ અને તેમને દીની દોસ્ત ન બનાવવા જોઈએ. કુર્આને પાકમાં તેમની ઈસ્લામ દુશ્મની આ રીતે બયાન ફરમાવી છે.

لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ وَالَّذِيْنَ اَشْرَكُوْا

**તર્જુમો :** (હે નબી સલ. !) ખરેખર, આપ આ યહૂદીઓ અને આ મુશરિકોને મુસ્લિમો સાથે બીજા બધા (ગેર મુસ્લિમ) લોકો કરતા વધુ અદાવત રાખનાર પામશો. (સૂરએ માઈદહ : ૮૨)

આ આયતમાં અલ્લાહ તઆલાએ સ્પષ્ટ રીતે યહૂદીઓ અને મુશરીકોની ઈસ્લામ દુશ્મનીને બયાન ફરમાવી છે. ત્યાર પછી તરત જ નસારા વિશે છે :

وَلَتَجِدَنَّ اَقْرَبَهُمْ مَوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى

**તર્જુમો :** અને તમે મુસલમાનો સાથે દોસ્તી રાખવામાં (બીજા બધા કરતા) વધુ નજીક તે લોકોને પામશો જેઓ એમ કહે છે કે અમે નસારા છીએ.

(સૂરએ માઈદહ : ૮૨)

આ આયતમાં જે નસારાની પ્રશંસા કરવામાં આવી છે તેનાથી મુરાદ તે નસારા છે જેમણે મુહાજિરીને હબ્શાથી કુર્આને પાકની તિલાવત સાંભળી અને રડી પડયા એટલે હબ્શા ના નજાશી બાદશાહ અને તેના દરબારીઓ, જેમણે ઈસ્લામ કબૂલ કરી લીધો હતો. પરંતુ તે નસારા, જેઓ દીને હક પર ઈમાન ન લાવ્યા અને ઈસ્લામ દુશ્મનીમાં હદ વટાવી ગયા. તેઓ યહૂદીઓની જેમ જ મુસલમાનોના દીની દુશ્મન છે. જેવું કે પહેલી આયતમાં બયાન કર્યુ. એક હદીસમાં છે કે યહૂદી કોઈ મુસલમાનને એકલો જુએ છે તો તે તેને કતલ કરવાની કોશિશમાં રહે છે.

(તફસીર ઈબ્ને કષીર : ૨ / ૮૫)

યહૂદીઓએ પોતાની ઈસ્લામ દુશ્મનીના અનેક વખતે સુબૂત આપતા આપ (સલ.)ને મદીના તય્યિબામાં અને ખૈબરમાં શહીદ કરવાની કોશિશો કરી. આપ (સલ.) ને તેમણે ધોકો આપીને ઝેર પણ આપ્યું. જેની તકલીફ આપ (સલ.) ને અંતિમ ઘડી સુધી રહી. એ નાપાક યહૂદીઓએ હુઝૂર (સલ.) પર જાદૂ કર્યુ હતું. તેની તકલીફ આપ (સલ.) એ ત્રણ દિવસ સુધી બરદાશત કરી. ત્યાર પછી અલ્લાહ તઆલાએ તેને દૂર કરવા માટે સૂરએ ફલક અને સૂરએ નાસ નાઝિલ ફરમાવી. (તફસીરે ઈબ્ને કષીર : ૩ / ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) જિંદગી સિફતે સલાત પર આવી જાય

**સવાલ (૩૫૨) :** નમાઝનો મકસદ છે, "જિંદગી સિફતે સલાત પર આવી જાય" તો જિંદગીમાં નમાઝની સિફત કેવી રીતે પેદા કરવામાં આવે ? ઉદાહરણ આપીને સમજાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સિફતે સલાતથી આપનો શું મતલબ છે ? તેનો અર્થ અને મતલબ શું છે ? તે લખીને મોકલો, તો જવાબ આપીશ. કારણ કે સિફતે સલાતથી આપ શું સમજયા છો ? આપ તેનાથી શું પૂછવા માંગો છો ? સ્પષ્ટ નથી. એટલા માટે હમણાં મારા માટે જવાબ આપવો શકય નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) અઠવાડિયાના વિવિધ દિવસો પ્રમાણે દાઢી બનાવવી અથવા દાઢીમાં કાંસકી કરવાના ખાસ ફઝાઈલ વિશે તેહકીક

**સવાલ (૩૫૩) :** 'તન્ઝીમ' નામના માસિકમાં ઈ.સ. ૧૯૬૪ જુન માસમાં નીચેનો લેખ છપાયો હતો. તે વિશે હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

(૧) રવિવારના દિવસે દાઢી બનાવવાથી દિલ અને મન ખૂશ રહે છે.

(૨) સોમવારના દિવસે જે માણસ દાઢીમાં કાંસકી કરે છે તેની હાજત પૂરી થાય છે.

(૩) મંગળવારના દિવસે કાંસકી કરવાથી અલ્લાહ તઆલા વધારે રાહત સુકૂન આપે છે.

(૪) બુધવારના દિવસે જે કોઈ કાંસકી કરે છે તો અલ્લાહ તઆલા વધારે નેઅમતો આપે છે.

(૫) ગુરૂવારના દિવસે જે માણસ કાંસકી કરે છે તો અલ્લાહ પાક તેને વધુ નેકીઓ આપે છે.

(૬) જુમ્આના દિવસે દાઢીમાં કાંસકી કરવાથી ખુશીમાં વધારો થાય છે.

(૭) શનિવારના દિવસે દાઢીમાં કાંસકી કરવાથી માણસ બુરી વાતોથી મહેફૂઝ રહે છે.

(૮) ઊભા ઊભા કાંસકી કરવાથી દીન મજબૂત થાય છે અને બેસીને કરવાથી દીન નીકળી જાય છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'તન્ઝીમ' માસિકથી નકલ કરેલી આ વાતોની કોઈ હકીકત નથી.

હદીસ અને ફિકહમાં આવી કોઈ વાત વર્ણન કરેલી નથી. કે ફલાણાં ફલાણાં દિવસોમાં વાળમાં કાંસકી કરવાથી વર્ણન કરેલા ફાયદા થશે. અલબત્ત બુઝુર્ગાને દીને પોતાના વઅઝ અને કિતાબોમાં જે વાતો વર્ણન કરી છે. તેનો સંબંધ હિકમત અને તિબ્બથી છે. જેમકે શેખ ફરીદુદ્દીન અત્તાર (રહ.)એ પોતાની ફારસી કિતાબ "પન્દનામા"માં ઘણી દીની અને દુન્યવી વાતો પર નસીહતો કરી છે. તેનો હદીસ અને ફિકહની કિતાબોમાં કોઈ સુબૂત નથી. એટલા માટે તેહકીક વગર આવી વાતો તરફ ધ્યાન આપવાની જરૂરત નથી. અલબત્ત આ વાતોને લખનારા પાસેથી હવાલો

માંગીને તે લખી મોકલો તો તે પ્રમાણે જવાબ આપી શકાય છે. (સૂરએ ફુરકાન : ૭૩)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પાસે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના ઝબહ વખતે દુંબુ(મેઢું) લઈને કોણ આવ્યું હતું ?

**સવાલ (૩૫૪) :** અબુલ અંબિયા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર જયારે છરી ફેરવી. તેના વર્ણનમાં દુંબાનું વર્ણન કયાંય જોવામાં નથી આવ્યું કે અલ્લાહ તઆલાએ છરીના નીચે દુંબુ ફરિશ્તા દ્વારા મોકલ્યું હોય અને દુંબાની કુરબાની થઈ હોય, આ વિશે પુરી વાત બુખારી શરીફમાં છે કે નથી ? કેટલાક લોકોનું કહેવું છે કે છરી હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર ફેરવવામાં આવી, ત્યારે અલ્લાહ તઆલાએ કુરબાની કબૂલ કરી લીધી હતી. દુંબુ ઝબહ થયું નથી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનું લખાણ કોઈ એવું નથી જેનો સંબંધ અકીદાથી અથવા હલાલ – હરામથી અથવા કોઈ હુકમથી હોય, અને દરેક વાતને સાબિત કરવા માટે બુખારી શરીફની જરૂરત નથી. તે સિવાય પણ બીજી હદીસની કિતાબોથી જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. વર્ણન કરેલા સવાલમાં જો આપની કોઈ તહકીક હોય તો મને પણ જાણ કરશો.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો કે છરી ચલાવો. માટે આપનું કામ છરી ચલાવવાનું હતું. હવે કોની ઉપર છરી ફરી ? તે વિશે ઉલમાએ મુફસ્સિરીનના બે કથનો છે :

(૧) છરી હઝરત ઈસ્માઈલ (અલૈ.) પર ફેરવવામાં આવી.

(૨) છરી ફેરવવાનો ઈરાદો કર્યો તો અવાજ આવી : હે ઈબ્રાહીમ ! આપે જવાબ આપ્યો કે "લબ્બૈક, અલ્લાહુ અકબર" તો ફરિશ્તાએ પણ અલ્લાહુ અકબર કહયું, દુંબાએ પણ કહયું, હઝરત ઈસ્માઈલ (અલૈ.) એ પણ કહયું.

પહેલા કથન પ્રમાણે છરી ફેરવવામાં આવી, પરંતુ રગો અને ખાલ કપાઈ નથી તાંબાનો ટુકડો ત્યાં મુકી દેવામાં આવ્યો. કોશિશ ચાલું હતી અને ત્યાં દુંબુ લાવવામાં આવ્યું અને તેને ઝબહ કરવામાં આવ્યું. (રૂહુલ મઆની : ૧૭૧, પારહ : ૨૩)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જે છીરીથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને ઝબહ કર્યા, તે કયાં ગઈ ?

**સવાલ (૩૫૫) :** એક વાત છરીની છે કે જે છરીથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને ઝબહ કરવામાં આવ્યા, તે કયાં ગઈ ? કેટલાક લોકો એવું કહે છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ એ છરી ફેંકી અને તે દરિયામાં પડી, તો તેનાથી માછલી ઝહબ થઈ ગઈ. એટલે મરેલી માછલી ખાવી જાઈઝ છે. કેટલાક લોકોનું કહેવું છે કે તે જગ્યાએ પથ્થર હતો, તેની ઉપર ફેંકી , તો તે પથ્થરના ટુકડા થઈ ગયા હતા, તો બંને વાતોમાંથી કઈ વાત બુખારી શરીફથી સાબિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી વાતો બેકાર અને કામ વગરની છે તેનો કુરબાની સાથે કોઈ સંબંધ નથી. કુર્બાનીનો મકસદ એ છે કે દીન અને ઈમાન માટે પોતાની જાન, માલ, અવલાદ અને પત્નીની કુરબાની પેશ કરો, ઝબ્હ કરીને નહી, બલકે દીન અને ઈમાનને ફેલાવવા માટે હંમેશા પોતાને અને પોતાના ઘરવાળાઓને આગળ આગળ રાખો. કુરબાનીના જઝબાત હોવા જોઈએ. (તફસીરે રૂહુલ મઆની : ૨ / ૨૫, સૂરએ હજ)

છરી કેવી હતી ? તાંબાની હતી કે પિત્તળની ? આ બધી નકામી વાતો છે. તેનો અસલ વાકિયા સાથે કોઈ સંબંધ નથી. એવી વાતોથી આપ પોતાને બચાવો. આ બધું બેકાર લોકોનું કામ છે. અલ્લાહ તઆલા આપણા સૌને બેકાર કામોમાં વખત બરબાદ કરવાથી બચાવે. અને દીનની સાચી સમજ અતા ફરમાવે. આમીન . (તિરમિઝી : હદીસ નં. ૨૩૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) કરબલાના મેદાનમાં યુદ્ધ કેટલા દિવસ ચાલ્યું ?

**સવાલ (૩૫૬) :** ઝૈદનું કહેવું છે કે નવ દિવસ યુદ્ધ પછી દસમાં દિવસે હઝરત ઈમામ હુસૈન (રદિ.) નમાઝમાં ઉભા હતા, એવી હાલતમાં શહીદ થયા. તો શું ઝૈદની આ વાત સાચી છે ? કરબલામાં કેટલા દિવસ યુદ્ધ ચાલ્યું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કરબલામાં ઈમામ હુસૈન (રદિ.) સાથે યુદ્ધ દસ દિવસ સુધી નથી ચાલ્યું, હકીકતમાં યુદ્ધ એક જ દિવસ ચાલ્યું હતું. અથવા વધારામાં વધારે દોઢ દિવસ. (અલ બિદાયહ બન્ નિહાયહ : ૮ / ૧૬૯, ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ઝિંગા વગેરેની મનાઈમાં બેહિશ્તે ઝેવરમાં એક લેખથી ગેરસમજ

**સવાલ (૩૫૭) :** બેહિશ્તે ઝેવર (ગુજરાતી) : ભાગ : ૩ હલાલ અને હરામની ચીઝોના મસ્અલા : ૨ ) માં લખેલું છે કે દરિયા અને પાણીના જાનવરોમાં માત્ર માછલી હલાલ છે. તે સિવાય બાકી બધા જાનવર હરામ છે. (દુર્રે મુખ્તાર : ૫) તો સવાલ એ છે કે જયારે આ મસ્અલા પ્રમાણે પાણીના જાનવરોમાં માત્ર માછલાં હલાલ છે તો આપણાં ગુજરાતમાં તો લોકો ઝિંગા, બુમલા, લેપટા વગેરે પણ ખાય છે, તો શું તેનું ખાવું જાઈઝ છે ? અહીંયા ઘણાં લોકોને તેના પર શંકા છે. વિસ્તૃત જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ લોકોને સમજવામાં ગલતી થઈ છે, એ કિતાબમાં તફસીલ આપી નથી. હકીકતમાં ચારે ઈમામો વચ્ચે આ બાબતે મતભેદ છે, કે દરિયા (પાણી) ના જાનવરોમાં કયા જાનવરો હલાલ છે અને કયા જાનવરો હરામ છે ? (મુઅત્તા ઈમામ માલિક : ૧ / ૩૭૪) ઈમામ અબૂ હનીફા (રહ.)ના મસ્લક પ્રમાણે માત્ર માછલાં હલાલ છે, માછલાં સિવાય બાકી દરિયાઈ જાનવર દા.ત. દરિયાઈ મરઘી, બકરી, બળદ, ભેંસ વગેરે બધા હરામ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૬ / ૩૦૬) પરંતુ માછલાં ઘણાં પ્રકારના હોય છે, લેપટા, બુમલા, વહેલ (જેને અરબીમાં અંબર કહે છે.) રવ, પાપલેટ વગેરે તેમના નામોમાં તફાવત છે, જાત પ્રમાણે બધાં માછલાં જ છે માટે તે બધાંનું ખાવું હલાલ છે.

અલબત્ત ઝિંગા વિશે ઉલમામાં મતભેદ છે અને તે મતભેદનું કારણ એ છે કે ઝિંગા માછલાંની જાત છે કે નહી ? જે ઉલમા તેને માછલાંની જાત કહે છે તેઓ તેને હલાલ કહે છે, માટે મૌલાના અબ્દુલ હય લખનવી (રહ.) એ હિદાયા, મુન્તહિલ અરબ વગેરેના હલાવાથી લખ્યું છે કે " ઝિંગા માછલાંની જાતમાં દાખલ છે" માટે તેનું ખાવું હલાલ છે. (જુઓ મજમુઅતુલ ફતાવા :૪૧૧) અને કિફાયતુલ મુફતીમાં હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.) લખે છે કે ઝિંગા ઘણાં ઉલમાએ કિરામની નજીક માછલાંના હુકમમાં છે. માછલાંની જાતમાં દાખલ કરીને ખાનારા ખાય છે, જયારે કેટલાક ઉલમા જે તેને માછલાની જાત નથી ગણતા તેઓ તેને

નાજાઈઝ કહે છે. માટે ઝિંગાનું માછલી હોવા વિશે ઉલમામાં મતભેદ છે, સાવધાની એ છે કે તેને ખાવામાં ન આવે. (કિફાયતુલ મુફતી : ૯ / ૧૨૮) ગુજરાતના પ્રખ્યાત મુફતી : હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ સાહેબ તેને માછલાંમાં શુમાર કરતા હતા અને જાતે પણ ખાતા હતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ઈમામ અબૂ હનીફા (રહ.) નો સંક્ષિપ્ત પરિચય

**સવાલ (૩૫૮) :** ઈમામ અબૂ હનીફા(રહ.) કોણ છે ? અને આપણે કોની પેરવી કરીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ અબૂ હનીફા (રહ.) નું નામ નોઅમાન છે, અબૂ હનીફા તેમનું ઉપનામ છે, "અબ" એટલે પિતા, અબૂ હનીફા એટલે હનીફાના પિતા. આ એ મસ્લકના ઈમામ છે જેમની આપણે મસ્અલાઓમાં પેરવી કરીએ છીએ. (અહ્‌લામુન નુબલાઅ્ : ૬ /૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) હુઝૂર (સલ.)ની દાદીનું નામ

**સવાલ (૩૫૯) :** હુઝૂર (સલ.) ની દાદીનું નામ શું હતું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સીરતે હલબિયા : ઉર્દૂ ભાગ ૧ પાના નંબર ૩૦ પર છે કે આપ (સલ.) ની દાદાનું નામ ફાતિમા હતું.

## (૨૦) કરજ અદા કરવા માટેનો વઝીફો

**સવાલ (૩૬૦) :** અમારા તડકેશ્વર જિલ્લામાં એક કારખાનું છે તેમાં અમે સાડા પાંચ લાખની મૂડી લગાવી છે, ભાગીદારો કુલ પાંચ છે. તેમાં એક હું છું. સરકારની બાકી રકમ કુલ સવા ત્રણ લાખ રૂપિયા છે, તેનું વ્યાજ દરરોજનું લગભગ ૭૫ રૂપિયા ચઢે છે. ત્રણ વર્ષથી આ કારખાનું વેચવાની કોશિશ ચાલુ છે, પરંતુ વેચાતું નથી. મહેરબાની કરીને આપ દુઆ કરશો કે અલ્લાહ તઆલા કરજની અદાયગી માટેનો કોઈ માર્ગ પેદા ફરમાવી દે, અને આ વિશે કોઈ અમલ અને વઝીફો હોય તો તે પણ જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની પરેશાની જાણીને દુઃખ થયું, આપના પુત્રથી પણ આ ખબર મળી હતી. અલ્લાહ તઆલા તમારી તમામ પરેશાનીઓને જલ્દી દૂર ફરમાવે, અમલ અને વઝીફાની આપે જે વિનંતી કરી છે. તો સૌ પ્રથમ આ કાર્યોનું ધ્યાન રાખો (૧) સૌથી પહેલા ગુનાહોથી તૌબા કરો. (૨) નમાઝ, રોઝાની પાબંદી કરો. (૩) ઝકાત સમયસર અદા કરો. (૪) વ્યાજથી દૂર રહો. (૫) સૂરએ વાકિયા દરરોજ ઈશા પછી પઢયા કરો. (૬) આ દુઆ દરરોજ પઢયા કરો. "અલ્લાહુમ્મ કૃફિના બિહલાલિક અન્ હરામિક વઅગ્નિના બિફઝ્લિક અમ્મન્ સિવાક (તિરમિઝી : ૨ / ૧૯૬, હદીસ નં. ૩૫૬૩) (૭) દુરૂદ શરીફ સવાર સાંજ ૨૧ – ૨૧ વાર પઢો. દુઆ કરું છું કે અલ્લાહ તઆલા આપની બધી પરેશાનીઓને દૂર ફરમાવે. આમીન. વમા ઝાલિક અલલ્લાહિ બિઅઝીઝ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) અમામાનું માપ

**સવાલ (૩૬૧) :** અમામો કેટલા હાથનો હોવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શેખ શમ્સુદીન જઝરી (રહ.) લખે છે કે અમામાની લંબાઈ વિશે શેખ મોહયુદીન નવવી (રહ.) લખે છે કે આપ (સલ.) નો અમામો ત્રણ પ્રકારનો હતો. ત્રણ હાથ લાંબો અને સાત હાથ લાંબો અને બાર હાથ લાંબો. માટે પાંચ વખતની નમાઝો માટે ત્રણ હાથથી લાંબા અમામાથી સુન્નત અદા થઈ જશે અને ઈદૈન માટે આપ (સલ.) બાર હાથનો અમામો વાપરતા હતા. (ફૈઝુલ બારી : ૪ / ૩૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) હુદહુદ કયું પક્ષી છે ?

**સવાલ (૩૬૨) :** કુર્આને પાકમાં હઝરત સુલેમાન (અલૈ.)ના કિસ્સામાં 'હુદહુદ" નામના પક્ષીનું વર્ણન છે. તે વિશે કહેવાય છે કે તે હઝરત સુલેમાન (અલૈ.) ને જમીનની અંદર રહેલા પાણી વિશે જાણ કરતું હતું. તો તે પક્ષી કયું છે અને તેણે ગુજરાતીમાં શું કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હુદહુદને અંગ્રેજીમાં (૧) Hoopoe (૨) Hoopoo(૩) The wood Pecker અને (૪) Pewit કહે છે અને ઉર્દૂમાં (૧) હુદહુદ (૨) નિલકંઠ અને

(૩) ખુટ બલય્યા કહે છે. અંગ્રેજીથી ગુજરાતી શબ્દકોશમાં હુદહુદનું ગુજરાતી લક્કડખોદ થાય છે. બાકી અલ્લાહ તઆલા બેહતર જાણે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) વાળ મુંડાવવા અફઝલ છે કે રાખવા ?

**સવાલ (૩૬૩) :** આપની ખિદમતમાં અરજ છે કે આપની મુખ્તસર શમાઈલે તિરમિઝીમાં પાન નંબર ૩૪ પર લખ્યું છે કે "વર્ણન કરેલા વખત સિવાય વાળોને મુંડાવવા કેટલાક અજ્ઞાનીઓ સવાબ સમજે છે, આ બિદઅત છે, અને જાઈઝ નથી. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) થી વાળ મુંડાવવા પર સવાબ માત્ર હજ અને ઉમરહના અરકાન પછી સાબિત છે."

જયારે કે એક પત્રિકામાં લખ્યું છે કે માથાના વાળ મુંડાવવા પણ રસૂલુલ્લાહ (સલ.) થી અનેક વખતે સાબિત છે અને તે સુન્નત છે. હઝરત ઈમામે આઝમ (રહ.) અને ઈમામ શાફઈ (રહ.) પણ માથાના વાળ મુંડાવતા હતા. હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) એ મુંડાવનારા માટે ત્રણ વખતે આ દુઆ ફરમાવી છે. હે અલ્લાહ વાળ મુંડાવનારા પર રહેમ ફરમાવ, એક સહાબી (રદિ.) એ અરજ કરી, હે અલ્લાહના રસૂલ (સલ.) ! કપાવનારા પર ? તો અંતે ચોથી વખતે આપ (સલ.) એ ફરમાવ્યું કે હે અલ્લાહ વાળ કપાવનારા પર પણ રહેમ ફરમાવ, તેનાથી એ સાબિત થાય છે કે વાળ મુંડાવવા સુન્નત છે અને રસૂલુલ્લાહ (સલ.)ની તેની ઉપર ત્રણ વખત દુઆ છે અને કપાવવા કરતા મુંડાવવા અફઝલ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલથી ખુશી થઈ, હેન્ડબીલ (પત્રિકા) અને મારા લેખના પાન નંબર ૪ થી ૬ માં કોઈ વિરોધાભાસ નથી. પેહલા કેટલીક બુનિયાદી વાતો જાણી લેવી જોઈએ. તેનાથી શમાઈલે તિરમિઝીનો લેખ સમજમાં આવી જશે.

(૧) અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.) લખે છે કે રસૂલુલ્લાહ (સલ.) થી માત્ર ચાર વખતે માથાના વાળ મુંડાવવા સાબિત છે અને તે હજ અને ઉમરહના અરકાન પછી સાબિત છે, (લામીઉદ્ દુરારી : ૩ / ૪૬૪) અને મવાહિબે લદુનિયામાં છે કે રસૂલુલ્લાહ (સલ.) થી માથાના વાળ મુંડાવવા સુલેહ હુદૈબિયા (હિ. ૬ માં), ઉમરતુલ કઝા (હિ.૭ માં) અને હજજતુલ વિદા (હિ.સ. ૧૦)ના મોકા પર કુલ ત્રણ

વખતે સાબિત છે. અને એક વખતે વાળ કપાવવા પણ હજ વખતે સાબિત છે.

(મવાહિબે લદુનિયા : ૩૬, હવાલો બુખારી – મુસ્લિમ : ૧ / ૪૦૮, હદીસ નં. ૨૦ – ૧૨૪૬)

ઉપરોકત હવાલાથી સાબિત થાય છે કે મદીના શરીફ હિજરત પછી રસૂલુલ્લાહ (સલ.) એ ત્રણ અથવા ચાર વખતે માથાના વાળ મુંડાવ્યા છે. અને તે પણ હજ અને ઉમરહના અરકાન અદા કર્યા પછી. હિજરત પછી પુરા દસ વર્ષમાં આ મોકા સિવાય એક વખતે પણ આપ (સલ.) થી માથાના વાળ મુંડાવવા સાબિત નથી.

(૨) હેન્ડબીલ (પત્રિકા)માં બુખારી : ૨૩૩ અને મુસ્લિમ : ૪૦૮ લખ્યું છે કે રસૂલુલ્લાહ (સલ.) એ માથાના વાળ મુંડાવનારા માટે ત્રણ વખતે દુઆ ફરમાવી છે કે હે અલ્લાહ ! વાળ મુંડાવનારા પર રહેમ ફરમાવ. તો આ હદીસ શરીફ બિલકુલ સહીહ છે. પરંતુ તેનો મતલબ ઘણો ટુંકો લખ્યો છે એટલે શંકા પેદા થાય છે.

હદીસ શરીફનો મતલબ હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ લખ્યો છે. એવી રીતે ઉસૂલે હદીસની ઘણી કિતાબોમાં પણ છે. રસૂલુલ્લાહ (સલ.)નું આ ફરમાન કયારે અને કયા મોકા પર અને કયા હેતુ માટે છે તે જાણવું અહીંયા જરૂરી છે. (જુઓ ઉસૂલે હદીસની કિતાબ નુખ્બતુલ ફિક્ર)

રસૂલુલ્લાહ (સલ.) ની દુઆ વાળ મુંડાવનારાઓ માટે ત્રણ વખતે અને ચોથી વખતે વાળ કપાવનારા માટે આ ચોક્કસ દરેક માનવી અને દરેક હાલત માટે છે જે વાળ મુંડાવે અથવા હજ અને ઉમરહમાં વાળ મુંડાવનારા માટે છે ? મુહદ્દિષીન અને ફુકહા ફરમાવે છે કે આ દુઆ માત્ર હજ અને ઉમરહમાં વાળ મુંડાવનારાઓ માટે ખાસ છે. આમ હાલતોમાં વાળ મુંડાવનારાઓ માટે નથી, (ફત્હુલ બારી : ૩ / ૫૬૨ – ૫૬૪) જો આમ હાલતમાં પણ વાળ મુંડાવવાની ફઝીલત હોત, તો રસૂલુલ્લાહ (સલ.) પૂરા દસ વર્ષમાં માત્ર ચાર વખતે વાળ મુંડાવવા પર અને એક વખતે કપાવવા પર બસ ન કરતા. બલકે અનેક વખતે મુંડાવવા આપ (સલ.) થી સાબિત થતું. પરંતુ આપ (સલ.) થી અને સહાબા (રદિ. )થી મોટા ભાગે વાળ રાખવા જ સાબિત છે. માટે બુખારી અને મુસ્લિમની ઉપરોકત હદીસનો સંબંધ હજ અને ઉમરહમાં વાળ મુંડાવવા સાથે છે. એટલા માટે મુહદ્દિષીન આ હદીસોને હજ અને ઉમરહના બાબમાં વર્ણવે છે.

(૩) રસૂલુલ્લાહ (સલ.) એ આગાહી કરી છે કે એક જમાઅત આવશે જે

કુર્આનમાંથી દલીલ પકડશે, દીનમાં હદથી આગળ વધશે, પરંતુ કુર્આન તેમના વર્તુળથી આગળ નહી વધે. તેઓ લાંબી લાંબી નમાઝો પઢશે, લાંબા લાંબા સજદા કરશે પરંતુ તેમના દિલોમાં ઈમાન નહીં હોય. તેમની ઓળખ એ હશે કે તેઓ માથા ન મુંડાવશે. (બુખારી : ૨ / ૧૧૨૮, હદીસ નં. ૭૫૬૨)

એ જમાઅત (જેનું વર્ણન ઉપર આવ્યું છે) ખવારિજ કહેવાય છે, જે ગુમરાહ છે. આ હદીસમાં ઉલમાએ બહષ કરી છે કે (૧) માથાના વાળ મુંડાવવા જાઈઝ છે કે નહી ? (૨) જે વાળોનું રાખવું રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત છે એટલે જુમ્મહ, લુમ્મહ અને વફરહ. તેની વિગત શમાઈલે તિરમિઝીમાં છે. રાખવા જાઈઝ છે કે નહી ? (શમાઈલે તિરમિઝી : ૩) (૩) સુન્નતી વાળ રાખનારા ઈમામને ફેશની કહેવો કેવું છે ? આ રીતે બીજા પણ અનેક સવાલો છે જે અવામ તરફથી મારા ઉપર આવ્યા છે અને હેન્ડબીલ (પત્રિકા) છપાવવાની વિનંતી પણ કરી છે. તો આ સવાલોમાં મેં લખ્યું છે :

અલ્લામા કિરમાની (રહ.) ફરમાવે છે કે ખવારિજ જમાતની ઓળખ એ છે કે તેઓ વાળો મુંડાવે છે તેમને પોતાની જમાતના દરેક વ્યકિત માટે વાળોને મુંડાવવા જરૂરી ગણાવ્યા હતા. વાળો મુંડાવવા તેમને ત્યાં વાજિબ અને જરૂરી હતા. (લામિઉદ્ દુરારી : ૩ / ૪૬૪) એટલા માટે ઈમામ અહમદ (રદિ.)નો એક મઝહબ એ છે કે માથાના વાળ મુંડાવવા હજ અને ઉમરહ વગર મકરૂહ છે. ઈમામ માલિક (રહ.) નો મઝહબ પણ એ છે કે માથાના વાળ મુંડાવવા મકરૂહ છે. અલબત્ત અલ્લામા ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.) લખે છે કે ઉમ્મતનું સમર્થન છે કે વાળોને મુંડાવવા જાઈઝ છે અને અલ્લામા ઈબ્ને તયમિયહ (રહ.) પોતાના ફતાવામાં લખે છે કે માથાના વાળ મુંડાવવાના ચાર કારણો હોય શકે છે. (૧) હજ અને ઉમરહ પછી (૨) જરૂરત વખતે જેમકે ઓપરેશન કરાવવાનું હોય, પટ્ટી લગાડવાની હોય વગેરે આ બે હાલતોમાં વાળ મુંડાવવા કુર્આન, હદીસ અને ઈજમાએ ઉમ્મતથી સાબિત છે. (૩) આમ હાલતમાં વાળ મુંડાવવાને ઈબાદત અને ઝુહદ (દુનિયાથી બે પરવાહી) સમજવું, એ બિદઅત છે. અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.) એ હજ અને ઉમરહ સિવાય કયારેય તેનો હુકમ આપ્યો નથી. અને ન તેનો સવાબ બયાન કર્યો છે. સહાબા (રદિ.) અને તાબેઈન (રહ.) નો અમલ પણ તેને સવાબ સમજીને કરવાનો ન હતો. (૪) ઈબાદત અથવા સવાબ સમજયા વગર, આમ હાલતોમાં એમ જ વાળ

મુંડાવવા, તો ઈમામ અહમદ (રહ.) અને ઈમામ માલિક (રહ.) ના મઝહબ પ્રમાણે મકરૂહ છે અને ઈમામ અબૂ હનીફા (રહ.) અને ઈમામ શાફઈ (રહ.)ના મઝહબ પ્રમાણે (કરાહત વગર) જાઈઝ છે. (લામિઉદ્ દુરારી અલી અલ બુખારી : ૩ / ૪૩૫)

ઉપરોકત તફસીલની બુનિયાદ પર મેં શમાઈલે તિરમિઝીમાં લખ્યું છે કે સહાબા (રદિ.) નો આમ અમલ આ જ હતો કે હજ અને ઉમરહ સિવાય વાળોને મુંડાવતા ન હતા. માટે જે લોકો સુન્નત પ્રમાણે વાળ રાખનારાઓની ટીકા કરે છે. તેમને ફેશન પરસ્ત કહે છે અને વાળ મુંડાવવાને જ સવાબ સમજે છે. તેઓ સત્ય માર્ગથી ભટકેલા છે. અજ્ઞાનતાને કારણે દીનને બદનામ કરે છે. તેમના વિશે મેં લખ્યું છે કે જો વાળ રાખવાને ફેશન કહે છે તો સારા કપડા, મોજા, સુંદર ઘડિયાળ, પેન વગેરે વાપરનારાઓને શું કહેશો ? અને જ્યાં સુધી આમ હાલતમાં વાળ મુંડાવવાની વાત છે. તો તે જાઈઝ છે. તેનો ઈન્કાર શમાઈલમાં નથી. શરત એ છે કે વાળ મુંડાવવાને સવાબ ન સમજવામાં આવે. નહી તો અલ્લામા ઈબ્ને તયમિયાએ લખ્યું છે કે આ ગુનાહનું કામ થઈ જશે. કારણ કે સવાબ નો સંબંધ તો હજ અને ઉમરહમાં વાળ મુંડાવવાની સાથે ખાસ છે અને આપ(સલ.)ની દુઆનો હકદાર પણ તે જ છે.

અને વાળ રાખનારાઓ પર ટીકા અને લાનત કરવી બિલકુલ જાઈઝ નથી. આ જહાલત છે. અલબત્ત અંગ્રેજી વાળ રાખવા જાઈઝ નથી. ગુનાહનું કામ છે. તેમાં યહૂદીઓ અને નસારાની એકરૂપતા થાય છે. એટલા માટે તેને છોડવું જરૂરી છે. એવી નકલ કરનારાઓની જગ્યા દીની ઈદારાઓમાં નથી. જો વાળને રસૂલુલ્લાહ (સલ.) ની સુન્નત સમજીને રાખશે તો સવાબ મળશે. અને ફેશન સમજીને રાખશે તો સવાબથી વંચિત રહેશે.

માટે આ ખુલાસાથી માલૂમ થાય છે કે "મુખ્તસર શમાઈલે તિરમિઝી" માં લખેલી વાત સહીહ છે અને હેન્ડબીલ (પત્રિકા) માં જે લખ્યું છે, તે ટુંકુ છે. તેમાં ખુલાસો લખવો જરૂરી હતો. જો લેખક તેની વિગત લખતા તો આપને શંકા ન થતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) નમાઝમાં રડવાથી નમાઝ ફાસિદ નથી થતી

**સવાલ (૩૬૪) :** (૧) જયારે કે હું નમાઝમાં "માલિકિ યવ્મિદીન" અને 'ઈહ્દિનસ્સિરાતલ્ મુસ્તકીમ" પર પહોંચુ છું તો આંખોમાંથી આંસુ વહેવા લાગે છે.

નમાઝની હાલતમાં આ રીતે આંસુ વહેવાથી નમાઝમાં ફસાદ આવશે કે નહીં?

(૨) જયારે હું નીચેની હદીસનું ધ્યાન રાખીને નમાઝ પઢું છું તો અલ્લાહના ફઝલથી તેની કેફિયત કંઈ અલગ જ હોય છે અને એટલી મજા આવે છે કે નમાઝ પઢતો જ રહું. પરંતુ બીજી તરફ એ ખ્યાલ આવે છે કે તું જે હદીસના ધ્યાનની સાથે નમાઝ પઢે છે. તે તો એક બિદઅતી કિતાબમાંથી પઢી હતી અથવા એવો ખ્યાલ આવે છે કે તું જે હદીસનું ધ્યાન રાખીને નમાઝ પઢી રહયો છે તે તો સહીહ નથી. હદીસ આ છે :

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : જયાં સુધી બંદો પોતાની નજરો આમ – તેમ નથી ફેરવતો ત્યાં સુધી અલ્લાહ તઆલા તેની તરફ મુતવજ્જેહ રહે છે અને જયારે બંદો પોતાનું ધ્યાન બીજી તરફ કરે છે તો અલ્લાહ તઆલા પણ પોતાનું ધ્યાન તેના તરફથી હટાવી લે છે. (દોઝખકા ખટકા)

બીજી હદીસમાં છે કે બંદો જયારે નમાઝ માટે ઊભો થાય છે તો હકીકતમાં અલ્લાહના દરબારમાં હોય છે. જો એ માણસ નમાઝમાં કોઈ બીજી વસ્તુ તરફ ધ્યાન આપે છે, તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે હે મારા બંદા ! મારી તરફ મુતવજ્જેહ રેહ, પોતાના વિચારોને કયાં લઈ જઈ રહયો છે ? શું તને મારાથી બહેતર ચીજ મળી ગઈ કે મને છોડીને તેની તરફ મુતવજ્જેહ થઈ રહયો છે ? હે મારા બંદા ! તું મારી તરફ ધ્યાન રાખ, મારાથી બેહતર કોઈ નથી. (મારી નમાઝ)

આપનાથી વિનંતી છે કે ઉપર વર્ણન કરેલી બંને હદીસો સહીહ છે કે નહીં ? જેથી મારા મગજના ખોટા વિચારો દૂર થઈ જાય.

(૩) હું જયારે નીચેની હદીસનું ધ્યાન કરીને અલ્લાહનો ઝિક્ર કરું છું તે વખતે મારા દિલની કેફિયત કંઈ અલગ જ હોય છે. એટલી મજા આવે છે કે હું તેને શબ્દોમાં બયાન કરી શકતો નથી. પરંતુ બીજી બાજુ એટલા વસવસાઓ આવે છે કે કયારેક એ ડરથી રડવા લાગુ છું કે કયાંક મૃત્યુ આવી હાલતમાં આવી ગયું તો મારું ઈમાન અને જીવનભરના આમાલ બરબાદ થઈ જશે અને કયારેક તો એવું પણ થાય છે કે ડરને લીધે કલિમાનું વિર્દ કરવા લાગું છું. હદીસ શરીફ આ છે :

એક હદીસે કુદસીમાં આવે છે : જે હઝરત અબૂ હુરૈરહ (રદિ.) થી મન્કૂલ છે, કે અલ્લાહ તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો કે બંદો મને યાદ કરે છે અને મારા ઝિક્રમાં

તેના હોંઠ હરકત કરે છે. તો હું તેની સાથે હોઉ છું.

હઝરત મુફતી સાહેબ ! હું દિલમાં જ ઝિક્ર કરવાથી ટેવાઈ ગયો છું. પરંતુ વર્ણન કરેલી હદીસને લીધે વિચારું છું કે દિલમાં ઝિક્રને બદલે હોંઠ હરકત કરે એવો ઝિક્ર કરું જેથી મને પણ અલ્લાહ યાદ કરે. પરંતુ વસવસા અને વિચારોની એટલી ભરમાર રહે છે કે હું ફઝીલતથી વંચિત રહું છું.

ટુંકમાં ઝિક્રો અઝકાર કરવા છતાં હું શાંતિ – સુકૂનથી મેહરૂમ છું. મને કોઈ પણ રીતે દિલી શાંતિ નથી. આપ મને રસ્તો બતાવો અને મને કોઈ એવો વઝીફો અથવા અમલ બતાવો જેનાથી મારા વસવસા દૂર થઈ જાય. અને ઝિક્ર અઝકાર ની મજા આવવા લાગે.

**જવાબ :** **હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

નમાઝમાં અલ્લાહના ડરથી રડવું આવી જાય અને રડવાની આવાજ પણ બુલંદ થઈ જાય. છતાં તેનાથી નમાઝ ફસિદ નથી થતી.

(હિદાયહ : ૧ / ૧૪૪, દુર્રે મુખ્તાર શામી : ૧ / ૫૭૯)

જે વ્યકિત ખુશુઅ ખુઝૂઅ સાથે નમાઝ પઢે, પોતાને ગુનેહગાર સમજીને અલ્લાહથી હિદાયતની ભીખ માંગે તેને પોતાના ગુનાહો પર પસ્તાવો હોય, આ રીતે અલ્લાહનો ડર અને ખૌફ નસીબ થાય છે. પછી જયારે અલ્લાહના ખૌફથી રડવું આવી જાય તો તેનાથી નમાઝ ફાસિદ નહી થાય, આ તો પેદા કરવાનું છે.

(૨) વર્ણન કરેલી હદીસ હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે. ઈમામ અહમદ(રહ.), ઈમામ અબૂ દાઉદ (રહ.), ઈમામ નસાઈ(રહ.) વગેરેએ આ રિવાયત બયાન કરી છે. હાકિમે પણ રિવાયત કરીને તેને સહીહ કહી છે.

(અત્તરગીબ વ ત્તરહીબ : ૧/૨૭૩, હદીસ નં. ૭૮૭)

બીજી હદીસ પણ બઝ્ઝાર (રહ.) એ હઝરત જાબિર (રદિ.) અને હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી નકલ કરી છે. (અત્તરગીબઃ ૧ / ૨૭૪, ૯૩૩૨)

માટે આપનો અમલ વર્ણન થયેલી હદીસ પ્રમાણે સહીહ છે. વસવસાઓ તરફ ધ્યાન આપવાની કોઈ જરૂરત નથી.

(૩) દિલમાં જ ઝિક્ર કરવા પર પણ સવાબનો સુબૂત હદીસે પાકમાં છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારો બંદો મને દિલમાં યાદ કરે છે તો હું પણ તેને દિલમાં યાદ કરું છું.

(બુખારી : ૨ / ૧૧૦૧, હદીસ નં. ૭૪૦૫ – મુસ્લિમ)

માટે આપ દિલથી અલ્લાહનો ઝિક્ર કરો કે મોઢાથી, દરેક રીતે સવાબ મળશે. પરંતુ મારો મશ્વરો છે કે આપ કોઈ સુન્નતના પાબંદ બુઝુર્ગોથી બયઅત થઈ જાવ. નિઝામુદ્દીન, દેવબંદ, સહારનપુર, જલાલાબાદ વગેરેના બુઝુર્ગોની સોહબતમાં થોડો સમય લગાવો આપનું દિલ જે બુઝુર્ગથી મુત્મઈન હોય, તેમનાથી બયઅત થઈ જાવ. અને તેમની નસીહત અને મશવરાથી જીવન પસાર કરો. ઈન્શાઅલ્લાહ ઘણો ફાયદો થશે અને વધુ ઈમાની અને રૂહાની પ્રગતિ નસીબ થશે. અને એવા વખતમાં મારા જેવા ગુનેહગાર અને મારી અવલાદ માટે પણ દુઆ કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) તે કઈ વસ્તુ છે જે ફત્હે મક્કાનું કારણ બની ?

**સવાલ (૩૬૫) :** આ ઈસ્લામી ગઝવહનું નામ શું છે ? જેનાથી મક્કા ફતેહ થયું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) એ આ પ્રકારના સવાલો કરવાની મનાઈ ફરમાવી છે, જેનાથી જવાબ આપનારો પરેશાનીમાં સપડાય જાય , હદીસે પાકમાં છે :

نهى النبي ﷺ عن الأغلوطات

(અલ મુઅજમુલ કબીર : ૧૯ / ૩૮૯, હદીસ નં. ૯૧૩)

માટે આ હદીસના ખુલાસાથી આવા સવાલો કરવા મકરૂહે તહરીમી છે.

સ.હિ. ૮ માં મક્કા ફતેહ થયું (અલ્ બિદાયા વન્ નિહાયહ : ૪ / ૩૨૭) અને તેમાં જે ગઝવહ થયો, તે જ ફત્હે મક્કાનો ગઝવહ છે. કદાચ તમારા સવાલનો મકસદ એ છે કે તે કયો ગઝવહ છે જે મક્કાના ફતેહનું કારણ બન્યો ? તો તેનો જવાબ એ છે કે તે સુલેહ હુદૈબિયહ છે. (અલ્ બિદાયા વન્ નિહાયહ : ૪ / ૭૮) માટે સુલેહ હુદૈબિયહના મોકા પર જ રસૂલુલ્લાહ (સલ.) પર إِنَّا فَتَحْنَا لَكَ فَتْحًا مُّبِينًا વાળી સૂરત નાઝિલ થઈ. (તફસીર ઈબ્ને કષીર : ૭ / ૩૨૫) જો આપના સવાલનો હેતુ એ નથી તો પોતાનો હેતુ સ્પષ્ટ લખીને મોકલો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) દફલીથી ગાયન-વાદનને સાબિત કરવું જાઈઝ નથી

**સવાલ (૩૬૬) :** આપ (સલ.)ના જમાનામાં ડફલી વગાડવામાં આવી હતી તો આધુનિક જમાનામાં ઢોલ – વાજા વગાડવાનો શું હુકમ છે ? આરબ ઉલમા તેને હરામ હોવાનું સમર્થન કરતા નથી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઢોલ – વાજા વગાડવું જાઈઝ નથી. અને ડફલીના જાઈઝ હોવાથી એ દલીલ અહીંયા ફિટ થતી નથી. કારણ કે એ બંનેમાં ઘણો ફરક છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૪૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) મિમ્બરે રસૂલ (સલ.) ના પગઠિયાની સંખ્યા

**સવાલ (૩૬૭) :** અમારે ત્યાં એક મસ્જિદ બંધાય રહી છે. તેમાં મિમ્બર વિશે લોકોમાં ઘણો મતભેદ છે. કેટલાક કહે છે કે મિમ્બરની ત્રણ સીડીઓ હોય, કેટલાક કહે છે કે ચાર સીડીઓ, કેટલાક કહે છે પાંચ, તો કોઈ કહે છે સાત, હઝરતથી વિનંતી છે કે તેનું સ્પષ્ટીકરણ ફરમાવો કે મિમ્બરે રસૂલ (સલ.) ની કેટલી સીડીઓ હતી અને મિમ્બર કેવો હતો ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) નો મિમ્બર ગાબતન એટલે જંગલની લાકડીઓનો બનાવેલો હતો. (બુખારી શરીફ : ૧ / ૬૪, હદીસ નં. ૪૪૯) અને તે મિમ્બરની ત્રણ સડીઓ હતી (ઝાદુલ મઆદ : ૧ / ૧૨૦, ઉમ્દતુલ કારી : ૪ / ૧૦૪) માટે જો આપ (સલ.)ની મુબારક મસ્જિદના મિમ્બરની નકલ કરવા માંગો તો ત્રણ સીડીઓ બનાવો અને તેમાં સુન્નતની પેરવીનો સવાબ મળશે.

જો આપની મસ્જિદ મોટી છે. ઈમામ સાહેબ નાના મિમ્બર પર બેસે તો તમામ લોકોને નજર ન આવી શકતા હોય અથવા કોઈ બીજુ કારણ હોય તો ચાર – પાંચ સીડીઓ બનાવવી જાઈઝ છે. માટે લડાઈ – ઝઘડાની જરૂરત નથી. લડાઈ – ઝઘડો હરામ છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) એ જે ત્રણ સીડીઓ બનાવી તે કોઈ જરૂરી અને વાજિબ નથી. તે વખતે એટલી સીડીઓની જરૂરત હતી. ટુંકમાં જો કોઈ વ્યકિત ઈશ્કે રસૂલ અને મુહબ્બતે રસૂલમાં ત્રણ સીડીઓ બનાવે છે તો સવાબ મળશે. પરંતુ તેને જરૂરી સમજવું જોઈએ નહી. જો તેનાથી વધારે સીડીઓની જરૂરત હોય તો વધારે સીડીઓ બનાવવી જાઈઝ છે. તેમાં કોઈ મનાઈ નથી. ફકત

સલ્લિ અલા સય્યિદિના મવલાના મુહમ્મદિવ..... પઢવામાં આવે છે તો તેમાં જે શબ્દો 'મવલાના' આવે છે , તેનો શું અર્થ છે. ઘણાં લોકો એ વિશે સવાલ કરે છે, જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'મવલાના' એ મુરક્કબ (જોડાક્ષર) છે. મવલા અને ના (ઝમીર – નામ) થી 'મવલા' નો અર્થ રબ, સરદાર, મદદગાર, મુહબ્બત કરનારો, એહસાન કરનારો વગેરે (તાજુલ્ ઉરૂસ મિન જવાહિરિલ કામુસ : ૪૦ / ૨૪૩) અને 'ના' નો અર્થ છે અમારા, અમારો. તો હવે આ શબ્દ (મવલાના) જેવા મોકા પર વપરાશે તે પ્રમાણે તેનો મતલબ થશે. જો આ શબ્દ અલ્લાહ માટે વપરાયો હોય અને કહેવામાં આવે "અલ્લાહ મવલાના" તો તેનો અર્થ થશે અલ્લાહ અમારો પાલનહાર છે. અને જો હુઝૂર (સલ.) માટે વપરાય તો તેનો અર્થ થશે રસૂલુલ્લાહ (સલ.) અમારા સરદાર છે. માટે સવાલમાં લખેલ દુરૂદ શરીફનો અર્થ થશે : હે અલ્લાહ ! દુરૂદ નાઝિલ ફરમાવ, અમારા સરદાર મુહમ્મદ(સલ.) પર. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ગરોળીને નુકસાનકારક જાનવર કેમ ગણવામાં આવે છે?

**સવાલ (૩૬૯) :** ગરોળીને ઉલમા નુકસાનકારક જાનવરોમાં કેમ ગણે છે ? હાલાંકે આ એક નાનકડુ ફાયદા કારક જાનવર છે. તેનો મોટો ફાયદો એ છે કે એ દિવાલ પર લાગેલા નાના કીડા, મકોડાને ખાય જાય છે

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરોળીને નુકસાનકારક એટલે ગણવામાં આવે છે કે એ ખૂબ જ ઝેરીલું જાનવર છે. અને ગરોળી અને ગિરગિટ (કાચિંડો) બંને એક જ પ્રકારના જાનવર છે. મુસ્લિમ શરીફ અને મિશ્કાત શરીફની રિવાયત પ્રમાણે તેને "નાનું બદમાશ" જાનવર શુમાર કર્યુ છે. અને તેને મારી નાંખવાનો હુકમ આપ્યો છે. (મુસ્લિમ : ૨ / ૨૩૬, હદીસ નં. ૧૪૪ – ૨૨૩૮) એક બીજી રિવાયતમાં છે કે જે વખતે નમરૂદે આગ સળગાવી, તો દુનિયાનું દરેક જીવ ચુપ હતું. અલબત્ત ગરોળી અને ગિરગિટે પોતાની નીચતા જાહેર કરતા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વિરોધમાં તેમને સળગાવવા માટે ભડકાવેલી આગમાં ફૂંક મારી હતી. (મિશ્કાત : ૩૬૨) એક રિવાયતમાં તેને મારવા પર સવાબ પણ બયાન ફરમાવ્યો છે કે જે તેને એક જ વારમાં મારી નાંખે તેના માટે સો

નેકીઓ છે. અને જે બે વારમાં મારે તેને સોથી ઓછી અને જે ત્રણ વારમાં મારે તેના માટે તેના કરતા ઓછી નેકીઓ મળશે. (મુસ્લિમ : ૨ / ૨૩૬, હદીસ નં. ૧૪૭, ૨૨૪૦) હદીસમાં બીજા વારમાં મારવા પર ઓછો સવાબ એટલે છે કે તેના નિશાનમાં ચુક છે. મુલ્લા અલી કારી (રહ.) શર્હે મિશ્કાતમાં લખે છે, આ બદમાશ જાનવરનું કામ એ છે કે તે ખાવા – પીવાની વસ્તુઓને ઝેરીલી બનાવી દે છે (મિરકાતુલ મફાતિહ : ૭ / ૨૬૭૧) અને આજકાલ શાદી વગેરેના ખાવામાં ઉલ્ટી વગેરેની જે શિકાયતો સામે આવે છે. તો તેનું એક કારણ એ પણ હોય છે કે તે ખાવામાં ગરોળીની રાળ પડેલી હોય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) શું દુઆએ ગંજુલઅર્શ ભરોસાપાત્ર છે ? તે પઢવું જોઈએ ?

**સવાલ (૩૭૦) :** દુઆએ ગંજુલઅર્શ પઢવું અને તેનો મામૂલ બનાવી લેવો કેવું છે ? તેમાં અલ્લાહ તઆલાની મોટાઈ – મહાનતા બયાન કરવામાં આવી છે. તો શું તેનું પઢવું બિદઅત અને ગુનાહનું કામ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુઆએ ગંજુલઅર્શમાં જે "હદીસ નંબર : ૧" બયાન કરવામાં આવી છે તે સહીહ નથી, તેમાં આપ (સલ.)ની તરફ જુઠી નિસ્બત કરવામાં આવી છે, કારણ કે તેમાં જે ફાયદા બયાન કરવામાં આવ્યા છે તે અલ્લાહના રસૂલ (સલ.)એ નથી બતાવ્યા અને આપ (સલ.) એ ફરમાવ્યું કે જે વ્યકિત જાણીજોઈને મારી તરફ જુઠની નિસ્બત કરે, તે પોતાનું ઠેકાણું જહન્નમ બનાવી લે. (બુખારી : ૧ / ૨૧, હદીસ નં. ૧૧૦) માટે વર્ણન કરેલી દુઆનું આ રિવાયતને ધ્યાનમાં રાખી પઢવું જાઈઝ નથી. હદીસ ભરોસા પાત્ર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) અવામનું શરઈ હુકમનું કારણ પૂછવું

**સવાલ (૩૭૧) :** સુવ્વર ખાવું હરામ છે પરંતુ એક વ્યકિતએ અમને સવાલ કર્યો કે કેમ હરામ છે. અમે તેનો જવાબ આપ્યો કે અલ્લાહ તઆલાએ તેને હરામ કર્યુ છે, પરંતુ તે તેની હિકમત માલૂમ કરવા માંગે છે, એટલે વિનંતી છે કે વિગતવાર જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે વ્યકિત માટે આપનો જવાબ કાફી છે કે અલ્લાહ તઆલાએ સુવ્વરને 'ફઈન્નહૂ નજસુન" એટલે સુવ્વર (ભૂંડ) નાપાક છે કહીને હરામ કર્યુ છે. તેનો દરેક અંગ નાપાક છે. તેનું ચામડું પકાવ્યા પછી પણ નાપાક છે. જયારે કે બીજા જાનવરોના ચામડા પકાવ્યા પછી પાક થઈ જાય છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૧ / ૨૦૩)

તમને તે હરામ હોવાનું કારણ પૂછે છે તો સવાલ એ થશે કે બીજી હરામ વસ્તુઓનું હરામ હોવું તેને માલૂમ છે કે નહીં ? જો નથી તો સુવ્વરનું હરામ હોવાનું કારણ જાણીને શું ફાયદો ? આપ તેમને ફકત એ જવાબ આપો કે આપણે મુહમ્મદ (સલ.) ને રસૂલ અને ખાતિમુલ અંબિયા માન્યા છે તેમની રિસાલત પર ઈમાન લાવ્યા છે, રસૂલુલ્લાહ (સલ.) એ જે કંઈ ફરમાવ્યું છે અને અલ્લાહ તઆલાએ આપ પર જે કુર્આન અને તેમાં જે હુકમો આપ્યા છે તેની ઉપર ઈમાન લાવીએ છીએ, માટે આપને તેમના જવાબની જરૂર નથી.

બીજો જવાબ એ છે કે હકીમુલ ઉમ્મત હઝરત અકદસ થાનવી (રહ.) ફરમાવ્યા કરતા હતા "અમે લોકો કાનૂનના જાણકાર છીએ, કાનૂન બનાવનાર નથી. હરામ હોવાનું કારણ કાનૂનનો જાણકાર જાણતો નથી, કાનૂન બનાવનારો જાણે છે માટે આપને તે તપાસ કરવાની જરૂર નથી. (અહકામે ઈસ્લામ અકલકી નઝરમેં)

આપ આજે જો તેનું કારણ તલાશ કરશો, તો કાલે બે – ચાર દિવસ પછી બીજા અહકામ માટે બીજા કારણોની માંગ કરશે. માટે શયતાન એવા લોકોને ઈમાનથી પણ મેહરૂમ કરી દેશે, એટલા માટે અવામને હરામ હોવાના કારણો શોધવાની જરૂરત જ નથી. માત્ર પેહલો જવાબ કાફી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) જે પોતાના ઈલ્મ પર અમલ ન કરતો હોય· શું તેને તાલીમી સિલસિલો સમાપ્ત કરી દેવો જોઈએ

**સવાલ (૩૭૨) :** એક માણસ હાફિઝે કુર્આન છે, મોલવી પણ બની રહયો છે, અને હોંશિયાર પણ છે, પરંતુ તેનાથી તેના ઈલ્મ પ્રમાણે અમલ નથી થતો એટલા માટે તે પોતાની પઢાઈ છોડવા માંગે છે તો આ કારણે તેના માટે પોતાની પઢાઈ છોડવી યોગ્ય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ વિચાર એક શયતાની ધોકો છે. તાલિબે ઈલ્મને શયતાન આ રીતે ગુમરાહ કરે છે માટે તેનો આ વિચાર બિલકુલ ખોટો છે. તે પોતાની પઢાઈને બિલકુલ બંધ ન કરે. અને અલ્લાહ તઆલાથી રાત – દિવસ દુઆ કરતો રહે કે હે અલ્લાહ ! તું મને અમલની તૌફીક નસીબ ફરમાવ. બુઝુર્ગાને દીન અને પોતાના અકાબિરનું જીવન ચરિત્રનો અભ્યાસ કરવામાં આવે. કોઈ સાહિબે દિલ બુઝુર્ગની ખિદમતમાં થોડો વખત લગાવે અને વખત અને મોકો હોય તો તબ્લીગી જમાતમાં પણ જાય. ઈન્શાઅલ્લાહ અમલની તૌફીક નસીબ થઈ જશે. અમલોથી દૂરી ગુનાહનું કારણ છે. એટલા માટે ગુનાહના કામોને છોડીને તૌબા – ઈસ્તિગ્ફાર કરીને નેક અમલો તરફ ધ્યાન આપો. એવા શયતાની વિચારોને કારણે પઢાઈને છોડી ને કોઈ બીજો રસ્તો અપનાવવો સારી વાત નથી. કારણ કે દીનની સમજ અલ્લાહ તઆલા તેને અતા કરે છે જેનાથી ભલાઈનો ઈરાદો કરે છે. (બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (33) શું કેટલાક મહીનાઓનો ગર્ભપાત જીવતા દફન કરવા બરાબર છે ?

**સવાલ (૩૭૩) :** તે ગર્ભ જે હજુ અધુરો હોય અને તેને દવા દ્વારા પાડી દેવામાં આવે તો શું તે જીવતા દફન કરવાના હુકમમાં છે ? અને આવું કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.) એ મઆરિફુલ કુર્આનમાં તફસીરે મઝહરીથી નકલ કર્યુ છે :

**મસ્અલો :** બાળકોને જીવતા દફન કરી દેવા અથવા કતલ કરી દેવા સખત ગુનોહ છે, મહાન જુલ્મ છે. અને જો ચાર મહીના પછી ગર્ભને પડાવી દે તો તેનો પણ આ જ હુકમ છે. કારણ કે ચોથા મહીનામાં ગર્ભમાં રૂહ પડી જાય છે અને તે જીવતા માનવીના હુકમમાં હોય છે. એવી રીતે જે વ્યકિત કોઈ ગર્ભવતી સ્ત્રીના પેટ પર મારે અને તેનાથી બાળક પડી જાય તો ઉલમાએ કિરામના મત પ્રમાણે મારનારા પર તેના દંડ પેટે એક ગુલામ અથવા તેની કિમત આપવી વાજિબ થાય છે. અને જો પેટમાંથી નીકળીને તે જીવતુ હતું, પછી મરી ગયું તો પુરો દંડ એટલે મોટા

વ્યકિત બરાબર વાજિબ થશે. અને ચાર મહીના પહેલા ગર્ભપાત કરાવવો સખત મજબૂરી સિવાય હરામ છે. પરંતુ પહેલી સુરત કરતા ઓછું છે. કારણ કે તેમાં કોઈ જીવતા માણસની કતલ સ્પષ્ટ થતી નથી. (મઆરિફુલ કુર્આન : ૮ / ૬૮૩ સૂરએ તકવીરની તફસીર) ભલે આ કતલ સ્પષ્ટ નથી. પરંતુ ગર્ભપાત એ આધારે હોય કે બાદમાં શું ખવડાવીશ, શું પીવડાવીશ તો અલ્લાહ તઆલાના વાયદા وَمَا مِن دَآبَّةٍ فِي الْأَرْضِ إِلَّا عَلَى اللَّهِ رِزْقُهَا ના વિરુદ્ધ છે. બીજી જગ્યાએ ફરમાવ્યું : وَلَا تَقْتُلُوا أَوْلَادَكُمْ خَشْيَةَ إِمْلَاقٍ આ ખ્યાલથી કતલ કરવું ઈમાનની કમજોરીની દલીલ છે. બલકે એવા લોકો માટે ઈમાનનો ખતરો છે. બીજી વાત એ છે કે એક રિવાયતમાં નબીએ કરીમ (સલ.)થી અઝ્લ (ગર્ભ ન રહે એ માટે સમાગમ વખતે પુરુષ દ્વારા યોનિ બહાર કરવામાં આવતું સ્ખલન) વિશે પૂછવામાં આવ્યું તો આપ (સલ. )એ તેને છુપાએલી ખીણ ફરમાવ્યું. તો જે ગર્ભ રહી ગયો છે તેનો ગર્ભપાત જરૂરત વગર છુપાયેલી ખીણમાં દાખલ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) મકતબમાં કેટલી ઉમરની છોકરીઓને મોકલી શકાય ?

**સવાલ (૩૭૪) :** સામાન્ય રીતે (મકતબ) માં બે વખત તાલીમનો મામૂલ છે. દિવસમાં (સવારે) અને મગરિબથી ઈશા સુધી. મકતબમાં નવયુવાન હાફિઝ – આલિમ પઢાવવાની સેવા બજાવે છે ત્યાં કેટલા વર્ષની છોકરીઓ પઢવા જઈ શકે છે? કારણ કે છોકરીને મકતબ મોકલવામાં અમુક ખતરાઓ છે. ટુંકમાં કેટલી ઉમર સુધીની છોકરીઓને મદ્રસામાં મોકલી શકાય છે ? અને કેટલી ઉમર પછી મદ્રસા માટે ઘરની બહાર જવું મના છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાબાલિગ છોકરીઓને નવયુવાન ઉસ્તાદો પાસે પઢાવવી જાઈઝ છે. એવી રીતે નાબાલિગ છોકરા અને છોકરીઓ મિશ્ર તાલીમ હાસિલ કરે તે પણ જાઈઝ છે. ઉલમાએ લખ્યું છે કે નાબાલિગ છોકરીને જોવી અને શહવત (કામવાસના) વગર હાથ લગાડવો જાઈઝ છે. (આલમગીરી : ૫ / ૧૨૫) પરંતુ છોકરીઓ બાલિગ હોય, તો એવી હાલતમાં તાલીમ માટે એટલી ઉમરના વ્યકિતને નક્કી કરવામાં આવે,

જેનાથી ફિતનાનો ભય ન હોય. ઉલમાએ લખ્યું છે કે શહવતનો ભય ન હોય તો પરાયી સ્ત્રીને જોવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૨૯)

બેહતર એ છે કે આલિમા – મુઅલ્લિમાને નક્કી કરવામાં આવે, બાલિગ છોકરીઓ માટે વૃદ્ધ વ્યકિત અથવા મુઅલ્લિમા મળી શકે તો બાલિગ છોકરીઓ પડદામાં રહી પોતાનું શરીર ઢાંકીને મદ્રસામાં જાય તો જાઈઝ છે.

(આલમગીરી : ૫ / ૧૨૫)

આઝાદ સ્ત્રી તરફ જોવું હરામ છે. બલકે જરૂરત વગર જોવું મકરૂહ છે. (શામી : ૫ / ૩૨૫) અને દીની તાલીમ પણ જરૂરી છે. દીન અને ઈમાન પર બાકી રહેવા માટે તાલીમ મેળવવી ફર્ઝે ઐન અથવા ફર્ઝે કિફાયા છે. એટલા માટે નવ યુવાન ઉસ્તાદોની સામે (અલગ વ્યવસ્થા હોય અને) બાલિગ છોકરીઓ પઢવા આવે અને જિમ્મેદારોએ તેમની અલગ વ્યવસ્થા કરી હોય, તો જાઈઝ છે છતાં પણ જરૂરતને કારણે ફિતનાના તમામ દરવાજા બંધ કરીને છોકરીઓએ તાલીમ મેળવવી જાઈઝ છે. પરંતુ ફિતના દિન પ્રતિદિન વધી રહયા છે. માટે બાલિગ છોકરીઓ માટે દિવસે તાલીમનો બંદોબસ્ત કરવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) શું દુઆએ જમીલહના બેહદ ફઝાઈલ છે ?

**સવાલ (૩૭૫) :** અહીયા એક નાનકડી કિતાબ ઉર્દૂ ભાષામાં પ્રકાશિત થઈ છે. તેનું નામ " દુઆએ જમીલહ" છે. તેમાં એક ખાસ દુઆ છે. તેના વિશે એક હદીસ લખી છે. પરંતુ તેનો હવાલો લખવામાં આવ્યો નથી. તેની સનદ પણ લખી નથી આપ જનાબથી તેની તેહકીક જોઈએ છે કે આ હદીસ સહીહ છે કે નહીં ? અમારે ત્યાં ઘણી સ્ત્રીઓ તેને પઢે છે. કારણ કે તે ટુંકુ છે અને તેનો સવાબ ઘણો બયાન કર્યો છે.

હદીસ આ છે : હઝરત રસૂલે ખુદા (સલ.) મસ્જિદે નબવીમાં બેઠા હતા કે હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા અને કહયું : હે અલ્લાહના રસૂલ (સલ.)! અલ્લાહ તઆલાએ સલામ અરજ કરી છે અને " દુઆએ જમીલા" આપની ઉમ્મત માટે તોહફા રૂપે મોકલી છે. આપ (સલ.)એ પૂછયું કે તેનો સવાબ કેટલો છે ? હઝરત જિબ્રઈલ (અલૈ.) એ કહયું કે જે તેને પઢશે અથવા પોતાની પાસે રાખશે તો ભલે તેના ગુનાહ સમુદ્રના બુંદ બરાબર, જંગલની રેતી અથવા વૃક્ષોના પાંડદા બરાબર હોય. અલ્લાહ તઆલા આ દુઆની બરકતથી માફ કરી દેશે અને મૃત્યુ

વખતે અલ્લાહ તઆલા પોતાની કુદરતથી ખાતિમા બિલ ખૈર ફરમાવશે. કબરમાં એક ફરિશ્તો તેની લાશ પર કયામત સુધી નક્કી કરે દેવામાં આવશે અને જે કોઈ પંદરમી રમઝાનનો રોઝો ઈફતાર કરતી વખતે પઢશે અને જે પઢવાનું ન જાણતો હોય તે પોતાના હાથમાં રાખશે અને અગિયાર વખત દુરૂદ શરીફ વુઝૂ સાથે પઢશે તો અનેક ગણો સવાબ મળશે. અને તેની જે પણ હાજત હશે અલ્લાહ તઆલા પૂરી કરશે. જો આખી જિંદગીમાં કોઈ આ દુઆ માત્ર એક વખત પઢી લેશે અથવા પોતાની પાસે રાખશે તો કયામતના દિવસે પુલસિરાતથી પાર થઈને જન્નતમાં દાખલ થઈ જશે. પછી જિબ્રઈલ (અલૈ.) એ કહયું : હે અલ્લાહના રસૂલ (સલ.) ! ડરાવો પોતાની ઉમ્મતને જહન્નમના અઝાબથી.

આગળ લખ્યું છે : અને આ દુઆને પઢનારો કયામતના દિવસે જયારે કબરમાંથી ઉઠશે તો મખલૂક કહેશે : આ પગયમ્બર જેવો કોણ છે ? અલ્લાહ તઆલા ફરમાવશે આ પયગમ્બર તો નથી. પરંતુ આ તે વ્યકિત છે, જેણે દુનિયામાં દુઆએ જમીલહને સાચા દિલથી પઢી હતી.

તેમાં આગળ લખ્યું છે : જે કોઈ તેને ફજર પછી પઢશે, તે ત્રણ સો હજનો સવાબ પામશે. અને ઝોહર પછી પઢનારો પાંચસો હજનો સવાબ પામશે. અસર પછી પઢનારાને સો હજ અને ઈશા પછી પઢનારો હજાર હજનો સવાબ પામશે. જયારે કે તહજજુદ વખતે પઢનારો એક લાખ હજનો સવાબ પામશે.

શું આ હદીસ સહીહ છે ? જો આ દુઆની ફઝીલત આમ લોકો સામે પણ બયાન કરવામાં આવે, તો શું તેઓ નમાઝ, રોઝા વગેરે નહી છોડી દે ? શું તેને પઢવું અને છપાવવું જાઈઝ છે ? જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામના દુશ્મન, મુસલમાનોના દિલોમાંથી દીન અને અહકામની અઝમત ખતમ કરવા રોજ નવા તરીકા અજમાવે છે તેમાંથી એક તરીકો આ પણ છે કે રસૂલુલ્લાહ તરફ ખોટી વાતોને જોડવામાં આવે અને કોઈ સામાન્ય નેકીનો એટલો મોટો સવાબ બયાન કરવામાં આવે જેટલો ફર્ઝનો પણ ન હોય, એવી હદીસોને મોઝૂઅ રિવાયત કહેવાય છે. એવી રિવાયતોને રસૂલુલ્લાહ (સલ.) સાથે જોડવી હરામ છે. આપ (સલ.) નું ફરમાન છે : તે જુઠ જે મારા પર લગાવે, એવું નથી જે અન્ય પર લગાવવામાં આવે છે. મારી ઉપર જે વ્યકિત જુઠ લગાવે અથવા મારી

તરફ કોઈ વાત જોડે, તો તે પોતાનું ઠેકાણુ જહન્નમમાં બનાવી લે. (બુખારી : ૧ / ૧૭૨, હદીસ નં. ૧૨૯૧) એટલા માટે ઉલમાએ લખ્યું છે કે હદીસમાં બનાવટ કરવી ભલે અહકામમાં હોય, અથવા આમાલની તરગીબ વ તરહીબ માટે હોય, હરામ છે, (નવવી : ૧ / ૮) આ પ્રસ્તાવના પછી સવાલની કેટલીક બાબતો જુઓ.

(૧) વર્ણન કરેલી હદીસની ન તો સનદ બયાન કરી છે ન તો તેનો હવાલો લખ્યો છે. એટલે તે સ્વીકારવા લાયક નથી.

(૨) વર્ણન કરેલો સવાબ માની લેવાથી નમાઝ, રોઝા, ઝકાત , હજ વગેરે દીનના અગત્યના હુકમોની મહત્વતા ઘટી જાય છે. એટલે કુર્આને કરીમ અને હદીસે પાકના તકાદાની વિરુદ્ધ છે.

(૩) મોઝૂઅ હદીસોની ઓળખ માટે મુહદ્દિષીને કેટલાક ઉસૂલો લખ્યા છે. હાફિઝે હદીસ અલ્લામા ઈબ્ને હજર અસ્કલાની (રહ.) (હિ.સ. ૭૭૩ – ૮૫૨) પોતાની કિતાબ નુખ્બતુલ ફિક્રમાં પાન નંબર ૫૭ પર લખે છે કે મોઝૂઅ હદીસની ઓળખ એ છે કે તે વાત કુર્આન અથવા હદીસ અથવા ઈજમાએ ઉમ્મતની વિરુદ્ધ હોય. અથવા સ્પષ્ટ અકલમાં ન આવતી હોય. (નુખ્બતુલ ફિક્ર : ૫૬ – ૫૮)

વિચાર કરો ! ઉપરોકત દુઆ વિશે જે લખ્યું છે કે " જે એક વખતે પઢશે અથવા પોતાની પાસે રાખશે, તે પુલસિરાત પરથી પાર થઈને જન્નતમાં દાખલ થઈ જશે." આ વાત કુર્આને કરીમ અને હદીસે પાકની તશરીહની વિરુદ્ધ છે. કુર્આને કરીમમાં છે :

فَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ وَمَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهٗ

**તર્જુમો :** જે કોઈ (દુનિયામાં) જરા સરખી ભલાઈ કરશે તેને તે (પ્રત્યક્ષ) જોઈ લેશે. અને જે કોઈ જરા સરખી બુરાઈ કરશે તેને પણ તે જોઈ લેશે.

(સૂરએ ઝિલઝાલ : ૭,૮)

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : ઘોડો ત્રણ પ્રકારના લોકો માટે છે, એક વ્યકિત માટે તો સવાબનું કારણ છે, બીજા માટે પરદાપોશી (એબ છુપાવવા)નું કારણ છે. અને ત્રીજા માટે અઝાબનું કારણ છે, જેના માટે સવાબ નું કારણ છે આ તે વ્યકિત છે જેણે અલ્લાહના રસ્તામાં ઘોડો બાંધ્યો અને તેની દોરી વાડા અથવા ચરાણક્ષેત્રમાં ઢીલી છોડી દીધી. તો તે

(ઘોડો) એ ચરાણક્ષેત્ર અથવા બાગના જેટલા ભાગ સુધી પહોંચશે. તેનો તે વ્યકિતને સવાબ મળશે અને જો તેણે દોરીને તોડીને એક અથવા બે દોડ લગાવી તો તેના કદમો અને પશુની લાદ–છાણના બદલામાં તેને નેકીઓ મળશે. ઘોડો એવા વ્યકિત માટે અજરનું કારણ છે. અને જેને ઘોડો સવાલથી બચવા માટે બાંધ્યો અને તેની ગરદન અને તેની પીઠમાં અલ્લાહના હકને ન ભૂલ્યો તો તે તેના માટે પર્દાપોશી (એબ છુપાવવા)નું કારણ છે. અને જે તેને ગર્વ અને મોટાઈ માટે બાંધે તો એ એના માટે અઝાબનું કારણ છે. જયારે નબીએ કરીમ (સલ.) એ ઘોડા વિશે આ તફસીલ બયાન ફરમાવી તો અમુક સહાબએ કિરામ (રદિ.) એ નબીએ કરીમ (સલ.) ને ગધેડાઓ વિશે પૂછયું, તો આપ (સલ.) એ ફરમાવ્યું : કે આ વિશે મારા ઉપર અલ્લાહ તઆલાએ જામિઅ અને અજોડ આયત :

وَمَن يَعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ شَرًّا يَرَهُ

ઉતારી છે. (બુખારી : ૨ / ૧૦૯૩, હદીસ નં. ૭૩૫૬)

કુર્આને કરીમની ઉપરોકત આયત અને હદીસે પાકથી વાત બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે કે માનવીને તેના નાનાથી નાના અમલોનો પણ બદલો આપવામાં આવશે જો તેણે નેક અમલ કર્યો છે તો બેહતર બદલો મળશે અને જો બુરો અમલ કર્યો છે તો સજા મળશે. જો આ રિવાયત (દુઆએ જમીલહ) સહીહ માની લેવામાં આવે તો બદલો – ઈનામ અને સજાનો જે ઈસ્લામી વિચાર છે તે નિરર્થક સાબિત થશે.

એવી રીતે એમાં સવાબ વિશે જે લખ્યું છે કે તહજ્જુદ વખતે પઢનારને એક લાખ હજનો સવાબ મળશે, "જરા વિચારો ! કે જયારે એક વખતે દુઆએ જમીલહ પઢી લેવાથી એક લાખ હજનો સવાબ મળી જાય છે તો પછી ફર્ઝ હજ કોણ કરશે ?

આ (દુઆએ જમીલહ) માં બીજી પણ ખરાબીઓ છે તેના કારણે શંકા વગર એ કહી શકાય છે કે આ મૌઝૂઅ (મનઘડત) રિવાયત છે.

(૪) એવું લાગે છે કે વર્ણન કરેલી દુઆનો લખનારો કિરામિય્યહ ફિરકાનો છે કારણ કે તેમના નજીક તરગીબ અને તરહીબ માટે વઝઅ હદીસ જાઈઝ છે.

(નવવી : ૧ / ૮)

દીનના દુશ્મનોએ મુસલમાનોને દીનના સહીહ તરીકાથી ગાફિલ (બેપરવા) કરવા માટે આ પ્રકારના પ્રોપેગંડા રચયા છે, મુસલમાનોને જોઈએ કે આ પ્રકારના

ફિતના વખતે સંપૂર્ણ જાગૃતિ અને બુદ્ધિનો સુબૂત રજૂ કરે અને દીનના સહીહ તરીકા પર અમલ કરે. ટુંકમાં વર્ણન કરેલી દુઆ સહીહ હદીસથી સાબિત નથી. તેની ઉપર અમલ કરવો જાઈઝ નથી. રસૂલુલ્લાહ (સલ.) થી જે દુઆઓ મન્કૂલ અને માષૂર છે તે દુઆઓ પઢવી જોઈએ.

(૫) જો કે આ (દુઆએ જમીલહ) મોઝૂઅ (બનાવટી) છે, એટલા માટે (મોઝૂઅ જાણવા છતાં) તેનો લખનારો, પ્રકાશિત કરનારો અને પઢનારો બધા ગુનેહગાર થશે. કારણ કે હદીસે મૌઝૂઅ (બનાવટી હદીસ) ને ફેલાવવી (તેનો હુકમ બયાન કર્યા વગર) જાઈઝ નથી. (નુખ્બતુલ ફિક્ર : ૧ / ૨૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) અનાજ ઉઠાવતી વખતે તેને એ અકીદાથી મારવું કે અલ્લાહનો ઝિક બંધ કરી દે

**સવાલ (૩૭૬) :** હદીસ શરીફમાં છે કે દરેક સજીવ અને નિર્જીવ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે. એટલા માટે અમુક લોકો અનાજ (તે ઢગલો જેમાંથી ભૂસું અલગ ન કર્યુ હોય) ઉઠાવતી વખતે તેને બે – ચાર વખત મારે છે જેથી તસ્બીહ પઢવાનું બંધ કરે, પછી તે અનાજ – ભુસું વાપરવામાં લાવે છે તેની શું હકીકત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક વસ્તુ અલ્લાહ તઆલાનો ઝિક્ર કરે છે. આ વાત સહીહ છે, (તફસીર અબી સઉદ : ૩ / ૪૫૨) પરંતુ જયારે પાણી વહેવાનું બંધ થઈ જાય તો તેનો ઝિક્ર બંધ થઈ જાય છે, એવી રીતે જયારે પથ્થર ના ટુકડા કરી દેવામાં આવે છે તો તેનું જીવન ખતમ થઈ જાય છે. અને તેનો ઝિક્ર બંધ થઈ જાય છે.

એવી રીતે જયારે વૃક્ષને કાપી નાંખવામાં આવે, અથવા છોડને તોડી નાંખવામાં આવે, તો તેનું જીવન ખતમ થઈ જાય છે અને ઝિક્ર – તસ્બીહ બંધ થઈ જાય છે. એટલે (અનાજ – ભૂસા વિશે આપે જે લખ્યું છે, તે અમલ સહીહ નથી. તેને છોડી દેવું જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) માનવીની રૂહ કબ્જ થતા પહેલા તેના નામનું પાંદડું વૃક્ષથી પડે છે શું આ સહીહ છે ?

**સવાલ (૩૭૭) :** માનવીની આત્મા નીકળતા પહેલા ૪૦ દિવસ પહેલા તેના

નામનું પાંદડું જે વૃક્ષથી પડી જાય છે, તેનું નામ શું છે ? અને તે કયાં છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ સહીહ રિવાયતમાં તેનું વર્ણન નથી કે આવું વૃક્ષ કયાં છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) શુન્યવાળી સંખ્યાના અંતમાં એક લગાડવામાં આવે જેથી અલ્લાહની વહદાનિયત તરફ ઈશારો થાય, આ વાત દુરસ્ત નથી.

**સવાલ (૩૭૮) :** શું એવી કોઈ હદીસ છે , જેમાં એ વાત હોય કે કોઈ સંખ્યાના અંતમાં જયારે શુન્ય આવે, તો ત્યાં એક લખવામાં આવે, જે અલ્લાહના એક હોવા તરફ ઈશારો કરે. દા.ત. ૧૦૧ , ૨૦૧, ૩૦૧, ૧૦૦૧, ૨૦૦૧

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત જાબિર (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : હે એહલે કુર્આન ! વિત્ર પઢયા કરો એટલા માટે કે અલ્લાહ તઆલા વિત્ર છે, વિત્રને પસંદ કરે છે. (અબૂદાઉદ : ૨૦૦, હદીસ નં. ૧૪૧૬)

**વિત્રનો મતલબ :** એકી સંખ્યા ૧, ૩, ૫ વગેરે એટલે જયારે કોઈ કામ કરો તો એકી સંખ્યાનો ખ્યાલ રાખો. નમાઝમાં તસ્બીહ ત્રણ, પાંચ, સાત વાર પઢો. એવી રીતે જે અમલ પણ સંખ્યાથી સંબંધ રાખતો હોય તો તેમાં એકી સંખ્યાનું ધ્યાન રાખો.

એટલા માટે ૨૦૧ વગેરે પણ આ ફઝીલતમાં દાખલ છે. વહદાનિયત તરફ ઈશારો મકસદ નથી. અને એ પણ દુરસ્ત નથી કે જયાં શુન્ય આવે, તો ત્યાં એક લખી નાંખો, ચાલીસની સંખ્યા પણ ફઝીલતવાળી છે. પંરતુ એ મતલબ નથી કે ચાલીસને એકતાલીસ લખવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯)અલ્લાહની રહમતને જોશમાં લાવવાની યુકિત કરવી

**સવાલ (૩૭૯) :** એક બુઝુર્ગ કરજ લઈને ગરીબોની મદદ કરતા હતા. એક વખતે કરજ ધીરનાર જયારે કરજની માંગ કરવા માટે આવ્યા, તો બુઝુર્ગ માથાથી પગ સુધી ચાદર ઓઢીને સૂઈ ગયા. એવામાં એક છોકરો હલ્વો વેચવા આવ્યો, તો બુઝુર્ગે હાજરજનોને હલ્વો ખાવા કહયું : ત્યાર પછી રૂપિયા ન મળવાને કારણે છોકરો રડવા લાગ્યો. અને રડવા પર અલ્લાહ તઆલા તરફથી ફેસલો થયો . આપનાથી વિનંતી

છે એ કયા બુઝુર્ગનો કિસ્સો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી બાળક નથી રડતું મા દૂધ નથી પીવડાવતી અને માની મમતા જોશમાં નથી આવતી. ઠીક એવી રીતે અલ્લાહની રહમત તેના દરબારમાં આજીજી અને રડવાને કારણે વધુ જોશ મારે છે. તો અલ્લાહની રહમતને વધુ મુતવજ્જેહ કરવા માટે બુઝુર્ગે આ યુકિત કરી હતી. પરંતુ તેનો મતલબ એ નથી કે આપણે લોકોનો હક અદા ન કરીએ અને લોકોને રડાવીએ તો અલ્લાહ તઆલા આપણી ઉપર મહેરબાન થઈ જશે અને આપણી ઉપર રોજીના દરવાજા ખોલી નાંખશે.

ઉપરના કિસ્સામાં બુઝુર્ગને અલ્લાહ તઆલા સાથે મજબૂત સંબંધ હતો અને તેમને અલ્લાહ તઆલા પર સંપૂર્ણ વિશ્વાસ હતો અને આ પોતાની હાલત છુપાવવાની એક કોશિશ હતી. હકીકતમાં તો તે બુઝુર્ગની આજીજીનો અસર હતો. પોતાની આજીજીની સહાયતા માટે એક બાળકને રડાવીને માંગ કરી રહયા હતા. રડવું અલ્લાહ તઆલાને પસંદ છે. જેમકે વરસાદ ન હોય તો દુષ્કાળ થઈ જાય, તો એવા દુષ્કાળના જમાનામાં નમાઝે ઈસ્તિસ્કા માટે ગામ / શહેરથી બહાર સામાન્ય કપડાં પહેરીને નીકળવું અને સાથે બાળકો અને જાનવરોને લઈ જવા અને બાળકોને તેમની માતાઓથી અલગ રાખવાનો હુકમ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહ્તાર : ૨ / ૧૮૫) તેથી દુઆની સાથે બાળકોનું રડવું અલ્લાહની રહમતનો ઝરીયો બની જાય અને એક આજીજી અને બંદગીનો માહોલ બની જાય અને અલ્લાહ તઆલાની રહેમત જોશમાં આવી જાય. માટે વર્ણન કરેલ બુઝર્ગે પણ માહોલ પેદા કરવા માટે આ રીતે કર્યુ હતું અને પોતાની હાલત છુપાવવા માટે ચાદરમાં સૂઈને દુઆ કરી કે હે અલ્લાહ ! ખ્યાલ રાખી લેજે જે લેવાનું છે તારાથી જ લેવાનું છે. બીજાથી માંગનારો નથી. જેના નતીજામાં અલ્લાહની રહેમત જોશમાં આવી ગઈ. બુઝુર્ગનો મકસદ જુલ્મ કરવાનો ન હતો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) શું ઈસ્લામમાં ફઝીલત પ્રમાણે કબીલા અને ખાનદાન છે ?

**સવાલ (૩૮૦) :** શું ઉમ્મતે મુહમ્મદિયામાં નાત–જાત, કુટુંબ – કબીલા, માન – મરતબા પ્રમાણે કોઈ તફાવત છે ? ઈસ્લામ તો સમાનતાની તાલીમ આપે છે, અમારા સમાજમાં એવું કહેવાય છે કે સય્યિદ જાતિનો દરજ્જો બીજી જાતિઓથી

ઊંચો છે. તો શું શરીઅતની દ્રષ્ટિએ સય્યિદોનો દરજ્જો ઊંચો છે ? તેઓ આલે રસૂલ છે. ખાસ કરીને તે મુસલમાન જે પોતાને સય્યિદ કહે છે અથવા તેમની ઓળખ સય્યિદ છે. તો શું તે મુસ્લિમ સમાજમાં સય્યિદ (સરદાર) હશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામમાં નાત – જાત, કુટુંબ– કબીલા, માન મરતબા પ્રમાણે કોઈ તફાવત નથી. ઈસ્લામમાં મોટો દરજ્જો તકવા અને પરહેજગારીનો છે. એટલા માટે જો સામાન્ય કુટુંબનો માણસ જો પરહેજગાર છે તો તે મોટા મરતબા વાળો છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

يَاأَيُّهَا النَّاسُ إِنَّا خَلَقْنَاكُمْ مِنْ ذَكَرٍ وَأُنْثَى وَجَعَلْنَاكُمْ شُعُوبًا وَقَبَائِلَ لِتَعَارَفُوا

إِنَّ أَكْرَمَكُمْ عِنْدَ اللَّهِ أَتْقَاكُمْ

**તર્જુમો :** હે લોકો ! બેશક, અમે તમને એક પુરુષ અને એક જ સ્ત્રી (આદમ – હવ્વા) થી પેદા કર્યા અને અમે તમારી અનેક કૌમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક અલ્લાહને ત્યાં તમારામાંથી તે જ બધું માનવંત છે જે વધુ પરહેજગાર હોય. (સૂરએ હુજૂરાત : ૧૩)

બીજી કૌમો અને ધર્મોમાં જે જાતિ અને ખાનદાની ભેદભાવ છે તેનાથી ઈસ્લામનો કોઈ સંબંધ નથી. હઝરત નૂહ (અલૈ.)નો પુત્ર કાફિરોની સાથે હતો. તેણે હઝરત નૂહ (અલૈ.) ની વાત ન માની. તો બરબાદ થઈ ગયો. (સૂરએ હૂદ : ૪૬) સરકારે દો આલમ (સલ.) ના કાકા અબૂ તાલિબ કાફિર હતા. અને કુફની હાલતમાં મૃત્યુ પામ્યા. એટલે ઈસ્લામની દ્રષ્ટિએ ઈજ્જત અને મરતબો પરહેજગારી અને તકવા પર આધારિત છે. એટલા માટે નબીએ કરીમ (સલ.)એ હઝરત ફાતિમા (રદિ.)ને ફરમાવ્યું કે હે ફાતિમા ! તું ગર્વ ન કર કે હું મુહમ્મદ (સલ.) ની પુત્રી છું. અલ્લાહને ત્યાં નેકી જ કામ આવશે. (તિરમિઝી : ૨ / ૧૫૩, હદીસ નં. ૩૧૮૫)

માટે ફઝીલત અને મહાનતાનો આધાર તકવા અને પરહેજગારી પર છે. બીજી કૌમો અને ધર્મોની જેમ ખાનદાન અથવા નાત – જાત પર નથી. આજે પણ કોઈ પછાત વર્ગમાંથી મુસલમાન થઈ જાય, તો તેને પણ તે જ હક્કો આપવામાં આવશે જે એક મુસલમાનને આપવામાં આવે છે. ઉપરાંત આલે રસૂલ અને સૈયદ તે છે જે હઝરત(અલી.) અને હઝરત ફાતિમા(રદિ.)ની અવલાદ છે. તેમને અલ્લાહના

રસૂલ (સલ.) થી સંબંધ છે. તેને સય્યિદ કહે છે. તેમની ઈજ્જત અને માન મરતબાને લીધે તેમને ઝકાત આપવી જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદુલ મુહતાર : ૨ / ૩૫૦) પરંતુ સય્યિદ ખાનદાનને લીધે અને નાત – જાતને લીધે તેમને કોઈ ખાસ હક આપેલ નથી. અલબત્ત આલે રસૂલ હોવાને કારણે જેમના નાના હઝરત મુહમ્મદ (સલ.) છે. જેમના વાસ્તાથી આપણને ઈસ્લામ મળ્યો છે. જેમણે ઈસ્લામ અને ઈમાન માટે મોટી મોટી કુરબાનીઓ આપી છે. માટે તેમની અવલાદ અને ખાનદાનથી મુહબ્બત કરવી એ ઈમાનનું મજબૂત અને સહીહ હોવાની દલીલ છે. તે સિવાય અન્ય બીજો કોઈ હક તેમને આપવામાં આવ્યો નથી. અને જે મુસલમાન પોતાને સય્યિદ કહે છે તેમની તેહકીક ઈતિહાસથી અથવા ખાનદાનના વડીલોથી માલૂમ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) ઈતિહાસનો હેતુ અને મતલબ

**સવાલ (૩૮૧) :** શું ઈતિહાસનો હેતુ અને મતલબ આ શબ્દોમાં વર્ણન કરી શકીએ છે કે ભૂતકાળમાં જે ભૂલો થઈ તે ભવિષ્યમાં ન થાય એવો સબક લઈને ઝળહળતું ભવિષ્ય બનાવવાનો મોકો આપણને ઈતિહાસના અભ્યાસથી મળે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈતિહાસની ઓળખ એ છે કે તે અગત્યના કિસ્સા અને બનાવોનું વર્ણન જે ભૂતકાળમાં થયું હોય. માટે ઈસ્લામી ઈતિહાસનો હેતુ અને મતલબ આ રીતે બયાન કરી શકાય છે કે નબીએ કરીમ (સલ.)નું જીવન, આપ (સલ.) ના સહાબા (રદિ.), તાબેઈન અને ત્યાર પછી અવલિયાએ કિરામની ખુબીઓ જોઈને ભવિષ્યમાં તે ખૂબીઓને ધ્યાનમાં રાખીને ભવિષ્યને ઝળહળતું બનાવવાનો મોકો આપણને ઈસ્લામી ઈતિહાસથી મળે છે. (તારીખે ઈસ્લામ : ૧ / ૩૧)

સવાલમાં જે શબ્દો વડે ઈતિહાસનો હેતુ બયાન કર્યો છે. તે સામાન્ય ઈતિહાસની વાત છે. પરંતુ સહાબએ કિરામ (રદિ.) અને તાબેઈન (રહ.)ના જમાના માટે યોગ્ય નથી. કારણ કે આ શબ્દોનો મતલબ એ છે કે આગલા લોકોએ માત્ર ભૂલો કરી છે અને જો કે આપણે ભૂલ કરવા નથી માંગતા. એટલા માટે આપણે માત્ર ઈબ્રત માટે અભ્યાસ કરવો જોઈએ. ટુંકમાં આ શબ્દોથી આગલા લોકો પર એક ગુનાહનો આક્ષેપ અને ટીકાની બદબૂ આવે છે. જે સહાબએ કિરામ (રદિ.)

અને તાબેઈને ઈઝામ (રહ.)ની શાયાને શાન નથી. જો કે તેમનાથી પણ માનવી હોવાને કારણે કેટલીક ભૂલો થઈ હશે. છતાં પણ તે ખૈરૂલ કુરુન (ઉત્તમ જમાના)માં હોવાથી આપણાથી શ્રેષ્ઠ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) કિતાબ "શાદી - વિવાહની ઈસ્લાહી ચળવળ"ના ફારસી અશઆરનો મતલબ

**સવાલ (૩૮૨) :** "શાદી – વિવાહની ઈસ્લાહી ચળવળ" નામની ફારસી કિતાબ (જેના લેખક છે જનાબ ડોકટર અસ્રાર અહમદ, પ્રકાશક હબીબ ટ્રસ્ટ મુંબઈ) માં બે ફારસીના શઅર લખેલા છે. મહેરબાની કરીને તેમનો અર્થ જણાવશો.

(۱)۔۔۔۔زمین جنبد، نہ جنبد گل محمد (۲)۔۔۔۔یا سراپا نالہ بن جا، یا نوا پیدا نہ کر

اقبالؔ

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ પ્રકારના અશઆર અથવા મુહાવરાનો અર્થ વિષય સંબંધિત હોય છે. વિષય વસ્તુમાં જે મઝમૂન હશે તે પ્રમાણે તેનો અર્થ થશે. જયાં સુધી પહેલા અને પછીનું વાંચન કરવામાં ન આવે. અર્થ અને મતલબ બતાવવો મુશ્કેલ છે. જો કે પહેલા શઅરમાં શાયરે એ વાત બયાન કરી છે કે જિદ્દી વ્યકિત પોતાની જિદને કયારેય નહી છોડે, તે કોઈનું કહેવું માનતો નથી કે જમીન પોતાની જગ્યાએથી હટી જાય, એ તો શકય છે પરંતુ જિદ્દી માણસ માટે પોતાની જિદ છોડવી તેનાથી વધુ કઠિન કામ છે.

બીજા શઅરનો મતલબ એ છે કે હે સંબોધન કરનાર ! તને તારા અહેવાલથી ખુશીના ગીતો શોભતા નથી. તારા માટે તો પોતાની હાલત પર રડવું અને આજીજી કરવું જ સારું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) છોકરીનું નામ શબીના રાખવું, હઝરત ખિઝર કોણ હતા ? ખિઝરનો અર્થ શું થાય છે ?

**સવાલ (૩૮૩) :** કેટલાક લોકો પોતાની છોકરીનું નામ શબીના રાખે છે તો તેનો અર્થ શું છે? હઝરત ખિઝર (અલૈ.) કોણ હતા ? નબી કે ફરિશ્તા ? અને ખિઝર શબ્દનો અર્થ શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફારસી ભાષામાં રાતના અમલને શબીના કહે છે. (ફિરોઝુલ્ લુગાત : ૮૩૭) હઝરત ખિઝર (અલૈ.) અલ્લાહના નબી હતા. પરંતુ તેઓ શરઈ કર્યોના નહીં બલકે સર્જનાત્મક કાર્યોના નબી હતા. એટલે અલ્લાહ તઆલાએ તેમને સૃષ્ટિની વ્યવસ્થાનું જ્ઞાન આપ્યું હતું. તફસીરની કિતાબોમાં લખ્યું છે કે તેઓ જે જગ્યાએ બેસતા હતા. ત્યાં લીલુ ઘાસ ઉગતું હતું એટલા માટે તેમનું નામ ખિઝર પ્રખ્યાત હતું. ખિઝરનો અર્થ અરબી ભાષામાં હરિયાળી થાય છે. (બુખારી : ૧ / ૪૮૩, હદીસ નં. ૩૪૦૨) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



لَّا يَمَسُّهٗٓ اِلَّا الْمُطَهَّرُوْنَ ﴿٧٩﴾

તર્જુમો : જેને પવિત્ર સ્થિતિવાળા (ફરિશ્તાઓ) સિવાય કોઈ અડકી શકતું નથી. (સૂરએ વાકિઅહ : ૭૯)

# કુર્આને કરીમ અને અહાદીષે નબવિય્યહ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# કુર્આને કરીમ અને અહાદીષે નબવિય્યહ

## (૧) કુર્આને કરીમ અને હદીષે પાકમાં શું તફાવત છે ?

**સવાલ (૩૮૪) :** શું તમામ અહાદીષ કુર્આને કરીમની દલીલ છે ? કુર્આને કરીમ અને અહાદીસમાં તફાવત શું છે ? બન્નેમાં કોનું મહત્વ વધારે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને કરીમની દરેક આયત અને દરેક જુમ્લો (વાકયો) નિર્ણાયક અને સંપૂર્ણ છે. કોઈ પણ એક આયતનો ઈન્કાર કરનારો ઈમાનથી નીકળી જાય છે. કુર્આને કરીમનું ચૌદસો વર્ષથી આ ચેલેન્જ છે કે જો તેમાં અલ્લાહ તઆલા તરફથી હોવામાં તમને કોઈ શંકા છે તો એક નાની સૂરત જ એવી બનાવી લાવો.

وَاِنۡ كُنۡتُمۡ فِىۡ رَيۡبٍ مِّمَّا نَزَّلۡنَا عَلٰى عَبۡدِنَا فَاۡتُوۡا بِسُوۡرَةٍ مِّنۡ مِّثۡلِهٖ وَادۡعُوۡا شُهَدَآءَ كُمۡ مِّنۡ دُوۡنِ اللّٰهِ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ

**તર્જુમો :** અને જો તેમને આ કિતાબ વિશે શંકા હોય, જેને અમે અમારા ખાસ બંદા ઉપર ઉતારી છે તો તમે એના જેવી એક જ સૂરત બનાવી લાવો. અને અલ્લાહના સિવાય તમારા મદદગારોને પણ બોલાવી લો, જો તમે સાચા છો.

(સૂરએ બકરહ : ૨૩)

કુર્આને કરીમનો દરેક શબ્દ કયામત સુધી પોતાની જગ્યાએ બાકી રહેશે. તેના એક શબ્દની જગ્યાએ બીજો શબ્દ પઢવો હરામ છે.

દરેક હદીસ વિશે ઉસૂલે હદીસમાં તફસીલ બયાન કરવામાં આવી છે કે તે કયા દરજ્જાની છે. સહાબએ કિરામ (રદિ.) એ જે શબ્દો અને ઈર્શાદાતને સાંભળ્યા છે. મોટા ભાગે તેને જ ઠીક બયાન કર્યા છે. અલબત્ત કેટલીક હદીસોના અર્થો પણ મરવી છે. તેની સંખ્યા ઓછી છે. (કિતાબુલ મુફતી : ૧ / ૯૯) કુર્આને કરીમ અને હદીસે પાક વચ્ચે તફાવત લખવાથી આપને સમજમાં નહીં આવે. એક વખતે રૂબરુ મુલાકાત કરીને સમજવાની કોશિશ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જુના કુર્આન અને દીની કાગળોને સળગાવવા

**સવાલ (૩૮૫) :** જુના કુર્આન અથવા દીની લેખોને બે અદબીથી બચાવવા

સળગાવી દેવા કેવું છે ? આશા છે કે કુર્આન અને હદીસની રોશનીમાં સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે કાગળ અથવા લેખો જેમાં અલ્લાહનું નામ, કુર્આન શરીફની આયત અથવા હદીસે પાક હોય તેને પથ્થરથી બાંધીને દરિયામાં નાંખવું અથવા કબ્રસ્તાનમાં દફન કરવું જાઈઝ છે. એવી રીતે જો તેને સળગાવવામાં આવે તો પણ જાઈઝ છે. જેથી અલ્લાહના નામની અને કુર્આન શરીફની બે અદબી ન થાય. હઝરત ઉસ્માન (રદિ.) એ પોતાના જમાનામાં કુર્આને કરીમને કુરૈશના શબ્દકોશ પ્રમાણે એકત્ર કરીને આસપાસ ચાર –પાંચ પ્રતો રવાના કરી અને તેના પહેલા કુર્આને કરીમ જે વસ્તુઓ પર લખ્યું હતું, તે બધાને સળગાવી દીધું.

وأمر بماسواه من القرآن فى كل صحيفة او مصحف أن يحرق

(બુખારી શરીફ : ૨ / ૭૪૬, હદીસ નં. ૪૯૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) કુર્આને કરીમનો તર્જુમો કરવો જાઈઝ છે કે નહી ?

**સવાલ (૩૮૬) :** કુર્આને કરીમનો તર્જુમો કરવો જાઈઝ છે કે નહી ? ફુકહાએ કિરામનો આ વિશે શું મત છે ? આગલા અને પાછલા લોકોનો મતભેદ હોય તો પણ વર્ણન કરવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને કરીમનો અરબી ભાષા સિવાય બીજી ભાષામાં તર્જુમો કરવો જાઈઝ છે. આ જાઈઝ હોવાની વિરુદ્ધ અહકરને બીજો મત નાજાઈઝ હોવાનો માલૂમ થયો નથી, તો નાજાઈઝ હોવાની દલીલ કઈ રીતે લખવામાં આવે. જાઈઝ હોવાની દલીલ આ છે.

(૧) રસૂલુલ્લાહ (સલ.) એ હિરકલ રૂમના બાદશાહને દાવત પેશ કરી હતી તે પત્ર મુબારકમાં આ આયતે કરીમા લખી હતી :

قُلْ يَاۤاَهْلَ الْكِتَابِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَاۤءٍۢ بَيْنَنَا وَبَيْنَكُمْ

(સુરએ આલિ ઈમરાન : ૬૪)

તેનો પુરાવો રજૂ કરીને ઈમામ બુખારી (રહ.)એ બાબ (પ્રકરણ) બનાવ્યો હતો :

" باب مايجوز من تفسير التوراة وغيرها من كتب الله بالعربية وغيرها

لقول الله تعالى قل فاتوا بالتوراة فاتلوها ان كنتم صادقين"

(બુખારી : ૨ / ૧૧૨૫)

હિરકલ અરબી ભાષા જાણતો ન હતો. તેમ છતાં અરબીમાં પત્ર લખવો આ વાતનો પુરાવો છે કે તર્જુમો કરનારો તર્જુમો બાદશાહને અને બીજા લોકોને સંભળાવે. કિરમાની લખે છે :

قلت كان غرض النبى ﷺ فى إرساله اليه أن يترجم عنده ليفهم مضمونه

હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) લખે છે :

كتب النبى ﷺ الى هرقل باللسان العربى ولسان هرقل رومى، ففيه اشعار بأنه اعتمد فى ابلاغه مافى الكتاب على من يترجم بلسان المبعوث اليه ليفهمه والمترجم المذكور هو الترجمان-----والحاصل أن الذى بالعربية يجوز التعبير عنه بالعبرانية و بالعكس (١٧/٨٣)

ઉમ્દતુલ કારીમાં અલ્લામા અયની (રહ.) લખે છે :

وكان غرض النبى ﷺ فى ارساله اليه أن يترجم عنده ليفهم مضمونه، واحتج أبو حنيفة بحديث هرقل، وأنه دعاترجمانه وترجم له كتاب رسول الله ﷺ بلسانه، حتى فهمه على أنه يجوز قراءة بالفارسية وقال : ان الصلوة تصح بذالك

(ઉમ્દતુલ કારી : ૨૫ / ૧૧૧)

આ ઉલમાએ મુહદ્દિષીને લખ્યું છે કે તવરાતમાં કોઈ પાબંદી નથી, શબ્દ "વ ગયૂરહા" થી ખાસથી આમ તરફ જવું છે. તેનાથી ઈમામ બુખારી (રહ.) એ વાતને બતાવવા માંગે છે કે કોઈ ભાષાની પાબંદી નથી. એટલા માટે પણ આપ (સલ.) ની બઅેષત "કાફ્ફતન્નાસિ" તરફ થઈ છે. ટુંકમાં કુર્આને કરીમનો તર્જુમો બીજી ભાષાઓમાં કરવો જાઈઝ છે.

(૨) રસૂલુલ્લાહ (સલ.) ની સામે જયારે ઈરાનવાસીઓએ સૂરએ ફાતિહાનો તર્જુમો ફારસીમાં કરવાની વાત મૂકી, તો આપ (સલ.) એ હઝરત સલમાન ફારસી

(રદિ.) ને સૂરએ ફાતિહાનો તર્જુમો ફારસીમાં કરવા વિશે ફરમાવ્યું :

ان الفرس كتبوا الى سلمان الفارسى أن يكتب لهم الفاتحةبالفارسية، فكتب بسم الله الرحمن الرحيم، بنام يزدان بخشاونده، بعد ما كتب، عرض النبى ﷺ ثم بعثه اليهم ولم ينكر عليه النبى ﷺ ، كذا فى المبسوط

(હાશિયા હિદાયા : ૧ / ૮૬)

તેનાથી માલૂમ થયું કે ફારસી તર્જુમો રસૂલુલ્લાહ (સલ.)થી સાબિત છે. માટે એહલે સુન્નત વલ જમાતની નજીક કુર્આને પાકનો તર્જુમો બીજી ભાષાઓમાં કરવો જાઈઝ છે. બલકે બિલ્કુલ જરૂરી છે. અલબત્ત મૂળ લખાણ જરૂરી છે, અરબી લખાણ વગર કુર્આનનો તર્જુમો પ્રકાશિત કરવો જાઈઝ નથી. હા, બે – ત્રણ આયતોનો તર્જુમો (અરબી લખાણ વગર) કોઈ ભાષામાં લખવાની ગુંજાઈશ છે. (ફત્હુલ કદીર : ૧ / ૨૮૬) આ સિલસિલામાં તફસીલ માટે જવાહિરુલ ફિકહ ભાગ : ૧ નું વાંચન કરો.

પછી તર્જુમો અને તફસીર કલામુલ્લાહમાં કઈ જગ્યાએ લખવામાં આવે તેમાં મામૂલી મતભેદ છે. તહતાવીમાં છે કે તફસીરનું કુર્આનની નીચે લખવું મકરૂહ છે. જયારે ફત્હુલ કદીરમાં કાફીથી મન્કૂલ છે કે તફસીરનું કુર્આનની નીચે લખવું જાઈઝ છે. તેનાથી માલૂમ થયું કે તેનો મતલબ કરાહત છે. (તર્જુમએ ગાયતુલ અવતાર : ૧ / ૨૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ખત્મે કુર્આનની મજલિસમાં હાજર તમામ લોકોનું બુલંદ અથવા ધીમી અવાજે તિલાવત કરવું

**સવાલ (૩૮૭) :** દુકાન અથવા ઘરના ઉદ્‌ઘાટન માટે કુર્આન ખ્વાનીની જે રસ્મી મજલિસ હોય છે. તેમાં ૨૦ – ૩૦ વ્યકિતઓ ભેગા થઈને કુર્આનને ખત્મ કરે છે અને બધાને એક એક પારો પઢવા માટે આપવામાં આવે છે તો તેમાં કોઈ જોરથી પઢે છે. અને કોઈ ધીમેથી પઢે છે. આ સહીહ છે કે નહી ? અને આ પ્રકારની મજલિસનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બરકત મેળવવા માટે અથવા ઈસાલે સવાબ માટે જે કુર્આન ખત્મ કરવામાં

આવે છે. તેમાં ભેગા મળીને કુર્આન શરીફના અલગ અલગ પારાઓની તિલાવત કરવામાં આવે છે, તે જાઈઝ છે. કારણ કે કુર્આને પાકની તિલાવત વખતે શાંત રહીને ધ્યાનથી સાંભળવું તે વખતે જરૂરી છે, જયારે કે એક વ્યકિત તિલાવત કરતો હોય અને બીજા સાંભળવા માટે બેઠા હોય. જયારે કે ખત્મે કુર્આનની મજલિસમાં બધા તિલાવત માટે બેસે છે માટે તેમાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૧૭) અલબત્ત ઈખ્લાસ સાથે પઢવું અને કુર્આને પાકનો અદબ રાખવો જરૂરી છે. તેમજ રસ્મો રિવાજથી બચવું જરૂરી છે. નહી તો સવાબને બદલે ઉલટો ગુનોહ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) 'વમા અલય્ના ઈલ્લલ્ બલાગુલ મુબીન' અને કુદ્દિસ સિર્રહૂ નો અર્થ

**સવાલ (૩૮૮):** "વમા અલય્ના ઈલ્લલ્ બલાગુલ મુબીન" અર્થ શું છે એવી જ રીતે "કુદ્દિસ સિર્રહૂ" નો મતલબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વમા અલય્ના ઈલ્લલ્ બલાગુલ મુબીન નો અર્થ છે કે અમારા જિમ્મે માત્ર પહોંચાડવું છે. (એટલે તોફીક અલ્લાહ તઆલાના હાથમાં છે, અમારું કામ તબ્લીગ અને પહોંચાડવું છે.) અને કુદ્દિસ સિર્રહૂનો અર્થ છે, અલ્લાહ તઆલા તેમને પાક કરે. બરકત અતા ફરમાવે. શબ્દ કોશમાં કુદસનો અર્થ છે પવિત્ર કરવું, બરકત અતા ફરમાવવી. (અલ મુન્જિદ: ૬૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કુર્આને પાકનાં આ ખાસ અંદાઝનું કારણ શું છે ?

**સવાલ (૩૮૯) :** કુર્આનમાં એક જગ્યાએ સૂરએ અઅ્રાફમાં છે :

آمَنَّا بِرَبِّ الْعَالَمِينَ رَبِّ مُوسَىٰ وَهَارُونَ

અને એક જગ્યાએ સૂરએ તાહામાં છે :

آمَنَّا بِرَبِّ هَارُونَ وَمُوسَىٰ

તો આવું આગળ – પાછળ કેમ ? તેની હિકમત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આને પાક કોઈ કાનૂન અને કાયદાનું પાબંદ નથી. જેવી રીતે એક વાકયને પેશ કરે, કરી શકે છે, આ આગળ – પાછળ લાવવામાં આવે છે. અને એક જ કલામને વિવિધ અંદાજમાં રજૂ કરવામાં આવે છે. તફસીર કર્તાઓએ તેની વિવિધ હિકમતો બયાન કરી છે.

વાકયની રિઆયત કરતા કયારેક 'મૂસા' ને આગળ કર્યુ અને કયારે 'હારૂન' ને.

જયાં મૂસાને આગળ લાવ્યા ત્યાં હઝરત મૂસા (અલૈ.)ની અઝમત, મહાનતા અને અસલ રિસાલતને લીધે છે. સાથે શ્રેષ્ઠતામાં હિકાયતની હાલતનું બયાન કર્યુ છે. અને જયાં 'હારૂન' ને આગળ લાવ્યા, ત્યાં પ્રથમ વાકયની રિઆયત કરવામાં આવી. બીજુ હારૂન (અલૈ.) ની ઉમરની રિઆયત કરવામાં આવી કે તેઓ આ પ્રમાણે મોટા હતા.

ત્રીજુ એ છે કે બાળપણમાં "હઝરત મૂસા (અલૈ.)"ની પરવરિશ ફિરઔનના મહેલમાં થઈ હતી, એટલે મુસા માટે તે દુન્યવી રબ હતો. તેમજ તે પોતાને રબ હવાનો દાવો પણ કરતો હતો. તો રબ્બે મુસા વ હારૂન" કહેવામાં શંકા થઈ શકતી હતી કે 'રબ્બિલ આલમીન રબ્બિ મુસા વ હારૂન" થી ફિરઔન મુરાદ છે. માટે જયાં માત્ર અલ્લાહ તઆલાની રુબુબિયતનો સુબૂત મકસૂદ હતો ત્યાં હારૂનને આગળ કર્યા કે અહીંયા રબથી ફિરઔન મુરાદ નથી. બલકે અલ્લાહ તઆલા મુરાદ છે અને જયાં હિકાયતની હાલત મકસૂદ હતી, ત્યાં મુસાને પહેલા લાવ્યા.

એ પણ બયાન કર્યુ છે કે 'વાવ' સામાન્ય રીતે બહુવચન માટે આવે છે તરતીબ વગર, માટે બંનેમાં તરતીબ મકસૂદ નથી. બલકે ફિરઔનના રબ હોવાનો ઈન્કાર અને રબ્બિ મુસા વ હારૂનની રુબૂબિયત મકસૂદ છે.

કેટલાકે એ પણ કહયું છે કે શકય છે કે ઈમાન લાવનારાઓમાં કેટલાકે બિ રબ્બિ મૂસા વ હારૂન કહયું હોય અને કેટલાકે બિ રબ્બિ હારૂન વ મૂસા કહયું હોય, તો આ વિવિધ સ્થળોની વિવિધ જમાતોની હિકાયત નકલ કરવામાં આવી હોય. (રૂહુલ મઆની : ૮ / ૫૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)કુર્આનમાં જિન્નાતને માનવીઓથી આગળ કરવાનું કારણ

**સવાલ (૩૯૦) :** અલ્લાહ તઆલાએ કલામે પાકમાં ફરમાવ્યું :

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنْسَ إِلَّا لِيَعْبُدُوْنَ

**તર્જુમો :** અને મેં જિન્નાત અને ઈન્સાનને એટલા માટે જ પેદા કર્યા છે કે મારી જ બંદગી કર્યા કરો. (સૂરએ ઝારિયાત : ૫૬) તો અહીયા અલ્લાહ તઆલાએ જિન્નાતોનું વર્ણન પહેલા કેમ કર્યુ ? જયારે કે ઈન્સાનોનો મરતબો જિન્નાતોથી વધારે છે.

ઉપરાંત કુર્આને મજીદ વિશે આ પ્રકારના સવાલો કરવા કેવા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાબેવાલાના સવાલથી માલૂમ થાય છે કે આપ આલિમ છો. એટલા માટે મુખ્તસરુલ મઆની, સફીનતુલ બુલગાઅ અને અલ–બલાગતુલ વાઝિહમાં પઢયું હશે કે કલામની પદ્ધતિમાં કયારેક આમ પછી ખાસ અને કયારેક ખાસ પછી આમનું વર્ણન હોય છે. આ કલામની એક પદ્ધતિ છે કે કયારેક ઉપરથી નીચે તરફ પડતી અને કયારેક નીચેથી ઉપર તરફ બઢતી જાય છે. માટે કુર્આને કરીમ ની ઉપરોકત આયતમાં નીચેથી ઉપર તરફ વર્ણન છે. આયતે શરીફામાં જિન 'નિમ્ન–સામાન્ય' છે અને ઈન્સાન 'ઉચ્ચ' બંનેને અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદત માટે પેદા કર્યા છે.

સવાલ કયારેક હેતુ અને કારણ માલૂમ કરવા માટે હોય છે અને કયારેક અલ્લાહ અને તેના રસૂલ (સલ.) થી શંકાને કારણે . બીજી વાત તો ખોટી અને કુફ્રનું કારણ છે અને પહેલી વાત માટે કહેવામાં આવ્યું છે.

فَاسْئَلُوْا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ

**તર્જુમો :** જો તમે નથી જાણતા તો જાણકારોથી પૂછો. (સૂરએ નહલ : ૪૩)

બીજી જગ્યાએ ઈર્શાદ છે :

وَفَوْقَ كُلِّ ذِيْ عِلْمٍ عَلِيْمٌ

**તર્જુમો :** અને દરેક ઈલ્મવાળાથી વધીને બીજો ઈલ્મવાળો છે.

(સૂરએ યુસૂફ :૭૬)

આ પ્રકારના સવાલ કરવાથી ઈલ્મમાં મજબૂતી આવે છે. કુર્આને પાકમાં હજની ફરજિયત વિશે જયારે આયત وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ નાઝિલ થઈ તો હઝરત ઈકરઅ બિન હાબિસ (રદિ.) એ સવાલ કર્યો કે હે અલ્લાહના રસૂલ (સલ.)! હજ અમારા માત્ર આ વર્ષ માટે જ છે કે હંમેશા માટે ? તો આપ (સલ.) એ તેની ઉપર જવાબ આપ્યો. (મુસ્નદે અહમદ : ૪ / ૧૫૧ હદીસ નં. ૨૩૦૪) તેનાથી માલૂમ

થયું કે આ પ્રકારના ઈલ્મી અને તેહકીકી સવાલો કરવા ઈમાનને મજબૂત બનાવે છે. માટે આ પ્રકારના સવાલો કરવામાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮)તિલાવત વખતે એક વ્યકિતનું બીજાની તરફ પીઠ કરવું

## (૯) કુર્આનની તિલાવતના આદાબ

**સવાલ (૩૯૧) :** અમારા ગામમાં મસ્જિદમાં લોકો કુર્આને પાકની તિલાવત એવી રીતે બેસીને કરે છે કે કેટલાક પૂર્વ બાજુ પોતાનું મોઢું કરે છે તો કેટલાક પોતાનું મોઢુ પશ્ચિમ બાજુ કરે છે એટલે કુર્આનની તિલાવત વખતે એક બીજા તરફ પીઠ કરે છે. આ સહીહ છે કે નહી ? અને કુર્આને કરીમની તિલાવતના આદાબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તિલાવતના આદાબમાંથી છે કે શકય હોય ત્યાં સુધી તિલાવત કરનારાનું મોઢું કિબ્લા તરફ હોય. પરંતુ જો કોઈની પીઠ કુર્આને કરીમ તરફ હોય. દા.ત. પેહલી સફમાં બેસનારાની પીઠ બીજી સફમાં કિબ્લા તરફ રૂખ કરીને બેસનારાના કુર્આન તરફ થઈ રહી છે. તો એવી સૂરતમાં પીઠ એક બીજાની તરફ કરીને બેસવાની ગુંજાઈશ છે. કુર્આને કરીમના આદાબ બે પ્રકારના છે. એક જાહેરી – બાહય અને બીજા બાતિની – આંતરિક.

**જાહેરી આદાબઃ** જગ્યાનું પાક હોવું, કપડાંનું પાક હોવું, તિલાવત કરનારો વુઝૂ સાથે હોય, કુર્આને કરીમને ઊંચી જગ્યાએ રાખીને અદબ અને સુકૂન સાથે બેસે. પલાંઠી વાળીને, ટેકો લગાવીને અને ઘમંડી રીતે ન બેસવું. બલકે એવી રીતે બેસે જેવી રીતે ઉસ્તાદની સામે બેસે છે. કુર્આને કરીમના અક્ષરો અને શબ્દોને સારી રીતે કાઢો. કોશિશ એ હોય કે કુર્આને કરીમની તિલાવત તજવીદ સાથે કરો અને ઓછામાં ઓછું સાત દિવસમાં એક કુર્આન શરીફ ખતમ કરો.

(ઈહ્યાઉ ઉલૂમિદીન : ૧ / ૨૭૫ – ૨૭૭)

**બાતિની આદાબ :** કુર્આને કરીમ પર અમલ કરવાની નિય્યત હોય, કુર્આને કરીમના અર્થ સમજીને પઢવાની કોશિશ કરે. (પરંતુ ન સમજીને પઢવામાં પણ સવાબનો વાયદો છે.) કલામ અને સાહિબે કલામની અઝમત અને આદર દિલમાં હોય, દિલ હાજર હોય અને ખુશૂઅ ખુઝૂઅ પણ હોય. જો સિજદાની આયત આવે

તો સિજદો કરે, જયાં જહન્નમ અને અઝાબનું વર્ણન આવે ત્યાં રડે અથવા તો રડવાની શકલ બનાવે અને પનાહ માંગે અને જયાં જન્નત અને ખુશખબરીની આયત આવે ત્યાં ખુશ થાય અને દુઆ માંગે. (ઈહયાઉ ઉલૂમિદીન : ૧ / ૨૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) હદીસ શરીફનું ઈલ્મ હોવા છતાં તેની વિરુદ્ધ અમલ કરવો.

**સવાલ (૩૯૨):** કોઈ હદીસનું ઈલ્મ હોવા પછી તે હદીસ વિરુદ્ધ બોલવું (ઈન્કાર કરવો) કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'હદીસે મુતવાતિર" નો ઈન્કાર કુફ્ર છે. હદીસે મુતવાતિર એ છે કે તે રિવાયત કરનારા દરેક યુગમાં એટલી મોટી સંખ્યામાં હોય કે તેના જુઠ હોવા પર સહમત થવું મુશ્કેલ હોય અને ખબરે વાહિદનો ઈન્કાર કરનારો ફાસિક છે. ખબરે વાહિદ એ છે કે તેને રિવાયત કરનારા બે–ત્રણ વ્યકિતઓ હોય. અલબત્ત તેમાં અર્થઘટન કરીને અમલથી રોકાય જાય તો તેનાથી ફાસિક નહીં થાય. (શર્હે ફિકહે અકબર : ૨૦૩, ૨૦૪)

**નોંધ :** કોઈ આલિમથી વર્ણન કરેલું લખાણ સમજવાની કોશિશ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ગુનાહની મજલિસ–મહેફિલમાં કુર્આનની તિલાવત

**સવાલ (૩૯૩) :** એક સ્ટેજ પર કેટલાક મુસલમાનોની મહેફિલ ભરાઈ હતી તે મહેફિલમાં એક હાફિઝ સાહેબ પણ શરીક હતા. પહેલા તે મહેફિલમાં દીનથી અજાણ નવયુવાનોનું ગાવાનું શરૂ થયું. પછી ભજન ગાવા લાગ્યા અને નિરર્થક કલામ શરૂ થયું, થોડી વાર પછી તે નવયુવાનોએ મહેફિલમાં હાજર હાફિઝ સાહેબથી કહયું : આપ અમને કુર્આન પઢીને સંભળાવો, તો તે હાફિઝ સાહેબે કુર્આન સંભળાવવાને બદલે તેમણે ગાવાનું સંભળાવવાનું શરૂ કરી દીધું. તો હવે સવાલ એ છે કે કુર્આનની માંગ પર ગાયન સંભળાવવું, શું તેમાં કુર્આનનું અપમાન નથી ? તેમજ આવી મહેફિલમાં શરીક થવું અને તેમાં કુર્આન સંભળાવવું શરીઅતની દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ફિસ્ક અને ગુનાહની મજલિસ લાગી હોય, જેમાં ગાયન અને બીજી કોમના ભજન અને નિરર્થક કલામ વગેરે હોય, તો તે મજલિસમાં કુર્આને કરીમની તિલાવત , નઅત શરીફ, હમ્દ અથવા એવું કલામ, જેમાં અલ્લાહ અને તેના રસૂલ (સલ.)નો ઝિક્ર હોય, પઢવું જાઈઝ નથી. બલકે તેનાથી ગુનોહ થશે.

(મજમઉલ અન્હુરઃ ૨ / ૫૫૧)

હાફિઝ સાહેબે તિલાવતની માંગણી પર એવી મજલિસમાં ગાયન ગાવાનું શરૂ કર્યુ તો કુર્આનના અદબનો ખ્યાલ રાખ્યો. પરંતુ એક મુસલમાનનું ગાયન ગાવું અથવા સાંભળવું હરામ છે. મુસલમાન નવયુવાનોની જવાબદારી છે કે ઈસ્લામ અને પોતાની યુવાનીની કદર કરે. અને ગુનાહોની મેહફિલોથી તૌબા કરીને નેકીની મજલિસો કાયમ કરે અને નેક કામોમાં એક બીજાની મદદ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) રેડિયો અને ટેપ રેકોર્ડથી કુર્આન સાંભળવું અને સિજદએ તિલાવતનો હુકમ

**સવાલ (૩૯૪) :** શું રેડિયો અને ટેપ રેકોર્ડથી કુર્આન સાંભળતી વખતે શાંત રહેવું વાજિબ છે? અને રેડિયો અથવા ટેપ રેકોર્ડથી સિજદાની આયત સાંભળે, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રેડિયો અને લાઉડ સ્પીકર પર કુર્આન સાંભળવું જાઈઝ છે, અને સિજદાની આયત સાંભળવાથી સિજદએ તિલાવત વાજિબ થાય છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૧૮૬) અલબત્ત ટેપ રેકોર્ડ પર સિજદાની આયત સાંભળવાથી સિજદો વાજિબ નથી. પરંતુ નેક નિય્યત અને અદબ સાથે કુર્આન સાંભળવું જાઈઝ છે. અને જયારે પણ સાંભળે કુર્આન શરીફનો અદબ વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તિલાવત માટે મસ્જિદના કુર્આન શરીફને નમાઝથી પહેલા પોતાના કબ્જામાં લઈ લેવું.

**સવાલ (૩૯૫) :** અસરની નમાઝ પછી તિલાવત માટે નમાઝથી પહેલા જ

મસ્જિદના વકફ કુર્આન શરીફને પોતાને કબ્જામાં લઈ લેવું અને સામે રિહલ પર રાખીને તેની ઉપર રૂમાલ રાખી દેવો, જેથી કોઈ બીજો તેને ઉઠાવી ન લે. શરઈ દ્રષ્ટિએ તેની ઈજાઝત છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નમાઝનો વખત હોય, તો કબ્જો કરવું જાઈઝ છે કે તેમાં મનાઈનું કોઈ કારણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) દજ્જાલ વિશે હદીસે જસ્સાસહ

**સવાલ (૩૯૬) :** દજ્જાલ વિશે તમીમદારીની જે હદીસ છે, તે શું છે ? તફસીલથી બયાન ફરમાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આમીર બિન શુરાહબિલ શુઅબી બયાન કરે છે કે શુઅબ હમદાનીએ ફાતિમા બિન્તે કૈસથી પૂછયું (ફાતિમા, ઝિહાક બિન કૈસની બહેન છે અને પહેલા મુહાજિરીનમાંથી છે.) કે તમે હુઝૂર (સલ.) થી જે હદીસ શરીફ સાંભળી છે, તે મને સંભળાવો. કારણ કે તમે મોટે ભાગે આ હદીસ હુઝૂર (સલ.) થી બયાન કરો છો અને કોઈ અન્ય તરફ આ હદીસની નિસ્બત નથી કરતા, તો ફાતિમાએ કહયું : જો તમારી ઈચ્છા હોય તો જરૂર બયાન કરીશ. શુઅબ હમ્દાનીએ કહયું, હા ! જરૂરત બયાન કરો.

ફાતિમાએ કહયું મારી શાદી ઈબ્ને મુગયરહથી થઈ હતી, તે કુરૈશના સારા નવયુવાનો માંથી હતા. ઈસ્લામની પહેલી જંગ (ગઝવએ બદ્ર)માં હુઝૂર (સલ.) સાથે શરીક થયા અને શહીદ થયા, પછી હું જયારે વિધવા થઈ ગઈ, તો અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) એ અમુક સહાબા (રદિ.) દ્વારા નિકાહનો પયગામ મોકલ્યો અને રસૂલુલ્લાહ (સલ.)એ પણ પોતાના આઝાદ કરેલા ગુલામ ઉસામા બિન ઝૈદ સાથે નિકાહનો પયગામ મોકલ્યો. અને મને આપ (સલ.) નું આ ફરમાન પહેલા પહોંચી ગયું હતું કે "જે મારાથી મુહબ્બત કરવા ઈચ્છે ; તે ઉસામાથી મુહબ્બત કરે." તો જયારે આપ (સલ.) એ મને આ બાબતે વાત કરી તો મેં કહયું કે આ મામલો તમારા પર છે. આપ મારો જેની સાથે નિકાહ કરવા ઈચ્છો.

આપ (સલ.) એ ફરમાવ્યું : ઉમ્મે શરીક પાસે જાઓ તે અન્સારની માલદાર સ્ત્રી છે. અલ્લાહ તઆલાના રસ્તામાં ખૂબ ખર્ચ કરે છે અને તેમની પાસે મહેમાન

ઘણાં આવે છે, મેં કહયું હું જરૂર જઈશ. આપ (સલ.)એ ફરીવાર ફરમાવ્યું : ના જઈશ. કારણ કે ઉમ્મે શરીકને ત્યાં ઘણાં મહેમાન આવે છે અને હું પસંદ નથી કરતો કે તમારાથી તમારી ઓઢણી દૂર હોય અથવા કોઈ કપડું શરીરથી, માથાનો અને શરીરનો કોઈ ભાગ, પિંડલી વગેરે જેવું જાહેર કરવું તમે નાપસંદ કરો છો, કોઈ જોઈ લેશે, પરંતુ તમે એવું કરો કે તમારા કાકાના છોકરા અબ્દુલ્લાહ બિન ઉમર બિન ઉમ્મે મકતૂમની પાસે જાઓ (અબ્દુલ્લાહ કબીલએ ફરહના એક વ્યકિત છે, ફરહ કુરૈશનું એક ખાનદાન છે, હઝરત ફાતિમા પણ એ જ ખાનદાનથી સંબંધ ધરાવે છે.)

તો હું ત્યાંથી તેમની પાસે ગઈ, જયારે મારી ઈદ્દત પુરી થઈ ગઈ તો મેં એક અવાજ આપનારની અવાજ સાંભળી "અસ્સલાતુ જામિઅતુ" તો હું મસ્જિદ તરફ ગઈ અને હુઝૂર (સલ.) સાથે નમાઝ પઢવાની સઆદત પ્રાપ્ત કરી. હું સ્ત્રીઓની એક સફમાં હતી, જે પુરુષોથી એકદમ નજીક હતી. જયારે હુઝૂર (સલ.) નમાઝ પઢાવીને ફારિગ થયા તો મિમ્બર પર તશરીફ લઈ ગયા અને મુસ્કુરાઈને ફરમાવ્યું બધા પોતપોતાની જગ્યાએ બેસી રહે.

આપ (સલ.) એ ફરમાવ્યું કે આપ લોકો જાણો છો કે મેં તમને કેમ એકત્ર કર્યા છે ? સહાબએ કિરામ (રદિ.) એ અરજ કરી કે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) બેહતર જાણે છે. આપ (સલ.) એ ફરમાવ્યું : મેં તમને કોઈ તરગીબ (શોખ આપવા) અથવા ડરાવવા માટે ભેગા કર્યા નથી. બલકે એટલા માટે ભેગા કર્યા છે કે તમીમ દારી એક ઈસાઈ હતા. તેમને મારા હાથ પર ઈસ્લામની બયઅત કરી અને મને એક એવી વાત કહી, જે હું પહેલા પણ તમને બયાન કરતો હતો. તે વાત મસીહ દજ્જાલ વિશે છે.

તમીમ દારી એ કહયું કે હું કબીલએ લખમ અને જુઝામ (બંને અરબ કબીલા છે) ના ૩૦ વ્યકિતઓની સાથે સમુદ્રી જહાજમાં સવાર થયો અને ઠપેરા મારતા એક સમુદ્રમાં અમારું જહાઝ દાખલ થયું અને એક મહીના સુધી અમારું જહાઝ આમ તેમ ચકકર લગાવતું રહયું એટલે જહાઝ રસ્તો ભુલી ગયું અહીયા સુધીકે સમુદ્રના એક ટાપુ પાસે અમને પહોંચાડી દીધા પછી અમે એક નાની નાવડી દ્વારા તે ટાપુમાં દાખલ થયા.

ત્યાં અમને અચાનક એક જાનવર મળ્યું, તેના શરીર પર ઘણાં વાળ હતા, વધુ

વાળને કારણે તેનો આગળ અને પાછળનો ભાગ ઓળખવો મુશ્કેલ હતો. અમે કહયું તારો નાશ થાય. તુ કોણ છે ? તેણે કહયું કે હું જસ્સાસહ (જાસૂસ) છું. તો અમે કહયું, જસ્સાસહ (જાસૂસ) કઈ બલા છે ? તો તેણે જવાબ આપ્યો કે તમે આ 'ચર્ચ'માં એક વ્યકિત પાસે ચાલો, જે તમારાથી મુલાકાતનો ઘણો શોખ રાખે છે. રાવી (તમીમ દારી) કહે છે કે જયારે તેણે અમારી સામે તેનું નામ લીધું તો અમે ગભરાઈ ગયા કે કયાંક તે શયતાન ન હોય. પછી અમે બધા ઝડપથી તેની પાસે ગયા. અહીયા સુધી કે અમે ચર્ચમાં પહોંચ્યા તો અચાનક શું જોઈએ છે કે એક મજબૂત બાંધાનો ઈન્સાન છે, તેના જેવો માનવી કયારેય નથી જોયો, તે ખૂબ જ મજબૂત હતો, તેના બંન્ને હાથ ગળા તરફ અને પગ સાથે લોખંડની સાંકળોમાં બંધાયેલા હતા, અમે કહયું : તારો નાશ થાય ! તેણે કહયું કે તમે મારી હાલત જાણી લીધી, હવે તમે બતાવો તમે કોણ છો ? અમે કહયું કે અમે અરબના વતની છે, જયારે અમે એક સમુદ્રી જહાજમાં સવાર થયા હતા તો સમુદ્રમાં તોફાન આવી ગયું અને એક મહીના સુધી અમારું જહાજ આમ–તેમ ચક્કર મારતું રહયું. અહીયા સુધી કે અંતે તારા આ ટાપુમાં અમે પનાહ લીધી, જયારે અમે આ ટાપુમાં દાખલ થયા તો અમારી મુલાકાત એક વાળવાળા જાનવર સાથે થઈ, વધુ વાળ હોવાને કારણે તેનો આગળનો અને પાછળનો ભાગ ઓળખી શકાતો ન હતો. અમે તેને પૂછયું તારો નાશ થાય, તુ કોણ છે ? તેણે કહયું હું 'જસ્સાસહ' છું, અમે કહયું : જસ્સાસહ શું છે ? તેણે કહયું કે તમે આ ચર્ચમાં ચાલો ત્યાં એક માણસ છે જે તમારી મુલાકાતનો ઘણો શોખ રાખે છે તો અમે જલ્દીથી તારી પાસે આવ્યા અને સાથે અમને એ ડર લાગ્યો કે કયાંક તુ શયતાન ન હોય.

તેણે કહયું તમે મને બયસાન (એક જગ્યાનું નામ)ના ખજૂરના વૃક્ષો વિશે જાણકારી આપો કે તેના ઉપર ખજૂર લાગે છે કે નહી ? તમીમ દારી (રદિ.) એ કહયું : હા, તે વૃક્ષો ઉપર ખજૂર લાગે છે, તેણે કહયું થોડી મુદત પછી તે વૃક્ષો ખજૂર નહી આપે.

ફરી પૂછયું : હવે મને તિબ્રિયા સમુદ્ર વિશે જણાવો, અમે કહયું તું તેની કઈ સ્થિતિ વિશે પૂછે છે ? તો તેણે કહયું હું તેના પાણી વિશે પૂછું છે, તો અમે કહયું કે તે પાણીથી ભરપૂર છે. તેણે કહયું કે થોડી મુદત પછી તેનું પાણી સુકાય જશે.

પછી તેણે કહયું કે મને ઝુગરના ઝરણા વિશે જણાવો કે તે ઝરણાંમાં પાણી છે? અને લોકો તેના વડે પોતાના ખેતરોની સિંચાઈ કરે છે ? તો અમે કહયું હા, તે ઝરણામાં ખૂબ જ પાણી છે અને લોકો તેના વડે તેમના ખેતરોની સિંચાઈ કરે છે.

પછી તેણે સવાલ કર્યો : મને નબી ઉમ્મી વિશે જણાવો કે તેઓ કઈ હાલતમાં છે ? અમે કહયું કે તેઓ મક્કાથી હિજરત કરીને મદીના આવી ગયા છે તો તેણે પૂછયું, શું આરબોએ તેમની સાથે યુદ્ધ કર્યુ ? તો અમે જવાબમાં કહયું : હા ! તો તેને કહયું : તે નબી (સલ.) એ તેમની સાથે કેવો વર્તાવ કર્યો ? અમે જવાબ આપ્યો કે તેઓએ અરબસ્તાનના લોકો ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો છે અને ઘણાં લોકોએ તેમની વાત માની લીધી છે. તેણે કહયું કે આરબ લોકો માટે નબી (સલ.) ની વાત માનવી જ લાભદાયી છે.

હવે હું મારા વિશે જાણકારી આપું છું, હું મસીહ દજ્જાલ છું. થોડા સમય પછી મને અહીંયાથી નીકળવાની પરવાનગી મળશે. હું બહાર નીકળીશ અને આખા જગતમાં ફરીશ અને ચાળીસ રાતમાં કોઈ પણ જગ્યા એવી બાકી રાખીશ નહી કે જયાં હું પ્રવેશ્યો ન હોય. પરંતુ મક્કા અને મદીના એ બે શહેરો એવા છે જેમાં દાખલ થવું મારા માટે હરામ છે. જયારે પણ હું તેમાં પ્રવેશવાનો પ્રયાસ કરીશ તો એક ફરિશ્તો તલવાર લઈને મને રોકશે અને તે સમયે આ શહેરોના બધા રસ્તાઓ ઉપર ફરિશ્તાઓ તૈનાત હશે, જેઓ આ શહેરોની રક્ષા કરશે.

હઝરત ફાતિમા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ(સલ.)એ તેમની લાકડી (અસા)ને મિમ્બર પર મારી ફરમાવ્યું આ તય્બહ (મદીના) છે, આ જ તય્બહ છે. પછી ફરમાવ્યું : સાંભળો ! હું તમારી સામે દજ્જાલની આવી વાતો રજૂ કરતો હતો કે નહી ? લોકોએ જવાબ આપ્યો કે હા, આપ (સલ.) એ ફરમાવ્યું કે મને તમીમદારી (રદિ.)ની વાત પસંદ આવી, આપ (સલ.) એ ફરમાવ્યુ કે દજ્જાલ અત્યારે સિરીયા અથવા યમનના સમુદ્રમાં છે. પછી આપે ફરમાવ્યું : ના, (આ બે જગ્યાએ નથી) પરંતુ તે પૂર્વ દિશા તરફ છે. તે પૂર્વ તરફ છે. તે પૂર્વ તરફ છે. અને પોતાના હાથથી પૂર્વ તરફ ઈશારો કર્યો. હઝરત ફાતિમા (રદિ.) કહે છે કે મેં આ હદીસ હુઝૂર (સલ.) થી સાંભળીને યાદ રાખી છે. (મુસ્લિમ શરીફ : ૨ / ૪૦૪, ૪૦૫, હદીસ નં. ૧૧૯ – ૨૯૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) પાકીને અડધું ઈમાન કહેવાનું કારણ

**સવાલ (૩૯૭) :** પાકીને અડધું ઈમાન કેમ કહેવામાં આવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસ શરીફમાં

(મુસ્લિમ : ૧ / ૧૧૮, ૨ / ૮૨) الطهور شطر الايمان

આ હદીસમાં 'શત્રુન" નો અર્થ "ભાગ" છે. આ હદીસના વિવિધ મતલબ બયાન કરવામાં આવ્યા છે. જે નીચે પ્રમાણે છે :

(૧) પાકી ઈમાનનો એક ભાગ છે. તો અડધો ભાગ નહી બલકે તેના ભાગોમાંથી એક ભાગ છે.

(૨) ઈમાનનો સંબંધ જાહેર અને બાતિન બન્નેથી છે અને પાકીનો સંબંધ જાહેરથી છે એટલે જે પાક રહે છે તે અડધું ઈમાન જે જાહેરથી સંબંધ ધરાવે છે તેને પ્રાપ્ત કરી લે છે. એટલે પાકીને અડધું ઈમાન કહયું છે.

(૩) હદીસ શરીફમાં ઈમાનથી મુરાદ નમાઝ છે, જેમકે કુર્આને પાકમાં છે :

وَمَا كَانَ اللّٰهُ لِيُضِيْعَ اِيْمَانَكُمْ

**તર્જુમો :** અલ્લાહ તઆલા એવો નથી કે તમારા ઈમાનને બેકાર કરી દે.

(સૂરએ બકરહ : ૧૪૩)

તો હવે હદીસનો મતલબ થશે, પાકી નમાઝનો ભાગ છે, જાહેર છે કે નમાઝ પાકી વગર સહીહ થતી નથી એટલા માટે તેને નમાઝનો એક ભાગ કહેવામાં આવ્યો છે. (નવવી શર્હે મુસ્લિમ : ૧ / ૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ખત્મે કુર્આનની મજલિસમાં જોરથી તિલાવત કરવી

**સવાલ (૩૯૮) :** ખત્મે કુર્આનની મજલિસમાં જોરથી કુર્આન પઢવું જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો બધા લોકો કુર્આન પઢનારા હોય, તો જોરથી કુર્આન પઢવું જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૧૫) ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## (૧૭) ગુજરાતીમાં છપાયેલું કુર્આન પઢવું

**સવાલ (૩૯૯) :** એક માણસ સઉદી અરબમાં રહે છે, તે અરબી ભાષામાં લખેલું કુર્આન બિલકુલ જાણતો નથી. એટલા માટે તેમને અમારે ત્યાંથી ગુજરાતીમાં છાપેલ પંજસૂરહ મંગાવ્યો છે તેમાં સૂરએ યાસીન, સૂરએ રહમાન, સૂરએ વાકિઅહ, સૂરએ કહફ અને સૂરએ તબારક વગેરે છે.

સવાલ એ છે કે શું ઈસ્લામની દ્રષ્ટિએ ગુજરાતીમાં છાપેલું કુર્આન શરીફ પઢવું જાઈઝ છે ? હું ખરીદીને તે વ્યકિતને મોકલી શકું છું કે નહી ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુજરાતી ભાષામાં અરબીના કેટલાક અક્ષરો જોવા મળતા નથી. દા.ત. હા ح– કોફ ق – ગૈન غ – ઝો ظ – શીન ش – ઝાલ ذ – ષા ث વગેરે, માટે સંપૂર્ણ કુર્આન શરીફ અથવા તેની સૂરતોને માત્ર ગુજરાતીમાં છપાવવું જાઈઝ નથી. એવી રીતે તેને ખરીદવું અને પઢવું પણ જાઈઝ નથી.

(અલ ઈત્કાની ફી ઉલૂમિલ કુર્આન : ૪ / ૧૬૮)

અલબત્ત ગુજરાતી સાથે અરબી પણ છાપવામાં આવે તો જાઈઝ છે.

(ફત્હુલ કદીર : ૧ / ૨૮૬)

જરૂરત અને મજબૂરીમાં તેની ઈજાઝત છે. દા.ત. વર્ણન કરેલી વ્યકિત માટે જેમકે સવાલમાં લખ્યું કે તેઓ બિલકુલ અરબી પઢવાનું જાણતા નથી. તો ગુજરાતીમાં પંજસુરો મોકલી દો અને લખી દો કે કોઈ આલિમ અથવા હાફિઝ પાસે બેસીને અરબી અક્ષરો અને ઢબ પ્રમાણે પઢે અને સાથે સાથે અસલ કુર્આન શરીફ પઢવાનું શીખતા રહે તો તેઓ આ પ્રકારની કોશિશ કરતા રહેશે, તેમના માટે ગુજરાતીમાં પઢવું (મજબૂરીના કારણે) જાઈઝ થશે. જો અરબી પઢવાની કોશિશ નહી કરે અને તેના ઉપર સંતોષ કરીને બેસી રહેશે તો પછી ગુજરાતીમાં પઢવાની ઈજાઝત નહી મળે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) જે કુવામાં કુર્આનના પૃષ્ઠો નાંખવામાં આવ્યા હોય તેને જાજરા માટે વાપરવો

**સવાલ (૪૦૦) :** એક ખૂબ જુનો કુવો છે. જે બેકાર પડયો છે, તેનું પાણી પણ ગંદુ

છે, પીવા વગેરેના કોઈ કામમાં નથી આવતું, હવે તે કુવો જાજરા માટે વાપરવાનો ઈરાદો છે, પરંતુ સવાલ એ છે કે આજ થી એક બે વર્ષ પહેલા તેમાં કુર્આન પાકના જુના પૃષ્ઠો નાંખવામાં આવ્યા હતા. જે ખરેખર હમણાં સુધી ખતમ થઈ ગયા હશે. પરંતુ તેના અસરને કારણે કુર્આનની બે અદબીનો ખતરો છે એટલા માટે તેનો શરઈ શું હુકમ છે ? શું કુવાનું બધું પાણી પહેલા કાઢવું પડશે ? અથવા એમ જ (જે હાલતમાં છે) તેને જાજરા માટે વાપરી શકીએ છીએ. આમ તો જોવામાં આવે તો આ કુવો નાપાક જ છે. કારણ કે તેમાં એક મરઘો પડી ગયો હતો અને કુવો આજ સુધી પાક થયો નથી. આશા છે કે સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે જે દીની કિતાબો એટલી જુની થઈ જાય કે પઢવાને લાયક ન રહે, તેના માટે ત્રણ તરીકાઓમાંથી એક તરીકો અપનાવવો જોઈએ.

(૧) અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓના નામોને ધોઈને (અથવા કાઢીને) બાકીના ભાગને સળગાવી દેવામાં આવે.

(૨) ધોયા વગર તેને સળગાવી દેવામાં આવે.

(૩) તેને દફન કરી દેવામાં આવે.

ત્રીજો તરીકો વધારે બહેતર છે. (શામી : ૫ / ૩૭૨)

અહીયાં વિચારવા જેવી વાત એ છે કે સવાલમાં કિતાબો નથી બલકે કુર્આને પાકના પૃષ્ઠો છે.

મારા મત પ્રમાણે એવું કરવામાં આવે કે કુવાની પાસે એક મનુષ્ય જેટલા કદનો એક ખાડો ખોદીને તે કુવાનું બધું પાણી તેમાં નાંખી દેવામાં આવે. પછી જો કોઈ પૃષ્ઠો મળે તો તે જ ખાડામાં અથવા અલગ કોઈ કબ્રસ્તાનમાં દફન કરી દેવામાં આવે, પછી તે કુવાને આપ જાજરા માટે ઉપયોગમાં લઈ શકો છો. આ રીતે કરવાથી બેઅદબીથી હિફાઝત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) રેડિયો અથવા ટેપ રેકોર્ડથી કુર્આને પાક અને વઅઝ સાંભળવું

**સવાલ (૪૦૧) :** શું રેડિયો અને ટેપ રેકોર્ડથી કુર્આને પાકની આયત સાંભળવી, એવી રીતે તેમાં રેકોર્ડ કરવું ગુનોહ છે ? ઉપરાંત રેડિયો અને ટેપ રેકોર્ડથી વઅઝ સાંભળી શકાય છે ? કારણ કે વઅઝમાં પણ કુર્આનની આયત અને તેની તફસીર

હોય છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રેડિયો અને ટેપ રેકોર્ડથી કુર્આને પાક અથવા વઅઝ સાંભળવું જાઈઝ છે. ભલે રેડિયો અને ટેપ અલગ અલગ હોય અથવા બંને એક સાથે હોય. અલબત્ત આધુનિક યુગમાં વર્ણન કરેલી વસ્તુને ટાઈમ પાસ સમજવામાં આવે છે અને તેનાથી કુર્આનની બેઅદબી થાય છે. એટલે તેનાથી બચવું જરૂરી છે. એક બાજુ કુર્આને કરીમની તિલાવત થઈ રહી છે, વઅઝ – બયાન થઈ રહયું છે. અને સાંભળનારો વાતચીત અને હંસી મજાકમાં મશ્ગૂલ છે. આ માનભંગ છે, તેનાથી બચવું જરૂરી છે. (અલ–હિન્દિય્યહ : ૫ / ૩૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) સ્ત્રી પોતાના પતિ વગર કેટલી મુદત સુધી સબર કરી શકે છે ?

સવાલ (૪૦૨): શું ફરમાવે છે ઉલમાએ દીન નીચેની રિવાયત વિશે. તેમાં ફરમાવ્યું છે કે " હઝરત ઉમર (રદિ.)એ જાતે પોતાની પુત્રી હઝરત હફસા (રદિ.)ને પૂછયું કે એક સ્ત્રી પોતાના પુરુષ વગર કેટલી મુદત સુધી રોકાય શકે છે ?"

અમને તેની ઉપર શંકા છે કે હઝરત ઉમર જેવા સહાબી જેમણે હુઝૂર (સલ.)ની ખિદમતમાં વર્ષો વિતાવ્યા અને હુઝૂર (સલ.) એ તેમનું ચરિત્ર એટલું મજબૂત બનાવી દીધું હોય કે તેમના તકવા અને પરહેઝગારી અને સારા અખ્લાકની કસમ ખાવામાં આવે તે જાત પોતાની પુત્રીને આવી ગંદી – અશ્લિલ વાત પૂછે. આ વાત માનવા પર અમારી અકલ તૈયાર નથી. શું એક પિતા પોતાની પુત્રીથી આવી ગંદી – અશ્લિલ વાત પૂછવા પર શરમ નહીં અનુભવે ? અને પુત્રી તેનો જવાબ આપવાથી શરમ નહીં અનુભવે ?

એક સામાન્ય માનવી પણ ભલે દુન્યાની કોઈ કૌમથી સંબંધ રાખતો હોય આવી વાત પોતાની પુત્રીને પૂછી શકતો નથી. શું આપણે પોતાની પુત્રીથી આવી વાત પૂછી શકીએ ?

જો ખરેખર હઝરત ઉમર (રદિ.)એ આવી વાત પૂછી હોય, તો એવી ગંદી–અશ્લિલ વાત પૂછનારા પર શરીઅતનો શું હુકમ લાગશે ?

આ રિવાયત હદીસની કિતાબમાં છે ? અને આ હદીસ સિહત પ્રમાણે કેવી છે? આ રિવાયત પઢવાથી તો અમારા રૂવા ઉભા થઈ જાય છે કારણ કે હઝરત ઉમર (રદિ.) જેવા મહાન સહાબીથી આવું કામ શકય નથી, બલકે બિલકુલ અશકય લાગે છે.

મારો ખ્યાલ છે કે શિયા રાવીઓએ આવી રિવાયતો ખુલફાએ રાશિદીન અને ખાસ કરીને હઝરત ઉમર (રદિ.) ને બદનામ કરવા માટે લખી હોય, એટલા માટે આ પ્રકારની રિવાયતોથી ખુલફાએ રાશિદીનનું અપમાન થાય છે, શું આ રિવાયતમાં પણ એવું નથી લાગતુ કે શિયા રાવીઓએ હઝરત ઉમર (રદિ.) ને બદનામ કરવા માટે પોતાના તરફથી રિવાયત ઘડી હોય અને તેને અમારા સીધા સાદા મુહદ્દિષોએ વિચાર કર્યા વગર પોતાની કિતાબમાં લખી હોય.

હુઝૂર (સલ.) જયારે કોઈ સ્ત્રીઓના મસાઈલ બયાન કરતા તો પવિત્ર પત્નીઓથી પૂછીને બયાન કરતા હતા, ન કે પોતાની પુત્રી હઝરત ફાતિમા (રદિ.)થી. તો જયારે હઝરત ઉમર(રદિ.) હુઝૂર (સલ.) થી તાલીમ પામેલ હતા તો એ કેવી રીતે શકય છે કે કોઈ કાનૂન બનાવવા માટે આવી ગંદી – અશ્લિલ વાત પોતાની પત્નીથી પૂછવાને બદલે પોતાની પુત્રીથી પૂછે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જે રિવાયત વિશે આપે સવાલ કર્યો છે તે મુઅત્તા ઈમામ માલિકની છે. જેમકે તફસીર ઈબ્ને કષીરમાં પણ છે. ઉપરાંત આ રિવાયત દુર્રે મન્યૂર અને તફસીર ફી ઝિલાલ અલ– કુર્આનમાં પણ છે. (તફસીરે ઈબ્ને કષીર : ૧ / ૬૦૫)

દુર્રે મન્સૂરમાં તે સિવાય પણ રિવાયત વર્ણવેલી છે. જે સ્ત્રીઓનું હઝરત ઉમર (રદિ.) થી પોતાની પત્નીઓ વિશે પૂછવું સાબિત છે, ઉપરાંત સવાલના મુખ્ય ભાગ વિશે ઈબ્ને કષીર અને દુર્રે મન્યૂરમાં લખ્યું છે કે બહુમતીને લીધે પ્રખ્યાત છે, દા.ત. ઈબ્ને કષીરની રિવાયત આ રીતે છે :

وقد ذكر الفقهاء وغيرهم فى مناسبة تأجيل المولى باربعة اشهر الأثرالذى وراه الامام مالک بن أنس رحمه الله فى الموطا عن عبد الله بن دينارقال خرج عمر بن الخطاب من الليل، فسمع إمرأة تقول الخ

મુફસ્સિર ઈબ્ને કષીર (રહ.)એ પૂરી રિવાયત બયાન કરી છે.

આ અર્થનો મઝમૂન દુર્રે મન્થૂરમાં પણ છે, 'દુર્રે મન્થૂર અને ઈબ્ને કષીરમાં એક અસર (હદીસ) અન્ય પણ નકલ કરેલ છે, હઝરત સાઈબ બિન જુબેર મવલા ઈબ્ને અબ્બાસ (રદિ.) થી કે હું હંમેશા હઝરત ઉમર (રદિ.) ની હદીસ વિશે સાંભળ્યા કરતો હતો, તેમાં છે કે એક વખતે રાત્રે (લોકોના હાલતની તપાસ માટે) હઝરત ઉમર (રદિ.) નીકળ્યા (અને હઝરત ઉમર (રદિ.) એવી રીતે નીકળતા હતા) કે એક સ્ત્રીને કહેતા સાંભળ્યું.... અંત સુધી. પછી આખી રિવાયતને બયાન ફરમાવી છે. તેનાથી માલૂમ થયું કે આ રિવાયત તે સમયથી મશ્હૂર છે, જેમકે ઈબ્ને કષીર (રહ.) એ તેને મશ્હૂરમાં શામિલ કરી છે:

وقد روى هذا من طرق، وهو من المشهورات

હવે રહયો એ સવાલ કે હઝરત ઉમર (રદિ.) એ પોતાની પુત્રીથી આ પ્રકારનો સવાલ કેવી રીતે કર્યો ? તો આ રિવાયતમાં તેનું વર્ણન નથી કે હઝરત ઉમર (રદિ.) એ જાતે સવાલ કર્યો. બલકે શકય છે કે કોઈના દ્વારા સવાલ કર્યો હશે. અને હુકમ હોવાને કારણે સવાલની નિસ્બત હઝરત ઉમર(રદિ.) તરફ કરવામાં આવી છે. જેમકે ઈલ્મુલ મઆનીનો નિયમ છે કે કયારેક કાર્ય અને કાર્યનો અર્થ હકીકી નિસ્બતને છોડીને અન્ય તરફ નિસ્બત કરવામાં આવે છે. જેમકે એક મુસલમાન કહે છે :

شفى الطبيب المريض

ડોકટરે દર્દીને શિફા આપી. (મિફતાહુલ ઉલૂમ : ૩૯૭, ૩૯૮) જો કહેનારો આ અકીદો રાખે તો ઈમાનથી નીકળી જશે. પરંતુ કોઈ પણ મુસલમાન, મુસ્લિમ કહેનાર પર કુફ્રનો હુકમ તો શું મામૂલી શંકા પણ નથી કરતો. શિફા આપનાર તો હકીકી અલ્લાહ તઆલા જ છે. ડોકટર તો સબબના દરજ્જામાં છે. એવું જ અહીયા હકીકી સવાલ કરનાર કોઈ અન્ય છે. અલબત્ત સવાલનું કારણ હઝરત ઉમર (રદિ.) હોવાને લીધે સવાલની નિસ્બત હઝરત ઉમર (રદિ.) તરફ કરવામાં આવી છે. જેમકે તહાવી શરીફની રિવાયતમાં છે કે વિર્ય સ્ખલન વિશે જયારે સહાબા (રદિ.) માં મતભેદ થયો કે ગુસલ વાજિબ છે કે નહી ? તો હઝરત ઉમર (રદિ.) એ પહેલા એક વ્યકિતને પોતાની પુત્રી હઝરત હફસા (રદિ.) પાસે મોકલ્યો અને તેમને ખબર ન હોવાને કારણે હઝરત આઈશા (રદિ.) થી વ્યકિત મોકલીને પૂછાવ્યું.

(શર્હે મઆનીઉલ આષાર : હદીસ નં. ૩૩૫ – ૩૩૮)

એ રીતે વર્ણન કરેલી રિવાયતમાં પણ વ્યકિત મોકલીને પૂછાવ્યું હોય, અલબત્ત હુકમ હોવાથી સવાલની નિસ્બત હઝરત ઉમર (રદિ.) તરફ થઈ ગઈ અને હકીકી પૂછનારને ગાયબ કરી દેવામાં આવ્યો. આ પ્રકારના ઉદાહરણો હદીસની કિતાબોમાં મૌજૂદ છે. દા.ત. હઝરત અલી (રદિ.) ની રિવાયત જેમાં સવાલ કરવામાં આવ્યો કે મઝી (કામવાસના વખતે નીકળતું પાતળુ પાણી) થી ગુસલ વાજિબ થશે કે નહી ? (તિરમિઝી : ૧ / ૩૧, હદીસ નં. ૧૧૪) આ રિવાયતમાં સવાલની નિસ્બત હઝરત અલી (રદિ.) તરફ કરવામાં આવી છે. હાલાંકે તેના મધ્યસ્થી હઝરત અમ્માર (રદિ.) અથવા હઝરત મિકદાદ (રદિ.) હતા. (કિરમાની : ૨ / ૧૬૩) અલ્લામા કિરમાની (રહ.) એ ફરમાવ્યું કે જો સવાલ કરનાર હઝરત અલી (રદિ.) સિવાય હોય તો આ પુછનાર સહાબામાંથી છે. (ફત્હુલ બારી : ૧ / ૭૪)

આ પ્રકારના ઉદાહારણો પ્રચલિત છે. માટે હઝરત અલી (રદિ.) તરફ નિસ્બત હુકમ હોવાને લીધે છે અને હકીકી સવાલ કરનાર અમ્માર (રદિ.) અથવા હઝરત મિકદાદ (રદિ.) છે.

આ કારણે એ સવાલ કે પોતાની પત્નીથી કેમ સવાલ ન કર્યો, પુત્રીથી કેમ કર્યો ? તો શકય છે કે હઝરત ઉમર (રદિ.) એ વિચાર્યુ હોય કે હઝરત હફસા (રદિ.) હુઝૂર (સલ.) પાસે રહી ચુકયા છે. બની શકે છે કે આ વિશે તેમણે હુઝૂર (સલ.) થી કંઈ સાંભળ્યુ હોય. એટલા માટે પત્નીને બદલે પુત્રીથી સવાલ કર્યો.

બીજી વાત એ છે કે આપના સવાલની બુનિયાદ હયા પર છે કે હઝરત ઉમર (રદિ.) એ પુત્રીથી સવાલ વખતે હયા ન કરી, તો આ પ્રકારની બાબતોને શરઈ હયામાં શુમાર કરવી દુરસ્ત નથી.

આપનો દાવો છે કે દુનિયાનો કોઈ પણ કોમનો કોઈ પણ વ્યકિત આ પ્રકારના સવાલ પોતાની પુત્રીથી નથી કરતો. આ દાવો સહીહ નથી. કારણ કે તેની વિરુદ્ધ મૌજૂદ છે. એટલા માટે કે દુનિયામાં એવી કોમો પણ અસ્તિત્વમાં છે, જેમના વિશે પ્રખ્યાત છે કે તેઓ મહરમોથી પણ નિકાહને જાઈઝ કહે છે. તો પછી આ પ્રકારના સવાલો ? અને આજે તો બિલ્કુલ જાહેર છે જેમકે પારસીઓ.

(ઐનુલ હિદાયહ : ૨ / ૧૧૦)

હયા – શરમનો અર્થ શબ્દકોશ પ્રમાણે આ છે :

"تغير وانكسار يعترى الإنسان من خوف مايعاب به، ويذم وقد يعرف أيضا

بانه انحصار النفس خوف ارتكاب القبائح"

સારા અખ્લાક, જે દોષ – ખામીઓથી બચવાનું કારણ હોય અને હકદારના હકના ગુનાહથી દૂર હોય. (ઉમ્દતુલ કારી : ૧ / ૧૧૬)

અને શરીઅતમાં તેનો અર્થ છે :

"خلق يبعث على اجتناب القبيح ويمنع من التقصير فى حق ذى الحق"

સારી આદતો જે ગુનાહોથી બચવાનું કારણ હોય. (ફત્હુલ બારી : ૧ / ૫૨)

ઈમામ રાગિબ (રહ.) એ ફરમાવ્યું : الحياء انقباض النفس عن القبيح

એટલે નફસનું ગુનાહોથી બચવું છે. (ફત્હુલ બારી : ૧ / ૭૪)

અમુકે કહયું છે : "هو النقباض النفس خشيةارتكاب مايكره"

એટલે નફસનું ગુનાહોથી બચવું, કરેલા કાર્યના ડરથી.

(ફત્હુલ બારી : ૧/ ૭૪, ૭૫)

અલ્લામા હલીમી ફરમાવે છે : 'خوف الذم بنسبةالشرا إليه'

એટલે બુરાઈ તરફ ઈશારો થવાની નિંદાથી બચવું, (ફત્હુલ બારી : ૧ / ૭૪, ૭૫) આ હતા હયા – શરમના શાબ્દિક અને શરઈ અર્થો.

ટુંકમાં શરઈ હયા એ છે જે ઈન્સાનને ભલાઈના કાર્ય કરવા અને બુરાઈથી બચવાનું કારણ બને અને આ પ્રિય છે. પરંતુ જો હયા ભલાઈના કાર્યથી રોકતું હોય તો આ હયા અપ્રિય છે, બલકે હકીકતમાં કાયરતા અને કમજોરી છે.

واما ما وقع سببا لترک أمر شرعى فهو مذموم، وليس بحياء شرعى؛ بل هو ضعف ومهانة، الحياء فى العلم لاينبغى، ومثله لايسمى حياء اشرعيا بل ضعف، فان الحياء اذا كان عن تحصيل العلم؛ فهو مذموم"

મતલબ એ છે કે જે હયા શરઈ કાર્યોને છોડવાનું કારણ બને અથવા ઈલ્મ પ્રાપ્તીમાં રૂકાવટ બને તે હયા નથી. બલકે કમજોરી છે.

(લામીઉદ્દુરારી શર્હે બુખારી : ૧ / ૬૫)

અલ્લામા કિરમાની (રહ.) એ લખ્યું છે કે આ શંકા હોય શકે છે કે હયા માનવીને સત્ય વાતથી રોકે છે તેને કારણે તે ભલાઈનો હુકમ અને બુરાઈથી બચવાના હુકમને છોડી દે છે, તો તેનો જવાબ એ છે કે તે હયા નથી, તે કાયરતા અને

કમજોરી છે.

وقد يستشكل من حيث أن صاحب الحياء قد يستحى أن يواجه الحق

فيترک أمره بالمعروف ونهيه عن المنكر، والجواب أنه ليس حياءً ا حقيقيا

بل هو عجز ومهانة وضعف

બુખારી શરીફમાં ઈમામ બુખારી (રહ.) એ કિતાબુલ ઈલ્મમાં બાબ : અલ્હયાઉ ફીલ્ ઈલ્મ લખ્યો છે તેમાં હઝરત આઈશા (રદિ.) એ અન્સારની સ્ત્રીઓની પ્રશંસા કરી કે તેમની હયા દીનની સમજથી રૂકાવટ ન બની. (બુખારી : ૧ / ૨૪) ત્યાર પછી હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની આ રિવાયતને પણ બયાન ફરમાવી છે, જેમાં હઝરત ઉમ્મે સલમા (રદિ.) એ નબીએ કરીમ (સલ.) થી સ્વપ્નદોષથી ગુસલ વાજિબ હોવા વિશે સવાલ કર્યો અને સવાલ પહેલાં એક પૂર્વ ભૂમિકા બાંધી કે અલ્લાહ તઆલા હકથી હયા કરતા નથી બલકે હક બયાન કરી દે છે, એવી રીતે હું પણ હક વાત પૂછવામાં હયા નહી કરૂં, બલકે પૂછી લઈશ એવો સવાલ જેનાથી સામાન્ય રીતે સ્ત્રીઓ હયા કરે છે. (બુખારી : ૧ / ૨૪)

"ان الله لايستحى من الحق أى لا يمتنع من بيان الحق، فكذا أنا لا امتنع من

سؤال عماأنا محتاجة إليه مماتستحى النساء فى العادة'

માલૂમ થયું કે કેટલાક કાર્યો હયામાં શુમાર કરવામાં આવે છે, જો હયા એવી હોય કે જે ભલાઈના કાર્યો અને સમજથી રૂવાવટ ન બને, તો તે પ્રિય છે, પરંતુ જો રૂકાવત બને છે તો હકીકતમાં તે હયા નથી. બલકે કાયરતા અને કમજોરી છે.

(ઉમ્દતુલ કારી : ૨ / ૧૨)

આ હદીસથી અલ્લામા અયની (રહ.) એ કેટલાક હકારાત્મક હુકમો ફરમાવ્યા છે, તેમાં સૌથી પહેલો હુકમ ફરમાવ્યો કે હયાને છોડવી જયારે કોઈ મસ્અલો પેશ આવે : ترک الحياء لمن عرفت عليه المسئلة અલ્લામા કિરમાની (રહ.) એ લખ્યું છે કે હયાનો તકાદો છે કે સત્યથી ન રોકાવવું જોઈએ.

(ઉમ્દતુલ કારી : ૨ / ૧૨)

وفيه أن الحياء يقتضى أن لا يمنع من طلب الحقائق

આ પ્રકારની એક રિવાયત હઝરત અલી (રદિ.) ની પણ છે તેમાં છે કે

હઝરત અલી (રહ.)એ હુઝૂર (સલ.) થી મઝી નીકળવાથી ગુસલ વાજિબ હોવા વિશે સવાલ કર્યો (બુખારી : ૧ / ૨૪, ૨૫, હદીસ નં. ૧૩૨) અને મઝીનું નીકળવું સામાન્ય રીતે સ્ત્રીઓથી થાય છે. તે સવાલ કરનાર હઝરત અલી (રદિ.) છે. કેટલાકમાં હઝરત મિકદાદ (રદિ.) છે. અને કેટલાકમાં હઝરત અમ્માર (રદિ.) છે, (ફત્હુલ બારી : ૧ / ૩૭૯, ૩૮૦) પરંતુ અલ્લામા અયની (રહ.) તેમાં સહમત છે કે પહેલા એ બંનેને સવાલ કરવા મોકલ્યા બાદમાં જાતે ગયા અને હાફિઝ ઈબ્ને હજર (રહ.) એ ફરમાવ્યું કે આને અનેક બનાવો સાથે જોડી શકાશે. ટુંકમાં જેનાથી હઝરત અલી (રદિ.) નું જાતે સવાલ કરવું સાબિત થયું અને એ પણ માલૂમ થયું કે એ કાર્યોને શરઈ હયામાં શુમાર કરવું સહીહ નથી. નહીં તો શંકા થશે કે જમાઈ પોતાના સસરાને આ પ્રકારના સવાલ કેવી રીતે કરી શકે છે ? માત્ર એટલું જ નહીં બલકે અન્સારની સ્ત્રીઓ જાતે આવીને આ પ્રકારના સવાલો હુઝૂર (સલ.) થી કરતી હતી. અને દુર્રે મન્સુરના હવાલાથી આગળ આવી ગયું કે સ્ત્રીઓ હઝરત ઉમર (રદિ.) થી પોતાના પતિઓ વિશે પૂછતી હતી. જો આ હકીકતમાં શરઈ હયા હોત તો તેમને જાતે આવીને સવાલ કરવાને બદલે પોતાના પતિઓ દ્વારા સવાલ કરાવવો જોઈતો હતો. તેમજ એક વખતે હઝરત મુસા અશ્અરી (રદિ.) હઝરત આઈશા (રદિ.) પાસે એક મસ્અલો પૂછવા ગયા અને શરમ આવી, તો હઝરત આઈશા (રદિ.) એ ફરમાવ્યું કે જે સવાલ તમે પોતાની માતાથી કરતા, તે જાતે મને પૂછી લો.

(મોઅત્તા ઈમામ માલિક : ૧૭)

તે સિવાય બીજા પણ બનાવો અને રિવાયતો છે કે હયાનો અર્થ ન સમજવાને કારણે એ બધા બનાવો અને રિવાયતો પર આક્ષેપ થશે. માટે હઝરત ઉમર (રદિ.) એ વર્ણન કરેલા વાકિયાની હકીકત જાણવા પોતાની પુત્રીથી સવાલ ફરમાવ્યો હોય, તો એ હયાની વિરુદ્ધ નથી. હયાનો મતલબ વર્ણન કરેલી સમજૂતીથી માણસ સમજી જશે. શંકા જાતે જ દૂર થઈ જશે. આની અકસર વાતો ફત્હુલ બારીમાંથી લેવામાં આવી છે : ૧ / ૫૮, ફ.બારી : ૧ / ૮૧, ફ.બારી :૧ /૨૯૧, ફ. બારી : ૧ / ૩૯૪, ઉમ્દતુલ કારી : ૧ / ૧૨૯, ઉ.કારી : ૨ / ૧૭૫, ઉ. કારી : ૨ / ૧૧૦, કિરમાની : ૧ / ૮૪, કિરમાની : ૧ / ૧૨૦, કિરમાની : ૧ / ૧૫૯, લામિઅ : ૧ / ૬૫ વગેરે કિતાબોમાં વર્ણન છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) નમાઝમાં કુર્આન શરીફ જોઈને પઢવું

**સવાલ (૪૦૩) :** નફીલ નમાઝમાં કુર્આન શરીફમાં જોઈને કિરાઅત કરી શકીએ છે કે નહી ? અમારે ત્યાં એક માણસ નમાઝમાં કુર્આન શરીફ આગળ રાખીને પઢે છે અને રૂકૂઅ, સજદા કરે છે. ફરી બીજી રકાતમાં કુર્આન શરીફ હાથમાં લઈને કિરાઅત કરે છે તો શું ચારેવ ઈમામોમાંથી કોઈ ઈમામની નજીક નફીલ નમાઝમાં કુર્આન શરીફ જોઈને પઢવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ શાફઈ (રહ.)ના કથન પ્રમાણે જો કોઈ વ્યકિત નમાઝમાં કુર્આન શરીફને જોઈને પઢે તો નમાઝ સહીહ થઈ જશે. (શામી : ૧ / ૫૮૫) ઈમામ યુસૂફ અને ઈમામ મુહમ્મદ (રહ.) ના કથન પ્રમાણે મકરૂહ છે. ઈમામ અબૂ હનીફા (રહ.)ના કથન પ્રમાણે જો કોઈ વ્યકિત કુર્આન શરીફને ઉઠાવીને પઢશે તો નમાઝ ફાસિદ થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૨૩, ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કોઈના ઘરે જઈને કુર્આન પઢવું

**સવાલ (૪૦૪) :** ગેર મુસ્લિમના ઘરે અથવા દુકાનમાં કુર્આન પઢવું જાઈઝ છે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુનિયાવી લાલચથી કુર્આન શરીફ પઢવું મકરૂહે તહરીમી છે. (શર્હે હિદાયહ : ૧૨ / ૨૩૭) ગેર મુસ્લિમથી રૂપિયા મેળવવા માટે જ પઢશે, માટે મકરૂહે તહરીમી છે. ભલે પછી આ મકસદને સામે રાખી મુસલમાનના ઘરે કુર્આન પઢવું મકરૂહે તહરીમી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈસ્લામની ઓળખ માટે કોઈ ગેર મુસ્લિમના ઉત્તમ વાકયને રજૂ કરવું

**સવાલ (૪૦૫) :** એક ગેર મુસ્લિમે પોતાની કિતાબના અંતમાં આખી કિતાબનો સાર એ વાકયમાં લખ્યો છે. "જે પોતાને પસંદ ન હોય એવો વર્તાવ બીજા સાથે ન કરવો જોઈએ" તો શું આપણે ઈસ્લામની ઓળખ માટે આ ટુંકા વાકયને જે એક ગેર

મુસ્લિમે લખ્યું છે કોઈ બિન મસ્લિમની સામે રજૂ કરી શકીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે પોતાને પસંદ ન હોય એવો વર્તાવ બીજા સાથે ન કરવો જોઈએ, આમ તો આ ખુલાસો જે ટુંકમાં બયાન કર્યો છે, તેનો મતલબ તો દરેક વ્યકિત સમજે છે. એવું બની શકે છે કે કોઈ સમજદાર વ્યકિત ખૂબ જ વિચાર કર્યા પછી આ પ્રકારની વાત કરી શકે. જો કે આ વાકયમાં જે મૂળ અને આકર્ષણ છે, તે કોઈ ગેર મુસ્લિમના અંધકાર દિલથી ન નીકળી શકે. વાત અસલમાં એ છે કે આજે ઘણાં સાધુ – સંતો ઈસ્લામી કિતાબોનું વાંચન કરીને તેમાંથી આ પ્રકારની વાતો અને કિસ્સાઓને ઈસ્લામી કિતાબોના હવાલા વગર બયાન કરી દે છે, તેથી વર્ણન કરેલો સાર પણ હકીકતમાં ઉચ્ચ અખ્લાકના સરતાજ હઝરત મુહમ્મદ (સલ.) નો ઈર્શાદ છે : આપ (સલ.) એ ફરમાવ્યું : તમે લોકો માટે તે પસંદ કરો જે પોતાના માટે પસંદ કરો, જે વસ્તુ તમે પોતાના માટે પસંદ કરતા નથી તેને બીજા માટે પણ પસંદ ન કરો.

(મુસ્નદે અહમદ : ૨૨૧૩૦)

આખી હદીસ શરીફ આ રીતે છે :

હઝરત મુઆઝ (રદિ.)એ હુઝૂર (સલ.) થી પૂછયું કે ઈસ્લામની ખૂબીઓમાંથી કઈ ખૂબી સૌથી વધુ શ્રેષ્ઠ છે ? તો ઈર્શાદ ફરમાવ્યો કે તમે અલ્લાહ માટે જ મુહબ્બત રાખો અને અલ્લાહ માટે દુશ્મની રાખો અને પોતાની જીભને અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ રાખો. હઝરત મુઆઝ (રદિ.) એ પૂછયું કે ત્યાર પછી કઈ વસ્તુ અફઝલ છે ? આપ (સલ.) એ ફરમાવ્યું કે તમે (બીજા માટે) એ વસ્તુ પસંદ કરો જે પોતાના માટે પસંદ કરો છો અને લોકો માટે એ વસ્તુ પસંદ ન કરો જે તમારા માટે તમે પસંદ કરતા નથી. એક હદીસમાં છે કે જયારે તારો ભાઈ ગેર હાજર હોય, તો તેનું વર્ણન એવી રીતે કરો કે જેવી રીતે તમે પોતાનું વર્ણન કરવા માંગો છો. અને લોકોને માફ કરો જેમકે તમે બીજાઓથી માફીની ઈચ્છા રાખો છો. (અત્તરગીબઃ ૫૬૦) (અત્તરગીબ વત્તરહીબ : ૩ / ૩૪૩ હદીસ નં. ૪૩૫૬)

એક વ્યકિત હુઝૂર (સલ.) ની ખિદમતમાં હાજર થયો, અને અરજ કરી : એ અલ્લાહના રસૂલ (સલ.) ! મને ઝિના – બદકારીની ઈજાઝત આપો, તો આપ (સલ.) એ તેની છાતી પર હાથ મુકીને ઈર્શાદ ફરમાવ્યો કે શું તું ઈચ્છે છે કે કોઈ તારી મા સાથે આવું કરે ? તેણે કહયું : ના, આપ (સલ.) એ માસી, ફોઈ વગેરે

રિશ્તેદારો વિશે પૂછયું, તેનો દરેક જવાબ નકારમાં હતો. તો આપ (સલ.)એ ફરમાવ્યું : બીજા લોકો પણ પોતાની મા, બહેન, પુત્રી વગેરે માટે આને પસંદ કરતા નથી. (ફઝાઈલે આ'માલ : ૧ ફઝાઈલે તબ્લીગ)

ટુંકમાં તે વાકય હકીકતમાં નબીએ કરીમ (સલ.) નું જ કથન છે. એટલા માટે ઈસ્લામના પરિચય માટે તેને રજૂ કરવામાં કોઈ વાંધો નથી, આ હકીકતમાં નબીએ કરીમ (સલ.)ની હદીસને જ રજૂ કરવાની છે. અને એ જ નિય્યતથી ગેર મુસ્લિમો સામે તેને રજૂ કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) હદીસે પાકના મફહૂમ-સમજૂતીને "સોનેરી વચન"માં લખવું

**સવાલ (૪૦૬) :** જો આપને કોઈ હદીસ વિશે સંપૂર્ણ માહિતી નથી તો તે હદીસના લખાણને "સોનેરી વચનો" ના શિર્ષક હેઠળ લખી શકાય છે ? દા.ત. પાકી અડધું ઈમાન છે. સ્ત્રી અને શરાબ લોકોની અકલ પર પરદો નાંખી દે છે, આવા હદીસના મફહૂમને "સોનેરી વચનો"ના શિર્ષક હેઠળ લખવું કેવું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

હદીસે પાકના મફહૂમને હદીસ શરીફના શિર્ષક હેઠળ ત્યારે જ લખવું જોઈએ જયારે કે તે હદીસનો હવાલો પણ માલૂમ હોય. જો હવાલો માલૂમ ન હોય તો 'સોનેરી વચનો' વગેરે કોઈ શિર્ષક હેઠળ લખવા જાઈઝ છે. પરંતુ આ જ આદત બનાવી લેવામાં આવે તો પછી પૂરી તેહકીક કર્યા પછી હદીસ શરીફ લખવી જોઈએ. (બુખારી : ૧ / ૭૨, હદીસ નં. ૧૨૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) મકાન, દુકાન અને ઘરની સફાઈ બરકતનું કારણ છે.

**સવાલ (૪૦૭) :** મકાન, દુકાનની સફાઈથી રોઝીમાં બરકત થાય છે અને સફાઈ ન કરવાથી રોઝીમાં કમી આવે છે, શું આ વાત કુર્આન અને હદીસથી સાબિત છે ?

મોટા ભાગના લોકો સવારે દુકાનના ખુણાઓમાંથી ધુળ સાફ કરીને, અગરબત્તી સળગાવીને ગેરોની રસમ અપનાવે છે તો શરઈ દ્રષ્ટિએ સહીહ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

હદીસ શરીફમાં છે કે પાકી અને સફાઈ ઈમાનનો ભાગ છે, (અસ્સુન્નહ : ૫ /

૨૩, હદીસ નં. ૧૫૧૦) એક બીજી હદીસમાં છે કે પોતાના આંગણાઓને સાફ રાખો, અને યહૂદીઓની જેમ ગંદા ન રાખો. (તિર્મિઝી : ૨ / ૧૦૭, હદીસ નં. ૨૭૯૯) ઉપરની હદીસોથી માલૂમ થાય છે કે સફાઈ ઘણી સારી વસ્તુ છે. ઉપરાંત તેનાથી ઘણી બીમારીઓ દૂર થાય છે અને રોઝીમાં બરકત થાય છે.

હદીસ શરીફમાં છે કે જુમ્આના દિવસે એટલે અઠવાડિયામાં એક વખતે તો જરૂર ગુસલ કરવું જોઈએ. જુમ્આ અને ઈદ ઈબાદતનો દિવસ છે. માટે તે દિવસે ગુસલ કરવું ઉત્તમ છે, દરરોજ ગુસલ કરે તો ખૂબ સારું છે, દર અઠવાડિયે નખ કાપવા જોઈએ. જે વ્યકિતના નખ મોટા રહે છે તેની રોઝીમાં તંગી રહે છે. મિસ્વાક કરવાથી રોઝીમાં વધારો થાય છે. (દુર્રે મુખ્તાર : ૬ / ૨૦૫)

એટલા માટે આ વાત તો શરઈ દ્રષ્ટિએ સાબિત થાય છે કે ઘર અને શરીરની સફાઈથી બરકત આવે છે, હા, ખોટા રીત રિવાજો અપનાવવાની મનાઈ છે. પરંતુ ઘરમાં ખુશ્બૂ રાખવી સારી વાત છે. અગરબત્તી અને લોબાનની ખુશ્બૂ પણ સારી છે, તેનાથી કેટલાક જેરીલા જીવ જંતુઓ નાસી જાય છે. પરંતુ અગરબત્તી કાફિરોની ખાસ નિશાની થઈ ગઈ છે. માટે તે સિવાય અન્ય કોઈ ખૂશ્બૂ રાખવી વધારે બેહતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



فَسْئَلُوْا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْن

**તર્જુમો :** અગર તમે જાણતા ન હો તો (બીજા) જાણકારોને પૂછી જુઓ;

(સૂરએ નહ્‌લ : ૪૩)

# ઈલ્મી પરિભાષાઓ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# ઈલ્મી પરિભાષાઓ

## (૧) ખબરે મુતવાતિર અને ખબરે વાહિદ કોને કહે છે ?

**સવાલ (૪૦૮) :** ખબરે મુતવાતિર અને ખબરે વાહિદ કોને કહે છે ? શું હદીસે મુતવાતિરનો ઈન્કાર કરનારો કાફિર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**મુતવાતિરની વ્યાખ્યા :** તે હદીસ જેને દરેક જમાતમાં એટલા લોકો રિવાયત કરે કે તેના જુઠ પર સહમત થવું અથવા તેનાથી અચાનક જુઠ આવી જવું આદત પ્રમાણે અશકય હોય, હદીસે મુતવાતિરનો ઈન્કાર કરનારો કાફિર છે.

**ખબરે વાહિદની વ્યાખ્યા :** જેને રિવાયત કરનારા એટલા લોકો હોય, જેમના જુઠ પર સહમત થઈ જવું આદત પ્રમાણે અશકય ન હોય. તેનો હુકમ એ છે કે તેનો ઈન્કાર કરનારો ફાસિક અને ગુનેહગાર થશે. જો કોઈ બહાનું કરીને તેની ઉપર અમલ ન કરે તો ગુનેગાર પણ ન થશે. (શર્હે ફિકહે અકબર : ૨૦૩)

**નોંધ :** ઉપરોકત લખાણમાં ઈલ્મી પરિભાષા વર્ણવેલી છે એટલા માટે આપ કોઈ અનુભવી આલિમથી પઢાવીને સમજવાની કોશિશ કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) વાજિબ કોને કહે છે ?

**સવાલ (૪૦૯) :** ફર્ઝ એ છે જેને અલ્લાહ તઆલાએ બંદાઓ પર જરૂરી ઠેરવ્યું છે. **સુન્નતે મુઅક્કિદા** એ છે જેને હુઝૂર (સલ.) એ કયારેય ન છોડયું હોય પરંતુ વાજિબ કોને કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

**ફર્ઝ :** સંપૂર્ણ દલીલ (એટલે કુર્આન અને હદીસે મુતવાતિરથી સાબિત હોય છે.) અને હદીસે મુતવાતિર (તે હદીસ જેને દરેક જમાતમાં એટલા લોકો રિવાયત કરે કે તેના જુઠ પર સહમત થવું અથવા તેનાથી અચાનક જુઠ આવી જવું આદત પ્રમાણે અશકય હોય.) થી જે હુકમ સાબિત થતો હોય તેને ફર્ઝ કહે છે. અને ફર્ઝનો ઈન્કાર કરનારો કાફિર થઈ જશે. એવી રીતે હદીસે મુતવાતિરનો ઈન્કાર કરનારો પણ

કાફિર થઈ જશે. (શર્હે ફિકહે અકબરઃ ૧ /૧૦૨)

**વાજિબ :** જે ફર્ઝની જેમ સંપૂર્ણ દલીલોથી સાબિત ન હોય બલકે તેનો સુબૂત દલીલે ઝન્નીથી હોય. એટલે તેમાં કોઈ બીજા અર્થઘટનની પણ ગુંજાઈશ હોય, તેનો ઈન્કાર કરનારો અને તેને છોડનારો બન્ને ફાસિક થશે. એટલે તેને ફર્ઝે અમલી પણ કહેવાય છે. વાજિબ પર અમલ કરવો બિલકુલ જરૂરી છે. જો કે ઈન્કાર કરનારો કાફિર નહી થાય. (રદુલ મુહ્તાર : ૧ / ૧૦૨)

**સુન્નતે મુઅક્કિદા :** જેના ઉપર નબીએ કરીમ (સલ) એ પાબંદી કરી હોય અને કયારેક આપ (સલ.)એ એટલા માટે છોડી દીધું હોય કે કયારેક ઉમ્મત પર ફર્ઝ ન બની જાય.

**સુન્નતે જવાઈદ :** એટલે મુસ્તહબ જેનું કરવું જરૂરી ન હોય, બલકે કયારેક કરે અને કયારેક છોડે. (મરાકિઉલ ફલાહ : ૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ફર્ઝે ઐનને છોડી સુન્નત પર અમલ કરવો

**સવાલ(૪૧૦):** કોઈ ફર્ઝે ઐનને છોડીને સુન્નત પર અમલ કરવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝને છોડવું હરામ છે, ભલે સુન્નત પર અમલ કરે કે ન કરે. ફર્ઝ છોડવાનો ગુનોહ લાગશે. (શર્હે હિદાયા : ૨ / ૩૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) વાજિબ, ફર્ઝ અને સુન્નતની વ્યાખ્યા અને તેનો હુકમ

**સવાલ (૪૧૧) :** ફર્ઝ તેને કહે છે જે અલ્લાહ તઆલાનો હુકમ હોય. સુન્નતે મુઅક્કિદા એ છે કે જેને રસૂલુલ્લાહ (સલ.) એ કયારેય ન છોડયું હોય, વાજિબની વ્યાખ્યા અને તેનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ એ છે જે સંપૂર્ણ દલીલ એટલે કુર્આન શરીફ અથવા હદીસે મુતવાતિરથી સાબિત હોય. (ઉસૂલુશ્શાશી : ૩૭૯)

**હદીસે મુતવાતિર** એ હદીસો છે જેને રિવાયત કરનારા એટલા બધા હોય કે તેમના જુઠ પર સહમત થવું અથવા આદત પ્રમાણે અશકય હોય. (ઉસૂલે હદીસ : ૬૫)

માટે આ બંનેથી જે હુકમ સાબિત થશે તેને ફર્ઝ કહીશું અને ફર્ઝનો ઈન્કાર કુફ્ર

છે. (હદીસે મુતવાતિર પણ કુર્આનની જેમ નિર્ણાયક છે. તેનો ઈન્કાર કરનારો કાફિર થઈ જાય છે.

**વાજિબ :** તે હુકમ છે, જેનો સુબૂત દલીલે ઝન્નીથી હોય એટલે તેનો એક જ અર્થ નિર્ણાયક અને યકીની ન હોય. બલકે તેનો બીજો પણ અર્થ લઈ શકાય. તેનો ઈન્કાર કરનારો ફાસિક છે, તેનાથી સાબિત થનારા હુકમને છોડનારાઓ પણ ફાસિક છે. એટલે તેને ફર્ઝે અમલી પણ કહે છે. કારણ કે તેની ઉપર અમલ કરવો જરૂરી છે. પરંતુ તેનો ઈન્કાર કરનારાઓ કાફિર નહીં થાય. (ઉસૂલુશ્શાશી : ૨૭૨)

**સુન્નતે મુઅક્કિદા :** જેને રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા (રદિ.) એ મોટા ભાગે કર્યા હોય, પરંતુ કેટલીક વખતે મજબૂરી વગર એટલા માટે છોડી પણ દીધો હોય કે (ઉમ્મત પર તે અમલ વાજિબ ન થઈ જાય) અને તેને છોડવા પર કોઈ તાકીદ અને વઈદ બયાન ન ફરમાવી હોય, તેનો હુકમ એ છે કે તેને છોડવાની આદત બનાવી લેવી ગુનાહનું કામ છે. તેનાથી વ્યકિત ફાસિક અને ફાજિર થઈ જાય છે.

(ઉસૂલુશ્શાશી : ૩૭૯)

**સુન્નતે જવાઈદ :** તે મુસ્તહબ અમલ છે, જેની ઉપર પાબંદી સાબિત ન હોય, બલકે કયારેક તેને કર્યો હોય અને કયારેક તેને છોડી દીધો હોય. (બહરુર્રાઈક : ૧ / ૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) શરઈ પરિભાષામાં મકરૂહનો અર્થ

**સવાલ (૪૧૨) :** શરીઅતની પરિભાષામાં મકરૂહનો અર્થ શું છે ? શું ' કમી થવી' અથવા 'અમલનું અધુરુ' પણ થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મકરૂહના બે પ્રકાર છે. (૧) મકરૂહે તન્ઝીહી અને (૨) મકરૂહે તહરીમી.

**મકરૂરે તન્ઝીહી** એ અમલ છે જેને ન કરવામાં સવાબ મળે અને કરી લેવાથી ગુનોહ નહી થાય. નમાઝમાં તે કરવાથી નમાઝમાં કોઈ કમી નહી આવે. અલબત્ત મકરૂહે તન્ઝીહીનું નમાઝ, વુઝૂ, અથવા ગુસલ વગેરેમાં કરવાથી સવાબમાં કમી આવશે પરંતુ ગુનોહ નહી થાય. કારણ કે અમલ પુરો થઈ ગયો છે, અધૂરો રહયો નથી.

**મકરૂહે તેહરીમી :** તે અમલ છે, જે હરામની નજીક હોય અને તેની મનાઈ

ઝની દલીલોથી સાબિત હોય. તેને કરનારો હરામ કામ કરવાને કારણે ગુનેહગાર થશે અને અઝાબનો હકદાર બનશે. એટલા માટે અમલમાં જો આવું કરવામાં આવશે તો તે અમલ પણ અધૂરો રેહશે અને જયારે કામ અધૂરું રેહશે તો ગુનોહ પણ થશે અને સજાનો હકદાર બનશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મજનૂન અને પાગલની વ્યાખ્યા

**સવાલ (૪૧૩) :** શરીઅતની પરિભાષા પ્રમાણે પાગલ અને મજનૂન કઈ વ્યકિતને કહેવાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાગલ : જેને અરબીમાં જુનૂન કહે છે, તેની વ્યાખ્યા એ છે કે " આ એક આફત છે, જે મગજમાં ઉતરી જાય છે, અને બુદ્ધિ વિરુદ્ધ કામ કરવા માટે તૈયાર કરે છે." (નૂરુલ અન્વાર : ૨૮૮, હુસામી : ૧૪૨, હાશિયા : ૧૪) અને નુરૂલ અન્વારના હાશિયામાં લખ્યું છે કે તેનાથી સારા – ખોટા કામોની ઓળખ ખત્મ થઈ જાય છે.

જુનૂન શબ્દ જિનથી બન્યો છે. તેનો અર્થ "છુપાવવું" અથવા "છુપી જવું". એટલા માટે જિનને જિન કહેવાય છે. કારણ કે તે માનવીની આંખોથી છુપાય જાય છે. જો કે મજનૂનની અકલ પણ છુપાય જાય છે. તેને કારણે તે અકલની વિરુદ્ધ કામ કરે છે, એટલે તેને મજનૂન કહે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)ગેર આલિમ માણસને મોલવી કહેવો

**સવાલ (૪૧૪) :** એક વ્યકિતએ કાયદેસરથી મોલવીની સનદ મેળવી નથી. એટલે તેને કોઈ મદ્રસામાં રહીને દરસે નિઝામીની તાલીમ પૂર્ણ કરી નથી, અલબત્ત દીની કિતાબોના વાંચન અને ઉલમાએ કિરામની સોહબતથી તેની દીની માલૂમાત ઘણી છે, તો તેને મોલવી કહેવો દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત ગેર આલિમ હોય અને થોડું પઢેલો હોય, તો તેને મોલવી કહેવામાં કોઈ વાંધો નથી. અલબત્ત યોગ્ય પણ નથી. એટલા માટે કે તેને મોલવી કહેવાને કારણે ઘણા લોકોને એ ગેર સમજ થવાનો ખતરો છે કે થોડું પઢી લેવાથી પણ આલિમ બની શકાય છે. અને આ રીતે મોલવી શબ્દો જેમના માટે વપરાય છે તેમના દરજ્જાના શાન

પ્રમાણે બેઅદબી થશે. જેવી રીતે કોઈ વ્યકિત ડોકટર ન હોય, તો તેને ડોકટર નહી કહેવાય અને જો તે જાતે પોતાને ડોકટર કહે તો તે સરકારના કાયદા પ્રમાણે ગુનેહગાર ગણાશે, કારણે કે તેની પાસે ડોકટરની ડિગ્રી નથી અને લોકોમાં તેના ડોકટર વગર ડોકટર પ્રખ્યાત થવાથી ભયની શંકા છે. એવી રીતે મોલવી હોવું પણ એક દીની હોદ્દો છે, માટે તેનો આદર જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શરીઅતમાં 'મકરૂહ' નો મતલબ શું થાય છે ?

**સવાલ (૪૧૫) :** શરીઅતની પરિભાષામાં મકરૂહે તન્ઝીહીનો મતલબ શું છે ? શું તેનાથી કોઈ અમલનો સવાબ ઓછો થશે ? શું એ મતલબ છે કે આ અમલથી સો ટકા સવાબમાંથી બંદાને થોડો ઓછો એટલે ૮૦ ટકા અથવા ૯૦ ટકા સવાબ મળશે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ ઈબાદતમાં મકરૂહે તન્ઝીહી કરવાથી કેટલો સવાબ ઓછો થશે તેની હદ નક્કી નથી. કોઈ પણ અમલના સવાબમાં વધારો કે ઘટાડો ખુદાની ચાહત ઉપર આધારિત છે. કોઈ અમલમાં કોઈ ભૂલ ઈરાદા વગર થઈ જાય, તો તેનો હુકમ અલગ છે અને જાણી જોઈને ભૂલ કરવાનો હુકમ અલગ છે. ઉપરાંત મકરૂહે તન્ઝીહીને સામાન્ય સમજીને વાંરવાર કરવાથી તે મકરૂહે તહરીમી બની જશે . ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ جَآءَكُمْ فَاسِقٌۢ بِنَبَاٍ فَتَبَيَّنُوْۤا اَنْ تُصِيْبُوْا قَوْمًۢا بِجَهَالَةٍ
فَتُصْبِحُوْا عَلٰى مَا فَعَلْتُمْ نٰدِمِيْنَ (الحجرات:٦)

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! જો કોઈ દુરાચારી માણસ તમારી પાસે કંઈ (શિકાયતની) ખબર લઈને આવે તો ખૂબ તપાસ કરી લો એવું ન થાય કે અજાણપણે તમે કોઈ કૌમને નુકસાન પહોંચાડી દો પછી તમો પોતાના કર્યા પર પસ્તાવા લાગો. (સુરએ હુજૂરાત : ૬)

# વિશ્વાસુ અને અવિશ્વાસુ કિતાબો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# વિશ્વાસુ અને અવિશ્વાસુ કિતાબો

## (૧) શ્રીકૃષ્ણની એવી વાતો જે આપ (સલ.) ના કથન સાથે મેળ ખાતી હોય, તેને પ્રકાશિત કરવી.

**સવાલ (૪૧૬) :** હઝરત મુફતી સાહેબ નીચેના સવાલોના જવાબ શરીઅતની રોશનીમાં આપવા વિનંતી છે.

મેં સંસ્કૃત અને ગીતાનું વાંચન કર્યુ છે. વાંચન દરમિયાન મને એ વાત માલૂમ પડી કે આપ (સલ.)નું જીવન ચરિત્ર અને પાંચ હજાર વર્ષ પહેલા જન્મેલા શ્રીકૃષ્ણની ઘણી વાતો અને ઘણા બનાવો દા.ત. નફસ, નફસના ત્રણ પ્રકાર, જીવનમાં સાદગી, પોતાની વાતો લોકો સુધી પહોંચાડવાનો તરીકો, એકેશ્વરવાદનો અકીદો અને હિજરત વગેરેમાં ઘણી સમાનતા જોવા મળે છે. બંનેની વાતો પરસ્પર મળતી આવે છે. તો શું જો આ વાતો લોકોમાં સહીહ સમજ પેદા કરવા માટે આમ કરવામાં આવે, તો તેમાં શરઈ દ્રષ્ટિએ કોઈ વાંધો છે ?

આ સિલસિલામાં મેં એક લેખ લખ્યો છે અને શ્રીકૃષ્ણના જીવન પર પ્રકાશ ફેકયો છે અને સાબિત કર્યુ છે કે તેમના જીવનમાં અને હુઝૂર (સલ.) ના જીવનમાં ઘણી સામ્યતાઓ જોવા મળતી હતી. આ લેખના અંતમાં મેં લખ્યું છે કે આખા લેખનો હેતુ એટલો જ છે કે બંનેવ ધર્મના પયગામને આપને સાચા અર્થમાં સમજીએ, જેથી પરસ્પર ભાઈચારો અને હમદર્દી પેદા થાય. આ પ્રકારના મુકાબલા થી નઉઝૂબિલ્લાહ આપ (સલ.) ની શાનને ઘટાડવાનો હેતુ નથી. આપ (સલ.)ની અઝમત, મહાનતા બન્નેવ જહાનોમાં ઉચ્ચ છે અને એ જ અકીદા સાથે એ લેખ લખ્યો છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેની નુબુવ્વત સાબિત હોય તેની નુબુવ્વતનો ઈન્કાર જાઈઝ નથી. એવી રીતે જેની નુબુવ્વત સાબિત ન હોય, માત્ર કલ્પના અને અનુમાનને આધારે તેમને નબી કહેવા જાઈઝ નથી. આ સિલસિલામાં એ વાત યાદ રાખવી જોઈએ કે જે અંબિયા (અલૈ.)નું અલ્લાહ તઆલાએ પોતાની કિતાબમાં નામ સાથે વર્ણન કર્યુ છે, તેની

ઉપર વિગતવાર ઈમાન લાવવું વાજિબ છે. સાથે જ એ અકીદો પણ રાખવો જરૂરી છે કે તેમના સિવાય બીજા પણ અંબિયા છે. જેમને અલ્લાહ તઆલાએ પેદા ફરમાવ્યા છે. તેમના નામ અને તેમની વિગતો માત્ર અલ્લાહ તઆલા જ સંપૂર્ણ જાણે છે. અમે તેમની ઉપર પણ ઈમાન લાવીએ છીએ.

માત્ર કોઈની તાલીમાતથી તેની નુબુવ્વત પર સુબૂત રજૂ ન કરી શકાય. એવી રીતે જેમના હાલાત નબીએ કરીમ (સલ.) જેવા હોય અથવા જેમની વાતો નબીએ કરીમ (સલ.) થી મળતી હોય, માત્ર આ પ્રકારની સમાનતાને કારણે નિર્ણાયક રીતે તેમનું નબી હોવું માની શકાય નહી. તમામ અંબિયા (અલૈ.) ની તાલીમ અને તેમના હાલાત પણ મળતા આવતા હોય છે. અને ઘણા અવલિયાએ કિરામ (રહ.) ને પણ નબીની જેમ હિજરત કરવી પડી હતી. માટે પયગમ્બર કોણ છે ? અને તેમના સહાબા – સાથીઓ કોણ છે ? તેનો નિર્ણાયક ફેસલો માત્ર તેમની તાલીમ અને તેમના હાલાતથી મુશ્કેલ છે. (શર્હે અકીદતુત્તહાવિય્યહ : ૨ / ૪૨૩)

નફસ અને તેની સુધારણાની તાલીમની વાતો તમામ ધર્મમાં વર્ષોથી ચાલી રહી છે, આજના સાધુ – સંતોના બયાનો અને લેખો વાંચો, તો એવું લાગે છે કે તેઓ ઈસ્લામી તાલીમનો અભ્યાસ કરીને ઘણા સહાબા (રદિ.) અને અવલિયા (રહ.)ના કથનોને થોડા ફેરફાર સાથે બયાન કરે છે, માટે વૈદની વાતો અલ્લાહ તરફથી કોઈ નબી પર ઉતરેલી વાતો છે. અથવા કોઈ નબીની વાતો છે ? જે તેમના કોઈ સંતે લખેલી છે. તેનો મક્કમ ફેસલો કરી ન શકાય, જેમકે આધુનિક ઈન્જીલ – બાઈબલ અસલ ઈન્જીલ નથી, બલકે એ હઝરત ઈસા (અલૈ.) ના કેટલાક અનુયાયીઓએ લખેલી છે. માટે આપની એ વાત કે વૈદમાં સારી વાતો છે, એ તો ઠીક છે, પરંતુ તેનાથી એ સમજી લેવું કે વૈદ આસ્માની સહીફો છે સહીહ નથી, એટલા માટે કે તેને આસ્માની સહીફો માનવું જાઈઝ નથી. જયાં સુધી કે તેની ઉપર કોઈ સ્પષ્ટ અને નિર્ણાયક દલીલ ન હોય. (શર્હે અકીદતુત્તહાવિય્યહ : ૨ / ૪૨૪, ૪૨૫)

જો શ્રીકૃષ્ણની અમુક વાતો લખીને હિન્દુઓને એવું બતાવવાનું હોય કે અમે તમારા ધાર્મિક પેશવાને મહાન સમજીએ છીએ, એ આશાએ કે તેનાથી હિન્દુઓ ખૂશ થઈ જશે, અને ઈસ્લામથી નજીક આવશે, તો આ આશા નકામી છે. હઝરત મૂસા (અલૈ.) ની કેટલીક ફઝીલતો આપ (સલ.) એ બતાવી અને કુર્આને કરીમમાં અનેક જગ્યાએ તેમની સત્ય ઘટનાઓ પેશ કરવામાં આવી છે અને તવરાત અને

ઈન્જીલમાં નબીએ કરીમ (સલ.) પર ઈમાન લાવવાનું વચન પણ છે. ઉપરાંત કુર્આને કરીમમાં છે. :

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَاءَهُمْ وَاِنَّ فَرِيْقًا مِّنْهُمْ لَيَكْتُمُوْنَ الْحَقَّ وَهُمْ يَعْلَمُوْنَ

**તર્જુમો :** જે લોકોને અમે કિતાબ (તવરાત, ઈન્જીલ) આપી છે તેઓ આ રસૂલને એવા ઓળખે છે જેવા કે પોતાના બાળકોને ઓળખે છે, પરંતુ તેઓમાંથી કેટલાક લોકો (એવા છે કે) સત્ય વાતને જાણવા છતાં છુપાવે છે.

(સૂરએ બકરહ : ૧૪૬)

જયારે આ આયત નાઝિલ થઈ તો હુઝૂર (સલ.) એ યહૂદીઓના એક મોટા આલિમને જે ઈમાન લાવી ચુકયા હતા, બોલાવ્યા અને પૂછયું કે શું તમે લોકો મને આ રીતે ઓળખો છો જેવી રીતે પોતાના બાળકોને ઓળખો છો ? તો તેમણે જવાબ આપ્યો કે બેશક ! કોઈને પોતાના બાળક વિશે તો શંકા થઈ શકે છે, પરંતુ અલ્લાહ તઆલાએ જેની ઓળખ તવરાતમાં આપી છે તેમાં તો કોઈ શંકાની ગુંજાઈશ નથી.

(તફસીરે બગવી : ૧ / ૧૬૪, કુર્તુબી : ૨ / ૪૪૮, ઈબ્ને કષીર : ૨ / ૨૨૧)

ત્યાર પછી કુર્આન મજીદમાં છે: "પરંતુ તે લોકો જાણીજોઈને સત્ય છુપાવે છે."

وَاِنَّ فَرِيْقًا مِّنْهُمْ لَيَكْتُمُوْنَ الْحَقَّ وَهُمْ يَعْلَمُوْنَ (સૂરએ બકરહ : ૧૪૬)

જ્ઞાની યહૂદી અને ખ્રિસ્તી શું કરી રહયા છે ? શું આપે ઈતિહાસનું વાંચન નથી કર્યું તેમણે મુસલમાનોના લોહીની નદીઓ વહાવી, હજુ પણ કોઈ મોકો હાથથી જવા દેતા નથી. પેલેસ્ટાઈન, બોસ્નિયા, સોમાલિયામાં શું થઈ રહયું છે ? અને સમગ્ર વિશ્વના ઈસ્લામી દેશો વિશે કેવા પ્લાન ઘડવામાં આવી રહયા છે, માટે એવી આશા રાખવી બેકાર છે, હા, જો આ લેખ તેમને દાવત આપવા માટે તૈયાર કરવામાં આવ્યો છે, તો જાઈઝ છે. પરંતુ એ ફાયદા કારક નથી અને જો હેતુ એ છે કે બીજા મુસલમાનો વૈદને શિખે અથવા આપ જાતે વૈદથી પ્રભાવિત થયા હોય એટલા માટે લખ્યું હોય તો જાઈઝ નથી. (ફત્હુલ બારી : ૧૩ / ૪૨૫, ૪૨૬)

એક વખતે હઝરત ઉમર (રદિ.) ના હાથમાં તવરાતના પૃષ્ઠો હતા. તેમાં કેટલીક વાતો સત્ય હતી. આપ (રદિ.) નબીએ કરીમ (સલ.) ની ખિદમતમાં હાજર

થયા અને તેને પઢવા લાગ્યા. અચાનક આપ (સલ.) ના ચહેરા પર નજર પડી તો જોયું કે આપ (સલ.) ગુસ્સામાં છે. હઝરત ઉમર (રદિ.)એ એ પૃષ્ઠો મુકી દીધા અને પઢવા લાગ્યા : હું અલ્લાહ તઆલાના રબ હોવા પર, ઈસ્લામને દીન હોવા પર અને મુહમ્મદ (સલ.)ના નબી હોવા પર રાજી છું, ત્યારે આપ (સલ.) નો ગુસ્સો ઠંડો થયો. (મુસ્નદે અહમદ : ૧૫૮૬૪)

માટે આપણે કોઈનાથી પ્રભાવિત થવાની જરૂરત નથી. આપણા માટે અલ્લાહની કિતાબ કુર્આન શરીફ કાફી છે. તેના વિશે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે પહેલી કિતાબની બધી વાતો કુર્આન શરીફમાં આવી ગઈ અને બીજી વધારાની એ વાતો પણ, જેની પહેલાની ઉમ્મતોને ખબર ન થઈ શકી.

وَلْيَحْكُمْ اَهْلُ الْاِنْجِيْلِ بِمَآ اَنْزَلَ اللّٰهُ فِيْهِ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ

الْفٰسِقُوْنَ وَاَنْزَلْنَآ اِلَيْكَ الْكِتَابَ بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ الْكِتٰبِ وَمُهَيْمِنًا

عَلَيْهِ فَاحْكُمْ بَيْنَهُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعْ اَهْوَآءَهُمْ عَمَّا جَآءَكَ مِنَ الْحَقِّ

**તર્જુમો :** અને (ઈન્જીલ આપ્યા પછી આ હુકમ આપ્યો કે) ઈન્જીલવાળાઓને જોઈએ કે અલ્લાહે જે કંઈ તેમાં ઉતાર્યું છે તે મુજબ હુકમ કર્યા કરે અને અલ્લાહે જે (કલામ) ઉતાર્યું છે તે મુજબ જે કોઈ હુકમ ન કરે, તો તે જ લોકો તદન નાફરમાન છે. અને (હે નબી સલ.) ! અમે આપના ઉપર (પણ) આ કિતાબ સત્યતાપૂર્વક ઉતારી છે, જે આગલી (આકાશી) કિતાબોને સત્ય બતાવનાર અને તે (આગલી કિતાબો)ના ઉપર રક્ષક પણ છે. (સૂરએ માઈદહ : ૪૭,૪૮)

માટે વૈદ અથવા શ્રીકૃષ્ણથી (લોકોને) પ્રભાવિત કરવા અથવા પ્રભાવિત થવું જાઈઝ નથી. સૂર્યના પ્રકાશમાં ચંદ્ર, તારા અને ટયુબ લાઈટનું પ્રકાશ અસરકારક નથી. નબીએ કરીમ (સલ.) ની નુબુવ્વતનો સૂર્ય પ્રકાશિત છે. કયામત સુધી અસ્ત થવાનો નથી. ધૂળ અથવા વાદળ તેના પ્રકાશને મંદ કરી શકતા નથી. માટે જો હેતુ એ હોય કે તમે પણ હક પર છો અને અમે પણ હક પર છે અને તમામ ધર્મો આજની સ્થિતિએ હક પર છે, તો એ જાઈઝ નથી. હક હક છે, બાતિલ બાતિલ છે.

(સૂરએ અલ–ઈસ્રાઅ : ૧૮)

માટે સવાલમાં દર્શાવેલી એ વાત કે "બંને ધર્મોના પયગામને આપણે સહીહ અર્થમાં સમજીએ જેથી પરસ્પર ભાઈચારો અને હમદર્દી પેદા થાય." એ વિશે

અરજ છે કે આ સિલસિલામાં મુસલમાનોને સમજાવવાની જરૂરત નથી. અને એ મકસદથી (કે વૈદની તાલીમ લોકો સમજે) લેખ લખવો પણ દુરુસ્ત નથી.

હા, જો હિન્દુને સમજાવીને દીનની દાવત આપવી હોય તો જાઈઝ છે. પરંતુ તાજદારે મદીના (સલ.) ને ઉચ્ચ માનવાની સાથે પણ આપ (સલ.) ની જાત અથવા સીરતની બરાબરીમાં શ્રીકૃષ્ણને લાવવા બિલ્કુલ યોગ્ય નથી. બલકે બે અદબી છે. કારણ કે જે અંબિયાની નુબુવ્વત સાબિત છે. તેમનો પણ એ દરજ્જો નથી કે આપ (સલ.) ની સીરતે પાકની બરાબરીમાં તેમની સીરતનો હવાલો આપવામાં આવે. તમામ અંબિયા (અલૈ.) ની અઝમત, મહાનતા દિલોમાં હોવી જોઈએ. પરંતુ આપ (સલ.) ની અઝમત, મહાનતા સૌથી વધીને હોવી જોઈએ. અલ્લાહ તઆલાએ આપ (સલ.)ને પ્રકાશિત સૂર્ય ઠેરવ્યા છે. માટે સૂર્ય સૂર્ય છે અને તારા તારા :

يَاَيُّهَا النَّبِيُّ اِنَّآ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا وَّدَاعِيًا اِلَى اللّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا

**તર્જુમો :** હે નબી (સલ.) ! બેશક, અમે આપને સાક્ષી આપનાર તથા ખુશખબરી સંભળાવનાર તથા ડરાવનાર બનાવી મોકલ્યા છે અને અલ્લાહના તરફ તેના હુકમથી (સૌને) આમંત્રણ આપનાર અને (જાણે કે) રોશન ચિરાગ છે (સૂરએ અહઝાબ : ૪૫–૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મદીનાના શેખ અહમદના ખ્વાબની હકીકત

**સવાલ (૪૧૭) :** આજકાલ મદીનામાં કોઈ શેખ અહમદની તરફ નિસ્બત કરીને તેમના એક સપનાને પરચાની શકલમાં ખૂબ જ પાબંદી સાથે પ્રકાશિત કરવામાં આવે છે, તેમાં આપ (સલ.) ના તરફથી એક વસિયતનામું પણ વર્ણન કરવામાં આવે છે. તે વસિયતનામા પર અમલ કરનારા અને તેને છપાવનારા માટે મોટી મોટી ખૂશખબરીઓનું વર્ણન છે અને અમલ ન કરનારા અને તેને ન છપાવનારા માટે સખતમાં સખત ધમકીઓ–સજાઓનું પણ વર્ણન છે. શું આ બધી વાતો સહીહ છે ? આશા છે કે સંતોષ કારણ જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફરમાને નબવીના નામ પર આજે જે જાહેરાતો છપાય છે અને છપાવનારા માટે મોટી ખુશખબરીઓનું વર્ણન છે અને ન છપાવનારા માટે સખત અઝાબ અને

ગરીબીમાં સપડાવવાની ધમકી પણ છે. આ બધું શરીઅતની વિરુદ્ધ છે તેના ઉપર અમલ કરવો જાઈઝ નથી. તેના અનેક કારણો છે.

(૧) માત્ર અંબિયા (અલૈ.) ના સપના 'દલીલ' છે. તેના સિવાય કોઈના સપનાની કોઈ હેસીયત નથી કે દલીલ રૂપે પેશ કરી શકાય. તેથી હઝરાતે ઉલમાએ કિરામે લખ્યું છે કે જે સપના શરીઅત વિરુદ્ધ હશે તે નામંજૂર ગણાશે, એટલા માટે વર્ણન કરેલું સપનું લોકો માટે દલીલ રૂપ નહી ગણી શકાય. (શર્હે અકાઈદ : ૨૨)

(૨) આપ (સલ.) નો ઈર્શાદ છે કે જે માણસ મારી તરફ જુઠી વાત જોડે તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવશે. (મુસ્લિમ શરીફ :૧/૫) એટલા માટે હદીસની કબૂલિયત માટે એ શરત છે કે રાવી, બુદ્ધિશાળી, ન્યાયી, વિશ્વાસુ હોય, (અલ મુહદ્દિષુલ્ ફાસિલ બય્નર્રાવી વલ્ વાઈ : ૪૦૪) જયારે શેખ અહમદને તેમના સમયના મક્કા અને મદીનાના લોકો પણ નથી જાણતા, તો તેમની વાતનો કઈ રીતે વિશ્વાસ કરી શકાય.

(૩) શરીઅતના બુનિયાદી અહકામ (નમાઝ, રોઝા, હજ અને ઝકાત)ને અદા કરવા છુટકારાનું કારણ છે. (બુખારી : ૧ / ૧૧, હદીસ નં. ૮) જયારે કે પરચામાં એ છે કે આટલી સંખ્યામાં છપાવે તો આ ફાયદો થશે. છપાવનારો સીધો જન્નતમાં જતો રહેશે વગેરે, જો તેને સહીહ માની લેવામાં આવે તો શરીઅતના અહકામ બધા બેકાર થઈ જશે. તેનું મહત્વ બાકી નહી રહે. એટલે પણ આ સપનું માનવા લાયક નથી. તેનાથી અવામ એવું સમજશે કે ૫૦૦ – ૧૦૦૦ પરચા છપાવી લો અને સીધા જન્નતમાં દાખલ થઈ જાઓ. નમાઝ, રોઝા, ઝકાત અને હજ વગેરે કરવાની કોઈ જરૂરત નથી. તેનાથી આમાલની કોઈ હેસીયત બાકી નહી રહે. અને લોકો ફિતનામાં પડી જશે.

(૪) ઈમાન અલ્લાહ તઆલાની જાત અને તેના સિફાત પર યકીનનું નામ છે. અને સાચા મુસલમાનોને મૃત્યુ વખતે અલ્લાહ તઆલા તરફથી મદદ થાય છે તેથી અલ્લાહ તઆલા કુર્આને પાકમાં ઈર્શાદ ફરમાવે છે :

يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَفِى الْاٰخِرَةِ

**તર્જુમો :** અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને પાકી વાત (કલિમહની બરકત)થી દુનિયામાં તેમજ આખિરતમાં મજબૂત રાખે છે. (સૂરએ ઈબ્રાહીમ : ૨૭)

આ આયતની રોશનીમાં વિચાર કરો. સપનું બયાન કરનારો લોકોને ડરાવી

રહયો છે અને તેના સપના પર અમલ ન કરવાની સૂરતમાં ડરાવી રહયો છે કે આ કેવો ધર્મ છે જેમાં હજારો લોકો કુફ્ર પર મરી રહયા છે, એટલા માટે તેની વાત માનવાની બિલ્કુલ જરૂરત નથી.

(૫) કોઈ વ્યકિત ભલે કેટલોયે મોટો વલી મશ્હૂર હોય, તેના આમાલ, કુર્આન અને હદીસની રોશનીમાં જોવામાં આવશે. (સુનને કુબ્રા : ૧૦ / ૧૯૪) જો તેના આમાલ કુર્આન અને હદીસની વિરુદ્ધ ન હોય, તો કબૂલ કરવામાં આવશે અને જો વિરુદ્ધ હશે તો અમાન્ય ગણાશે. અલ્લાહ સિવાય અન્ય કોઈ પર ઈમાન રાખવું જાઈઝ નથી. એટલા માટે અકાઈદની કિતાબોમાં લખ્યું છે કે કોઈ વ્યકિત હવામાં ઉડી રહયો હોય અને પાણીમાં અનેક દિવસો સુધી રહેતો હોય, પરંતુ તેના કામ સુન્નતની વિરુદ્ધ હોય તો તે બિલ્કુલ વલી નથી થઈ શકતો. સપનું બયાન કરનારો વ્યકિત એ બતાવે છે કે "હજારો લોકો કુફ્રની હાલતમાં મત્યુ પામી ગયા છે." તેની પાસે તેની દલીલ શું છે ? જો આ સપનાની વાત છે તો દલીલ બની શકતી નથી અને ઈમાન તો અલ્લાહની જાત અને સિફાત પર યકીનનું નામ છે. જેમકે પહેલા લખવામાં આવ્યું. અલ્લાહ તઆલાની એક સિફત સત્તાર છે કે તે લોકોના દિલોની વાતો અને આમાલને છુપાવે છે. અલ્લાહના રસૂલ (સલ.) ના કટ્ટર દુશ્મન મુનાફિકો જેમના વિશે કુર્આને પાકમાં આખી સુરત સૂરએ મુનાફિકૂન ઉતારવામાં આવી, તેનું ઈલ્મ અલ્લાહ તઆલાએ આપ (સલ.) ને આપ્યું હતું કે આ આ સિફાતના લોકો વિશ્વાસ પાત્ર નથી. અને રસૂલુલ્લાહ (સલ.)એ પણ કેટલાક સહાબા (રદિ.) ને તેમના નામો બતાવી દીધા હતા. તેમાં હઝરત હુઝૈફા (રદિ.) ને ખાસ કરીને તેની ફેહરિસ્ત બતાવી દીધી હતી. આપ (સલ.) એ તેમને મુનાફિકોની આખી લિસ્ટ આપી હતી. (ફત્હુલ બારી : ૧૩ / ૩૭, હદીસ નં. ૭૦૮૪) અલબત્ત હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન ગની (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત હસન (રદિ.), હઝરત હુસૈન (રદિ.) વગેરેને તેમના નામો બતાવવામાં ન આવ્યા હતા. એટલા માટે કોઈનું મૃત્યુ થતું તો હઝરત ઉમર (રદિ.) જોતા હતા કે હઝરત હુઝૈફા (રદિ.) તેના જનાઝાની નમાઝમાં શરીક છે કે નહી ? જો હઝરત હુઝૈફા (રદિ.) શરીક થતા તો હઝરત ઉમર (રદિ.) પણ જનાઝાની નમાઝમાં શરીક થતા અને જો તેઓ શરીક ન થતા તો હઝરત ઉમર (રદિ.) પણ શરીક ન થતા. વિચારવા જેવી વાત છે કે રસૂલુલ્લાહ(સલ.) એ હઝરત ઉમર (રદિ.) જેવા જલિલુલ કદ્ર

સહાબીને મુનાફિકોનું લિસ્ટ ન બતાવ્યું. અને તેમણે આ સિલસિલામાં હઝરત હુઝૈફા (રદિ.)ના અમલને સામે રાખ્યો. તો વર્ણન કરેલી વ્યકિત માત્ર પોતાના સપનાને કારણે હજારો લોકોને કેવી રીતે કાફિર બતાવી રહયો છે. આ બિલ્કુલ કુર્આને પાક અને હદીસે પાકની તાલીમ વિરુદ્ધ છે. એટલા માટે તેની વાત માનવા લાયક નથી.

હોઝે કવષર પર કેટલાક બિદઅતી લોકોને ફરિશ્તાઓ ધક્કા મારીને હટાવતા હશે. તો રસૂલુલ્લાહ (સલ.) ફરમાવશે, આ તો મારા ઉમ્મતી છે, તેમને મારી પાસે આવવા દો, ફરિશ્તા જવાબ આપશે કે આપને ખબર નથી કે તેમણે આપના પછી કેવા કાર્યો કર્યા છે. તો અલ્લાહના રસૂલ (સલ.) ફરમાવશે, તેમને મારાથી દૂર કરી દો. તેમને મારાથી દૂર કરી દો. (બુખારી : ૨ / ૬૬૫ – મુસ્લિમ : ૨૫૨)

કયામતના દિવસે હશ્રના મેદાનમાં અલ્લાહના રસૂલ (સલ.) અમુક મોમિનોની સિફારિશ પછી અલ્લાહ તઆલાથી ફરમાવશે કે હે અલ્લાહ ! જેણે જિંદગીમાં એક વખતે પણ કલિમએ શહાદત પઢયો હોય તેની પણ મને સિફારિશની ઈજાઝત આપ, તો અલ્લાહ તઆલા ફરમાવશે કે હે મુહમ્મદ ! આપને તેનો અધિકાર નથી. અલબત્ત મારી ઈજ્જતની કસમ, મારી મહાનતાની કસમ, મારી અઝમતની કસમ હું જરૂર એવા લોકોને પણ જહન્નમમાંથી બહાર કાઢીશ, જેમણે એક વખતે પણ કલિમો લા ઈલાહ ઈલ્લલ્લાહ પઢયો હશે.

(મુસ્લિમ શરીફ : ૧ /૧૧૦, હદીસ નં. ૩૨૬)

વિચારવા જેવું છે કે જે વ્યકિતએ એક વખતે પણ સાચા દિલથી કલિમો લા ઈલાહ ઈલ્લલ્લાહ પઢી લીધો તો તેને પણ અલ્લાહ તઆલા તેના ગુનાહોની સજા આપ્યા પછી બખ્શી દેશે. એટલા માટે વર્ણન કરેલ સપના અને તેના વિશે છપાવવાને માનવાની બિલ્કુલ જરૂરત નથી.

આ સપનાનો દાવો કરનારાનો અકીદો સહીહ માલૂમ થતો નથી. આગળ ખવારિજના નામથી એક જમાત પેદા થઈ ગઈ છે, તે ગુનેહગાર વ્યકિતને કાફિર કહે છે. (શર્હે અકાઈદ અન્નસફિય્યહ : ૧૦૮) છાપેલા પરચાની રોશનીમાં એવું લાગે છે કે એ વ્યકિત પણ એ જ જમાતનો સમર્થક છે.

અકાઈદની કિતાબોમાં લખ્યું છે કે યઝીદ જે કેટલાક મામલાતમાં હઝરત હુસૈન (રદિ.) ની શહાદતનો જિમ્મેદાર પણ છે તેની ઉપર પણ કાફિરનો હુકમ લગાવવો જાઈઝ નથી. તો સપનું જોનારને શું હક છે કે તે હજારો લોકો પર કુફ્રનો

ફતવો લગાડે. એ માણસ પોતાના સપનાની વાતોના પરચા છપાવનારાને જન્નતની ગેરંટી કયા આધારે આપી રહયો છે. હકીકતમાં આ પ્રકારના પરચા છપાવીને સામાન્ય પ્રજાને ગુમરાહ કરી રહયો છે કે મહેનત અને મુજાહિદાની કોઈ જરૂરત નથી. નમાઝ, રોઝા, હજ, ઝકાત, સદકાત વગેરેની ખાસ કોઈ જરૂરત નથી. સિલા રહમી, અનાથો, વિધવાઓ, મજલૂમોની મદદ કરવી નકામી વસ્તુ છે. બસ આટલી કોપીઓ મારા સપનાની છપાવી લો અને સીધા જન્નતમાં દાખલ થઈ જાઓ.

જો લોકો આની ઉપર અમલ કરશે, તો ગુમરાહીના માર્ગ પર ચાલીને ઈમાનથી નીકળી જશે અને મુસલમાનો ખતમ થઈ જશે. એટલા માટે વર્ણન કરેલું લખાણ કોઈ બુદ્ધિશાળી મુસલમાનનું નથી. બલકે ફાસિક, ફાજિર અને બદમાશનું લાગે છે. એ પણ શકય છે કે યહૂદી અને ખ્રિસ્તીઓનો પ્રોપેગન્ડો હોય જેણે મુસલમાનોને સહીહ તરીકાથી હટાવીને ગુમરાહીના માર્ગ પર લઈ જવા માટે છપાવ્યો હોય. એટલે તેને છાપવા – છપાવવામાં કોઈ પણ પ્રકારની મદદ કરવી, મસ્જિદ અને મદરસાઓ અને જાહેર માર્ગો પર લગાવવા ગુનાહનું કામ છે. તેનાથી બચવાની જરૂરત છે. (સૂરએ માઈદહઃ ૨ ની સમજુતી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નોંધ :** ઉપરનો સવાલ અને નીચેનો સવાલ લગભગ એક જેવો છે, પરંતુ જવાબનો અંદાજ અલગ છે, એટલે બંને સવાલ – જવાબ રજૂ કર્યા છે. (મુરત્તિબ)

## (૩) વસિયત નામાના નામથી એક પત્રિકાનું પ્રકાશન

**સવાલ (૪૧૮) :** લાંબી મુદતથી વસિયતનામાના નામથી એક પરચો – પત્રિકા છપાય છે અને વહેંચાય છે, તે પરચામાં એવું લખેલું હોય છે કે જે આ પરચાને જોઈ લે અથવા વાંચી લે તેના માટે તેને છપાવવું જરૂરી છે. તે પરચાની કોપી પણ મોકલી રહયો છું. તેમાં આ પ્રકારનો લેખ છે.

મદીના શરીફમાં એક શેખ અહમદ સાહેબે હુઝૂર (સલ.)ને સપનામાં જોયા, હુઝૂર (સલ.) એ તેમને કેટલીક નસીહતો કરી અને એ ફરમાવ્યું કે આ વસિયત નામાને પ્રકાશિત કરો. સાથે એ પણ ફરમાવ્યું કે જે કોઈ એ વસિયતનામાને પઢીને તેની નકલ એક જગ્યાએથી બીજી જગ્યાએ મોકલશે તો તેની કયામતના દિવસે હું સિફારિશ કરીશ. અને તેના કુટુંબિજનોને જન્નત મળશે. અને જે આવું નહી કરે તે ખુદાની રહમતથી વંચિત રેહશે. અને તેને દુનિયામાં ગંભીર નુકસાન ઉઠાવવું પડશે.

ઉપરાંત આ પરચામાં એ પણ લખ્યું છે કે જે વ્યકિત આ પરચાની ૩૦ નકલ છપાવીને વહેંચશે તેને ૧૪ દિવસમાં ખૂશી પ્રાપ્ત થશે. હમણાં મુંબઈમાં કોઈએ ૩૦ કોપી છપાવીને વહેંચી તો તેને ૨૫૦૦ રૂપિયાનો ફાયદો થયો અને એક બીજાને ૬૦ હજારનો ફાયદો થયો, જયારે કે એક વ્યકિતએ તેને જુઠ કહીને નાંખી દીધું તો તેનો પુત્ર મૃત્યુ પામ્યો.

વર્ષોથી આ દીવાનગી અને ધોકો ચાલું છે એટલે જેને ટપાલ મારફતે આ પરચો મળે તેણે ૭, ૯, ૧૪ જેટલા વ્યકિતઓને આ પરચા મોકલવાના, જે આવું કરશે તેને ફાયદો થશે અને જે આવું નહી કરે તેણે નુકસાન ઉઠાવવું પડશે.

એવી રીતે આ પત્રો અથવા પરચાઓની સંખ્યા લાખોથી વધી ગઈ છે, સીધે સાદા મુસલમાનો ઉમ્મીદ અને ડરને લીધે આ ફંડામાં ફસાય જાય છે, આ પહેલા પણ ઘણાં ફતવાઓ બહાર પડયા છે. પરંતુ હજુ સુધી આ ચળવળ બંધ થઈ નથી. એટલા માટે વિસ્તૃત જવાબની જરૂરત છે અને આ પ્રકારની હરકત કરનારાઓનો શરીઅતમાં શું દરજ્જો છે તેની સમજુતી આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આવા વસિયતનામા અનેક વખતે છપાય ગયા છે. અને લગભગ દર વરસે આ લેખ થોડા તફાવત સાથે પ્રકાશિત કરવામાં આવે છે અને કમાલ એ છે કે માત્ર એક જ વ્યકિતને આ સપનું આવે છે અને બીજા બુઝુર્ગો અને વલીઓને હુઝૂર (સલ.) ની ઝિયારત અને વાતચીતનો મોકો મળતો નથી. અને જયાં આ સપનું દેખાય છે એટલે મદીના મુનવ્વરા ત્યાં તેનો ખ્યાલ પણ હોતો નથી. બલકે તપાસ કરતા માલૂમ થયું કે અહીયા તો કોઈ જાણતું પણ નથી કે કેવું વસિયતનામુ છે અને કેવું સપનું ? માત્ર ભારતમાં જ તેની ખૂબ ચર્ચા થાય છે તેને કારણે અહીં અજ્ઞાની મુસલમાન ધોકામાં આવીને તેને સાચું સમજવા લાગે છે અને તેની ઉપર અમલ કરવાનું જરૂરી સમજે છે આ ખુબ જ મોટો ફિતનો છે તેને રોકવો દરેક મુસલમાન પર તેની શકિત પ્રમાણે વાજિબ અને જરૂરી છે.

ઈસ્લામ એક સંપૂર્ણ મઝહબ છે અને હકીકતો પર આધારિત છે. અમુક રિવાજો અને ભ્રમનું નામ ઈસ્લામ નથી. હજ્જતુલ વિદાના મોકા પર અરફાતના મેદાનમાં :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا

**તર્જુમો :** આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે. (સૂરએ માઈદહ : ૩)

જેવી આયત હઝરત રસૂલે પાક (સલ.) પર ઉતરી ચુકી છે, એટલે હવે ઈસ્લામમાં કોઈ વધારાની ગુંજાઈશ નથી.

હુઝૂર (સલ.) એ મરઝુલ વફાત (વફાતના રોગ)માં ઈરાદો ફરમાવ્યો હતો કે લાવો તમારા માટે એક વસિયતનામુ લખી દઉં, જેથી તમે ગુમરાહ ન થાઓ, તો હાજરજનો અને હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું : حسبنا كتاب الله

અમને ખુદાની કિતાબ પૂરતી છે, આપને બિમારીમાં તકલીફ ઉઠાવવાની જરૂરત નથી, જો કે બાદમાં મતભેદ કર્યો પરંતુ હુઝૂર (સલ.) ચૂપ થઈ ગયા, અને આ વાકિયા પછી હુઝૂર (સલ.) કેટલાક દિવસો સુધી જીવતા રહયા. આ ગુરૂવારનો વાકિયો છે અને સોમવારના દિવસે આપની વફાત થઈ, પરંતુ કોઈ કિતાબ અને વસિયત લખવામાં ન આવી, માલૂમ થયું કે હુઝૂર (સલ.) એ એ (વસિયત ન લખવાના) મતને પસંદ ફરમાવ્યો. (બુખારી : ૨ / ૮૪૬, હદીસ નં. ૫૬૬૯)

અલ્લાહના ફઝલથી મુસલમાનો પાસે હક અને નાહક વચ્ચે ભેદ કરનારી મહાન કિતાબ "કુર્આને પાક" છે. તેમાં એવા કાનૂન અને નિયમો છે કે કયામત સુધી તેમાં ફેરફાર કરવાની કોઈ જરૂરત નથી. દરેક યુગ પ્રમાણેના અહકામ આપેલ છે. વૈજ્ઞાનિક પ્રગતિના આ યુગમાં પણ કુર્આની અહકામ અને ઈસ્લામી વ્યવસ્થા પર કોઈ આક્ષેપ કરી શકતું નથી, બલકે વૈજ્ઞાનિક પ્રગતિએ ઘણા ભટકેલા મગજોને કુર્આની અહકામ સમજવા આસાન કરી દીધા છે. કારણ કે આ અહકમુલ હાકિમીનનો કાનૂન છે. તેનો તકાદો એ છે કે તે પોતાના બંદાઓ માટે એવો હોવો જોઈએ. ઉપરાંત આ કુર્આન શરીફ નબીએ કરીમ (સલ.) થી આપણા સુધી ક્રમિક પહોંચ્યું છે, હજારો અને લાખો દરેક જમાનામાં તેના હાફિઝ થતા આવ્યા છે, અને આજે કરોડોથી પણ વધુ સંખ્યા થઈ ગઈ છે. કુર્આને કરીમનો દરેક હુકમ અને દરેક શબ્દ સુરક્ષિત છે, કારણ કે અલ્લાહ તઆલાએ તેની હિફાઝતની જવાબદારી લીધી છે અને તેની એવી વ્યવસ્થા કરી છે કે માનવીની અકલ તેનો વિચાર કરી શકતી નથી.

આ ઉમ્મત પાસે કુર્આને કરીમની તફસીર અને તશરીહની શકલમાં મોટો જખીરો રસૂલુલ્લાહ (સલ.) ની હદીસોનો છે. તેની હિફાઝત અને પ્રચાર પ્રસારની

અલ્લાહ તઆલાએ એવી વ્યવસ્થા કરી છે કે માનવીની અકલ હેરાન છે. રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે :

من كذب على متعمدا فليتبوأ مقعده من النار

જે વ્યકિત રસૂલુલ્લાહ (સલ.) તરફ જુઠી નિસ્બત જોડે, આપ પર જુઠ બોલે તેનું ઠેકાણું જહન્નમ છે. (બુખારી : ૧ / ૧૭૨, હદીસ નં. ૧૨૯૧) આપ (સલ.) એ જે વાત ન ફરમાવી હોય તેની નિસ્બત આપ (સલ.) સાથે કરવી બિલ્કુલ હરામ છે. બલકે કેટલાક ઉલમા તેને કુફ્ર કહે છે. ટુંકમાં આ એલાનનું સહાબએ કિરામ (રદિ.) એ ખૂબ જ ધ્યાન રાખ્યું, અહીંયા સુધી કે વધુ રિવાયત કરવાથી બચતા રહયા. જયાં સુધી સંપૂર્ણ ભરોસો અને યકીન ન થઈ જાય ત્યાં સુધી આપ (સલ.) તરફ નિસ્બત કરીને કોઈ રિવાયત કરતા ન હતા. (ઉમ્દતુલ કારી : ૨ / ૧૪૯)

આપ (સલ.) તરફ ખોટી વાત બયાન ન થઈ જાય તેના માટે ઉલમાએ કિરામે હદીસના રાવીઓના અહેવાલ એકત્ર કર્યા છે અને એ વિશે ફન્ને અસ્માઉર્રિજાલ તૈયાર કરી, તેમાં રાવીના સંપૂર્ણ અહેવાલ બયાન કર્યા, તેમની બુદ્ધિ કેવી હતી, તકવા અને અમાનતદારીમાં તેમનું કેવું સ્થાન છે ? રિવાયતોને વિશ્વાસુ બનાવવા માટે એક કસોટી તૈયાર કરી, જેથી ખોટી વસ્તુ દીનમાં પ્રવેશી શકે નહી, મુહદ્દિષોએ હદીસની રિવાયતોમાં એટલી સાવધાની વર્તી કે દૂધનું દૂધ અને પાણીનું પાણી કરી નાંખ્યું 'ફન્ને અસ્માઉર્રિજાલ' મહાન કળા છે અને મુસલમાનો માટે ગૌરવપાત્ર છે કે આ કળા તેમનું ગૌરવ છે, તેનાથી દુનિયાના તમામ ધર્મો ખાલી છે.

ટુંકમાં જે દીનમાં આટલી સાવધાની રાખવામાં આવી હોય અને ખોટી વાત દીનનો ભાગ ન બની જાય તેના માટે અનેક કળાઓ અસ્તિત્વમાં આવી હોય, ભલા તેના અનુયાયીઓ કઈ રીતે સનદ વગરની વાતને સ્વીકારી લે, કારણ કે ઈસ્લામી હુકમ છે કે જયારે કોઈ વાત સામે આવે તો તેની ખુબ તપાસ કરી લો. કયાંક એવું ન થાય કે તમે તેના ઉપર વિશ્વાસ કરીને કોઈ પગલુ ભરી લો. અને બાદમાં પસ્તાવો થાય, કુર્આને પાકમાં છે :

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ جَآءَكُمْ فَاسِقٌۢ بِنَبَاٍ فَتَبَيَّنُوْٓا اَنْ تُصِيْبُوْا قَوْمًاۢ بِجَهَالَةٍ فَتُصْبِحُوْا

عَلٰى مَا فَعَلْتُمْ نٰدِمِيْنَ (સૂરએ હુજૂરાત : ૬)

એવી રીતે બીજી જગ્યાએ છે :

وَإِذَا جَاءَهُمْ أَمْرٌ مِّنَ الْأَمْنِ أَوِ الْخَوْفِ أَذَاعُوا بِهِ وَلَوْ رَدُّوهُ إِلَى الرَّسُولِ وَإِلَىٰ أُولِي الْأَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِينَ يَسْتَنبِطُونَهُ مِنْهُمْ

**તર્જુમો :** અને જયારે તેઓની પાસે સલામતી અથવા ધાસ્તીની કોઈ (પણ નવી) ખબર પહોંચે છે તો તેઓ તેને (તરત જ) ફેલાવી દે છે. પણ (તેમ ન કરતા) જો તેઓ તે વાતને રસૂલુલ્લાહ (સલ.) સુધી અને તેઓમાંથી હકદાર લોકો સુધી પહોંચાડી આપત તો તેઓમાંથી જે લોકો તેની ચોકસાઈ કરનાર છે તેઓ તેની ચોકસાઈ કરી લેત. (સૂરએ નિસાઃ૮૩)

એટલા માટે કોઈ પણ લેખ સનદ વગર વિશ્વાસુ નથી, નહી તો જેના મનમાં જે આવ્યું ફેલાવી દીધુ હવે આ વસિયતનામામાં વિચાર કરો કે શેખ અહમદ કોણ છે?

માટે તેમનું ભરોસા પાત્ર હોવું તો બાદની વાત છે, લેખમાં એવી વાતો છે કે અકલની વિરુદ્ધ અને શરીઅતની વિરુદ્ધ છે, કારણ કે આ પરચામાં લખેલું છે કે હે અહમદ ! અમારી ઉમ્મતને એવું કહી દો કે એક જુમ્આથી બીજી જુમ્આમાં સાઠીઠ હજાર લોકો મૃત્યુ પામ્યા છે, તેમાંથી કોઈનું ઈમાન સલામત ન હતું. બધા બેઈમાન મૃત્યુ પામ્યા છે. આ વાત ખરેખર શરીઅતની વિરુદ્ધ અને અકલની વિરુદ્ધ છે, એટલા માટે કે અલ્લાહની રહેમત તેના ગુસ્સા પર હાવી છે, હદીસે પાકમાં છેઃ

ان رحمتی سبقت غضبی

**તર્જુમો :** મારી રહમત મારા ગુસ્સા કરતા વધારે છે. (બુખારી : ૬૯૮૬)

માટે અલ્લાહની રહેમતનો તકાદો એ છે કે મોટા ભાગના મોમિનોનો ખાતિમો ઈમાનની હાલતમાં હોય.

બીજુ એ કે આપણો અનુભવ છે કે મોટા ભાગના લોકો અંતિમ ઘડીએ તૌબા કરે છે અને કલિમો પઢીને મૃત્યુ પામે છે આ બન્ને હાલતો ખાતિમા બિલ ખૈરની છે.

(મુસ્નદે અબી યઅલા : ૬ /૪૪૩, હદીસ નં. ૩૮૨૯)

જયારે પરચામાં લખ્યું છે કે કોઈ પણ વ્યકિત ઈમાનની હાલતમાં મૃત્યુ પામ્યો નથી, સ્પષ્ટ છે કે આ બિલ્કુલ જુઠી વાત છે અને પછી વિચાર કરો કે એક જુમ્આથી બીજી જુમ્આ સુધી સાઈઠ હજાર મુસલમાનોનું મૃત્યુ પામવું કયા દેશ અને કઈ કોમમાં થયું હશે ? શું તેનાથી સમગ્ર વિશ્વના મુસલમાનો મુરાદ છે ? જે એક

અઠવાડિયામાં મૃત્યુ પામ્યા છે. અથવા શું મતલબ છે ? આ બિલ્કુલ શંકાસ્પદ વાત છે અને મુસલમાનોની જિંદગી અને મૃત્યુની જાહેરી સંખ્યા તેનું સમર્થન કરતી નથી.

એવી રીતે એ કહેવું પણ દુરસ્ત નથી કે માત્ર થોડા દિવસોમાં એક તારો આસ્માન પર ચમકશે અને તૌબાનો દરવાજો બંધ થઈ જશે. કારણ કે કયામતની નિશાનીઓ જે હદીસની કિતાબોમાં બયાન થઈ છે. તેમાંથી ઘણી હજુ બાકી છે. એટલા માટે કયામત એટલી નજીક નથી કે જેટલી આ પરચામાં લખી છે. બીજુ તૌબાના દરવાજાનું બંધ થવું સૂર્યનું પશ્ચિમથી નિકળવા પર આધારિત છે. અને એટલા માટે હજુ ઘણા વાકિયા જાહેર થયા નથી. જેમકે હદીસમાં છે કે "કયામત આવતા પહેલા કુર્આનના અક્ષરો ખતમ થઈ જશે.

(કન્ઝુલ ઉમ્માલ : ૧૪ / ૨૩૩ હદીસ નં. ૩૮૫૨૫)

બુખારી શરીફમાં છે કે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : કયામતથી થોડા દિવસો પહેલા એવા હશે કે તેમાં ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે અને જહાલત આમ થઈ જશે. અને હરજ વધુ થશે અને હરજનો મતલબ કતલ છે.

(બુખારી હદીસ નં. ૬૬૫૪)

એવી રીતે પરચા – વસિયતનામાને જે પ્રકાશિત કરશે તેની હુઝૂર (સલ.) સિફારિશ કરશે, તેને અને તેના કુટુંબિજનોને જન્નતમાં જગ્યા આપશે. અને જો કોઈ આવું નહી કરે તો તે ખુદાની રહેમતથી વંચિત રહેશે આ વાત પણ બિલ્કુલ ખોટી અને શરીઅત વિરુદ્ધ છે, કારણ કે સહીહ હદીસમાં છે કે આપ (સલ.) દરેક મુસલમાનની સિફારિશ ફરમાવશે. હદીસ શરીફમાં છે કે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું: હું ત્યાં સુધી રાજી નહી થાઉ, જયાં સુધી મારી ઉમ્મતનો એક પણ વ્યકિત જહન્નમાં રહેશે. (બુખારી હદીસ નંબર ૬૫૬૫)

ઉપરાંત આપ રહમતુલ્ લિલ્આલમીન છે, પછી ખુદાની રહેમત ખુબ જ વિશાળ છે, માત્ર આ નકલી વસિયતનામા પર જન્નત – જહન્નમ કેવી રીતે મળે ? પ્રથમ તો સપનુ જુઠ છે અને જો માની લેવામાં આવે કે સપનું સાચું છે તો પણ કુર્આન અને હદીસની તાલીમ સામે આ કોઈ હકીકત નથી રાખતું. કારણ કે આમ વ્યકિતનું સપનું કોઈ શરઈ દલીલ નથી. ન તો સપનુ જોનાર માટે, ન તો બીજા લોકો માટે. સપનામાં ગલતી થવાના સેંકડો ભય સ્થાનો છે. (ઉમ્દતુલ કારી : ૮ / ૮૮)

ખબર નહીં મુસલમાનોને શું થઈ ગયું છે કે પવિત્ર શરીઅત હોવા છતાં સપનાં પર કેમ ભરોસો કરે છે, તેમાં શયતાની વિચારો મોટા ભાગે હોય છે. નેક અને સારા સપના માટે ઘણી શરતો છે. દરેક વ્યકિતનું કામ નથી કે તે એ સમજી શકે કે કેવું સપનું છે ? જો સપનામાં શરીઅત વિરુદ્ધ કોઈ વાત હોય તો તેને નામંજુર કરવામાં આવશે. ખબર નહીં, સપનાઓની દુનિયામાં મુસલમાન કેમ પડી ગયો ! સૂર્યની જેમ ઝળઝળતી તાલીમથી કેમ દૂર થઈ ગયો ?

ટુંકમાં વસિયતનામું મનઘડત છે, હદીસકર્તાઓએ તો જુઠના સામાન્ય ખ્યાલ પર હદીસને મૌઝૂઅ કરી દીધી છે અને મોઝૂઅનો પ્રચાર – પ્રસાર હરામ છે. બલકે કેટલાક મુહદ્દિષોની નજીક તો કુફ્ર છે. હુઝૂર (સલ.) તરફ જુઠી વાત લગાડવી મોટો ગુનોહ છે, એટલા માટે પ્રથમ છપાવનારો હરામ કરે છે, બલકે તેની ઉપર કુફ્રનો અંદેશો છે, એવી રીતે બીજા લોકો જે તેને છપાવશે તે પણ હરામ કાર્ય કરે છે અને તેમનો શુમાર પણ જુઠ ફેલાવવામાં થશે. એટલે ખુદાના અઝાબથી બચવું જરૂરી છે.

તેને બિલ્કુલ સાચું સમજવામાં ન આવે કે તેને વહેંચવાથી માલમાં વધારો થશે, ભલે આ ખબરને કોઈ વિશ્વાસ પાત્ર વ્યકિત કેમ બયાન ન કરે ? કારણ કે તે શકય છે કે તેને કોઈ અન્ય કારણે માલી ફાયદો થયો હોય, પરંતુ તે સમજી બેઠો કે મારો ફાયદો આ વહેંચવાને કારણે થયો છે. આમ તો શયતાન માનવીનો પહેલાથી જ દુશ્મન છે તે અનેક રીતે ઈમાનને બરબાદ કરવાનો પ્રયત્ન કરે છે. એટલા માટે આ પ્રકારની ખબરો પર બિલ્કુલ ધ્યાન ન આપવું જોઈએ. જો તેને સાચું સમજવામાં આવશે તો કુફ્રનો ભય છે. એવો કયો મુસલમાન હશે જે ઈમાન બરબાદ કરીને રૂપિયા કમાવવાનું વિચારશે.

યાદ રાખો "તેને વહેંચવાથી માલમાં ફાયદો થશે" એવું વિચારવું ગલત અને ખોટુ છે, જો આ વાત સહીહ પણ હોય તો પણ મુસલમાન પોતાનું ઈમાન ખતરામાં નાંખીને રૂપિયા નથી કમાતો. વિચાર કરો ગેર મુસ્લિમ લાખો રૂપિયા કમાય છે, તેમને કયું વસિયતનામુ છપાવ્યું, શું કુર્આન અને હદીસની તબ્લીગ પર કોઈ એ વાયદો કરી શકે છે કે ૧૪ દિવસમાં તેને આટલી દોલત મળી જશે, જયારે આવું નથી તો પછી આ પરચો છપાવવા પર કેમ આ પ્રકારનો વાયદો કરવામાં આવે છે ?

યાદ રાખો ! રોજી માટે અલ્લાહ તઆલાનું ફરમાન છે અને કોઈ પણ પૃથ્વી પર ચાલનાર પ્રાણી એવું નથી કે જેની રોજી અલ્લાહ તઆલાના ઝિમ્મે ન હોય. અને તે દરેકના રહેઠાણને તેમ જયાં સોંપવામાં આવે છે તે સ્થાન પણ જાણે છે. (સૂરએ હૂદ : ૬)

જે વ્યકિતના નસીબમાં જેટલું છે એટલું જ મળશે, કેટલું મળશે તેની ખબર કોઈને નથી. આ દુનિયા સબર અપનાવવાની જગ્યા છે, તેને અપનાવવા જોઈએ અને વસિયતનામુ ન છાપવાને કારણે ડર કરવો શરીઅત વિરુદ્ધ છે. કારણ કે જેની જેટલી ઉમર છે તે પૂરી થઈને જ રહેશે. મૃત્યુ ન આગળ થઈ શકે ન પાછળ.

(સૂરએ અઅ્રાફ : ૩૪)

આ જુઠા વસિયતનામામાં કયાંથી અસર હશે કે કોઈને વખતથી પહેલા મારી નાંખે જો કોઈનું તે દરમિયાન મૃત્યુ થઈ જાય તો તે આકસ્મિક રીતે થયું છે. વસિયતનામુ ન છપાવવાને કારણે આ અસર થયો નથી, દરેકનો સમય નકકી છે, તેમાં ફેરફાર ન થઈ શકે.

અફસોસ થાય છે કે મુસલમાનોનો અકીદો કમજોર થઈ ગયો છે અને નકામી વસ્તુઓ પર વિશ્વાસ રાખે છે, હાલાંકે નફો પહોંચાડનારો માત્ર અલ્લાહ તઆલા છે. ન કોઈ વસ્તુ માણસને નફો પહોંચાડી શકે છે અને નુકસાન પહોંચાડી શકે છે.(સૂરએ અઅ્રાફ : ૧૮૮)

એક મુસલમાન તે હતો જેમણે વર્ષોની રસમ નાઈલ નદીમાં યુવાન છોકરીની બલિને ખતમ કરી દીધી. હાલાંકે તે મોકો આજમાઈશનો હતો. લોકોમાં એ વાત મશહૂર હતી કે જો યુવાન છોકરીની ભેટ ન ચઢાવવામાં આવે તો દરિયો પોતાનું પાણી બંધ કરી દેશે. હાલાંકે આ રસમ ઈસ્લામી અકીદાની વિરુદ્ધ હતી. આ રસમને ખતમ કરવા માટે હઝરત ઉમર (રદિ.) ના ગવર્નરે પગલુ ભર્યુ અને યુવાન છોકરીની ભેટ ન ચઢાવી. આકસ્મિક રીતે તે વર્ષે પાણી ઓછું થઈ ગયું. તેની જાણ હઝરત ઉમર (રદિ.) ને કરવામાં આવી. તો તેમણે નાઈલ નદીના નામે એક પત્ર લખ્યો : હે દરિયા ! જો તું ખુદાના હુકમથી વહે છે તો વહેતો થઈ જા, નહી તો તમારી અમને જરૂરત નથી. ઈમાન મજબૂત હતું. તવક્કુલના ઉચ્ચ દરજ્જા પર હતા. અલ્લાહ તઆલાએ લાજ રાખી અને દરિયો ફરી વખતે પોતાની શાન સાથે વહેવા લાગ્યો. અને એ રસમ ખતમ થઈ ગઈ. (કરામાતે અવલિયા : ૯ / ૧૨૬)

આ દુનિયા ખતમ થવાની છે. આજમાઈશની જગ્યા છે, મંદિરના પૂજારીની પણ જરૂરતો પૂરી થાય છે. માટે દરેક મુસલમાન માટે જરૂરી છે કે જેને આ વસિયતનામુ મળ્યું છે. તે સળગાવીને ખતમ કરી દે અને બીજાને જે ગુમરાહ થઈ ગયા છે. તેમને હકીકત સમજાવે. વિશ્વાસ અપાવે કે અલ્લાહ જ ભરોસો કરવાને લાયક છે. તેની ઉપર વિશ્વાસ કરવાથી કયારેય કોઈનું નુકસાન થયું નથી. બલકે

આખિરતમાં દરજાત બુલંદ થવાનું કારણ બનશે. અનુભવ કરી જુઓ. અને તમારા અનુભવો લોકો સમક્ષ રજૂ કરો. જેથી લોકોને જુઠી વાતોને બદલે સત્ય વાતો પર યકીન આવી જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગુજરાતી માસિક "યંગ વહોરા વેલ્ફેર" ના એક લેખ પર શંકા

**સવાલ (૪૧૯) :** "યંગ વહોરા વેલ્ફેર" નામના માસિકમાં ૯ સપ્ટેમ્બર ૧૯૯૧માં "મુસ્લિમ સમાજમાં દીની અને દુન્યવી તાલીમનો અભાવ" ના વિષય પર એક લેખ છપાયો હતો. તેનો એક ફકરો વિચારવા લાયક છે. તેમાં એ લખવામાં આવ્યું છે કે "એવો ધર્મ જે પ્રાચીન પરંપરાઓ, મુલ્યો અને અકીદાઓનો પાબંદ હોય, તે આપણને નકામાને ઉત્તમ હોવાનો અનુભવ કરાવે છે. પરંતુ વાસ્તવિક રાહત નથી આપી શકતા. સત્ય ધર્મ તો તે જ છે જે જમાના સાથે પરિવર્તનોનો સ્વીકાર કરે.

શું આ લેખ ઈસ્લામના દ્રષ્ટિકોણ પ્રમાણે બરાબર છે ? અને આ પ્રકારના લેખોથી મુસલમાનોને દીની ફાયદો થશે કે નુકસાન ? શું આ લેખમાં તીવ્ર ઈસ્લામ દુશ્મની ટપકતી નથી ? આ લેખ પ્રકાશિત થયા પછી તેના તંત્રીએ તેની ઉપર ખુશી વ્યકત કરતા મુસલમાનોને તે વાંચવા અને તેની ઉપર અમલ કરવા ભલામણ કરી છે. મહેરબાની કરીને આપ ઈસ્લામનો દ્રષ્ટિકોણ જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત લેખ લખનારો ગેર મુસ્લિમ છે. ઈસ્લામ સિવાયના બીજા ધર્મો માત્ર બુદ્ધિ પર નિર્ભર છે. લોકોના મગજમાં જેવું આવ્યું તેવો ધર્મ ઘડી લીધો. ધર્મોમાં કેટલાક ધર્મો આસ્માની પણ હતા. પરંતુ તે ધર્મના અનુયાયીઓએ તેમની અસલ રૂહ અને અસલ હકીકતને બાકી ન રહેવા દીધી બલકે પોતાના તરફથી મન ફાવે તેવા ફેરફારો કરીને 'મન ઘડત ધર્મ' બનાવી લીધો. તેમાં નબવી તાલીમ અને રૂહાની તરબિયતનો કોઈ અસર બાકી ન રહયો. ઈસ્લામ સિવાય બધા ધર્મોનો આ હાલ થયો. એટલા માટે તે ધર્મના અનુયાયીઓને જયાં પોતાના ઘડેલા ધર્મમાં કમી નજર આવતી કે તે આધુનિક યુગના મસાઈલના હલમાં અસમર્થ છે. અથવા પોતાના ધર્મના સિદ્ધાંતો અને આધુનિક યુગના તકાદાઓ વચ્ચે મુકાબલો દેખાતો, તો તેઓ તરત જ પોતાની વાત બદલી નાંખતા અથવા તો દીનનો જ ઈન્કાર કરી દેતા. અથવા થોડા દિવસ માટે તેને સ્થગિત કરી દેતા. અથવા તેને નામંજુર કરી દેતા. અને માનવીની બુદ્ધિની ચાલાકીનો આ સિલસિલો માત્ર આધુનિક યુગમાં જ નથી બલકે

દરેક યુગમાં રહયો છે. પછી અલ્લાહ તઆલાએ ભટકેલી ઈન્સાનિયત પર રહેમ કરીને નબીએ અકરમ (સલ.) ને નબી બનાવ્યા અને આપ (સલ.) દ્વારા દુનિયાના તમામ ઈન્સાનોને દીને ઈસ્લામ જેવો મહાન ધર્મ અતા કર્યો, જે પોતાની વિશાળતાને કારણે દરેક યુગની દરેક જરૂરતની પૂર્તિ કરનારો છે, પરંતુ કેટલાક નાદાન લોકો ઈસ્લામને પણ બીજા ધર્મોની જેમ સમજે છે. અને જે રીતે તેઓ બીજા ધર્મોને જુએ છે તેવી રીતે ઈસ્લામને પણ જુએ છે અને જુઠા મનઘડત ધર્મો વિશે જે ફેસલો કરે છે તેવો ફેસલો ઈસ્લામ જેવા સત્ય ધર્મ વિશે પણ કરે છે.

આ વાત આશ્ચર્યજનક નથી, આશ્ચર્યજનક વાત તો એ છે કે એક એવો વ્યકિત જેને દીનદાર મુસ્લિમ ઘરમાં જન્મ લીધો. તેના કાનોમાં સૌથી પહેલા અઝાનની અવાજ સંભળાવવામાં આવી. ઈસ્લામી સમાજમાં જ તેની પરવરિશ થઈ. જેનું બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા ઈસ્લામી માહોલમાં વિત્યું, પછી એ પણ નહી કે તે દીનની તાલીમથી દૂર રહયો હોય. બલકે અલ્લાહના ફઝલથી તેણે દીનનું સારુ એવું ઈલ્મ હાસિલ કર્યુ, તે કેવી રીતે એક ગેર મુસ્લિમના ગલત લેખને કોઈ પણ પ્રકારના ફેરફાર વગર પોતાના માસિકમાં છાપી દે છે. પછી માત્ર તેની ઉપર સંતોષ ન કરતા તેના વિચારો પર પોતાની ખૂશી વ્યકત કરી છે. શું કોઈ મુસલમાન જાણી જોઈને કોઈને કુફ્રિયા અને શિર્કિયા અકાઈદની દાવત આપી શકે છે ? બિલ્કુલ નહી અને એવી બદગુમાની અમે કોઈ પણ મુસલમાનથી કરી શકતા નથી. અને એ જ કારણ છે કે એક મુસલમાન હોવાને લીધે આપને પણ તેના પર શંકા થઈ અને થવી પણ જોઈએ.

દીને ઈસ્લામ જ એક વિશાળ અને ચારે બાજુ દીને ફિતરત છે તે કયામત સુધી ઈન્સાનોની સહીહ રેહબરી અને પ્રગતિની સાથે આખિરતની સફળતાની ગેરંટી આપે છે. નબવી તાલીમ વગર કોઈ પણ ઈન્સાન, ઈન્સાન કહેવાને લાયક નથી. દુનિયાએ અનેક વખતે જોયું છે કે જયારે દુનિયા નબવી તાલીમથી દૂર થઈ તો ઈન્સાનોમાં જંગલી જાનવરોના ગુણો પેદા થઈ ગયા. સમાજ નામની કોઈ વસ્તુ બાકી ન રહી. કોણ નથી જાણતું કે વિશ્વયુદ્ધોમાં ઈન્સાનોના લોહીની કિંમત પાણીથી પણ ઓછી થઈ ગઈ હતી. શું તેમાં જોડાયેલા મુસલમાનો હતા ? ના, બલકે તે અકલ પરસ્ત અને દ્રષ્ટિની ખામીવાળા દુન્યવી તાલીમ પામેલા હતા. જે પોતાને સૌથી વધારે પ્રગતિશીલ અને સભ્ય સમજતા હતા.

યાદ રાખવું જોઈએ કે દીને ઈસ્લામ કયારેય દુન્યવી તાલીમ અને આધુનિક

વૈજ્ઞાનિક શોધો અને પ્રગતીઓનો વિરોધી નથી. જે દીનનો પ્રથમ હુકમ " ઈકરઅ" (પઢો) હોય તે તાલીમનો વિરોધ કેવી રીતે કરે, ઈસ્લામે ઈલાહી હુકમ દ્વારા માનવતાની તે બેહતરીન તરબીયત કરી કે જેની ઉપર અમલ કરવાને લીધે, દુનિયા એક કુટુંબ સમાન બની ગઈ. ઈસ્લામે દરેક પ્રકારના નિર્લજ્જતાના કાર્યો અને અસભ્યતાના કાર્યોથી રોકયા છે. દીને ઈસ્લામે કયારેય દુન્યવી તાલીમનો વિરોધ કર્યો નથી. બલકે ઉચ્ચ દુન્યવી તાલીમ પામેલા લોકોને એ માલૂમ હોવું જોઈએ કે જે તાલીમથી તે પોતાને અલગ સમજે છે, તે પણ હકીકતમાં અંબિયા અલૈ. દ્વારા જ તેમને પ્રાપ્ત થયું છે. લેખન, વાંચનથી લઈને દરેક પ્રકારની કારીગરીનું જ્ઞાન સૌ પ્રથમ અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.) ને આપ્યું અને તેમના દ્વારા જ સમગ્ર વિશ્વે તે જ્ઞાન મેળવ્યું છે. તેથી કોઈ પણ આકાશી ધર્મ દુન્યવી તાલીમ અને દુન્યવી પ્રગતિનો વિરોધ ન કરી શકે, તો પછી દીને ઈસ્લામ જેવો મહાન ધર્મ તેનો વિરોધ કરે.

ઈસ્લામે માનવીની જિંદગીના દરેક ક્ષેત્રને સામે રાખીને સત્ય તાલીમ અને સત્ય તરબીયત દ્વારા તેને માર્ગદર્શન પુરું પાડયું છે, માટે તેને દુનિયાની તાલીમ મેળવવાના આદાબ પણ શિખવાડયા છે. અને એવા કાર્યોથી રોકયા છે જેમાં બિલ્કુલ નિર્લજ્જતા અને અશ્લિલતા જોવા મળતી હોય. માટે આધુનિક શિક્ષણ સંસ્થાઓમાં જે નગ્નતા અને નિર્લજ્જતાની હવા ચાલી રહી છે તેનાથી દૂર રહેવાની તાલીમ આપી છે. દુન્યવી તાલીમથી નથી રોકયા, બલકે જ્ઞાનને આંતરિક અને બાહય પવિત્રતાની સાથે નબવી તરીકા પ્રમાણે પ્રાપ્ત કરવાનું કહેવામાં આવે છે, તેને આધુનિક યુગમાં અકલ પરસ્ત અને દ્રષ્ટિની ખામીવાળા દુન્યવી તાલીમનો વિરોધ સમજી ગયા છે.

આપણે યાદ રાખવું જોઈએ કે આપણી કામિયાબીની ગેરંટી માત્રને માત્ર દીને ઈસ્લામ પર અડગ રહેવામાં છે. અને નબી (સલ.) તેમજ સહાબા(રદિ.)ની પેરવી કરવામાં છે. હદીસ શરીફમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો, આ ઉમ્મતના પાછલા લોકો પણ એ જ તરીકા પર કામિયાબ થઈ શકે છે જેની ઉપર ચાલીને પહેલાના લોકો કામિયાબ થયા, માટે હઝરાતે સહાબા (રદિ.), તાબિઈને ઈઝામ જે માર્ગ પર ચાલીને કામિયાબ થયા તે જ અમારા માટે પણ પથદર્શક – દીવાદાંડી સમાન છે.

વર્ણન કરેલ માસિક યંગ વહોરા વેલ્ફેર ના તમામ જિમ્મેદારોથી આગ્રહ ભરી

વિનંતી છે કે તેઓ આ લેખની ઈસ્લાહ કરે, અને હવે પછી આવા લેખો ઈસ્લાહ અને તેહકીક વગર ન છાપે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) પાલન હક્કાની સાહેબની કિતાબ "શરીઅત અને જહાલત" કેવી છે ?

**સવાલ (૪૨૦) :** જનાબ મુહમ્મદ પાલન હક્કાની સાહેબની કિતાબ "શરીઅત અને જહાલત" આપની ખિદમતમાં મોકલું છું, તેના અભ્યાસ પછી નીચેના સવાલોના જવાબો આપવા વિનંતી છે. (૧) આ કિતાબ સુન્ની હનફી મઝહબ પ્રમાણે છે કે તેના વિરુદ્ધ છે ? (૨) શું આ કિતાબમાં પયગમ્બર, તેમના સહાબા (રદિ.) અથવા અવલિયાએ કિરામ (રહ.) માંથી કોઈની બેઅદબી થઈ છે ?(૩) આ કિતાબમાં ધાર્મિક, સામાજિક અને અખ્લાકી સવાલોને ઉઠાવીને જે પરિણામ કાઢવામાં આવ્યું છે તે સુન્ની હનફી મસ્લક પ્રમાણે સહીહ છે કે નહી ? મુસલમાનો માટે ફાયદા કારક છે કે નુકસાનકારક ? (૪) આ કિતાબમાં કુર્આને કરીમ, અહાદીસ અને ફિકહની કિતાબોના હવાલા આપવામાં આવ્યા છે. તે વિશ્વાસુ છે કે નહી. (૫) આ કિતાબને હનફી મસ્લકની વિરુદ્ધ તો નહી માનવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) શરીઅત કે જહાલત કિતાબ સુન્ની હનફી મસ્લક પ્રમાણે છે. અલબત્ત કેટલાક મસાઈલ ફતવા પ્રમાણે નથી. (જેમકે મસ્અલા પાન નંબર ૫૩૦, ૪૧૨ અને ૪૧૩ પર જે મસ્અલાઓ છે. (૨) રસૂલે અકરમ (સલ.), સહાબા (રદિ.) અને અવલિયાએ કિરામ (રહ.)ની શાનમાં કોઈ બેઅદબી કરવામાં આવી નથી. દરેકની શાનમાં માત્ર દરજ્જાનો ખ્યાલ રાખવામાં આવ્યો છે. જે નકલ કરવામાં આવ્યું છે સહી અને વિશ્વાસું કિતાબોમાંથી લેવામાં આવ્યું છે. (૩) ઉમ્મતે મુસ્લિમા માટે માત્ર સામાજિક અને અખ્લાકી જ નહી બલકે દરેક પ્રકારની ઘણી સારી હિદાયતો છે. અલ્હમ્દુલિલ્લાહ. (૪) બધા હવાલાઓ સહીહ છે. (૫) આ કિતાબ સુન્ની હનફી મસ્લક પ્રમાણે છે. કોઈ વિરોધી નથી. ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

આ ફતવા પર હઝરત મુફતી અહમદ બેમાત સા. (રહ.)ની સહી સિવાય બીજા ઉલમાએ કિરામ દુરુસ્ત માનનારાઓના નામ નીચે પ્રમાણે છે.

(૧) મુફતી ઈબ્રાહીમ પાલનપુરી સા. (૨) મુફતી અહમદ શરીફ હસન (૩) હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહેબ (રહ.) (મુફક્કિરે મિલ્લત) (૪) હઝરત

અબ્દુલગુફૂર નકશબંદી સાહેબ. (૫) મૌલાના મુફતી મુસ્લિહુદીન સાહેબ (૬) હઝરત મૌલાના ઈબ્રાહીમ નદવી સા.

## (૬) બહારે શરીઅત નામની કિતાબ પટવી જોઈએ કે નહી ?

**સવાલ (૪૨૧) :** મને ફિકહની કિતાબો પઢવાનો શોખ છે, હું એક કિતાબ "બહારે શરીઅત" મુહમ્મદ અમજદ અલી આઝમીની લખેલી વાંચી રહયો હતો, તો મારા એક મિત્રએ કહયું કે આ કિતાબ બરેલ્વીઓની છે આપણે દેવબંદીઓની કિતાબ પઢવી જોઈએ. તો આ વિશે આપનાથી મશ્વેરો છે કે શું આ કિતાબ પઢવી જોઈએ કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહારે શરીઅત બરેલ્વી આલિમની કિતાબ છે. તેની જગ્યાએ બેહિશ્તી ઝેવર હઝરત અકદસ મૌલાના અશરફ અલી થાનવી (રહ.)ની અથવા ઈલ્મુલ ફિકહ હઝરત મૌલાના અબ્દુશ્શકૂર લખનવી (રહ.)ની પઢો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



الرؤيا ثلاث حديث النفس، وتخويف الشيطان، وبشرى من الله فمن

رأى شيئا يكرهه فلا يقصه على أحد وليقم فليصل

**તર્જુમો :** સપનાં ત્રણ પ્રકારના હોય છે : (૧) દિલની વાતો (મનઘડત) (૨) શયતાની સપના (૩) અલ્લાહ તઆલા તરફથી ખુશખબરી, જે માણસ ખરાબ સપનું જુએ તો કોઈની સામે બયાન ન કરે અને ઉઠીને નમાઝ પઢી લે.

(બુખારી : હદીસ નં. ૭૦૧૭)

# સપનું અને તેની તા'બીર

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# સપનું અને તેની તા'બીર

## (૧) સપનામાં વાઘને જોવો અને તેને મારી નાંખવાની તા'બીર શું છે ?

**સવાલ (૪૨૨) :** મારી ઉમર હમણાં ૮૩ વર્ષની છે, મેં એક રાત્રે લગભગ ત્રણ – સાડા ત્રણ વાગ્યે એક સપનું જોયું કે હું એક ગામમાં ગયો, જયાં આજથી વર્ષ – દોઢ વર્ષ પહેલા જવાનું થયું હતું. હું જેવો ગામમાં દાખલ થયો, મારી નજર એક વાઘ પર પડી, જે મારી સામે આવી રહયો છે. પરંતુ મારી પાસે દંડો વગેરે કોઈ વસ્તુ ન હતી. ગામના લોકોએ મને દૂરથી ઈશારો કર્યો કે તમારા ખિસ્સામાં કોઈ પેન હોય, તો કાઢીને તેની તરફ ઈશારો કરો, તે જતો રહેશે. મેં તેમના કહેવા પ્રમાણે ખિસ્સામાંથી પેન કાઢી અને વાઘ તરફ ઈશારો કર્યો. પરંતુ વાઘ ન હટયો, હું નજર બચાવીને બીજી ગલીથી દોડીને મસ્જિદ તરફ જતો રહયો. જેવો મસ્જિદના સહેનમાં પહોંચ્યો તો વાઘ દોડીને મારી પાછળ આવીને ઊભો થઈ ગયો. મેં તેને મારી નાંખ્યો, તેના લોહીથી મારા હાથ અને કપડા બગડી ગયા, બસ તેની ઉપર મારી આંખ ખુલી ગઈ. તો આ સપનાની તા'બીર શું થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મને સપનાની જે તાબીર સમજમાં આવી રહી છે તે એ કે વાઘ માનવીનો દુશ્મન હોય છે, તેમજ ખૂબ જ શકિતશાળી અને બહાદૂર પ્રાણી છે. વાઘનું આપની તરફ આવવું એ તરફ ઈશારો છે કે કોઈ શકિતશાળી વ્યકિત આપની સાથે દુશ્મની કરે છે. (તા'બીરનામુ મુહમ્મદ બિન સિરીન રહ.) પરંતુ આપના મિત્રોએ આપને દુશ્મનથી બચાવવાનો સહારો આપ્યો કે તેઓ આપને દુશ્મનથી બચવાની યુકિત બતાવી રહયા છે, આપે પોતાની સુરક્ષા માટે મસ્જિદનો આશરો લીધો. આજ સાચા મુસલમાનની શાન છે. તેમજ આપના આ અમલથી માલૂમ થાય છે કે આપ મસ્જિદ અને મદ્રસાની ભલાઈ ઈચ્છો છો, તેની બરકતથી આપને આપના દુશ્મન પર વિજય મળ્યો અને આપે તેને ખતમ કરી દીધો.

એટલા માટે કોઈ ફિકરની જરૂરત નથી. આપનો દુશ્મન આપને કોઈ નુકસાન નહીં પહોંચાડી શકે. કારણ કે આપે તેને હરાવી દીધો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨)"ત્રણ કચેરી" વાળી હદીસ સપનામાં જોવી અને તેની તાબીર

**સવાલ (૪૨૩) :** એક રાત્રે મેં સપનું જોયું કે એક મોટો મજમો હલ્કો લગાવીને બેઠો છે તે મજમામાં હું ઊભો થઈને લોકોને હદીસ સંભળાવી રહયો છું. હદીસ શરીફ આ છે કે જેમાં આ મઝમૂન આવ્યો છે કે કયામતમાં ત્રણ કચેરીઓ હશે. મેં પહેલી કચેરી વિશે બયાન કર્યુ. તો એક વ્યકિત ઊભો થયો. તેણે એક માણસના હાથમાં કોઈ વસ્તુ આપી અને કહયું કે મુટ્ટી બંધ કરી દો અને તેને 'નેત્રંગ' ગામમાં પહોંચાડી દો. આ હુઝૂર (સલ.) નો આપેલો તોહફો છે. પછી મેં બીજી કચેરી વિશે બયાન કર્યુ, તો તે જ નવયુવાન ઊભો થયો અને વર્ણન કરેલ વ્યકિતને ફરી એક તોહફો આપ્યો અને કહયું કે આ તોહફો હુઝૂર (સલ.) એ આપ્યો છે. તેને "નેત્રંગ" પહોંચાડી દો. ત્યાર પછી મારી આંખ ખુલી ગઈ અને ત્રીજી કચેરી વિશે હું કંઈ બયાન ન કરી શકયો તો હવે હઝરતથી ગુઝારિશ છે કે આ સપનાની તાબીર આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તાબીરના અનેક પ્રકારો છે જે નીચે પ્રમાણે છે.

(૧) સપનામાં હદીસે પાકનું બયાન કરવું ખૈરો બરકતનું કારણ છે.

(૨) ત્રણ કચેરીવાળી હદીસનું સપનામાં બયાન કરવું એ વાત તરફ ઈશારો છે કે આપને ઉમ્મતની ફિકર છે. અલ્લાહ તઆલા વધુ પ્રગતિ આપે. (આમીન)

(૩) સપનામાં લોકો આપનાથી હદીસ સાંભળી રહયા હતા, આ તે વાત તરફ ઈશારો છે કે લોકો આપના આ કામમાં આપને મદદ કરશે.

(૪) ગૈબી રીતે પણ આપને મદદ મળતી રહેશે.

(૫) આપ (સલ.)ની આપના તરફ ખાસ તવજ્જુહ છે. અને "નેત્રંગ" જેવા પછાત અને દીનથી દૂર ઈલાકામાં આપ(સલ.) નો તોહફો મોકલવો એ વાતની તરફ ઈશારો છે કે આપ તે ઈલાકામાં દીનની મહેનત કરો અને નાના બાળકોના અકાઈદ તરફ ધ્યાન આપો. નબીએ કરીમ (સલ.)ની ખાસ તવજ્જુહ આપની સાથે રહેશે.

(૬) જે મજમા અને મજલિસમાં આપ હદીસ બયાન કરી રહયા હતા, તેમાં આપ (સલ.) નું તશરીફ લાવવું આપના માટે ખૂશખબરી છે કે નબી (સલ. )ની તવજ્જુહ આપની સાથે છે. ગભરાવવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ખરાબ સપનાનું કારણ

**સવાલ (૪૨૪) :** જો કોઈ માણસ સપનામાં એ જુએ કે તે પોતાની બહેન સાથે ઝિના–બદકારી કરી રહયો છે અને તેવી હાલતમાં તેને સ્વપ્નદોષ થઈ જાય, તો આ પ્રકારના બુરા સપનાનું કારણ શું હોઈ શકે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સપનાના અનેક પ્રકાર છે. બુરા સપના જોવામાં નફસ અને શયતાનનો પણ દખલ હોય છે, એટલા માટે આપનું આ સપનું "શયતાની સપનું"છે. આવા સપનાઓથી અલ્લાહ તઆલાની પનાહ માંગવી જોઈએ. રાત્રે સુતી વખતે કુર્આન અને હદીસમાં આવેલા વઝાઈફ પઢવાથી આવા બુરા સપનાઓથી બચી શકાય છે. (બુખારી હદીસ નં. ૭૦૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) સપનામાં સાપ જોવો

**સવાલ (૪૨૫):** એક સ્ત્રીને લગભગ ત્રણ વર્ષથી સપનામાં સાપ દેખાય છે. તે દરરોજ મામુલાત પઢીને સુએ છે. પરંતુ આ સાપનું સપનું મોટે ભાગે આવે છે અને અચાનક બુમ પાડીને જાગી જાય છે. હમણાં થોડા દિવસ પહેલા તેણે સપનું જોયું કે એક સાપ આવ્યો અને તેની ચોટલી પર ચઢવા લાગ્યો, તો તે ચીખ મારીને એકદમ ઊંઘમાંથી ઊઠી ગઈ. આ સપનાની શું તાબીર હોઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે સપના ત્રણ પ્રકારના હોય છે. (૧) ખુશખબરીઓ એટલે ભવિષ્યમાં થનારી સારી ખબરો, જે અલ્લાહ તઆલા સપનામાં બતાવે છે. (૨) વ્યકિત જે વિચારો લઈને સુએ છે, સપનામાં તેને તે દેખાય છે. (૩) શયતાની વસવસા એટલે શયતાન માનવીનો દુશ્મન છે, એટલા માટે તે સપનામાં પણ વ્યકિતને ડરાવે છે અને એવા વસવસા નાંખે છે જેનાથી માનવી ડરી જાય. (તિરમિઝી : ૨ / ૫૩, હદીસ નં. ૨૨૭૦)

માટે વર્ણન કરેલ સપનું શયતાની છે. તેનાથી ડરવાની જરૂરત નથી. આ

પ્રકારના સપના જોવા પર 'લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ્ અઝીમ" ત્રણ વખત પઢીને ડાબી તરફ થુથકારી દે અને પાસુ બદલીને સુઈ જાય અને સુતા પહેલા ચાર કુલ અને આયતુલ કુર્સી પઢીને હાથ પર દમ કરીને આખા શરીર પર હાથ ફેરવી દે અને જમણી તરફ સૂઈ જાય. ઈન્શાઅલ્લાહ બુરૂ સપનું ખતમ થઈ જશે.

સપનાની તાબીરના મોટા ઈમામ અલ્લામા મુહમ્મદ ઈબ્ને સીરીન (રહ.) લખે છે કે સપનામાં સાપ જોવાની તાબીર એ છે કે દુશ્મન તમારી પાછળ પડેલો છે. જે માલ, ઈજ્જત અને આબરૂ પર હુમલો કરવા માંગે છે, પરંતુ જો ત્રણ વર્ષથી સપનામાં આ સાપે દંખ માર્યો નથી, તો તેનો મતલબ એ છે કે દુશ્મન નુકસાન નહી પહોંચાડી શકે અને આ દુનિયામાં કોણ એવું છે જેનો દુશ્મન ન હોય. માત્ર સાવધાની વર્તવાની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) સપનામાં પોતાને નાપાક હાલતમાં જોવો અથવા સાપ નજર આવવો

**સવાલ(૪૨૬) :** મેં એવું સપનું જોયું છે કે હું નાપાકીની હાલતમાં છું, અને પાક થવા માટે ગુસલનો ઈરાદો કરું છું કે અચાનક એક સાપ મારી તરફ આવે છે અને મારા ડાબા હાથમાં બગલની પાસે ડંખ મારે છે. સાથે હું એ મેહસૂસ કરું છું કે હું નાપાકીની હાલતમાં છું, જો આવી હાલતમાં મૃત્યુ થઈ ગયું તો નાપાકીની હાલતમાં મૃત્યુ પામીશ. હું ગમમાં છું કે અચાનક, આંખ ખુલી જાય છે. તેનાથી પહેલા પણ અનેક વખતે સાપ જોઈ ચુકયો છું. તો આની તાબીર શું થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે કે સપના ત્રણ પ્રકારના હોય છે : (૧) ખુશખબરીઓ એટલે ભવિષ્યમાં થનારી સારી ખબરો હોય છે. અલ્લાહ તઆલા બંદાને તે વાકિયાત બતાવે છે, જેથી તે નેક માર્ગ પર પાબંદીથી કાયમ રહે. (૨) તે વિચારો જે માનવીના દિમાગ પર છવાયેલા રહે છે, જે લઈને સૂએ છે, તો સપનામાં તે જ બધું દેખાય છે, એવા સપનાની કોઈ હકીકત નથી.(૩) શયતાની વિચારો જે શયતાન તરફથી હોય છે. શયતાન ઈન્સાનનો દુશ્મન છે, સપનામાં પણ ઈન્સાનને હેરાન – પરેશાન કરે છે.

જે સપનું આપે જોયું છે અને સતત જોતા રહો છો. તે આ ત્રીજા પ્રકારથી સંબંધ ધરાવે છે. એટલા માટે ગભરાવવાની જરૂરત નથી.

(તિરમિઝી : ૨ / ૫૩, હદીસ નં. ૨૨૭૦)

ખરાબ અને ભયજનક સપના આવે તો આપ પોતાની ડાબી બાજુ થુથકારી દો અને પાસું બદલીને સુઈ જાઓ અને સુતા પહેલા ચાર કુલ અને ત્રણ વખત આયતુલ કુર્સી પહેલા અને છેલ્લા ત્રણ – ત્રણ વખત દુરૂદ શરીફ પઢીને આખા શરીર પર દમ કરી લો, પછી સુઈ જાઓ. (તિરમિઝી : ૨ / ૫૩, હદીસ નં. ૨૨૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) એક સપનાની તાબીર

**સવાલ (૪૨૭) :** રાત્રે કંથારિયામાં મવલાના અબ્દુલ મજીદ નદવી સાહેબના બયાનમાં હાજર થયો. લોકોની ભીડ અને અનવારાત જોઈને ઘણી ખૂશી થઈ. ઘરે આવીને જયારે સુતો તો સપનામાં મર્હૂમ વાલિદ સાહેબની ઝિયારત થઈ. જોયું કે તેઓ એક સુંદર મસ્જિદ તરફ જઈ રહયા છે. હું પણ તેમની સાથે થઈ ગયો. મસ્જિદે જઈને જોયું કે તેઓ દુઆમાં મશ્ગૂલ હતા મને જોઈને ખૂબ જ ખુશ થયા, વાલિદ સાહેબની મુલાકાતથી જયાં મને ખૂશી થઈ, ત્યાં તેમની ખૂશી પણ અદ્દભૂત હતી. અમે બંને ખૂશીમાં વાતોમાં મશ્ગૂલ હતા કે મારા નાના ભાઈની બે નાની છોકરીઓ મસ્જિદના સહેનમાં આવીને શોર કરવા લાગી. મેં જયારે આ જોયું તો તેમણે ધમકાવીને કહયું : ઘરે જાઓ ! તો વાલિદે મરહુમે મારી તરફ જોઈને કહયું કે ભાઈ ! હજુ સુધી તારો ગુસ્સો ખતમ થયો નથી.

મેં સપનામાં અજીબ નુરાની દ્રશ્ય જોયું હતું. આવું નુરાની દ્રશ્ય મક્કા મુકર્રમા હોય છે અથવા તો મદીના મુનવ્વરામાં અથવા તો મેં કંથારિયામાં જોયું હતું. હઝરતથી અરજ છે કે આ સપનાની તાબીર શું હોઈ શકે છે ? આ સપનું જોયા પછી મારે શું કરવું જોઈએ ? સપનું ભલે બુરૂ હોય કે સારૂ, ત્યાર પછી શરીઅતમાં કોઈ અમલ ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાલિદ સાહેબને સારી હાલતમાં જોવા મરહૂમ માટે મગફિરત અને જન્નતની ખૂશ ખબરી છે. (તા'બીરનામુ) (ઈન્શાઅલ્લાહ) અને મસ્જિદમાં મુલાકાત કરવી એ તરફ ઈશારો છે કે અલ્લાહ તઆલાની ખુશી મસ્જિદવાળી જિંદગીથી પ્રાપ્ત થશે.

ત્યાર પછી ભત્રીજીઓ પર આપનો ગુસ્સો અને વાલિદ સાહેબની નસીહત કે હજુ સુધી ગુસ્સો ખતમ થયો નથી. તેમાં એક કમજોરીની ઈસ્લાહ તરફ ઈશારો છે. ગુસ્સો કોઈ બુરી ચીજ નથી પરંતુ તેના મોકા પર હોવો જોઈએ અને વ્યકિતને મોકો જોઈને ગુસ્સે થવું જોઈએ. છોકરીઓ નાદાન છે, માટે તેમની ઉપર ગુસ્સાનું કોઈ મજબૂત કારણ નથી. બલકે આપે જાતે મસ્જિદમાં જોરથી અવાજ કરીને મસ્જિદની બેઅદબી કરી, જયારે કે છોકરીઓ તો મસ્જિદની બહાર સહેનમાં હતી. તેમજ તે નાદાન હતી, માટે અહીંયા ગુસ્સાનું કોઈ યોગ્ય કારણ નથી. એટલા માટે ગુસ્સા વિશે વાલિદે મરહૂમની નસીહત કબૂલ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સપનામાં ઘરમાં વરસાદ વરસતો જોયો

**સવાલ (૪૨૮) :** મને સપનામાં સંડાસની જગ્યા નજરે પડી, પછી મારા ઘરમાં ઘણો વરસાદ થતો દેખાયો અને ઘરની બધી વસ્તુઓ લીલા રંગની થઈ ગઈ, આ સપનાની તાબીર શું છે ? અને મારે કયો વઝીફો પઢવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સપના તરફ વધારે ધ્યાન આપવાની જરૂરત નથી. જો કે આ સપનું સારુ છે, આપને દુનિયામાં માલ મળશે. (તા'બીરનામુ)

અને પઢવા માટેનો મશ્વેરો એ છે કે ઈસ્તિગ્ફાર અને દુરૂદ શરીફ વધુ પ્રમાણમાં પઢો. અને શકય હોય તો એક પારો કે અડધો પારો કુર્આને પાકની તિલાવત કરો. અને અવલાદ વિશે કોશિશ કરો કે તેઓ દીની મિજાઝ સાથે દીનના અલમબરદાર બને. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) સપનામાં વાલિદ સાહેબને જાજરામાંથી બહાર કાઢવાની તાબીર

**સવાલ (૪૨૯) :** મારી પુત્રીએ રાત્રે ત્રણ વાગ્યે એ સપનું જોયું કે તેણે મને બે દિવસથી જોયો નથી. છોકરીને એ ખ્યાલ આવ્યો કે ઘરની પાછળ કુવામાં પડી ગયા હશે, તો તેણે કુવામાં આવીને જોયું તો હું નજર ન આવ્યો પછી તેણે જાજરામાં જોયું તો હું તેના તબમાં અંદર બેઠો હતો, તેણે મારા વાળા પકડીને મને બહાર કાઢયો, હું અંદર સ્વસ્થ હતો, કુવામાં પડયો ન હતો. જો તબ ન હોત તો હું કુવામાં પડી જતો અને તેમાં મળ – પાખાનું હતું. તેણે મને જયારે બહાર કાઢયો તો મારા પગ સુકાય

ગયા હતા. છોકરી આ જોઈને રડવા લાગી, મેં તેને શાંત કરી, તો આ સપનાની તાબીર શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સપનું કોઈ શરઈ દલીલ નથી, એટલા માટે સપનામાં ધ્યાન આપવાથી દીનનો કોઈ ફાયદો નથી, શયતાન માનવીનો દુશ્મન છે, તે સપનામાં આવીને માનવીને આ પ્રકારની વસ્તુઓથી ડરાવે છે, જેમકે હદીસમાં છે :

દરેક વ્યકિત આજે દુનિયામાં ફસાય ગયો છે, આ દુનિયા એક કુવાનું ઉદાહરણ છે. દુનિયામાં આવકના સાધનો હલાલ પણ છે અને હરામ પણ છે, તો માનવીને હરામથી જે નાપાક મળ – પાખાના જેવું છે તેનાથી બચવું જોઈએ. (તા'બીરુર્રુઅ્યા : ૩૩૭) એટલે જો કોઈ હરામ કામ દા.ત. વ્યાજ વગેરેમાં પડેલા હોવ તો તેનાથી તૌબા – ઈસ્તિગ્ફાર કરો, અને પોતાની આખિરત દુરુસ્ત કરી લેવી જોઈએ. માત્ર આ સપનાથી આ તરફ ઈશારો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઊંઘમાં ગેબી અવાજ સાંભળવાની તાબીર

**સવાલ (૪૩૦) :** તબ્લીગી જમાતમાં ચિલ્લા દરમિયાન હું એક રાત્રે સુઈ રહયો હતો, એવામાં અચાનક કાનમાં આ અવાજ આવી : " ઉઠ હમણાં માંગવાનો વખત છે, અને તું સુઈ રહયો છે. " તે વખતે લગભગ રાત્રીના સાડા ત્રણ વાગ્યા હતા. ઉઠીને જયારે મેં આમ – તેમ જોયું તો કોઈ નજર ન આવ્યું. પછી ઊંઘ ન આવી, હાલાંકે ઉઠયા પછી મને ઊંઘ બહુ આવે છે તો તેનું શું કારણ હોય શકે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા કેટલીક વખતે પોતાના બંદાઓને ગફલતથી જગાડવા માટે આ પ્રકારની ગેબી અવાજથી સાવધાન કરે છે, રાત્રીનો અંતિમ વખત દુઆની કબૂલીયતનો છે. તેમાં કોઈ શંકાને સ્થાન નથી તમે રાતમાં ઉઠીને તહજ્જુદ પઢો અને અલ્લાહ પાસે માંગવાની કોશિશ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) સપનામાં આપ (સલ.) ની ઝિયારત અને જોનારની પેશાની - કપાળ પર મહોર લગાવવી

**સવાલ (૪૩૧):** એક માણસને આકાએ નામદાર (સલ.)ની સપનામાં ઝિયારત

થઈ , તે વખતે તેણે પાણીથી ભરેલી એક હોજ પણ બતાવવામાં આવી. તે હોજમાં આપ (સલ.) ઊભા હતા અને સાથે તે પણ હતો, પછી હુઝૂર (સલ.) એ તેની પેશાની પર એક મહોર લગાવી, પરંતુ તે મહોર પાણી માં પડી ગઈ, તેને તે પાણીમાં શોધી પરંતુ તે ન મળી, એટલામાં તેની આંખ ખુલી ગઈ.

આ સપનું જે વ્યકિતએ જોયું છે તે પાંચ ટાઈમની નમાઝનો પાબંદ છે, પરંતુ ઘરમાં દરેક પ્રકારની ગંદકી રહે છે, એટલે કુતરું પણ ઘરમાં આવ–જા કરે છે. ઘરની આસપાસ પણ નાપાકી પડેલી રહે છે, એવામાં આ વ્યકિતનું આ પ્રકારનું સપનું જોવું શું હકીકત રાખે છે ? સંતોષકારણ જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સપનું કોઈ શરઈ દલીલ નથી. એટલે સપના પાછળ ન પડો, હદીસ શરીફમાં સપનાના ત્રણ પ્રકાર બયાન કરવામાં આવ્યા છે : (૧) શયતાની વિચારો : શયતાન સપનામાં આવીને વ્યકિતને હેરાન કરે છે, તેને ડરાવે છે, જો કોઈને આવું ખરાબ સપનું આવે, તેનાથી તેને ગભરામણ થાય તો તે પોતાનું પાસુ બદલી ડાબી બાજુએ થુથકારીને તઅવ્વુઝ પઢે પછી સુઈ જાય.

(૨) ઈન્સાની વિચારો : એટલે રાત દિવસ જે વિચારે છે, તે બધા વિચારો રાત્રે સપનામાં જુએ છે.

(૩) ખુશખબરીઓ : એટલે સત્ય દીનદાર, પરહેજગાર વ્યકિતને અલ્લાહ તઆલા તરફથી ભવિષ્યમાં આવનારી વાતોની ખૂશખબરી આપવામાં આવે છે, અને બીજા અન્ય તરીકાઓથી પણ ખૂશખબરી આપવામાં આવે છે.

ઉપરોકત સપનું સારું છે. રસૂલુલ્લાહ (સલ.) ની ઝિયારત ખુશખબરીની નિશાની છે, (તા'બીરનામા) અને ઈમાનની મહોર લગાવવાની હુઝૂર (સલ.) કોશિશ કરી રહયા છે, અલબત્ત અફસોસ તે વાતનો છે કે તે વ્યકિત નાપાકી અને કુતરાઓને પાળવામાં મશગુલ છે. (એટલે સફાઈનો ખ્યાલ રાખતો નથી. પોતાના ઘરને કુતરાઓની અવર જવરથી બચાવતો નથી.) તેણે કારણે તેની તે મહોર હોજમાં પડી ગઈ. એટલા માટે તે વ્યકિત માટે જરૂરી છે કે તે નાફરમાનીવાળા આમાલથી તૌબા કરે અને અલ્લાહ તઆલાથી ઈસ્તિગ્ફાર કરે. દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તેને નેક તૌફીક અતા ફરમાવે. આમીન . ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સપનામાં પત્નીને મુર્દા જોવાની તાબીર

**સવાલ (૪૩૨) :** અહકરે એક સપનું લગભગ ત્રણ વખત જોયું, તેને કારણે ખૂબ જ

પરેશાન અને બેચેન છું. એટલા માટે તેની તાબીર પૂછવાના હેતુથી આ પત્ર લખી રહયો છું, આશા છે કે તેની તાબીર જણાવી મહેરબાની કરશો. સપનું નીચે પ્રમાણે છે.

મેં સપનામાં જોયુ કે મારી પત્નીનું મૃત્યુ થઈ ગયું છે, તેને કારણે પરેશાની વધી ગઈ કે હું આમ – તેમ નાસવા લાગ્યો અને મારા બાળકો પણ પરેશાન થઈ ગયા, પરેશાનીમાં નીચેથી સીડીઓ ચઢતા ઉપર ગયો તો જોયું કે બાળકો તો સુઈ રહયા છે, થોડી વાર પછી મારી આંખ ખુલી ગઈ તો જોયુ કે પત્ની જીવતી છે. પરંતુ આ સપનું ત્રણ વખત દેખાયું છે, એટલે મારી પરેશાની વધી ગઈ છે માટે આપનાથી નમ્ર વિનંતી છે કે આપ તેની તાબીર આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપનો કોઈ બુઝુર્ગથી બયઅતનો સંબંધ છે તો બહેતર હતું કે આપ સપનાની તાબીર તેમને પૂછી લેતા, પરંતુ જો કે જનાબે અહકરને લખ્યું છે એટલે તાબીર બતાવી રહયો છું આપના સપનામાં પત્નીના દરજાતની બુલંદીની ખુશખબરીઓ છે, અને જો તેઓ પહેલાથી કોઈ બિમારીમાં અને પરેશાનીમાં છે તો તે દૂર થવાનો ઈશારો છે, એટલા માટે બાળકોને આરામ કરતા, શાંતિની હાલતમાં બતાવવામાં આવ્યા છે. ચિંતાની કોઈ વાત નથી. અલ્લાહ તઆલા આપણા બધાનો ખાતિમો ઈમાન પર ફરમાવે. આમીન. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨)સપનામાં જનાઝાની હાલત અને તેની તાબીર

**સવાલ (૪૩૩) :** મેં મોલવી અહમદ રઝાખાન અને દેવબંદના તે ઉલમા જેમની ઉપર હુસ્સામુલ હરમૈનમાં કુફ્રનો ફતવો લગાવ્યો છે. તેમની હાલત સપનામાં જોવા માટે "યા બાતિનુ" નું વિર્દ આખું અઠવાડિયું કર્યુ હતું, પરંતુ મને કોઈ પ્રકારનું સપનું ન આવ્યું. ત્યાર પછી મેં એક હજાર વખતે દુરૂદ શરીફનું વિર્દ કર્યુ. તો લગભગ આજથી ૨૨ દિવસ પહેલા સવારમાં એક સપનું જોયું, જામનગરના બુરધન ચોકમાં એક જનાઝા સાથે છું અને અચાનક જનાઝો નીચે પડી ગયો. પરંતુ મય્યિતને હું ન જોઈ શકયો. હું ખૂબ જ ગભરાઈ ગયો અને બુમો પાડતો જનાઝો ફેંકનાર પાછળ દોડયો, પરંતુ તેમાંથી બે બાઈક પર, બે સાયકલ પર અને બે પગપાળા નાસી ગયા અને આ છ વ્યકિતઓ હિંદુ હતા. ત્યાર પછી મારી આંખ ખુલી ગઈ. આપનાથી વિનંતી છે કે સપનાની તાબીર આપવા મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉલમાએ કિરામે ફરમાવ્યું છે કે સપનું શરઈ દલીલ નથી અંબિયા અને રસૂલોના સપના સિવાય ઉમ્મતના કોઈ પણ વ્યકિતના સપનાથી દલીલ જાઈઝ નથી. (શર્હે અકાઈદ અન્નસફિય્યહ : ૨૨) કારણ કે સપનું શરઈ દલીલ નથી. તેમજ આપે વઝાઈફ પઢીને અહમદ રઝાખાન અને ઉલમાએ દેવબંદના બાતિની અને આખિરતના હાલાત જોવાની કોશિશ કરી, તે પણ સમય બરબાદ કરવા બરાબર છે. એટલો સમય તસ્બીહ, દુરૂદ શરીફ, અને ઈસ્તિગ્ફાર કરતા તો સવાબ મળતો.

સપના વિશે રસૂલુલ્લાહ (સલ.)નો ઈર્શાદ છે કે સપના ત્રણ પ્રકારના હોય છે :

**(૧) ઈન્સાની વિચારો :** એટલે રાત દિવસ જે વિચારે છે, તે બધા વિચારો રાત્રે સપનામાં જુએ છે.

**(૨) શયતાની વિચારો :** શયતાન જો કે માનવીનો હંમેશાથી દુશ્મન છે માટે તે ઈન્સાનને ડરાવે છે, મારે છે, ભય બતાવે છે, તેનાથી સુતેલો વ્યકિત ચીખીને , બુમો પાડીને ઊભો થાય છે. આ પણ શયતાન તરફથી હોય છે, પરંતુ તેમાં ઈન્સાન રમત ગમત અને નાચગાનના ચિત્રો જુએ છે.

**(૩) ખુશખબરીઓ :** આ સપના વિશે અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું : કે નુબુવ્વતનો ૪૧ મો ભાગ છે. બીજી જગ્યાએ ફરમાવ્યું કે સપનું અલ્લાહ તરફથી મુસલમાનો માટે ખુશખબરી છે. ભવિષ્યમાં આવનારા કેટલાક સારા કાર્યો વિશે અલ્લાહ તઆલા તરફથી નેક, સારા, પરહેજગાર વ્યકિતને સપના દ્વારા આ ખુશખબરી આપવામાં આવે છે. (બુખારી : ૨ / ૧૦૩૯) વર્ણન કરેલ સપનું અહમદ રઝાખાન માટે પણ હોઈ શકે છે. કારણ કે તેમણે જે અકાઈદ અને મસાઈલ બતાવ્યા છે તે કુર્આન અને હદીસની વિરુદ્ધ છે, એટલા માટે બતાવેલા મસાઈલની શરીઅતમાં કોઈ અસલ નથી અને જનાઝાને ઉઠાવનારા બધા ગેર મુસ્લિમ (હિંદુ) હતા. હકીકતમાં તેમણે જે વાતો બતાવી છે તે ઈમાનથી દૂર કરનારી છે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) સપનામાં કોઈ બુઝુર્ગને જોવા

**સવાલ (૪૩૪) :** મને એક સપનાની તાબીર જોઈએ છે, સપનું એ છે કે લગભગ પાંચ – છ મહીના પહેલા એક સપનું આવ્યું હતું કે હું મારી કોલ્ડડ્રીકની દુકાન પર બેઠો છું , એટલામાં હું જોઉં છું કે એક બુઝુર્ગ લાંબી દાઢીવાળા મારી દુકાનમાંથી પાણી ભરી રહયા છે. અને દુકાનની સામે ફઝલે કરીમભાઈ બેઠા છે. જે અમદાવાદ

કાલુપુરમાં રહે છે. તબ્લીગી ઈજતિમામાં બયાનો પણ કરે છે. તેમણે મને સપનામાં કહયું કે જે વ્યકિત તારી દુકાનમાં પાણી ભરે છે, તે શેખ ઝકરિય્યા (રહ.) છે. તને શરમ નથી આવતી કે તેઓ તારી દુકાનમાં પાણી ભરે છે તો હું સપનામાં જ શરમિંદા થઈ ગયો. મહેરબાની કરીને આપ આ સપનાની તાબીર આપશો. (સપનું શેખ ઝકરિયય્યા (રહ.)ની જિંદગીમાં આવ્યું હતું.)

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બુઝુર્ગોની ઝિયારત, બુઝુર્ગોનું દુકાન પર આવવું, ઘરે આવવું, પાણી ભરવું, તેનો મતલબ તેમની દુઆઓ અને બરકતો આપની સાથે છે. (તા'બીરનામા : ૨૦) ફઝલે કરીમ ભાઈ (રહ.) આપને સમજાવી રહયા છે કે આપ બુઝુર્ગો તરફ મુતવજ્જેહ રહો, અને આપે હિમ્મત કરીને જમાતમાં વખત લગાવવો જોઈએ. તબ્લીગી જમાતની કદર કરવી જોઈએ. હઝરત શૈખુલ હદીસ મવલાના ઝકરિય્યા (રહ.) ફરમાતા હતા કે આધુનિક યુગમાં અલ્લાહની ખાસ રહેમત તબ્લીગી જમાત સાથે છે, માટે તેની કદર કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) સપનામાં કુર્આન જોવું

**સવાલ (૪૩૫) :** એક દિવસ હું બપોરે સુઈ રહયો હતો, કે સપનામાં જોયું કે એક ગેર મુસ્લિમે કુર્આન શરીફ પર બેસીને ગુસલ કર્યુ, જયારે તે વ્યકિત ગુસલ કરીને બહાર આવ્યો તો મેં તેને પૂછયું કે તું કયાંથી આવે છે ? તો તે વ્યકિતએ જવાબ આપ્યો કે ગુસલ કરીને આવી રહયો છું, પછી મેં તેને પૂછયું કે તારા હાથમાં શું છે ? તો તેણે જવાબ આપ્યો કે આપ લોકોનું કુર્આન શરીફ છે, અને મેં તેના ઉપર બેસીને ગુસલ કર્યુ છે, આ સાંભળીને મેં તરત જ તેના હાથમાંથી કુર્આન શરીફ લઈ લીધું. કુર્આન શરીફમાંથી કંઈક અવાજ આવી તો મેં તેને કહયું કે મારો ધર્મ સાચો છે. ત્યાર પછી મારી આંખ ખુલી ગઈ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાફિર અને ગેર મુસ્લિમોનું કામ દીનને બદનામ કરવાનું છે, એટલા માટે આપે કુર્આન શરીફ પર બેસીને ગુસલ કરતા જોયા, અલ્લાહ તઆલાએ આપને સત્ય વાત કહેવાની તૌફીક આપી. ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા આપનાથી દીનની ખિદમત લેશે. (ઈન્શાઅલ્લાહ) અલ્લાહ તઆલા આપને મુબારક ફરમાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શું વાલિદૈનના મૃત્યુ પછી સપનામાં આવવું કોઈ શરઈ કારણથી છે ?

**સવાલ (૪૩૬) :** વાલિદૈન મૃત્યુ પછી સપનામાં આવે છે, તો શું તે સપના દિવસે આપણા વિચારમાં આવેલા ખ્યાલોને કારણે આવે છે અથવા તેમનું કોઈ શરઈ કારણ હોય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાલિદૈન મૃત્યુ પછી સપનામાં આવે છે. કારણ કે દરેકને પોતાના માતા - પિતા સાથે દિલી મુહબ્બત હોય છે. એટલા માટે કોઈ અન્ય કારણ શોધવામાં પોતાનો વખત બરબાદ કરવા બરાબર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



# મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ, કોસંબા, જી. સુરત

**બ-યાદગાર હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.)**

સ્થાપના ૧૪૩૫ હિ.સ. મુતાબિક : ૨૦૧૫ ઈસ્વી

રજીસ્ટ્રેશન નંબર : E / 3409 / BHARUCH

**સરપરસ્ત :** હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત સાહેબ (દા.બ.)

ફકીહે ગુજરાત હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) ના નેક સુપુત્ર અને કોમ તેમજ માનવતાના હમદર્દ, હિતેચ્છુ હઝરત હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત (મ.ઝિ.) (ખાદિમ મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા અને વ્યવસ્થાપક કમિટી સભ્યઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી) ના પ્રયત્નોથી જાન્યુઆરી ઈ.સ. ૨૦૧૫માં એક કલ્યાણકારી અને ખૈરાતી સંસ્થા "મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ"ની સ્થાપના થઈ તેની સેવાઓ નીચે પ્રમાણે છે.

## મકાતિબ વિભાગ :

અલ્હમ્દુલિલ્લાહ ! આ સંસ્થાની દેખરેખ હેઠળ છ મકાતિબ કામ કરી રહયા છે. તેમાં ૫૦૦થી વધારે તલબા અને તાલિબાત તાલીમ લઈ રહયા છે. હિફઝની ચાર અને દરજએ નાજિરહની, વિવિધ સમયની અલગ અલગ કલાસો ચાલે છે. ૧૬ આલિમો અને ૩ આલિમાઓ ખિદમત આપી રહયા છે.

નોંધ : મકાતિબ માટે ટ્રસ્ટ પાસે પોતાની ઈમારત નથી, એટલે ભાડુ, વિજળી બિલ, અસાતિઝાના પગાર વગેરેનો ખર્ચ વધુ થાય છે. માત્ર મકાતિબના વહીવટમાં વાર્ષિક પંદર લાખથી વધુ ખર્ચ થાય છે. આટલી મોટી રકમની વ્યવસ્થા કરવી ખરેખર ખૂબ જ મુશ્કિલ છે. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે લુલાત અને મુલ્લા ફેમેલીને કે તેઓ દર મહિને અસાતિઝહના પગારનો ઈન્તિઝામ કરી મકાતિબ વિભાગમાં સંપૂર્ણ સાથ સહકાર આપે છે. અલ્લાહ તઆલા બન્નેવ જહાંમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન.

## મદારિસને સહાય :

બીજા રાજયોના પછાત વિસ્તારોમાં ચાલતા વિવિધ મદ્રસાઓના બાંધકામની જરૂરત અને ત્વરિત ઉત્પન્ન થતા તકાદાઓની પૂર્ણતા માટે મોટી રકમની જરૂર પડે છે. તેના માટે ટ્રસ્ટના સરપરસ્ત હાફિઝ અસ્જદ સાહેબ સતત પ્રયત્નો કરે છે અને ઈમ્દાદ પહોંચાડતા રહે છે.

### બોરિંગની વ્યવસ્થા :

વેરાન–ઉજ્જડ વિસ્તારોમાં બોરિંગ અને પાણીનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે છે. રાજસ્થાન, યુ.પી., આસામ અને બંગાળના વિવિધ વિસ્તારોએ તેનાથી લાભ ઉઠાવ્યો છે.

### કુર્બાનીની વ્યવસ્થા :

આ સંસ્થા દ્વારા આસામ, બિહાર અને ગુજરાતના પછાત અને અંતરિયાર ગામોમાં મુસ્લિમોને બકરી ઈદનો એહસાસ કરાવવા દર વર્ષે કુર્બાનીનો બંદોબસ્ત કરવામાં આવે છે અને જરૂરતમંદો સુધી ગોશ્ત પહોંચાડવામાં આવે છે.

### ઉલમાએ કિરામ, ઈમામ સાહેબો અને મુઅઝ્ઝિનોની ખિદમત :

આપણે બધા જાણીએ છીએ કે મસ્જિદના ઈમામો અને મદ્રસાના મુદર્રિસોનો પગાર ખૂબ જ ઓછો હોય છે. એટલા માટે વિવિધ મદ્રસા અને મસ્જિદોના ઈમામોને અને મુઅઝ્ઝિનોને ટ્રસ્ટ ખાનગીમાં એક નક્કી કરેલ રકમ દર મહિને આપે છે.

### સ્કોલરશિપ :

મદારિસના તલબા અને તાલિબાત માટે વ્યકિતદીઠ પાંચ હજાર રૂપિયા પ્રમાણે સ્કોલરશિપ આપવામાં આવે છે. હમણાં સુધી તેનાથી અનેક તલબા અને તાલિબાતે ફાયદો ઉઠાવ્યો છે.

### પ્રકાશન વિભાગ :

આ સંસ્થાનો એક અગત્યનો વિભાગ છે, જે 'મુફતી બેમાત એકેડેમી'ના નામથી પ્રખ્યાત છે, તેના તાબા હેઠળ મુફતી અહમદ બેમાત(રહ.)ના વિવિધ સંપાદનો પ્રકાશિત થઈ ચુકયા છે. અને તેનાથી અવામ અને ખવાસે ફાયદો ઉઠાવ્યો છે.

### સિવણ કલાસ :

આ ટ્રસ્ટના તાબા હેઠળ સિવણ કલાસ પણ ચાલે છે. તેમાં સોળ મશીનો છે. અનેક મોટી ઉંમરની સ્ત્રીઓ અને છોકરીઓ તેનાથી ફાયદો ઉઠાવી પગભર થઈ ચુકી છે.

આ ટ્રસ્ટના પ્રોગ્રામ અને ઈરાદા ઘણાં છે. ટુંકી મુદતમાં અમે જે કંઈ કર્યુ છે તે ઘણું ઓછું છે. દુઆ કરો કે અલ્લાહ તઆલા આ સંસ્થાની બધી જરૂરતોને ગૈબથી પુરી ફરમાવે અને તેમાં પ્રયત્નો કરનારાઓની ખાસ મદદ ફરમાવે. આમીન !

**મવલાના ખલીલ અહમદ લુલાત નદવી (દા.બ.)**

પ્રમુખ : મદની એજ્યુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ મો.નં. : ૦૯૪૦૮૭૪૬૬૬૪)

Email : khalilahmedlulat@gmail.com

# દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલીની ૨૯ વર્ષની ખિદમાત પર એક નજર

૧) મદ્રસાની સ્થાપના : ઈ.સ. ૧૯૯૦

૨) પ્રથમ સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ અસ્અદ મદની (રહ.)

૩) હાલના સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ મહમૂદ મદની દા.બ.

૪) સ્થાપક તથા પ્રથમ મોહતમીમ : હઝરત મૌલાના મુફતી અહમદ બેમાત

કાર્યાલય મુદત : ૧૯૯૦ થી ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪

૫) બીજા મોહતમીમ : હઝરત મૌલાના અમજદ મુફતી અહમદ બેમાત (રહ.)

કાર્યાલય મુદ્દત : ૧૫ ફેબ્રુઆરી ૨૦૦૪ થી ૧ જાન્યુઆરી ૨૦૧૬

૬) હાલ મોહતમીમ : મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત સા.

૭) તાલીમી વિભાગ : આલિમ કલાસ, ઈફતા કલાસ, અરબીક અદબ, કારી ક

હાફિઝ કલાસ, નાઝિરહ કલાસ, અંગ્રેજી કલાસ, સિવણ અને કોમ્પ્યુટર કલાસ.

૮) ૨૯ વર્ષની કારકિર્દી :

| મુફતી થયેલ ઉલમા | ૬૨ | અદીબ થયેલ ઉલમા | ૦૬ |
|---|---|---|---|
| આલિમ થયેલ તલબા | ૧૫૩ | હાફિઝ થયેલ તલબા | ૬૩૦ |
| કારી થયેલ તલબા | ૭૬ | ટેલર થયેલ તલબા | ૨૬ |
| ૯) ચાલુ વર્ષ ૨૦૧૯ – ૨૦ ની કારકિર્દી : | | | |
| આલિમ થયેલ તલબા | ૧૪ | હાફિઝ થયેલ તલબા | ૧૭ |
| કારી થયેલ તલબા | ૦૭ | ટેલર થયેલ તલબા | ૧૨ |

૧૦) ખિદમત આપનાર ઉસ્તાદોની કુલ સંખ્યા : ૩૪

અન્ય સ્ટાફ : ૧૪ કુલ સ્ટાફ : ૪૮

૧૧) મદ્રસાનો વાર્ષિક ખર્ચ : ૧,૦૦, ૩૨,૨૫૦. ૦૬/ –

મદદ તથા પત્ર વ્યવહાર માટેનું સરનામું

દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત

મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત